જૂનાગઢના બાબી રાજવંશનો ઈતિહાસ એક અભ્યાસ, (ઈ.સ. ૧૮૮૨ થી ઈ.સ.૧૯૪૮)

(સમકાલીન પદ્યસાહિત્યના વિશેષ સંદર્ભમાં)

# A Study of the History of Babi Dynasty of Junagadh, 1882 to 1948 A.D.

## (With Special Reference to the Contemporary Poetic Literature)

The Thesis to be
submitted for the Degree
of
Doctor of Philosophy in History
to the Saurashtra University
Rajkot.


**Guide**
**Dr. Kalpaben A. Manek**
**(M.A.,M.Phil,Ph.D.)**
**Associate Professor**
**P. G. Depertment of History**
**Saurashtra University**
**Rajkot.**

**By**
**Dhadhal Dipendrabhai R.**
**(M.A.,B.Ed.)**
**Pay Center School**
**Sanosara.**


**October - 2010**

# પ્રમાણપત્ર

આથી પ્રમાણપત્ર આપવામાં આવે છે કે, શ્રી ધાધલ દિપેન્દ્રભાઈ આર. એ મારા માર્ગદર્શન અને સલાહ હેઠળ 'જૂનાગઢના બાબી રાજવંશનો ઈતિહાસ એક અભ્યાસ' (ઈ.સ. ૧૮૮૨ થી ઈ.સ. ૧૯૪૮) (સમકાલિન પદ્યસાહિત્યના વિશેષ સંદર્ભમાં) શીર્ષક હેઠળનો આ મહાનિબંધ ઈતિહાસ વિષયમાં પીએચ.ડી. ની પદવી માટે તૈયાર કર્યો છે.

આ મહાનિબંધ કે તેનો કોઈ અંશ પ્રકાશિત થયો નથી કે કોઈ પદવી માટે યુનિવર્સિટીમાં રજૂ થયો નથી.

ક્ષેત્રીય માહિતી તેમજ અનુભવજન્ય માહિતી આધારિત આ મૌલિક સંશોધન પ્રથમવાર જ આ યુનિવર્સિટીમાં ઈતિહાસ વિષયમાં પીએચ.ડી.ની પદવી માટે રજૂ કરવામાં આવે છે.

તા.

રાજકોટ

પ્રા. ડૉ. કલ્પાબેન એ. માણેક

એસોસિએટ પ્રોફેસર

ઈતિહાસ અનુસ્નાતક ભવન

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી

રાજકોટ.

# જાહેરનામું

આથી હું જાહેર કરૂં છું કે આ મહાનિબંધમાં રજૂ કરેલું કામ મૂળભૂત છે અને કોઈપણ યુનિવર્સિટી કે સંસ્થામાં અગાઉ કોઈ પદવી માટે રજૂ કરવામાં આવેલ નથી. હું ફરી જાહેર કરૂં છું કે આ મહાનિબંધમાં જાહેર કરેલા પરિણામ અભ્યાસપૂર્ણ, સંશોધન અને મૌલિક વિચારધારાના આધારે છે, જેને મેં નિષ્ઠાપૂર્વક મારા સંશોધનના વિષય 'જૂનાગઢના બાબી રાજવંશનો ઈતિહાસ એક અભ્યાસ' (ઇ.સ. ૧૮૮૨ થી ઇ.સ. ૧૯૪૮) માં મૂકેલ છે.

ધાધલ દિપેન્દ્રભાઈ આર.

# નિવેદન

ઇતિહાસના અભ્યાસ પ્રત્યેનો દૃષ્ટિકોણ વીસમી સદીના આરંભથી બદલાયો છે અને તેથી ઇતિહાસના અભ્યાસમાં હવે કેન્દ્રમાં માનવ રહ્યો છે. આથી માનવ જીવન સાથે સંકળાયેલી દરેક બાબતોના ઐતિહાસિક અભ્યાસો અને સંશોધન થવા લાગ્યા છે. આથી જૂનાગઢ રાજ્ય ઉપર એક નવા જ દૃષ્ટિકોણથી પદ્યાત્મક સાહિત્યનો અભ્યાસ કરી તેનું સંશોધન કરીને આ સંશોધનમાં જૂનાગઢના બાબી રાજ્યના થોડાક પ્રસંગો અને ઘટનાઓ જેવી કે સુન્નતશાદી, મંગની (સગાઇ), શાદી, રાજ્યાભિષેક, ચાંદ પ્રાપ્તિ, બાબી શાસકોના મરણના રિવાજો, નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યની સિલ્વર જ્યુબિલી, આરઝી હકૂમત વગેરે મુદ્દાઓનો કુલ ૭ પ્રકરણોમાં પ્રથમ કક્ષાના સાધનોને આધારે તેનો સંશોધનાત્મક અભ્યાસ કરવામાં આવ્યો છે તેને લગતા ગીતો જે તે સમયે રચાયેલા હતા, તે શોધી કાઢીને તેમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ આલેખી તેની સમજૂતી આપીને એનો ભાવ દર્શાવી અને તેમાંથી પ્રગટ થતાં ઇતિહાસનું પરીક્ષણ કરવાનો એક સફળ પ્રયત્ન કર્યાનો આનંદ છે. આ સંશોધન કાર્ય દરમિયાન જૂનાગઢના બાબી રાજ્યને લગતા ૪૦૦ જેટલા જુદા જુદા ગીતો મળ્યા અને તેને તપાસી તેમાંથી અતિશયોક્તિ બાદ કરી તેને તટસ્થ રીતે મૂલવી અને તેની વિશ્વસનીયતા ચકાસીને અહીં સમાવાયા છે તેને આધારે બાબી રાજ્યના કેટલાક મહત્ત્વના સામાજિક પ્રસંગો અને ઘટનાઓને અહીં તટસ્થપણે આલેખીને તેનો ઇતિહાસ જે તે સમકાલીન પ્રાથમિક સાધનોને આધારે વિસ્તૃત રીતે આલેખવામાં આવ્યો છે.

વળી આ અભ્યાસનો હેતુ એ પણ રહેલ છે કે આજના યુગમાં કોઇ કવિ કે સાહિત્યકાર હવે આ પ્રકારના ગીતો કે પચ્ચીસી કે બાવની બહુ રચતા નથી. તેથી અમાંથી આજના કવિઓ સાહિત્યકારોને પ્રેરણા આપવા અને જૂની પરંપરાને ફરી પુનઃ જીવિત કરવામાં પણ આ સંશોધનને અંતે પ્રાપ્ત થયેલા ગીતો સહાયભૂત અને દિશાસૂચક બનશે એવી મારી શ્રદ્ધા છે.

સામાન્ય રીતે પરદેશી લોકો માનતા કે ભારતીય લોકોમાં ઇતિહાસ લખવાની દૃષ્ટિ નથી કે ઇતિહાસને આલેખી શક્યા નથી. જો કે આનો જવાબ આપણા વિદ્વાનોએ આપી દીધો છે પણ છતાં આ સંશોધનને અંતે પ્રાપ્ત થયેલા આપણા ભણેલા નહીં પરંતુ ગણેલા લોકકવિઓએ આ પ્રકારના ઇતિહાસ સભર જે ગીતો રચેલા તે જોઇને એ બાબતને બળ મળે છે કે ભારતીય લોકોમાં ઇતિહાસ અને સંસ્કૃતિ જાળવવાની વૃત્તિ તો છેક પ્રાચીનકાળથી આજ સુધી રહી છે, તેના પ્રમાણરૂપ અહીં મળેલા ગીતો ગણાવી શકાય. આથી એક નવા જ વિષય ઉપર આજની પેઢી અને કવિઓને ઉપયોગી એવા વિષય ઉપર સંશોધન કર્યાનો આનંદ છે.

જૂનાગઢની બહાઉદ્દીન કોલેજના અભ્યાસકાળ દરમિયાન જૂનાગઢ રાજ્યના દફતરના પ્રદર્શનો જોયા પછી અને મારા નાનીમાએ સંભળાવેલા ગીતો અને અંગત રીતે બાળપણથી જ ગીતો અને રાસડાઓ પ્રત્યેનાં રસને કારણે આ સંશોધન કરવાની તમન્ના જાગી અને જૂનાગઢના બાબી રાજ્ય અંગેના થોડાક મુદ્દા અને ગીતો પ્રો. ડૉ. કલ્પાબેન માણેક પાસે રજૂ કરતા તેઓએ મારા માર્ગદર્શક બનવાનું તરત સ્વીકારી મને ઉપકૃત કર્યો તેથી સૌપ્રથમ મારા માનનીય માર્ગદર્શક ડૉ. કલ્પાબેનને વંદન કરી આગળ વધ્યો.

વળી જૂનાગઢ રાજ્ય ઉપર આવા મુદ્દાઓ અને ગીતો ઉપર આજ સુધી ઊંડાણપૂર્વક તલસ્પર્શી સંશોધન થયું નહોતું તે કમી ટાળવાનો અને મારા આંતરિક રસને આ તરફ વાળીને પોષવાનો અહીં પ્રયત્ન કરી આજે આ સંશોધનને પૂર્ણ કર્યાનો આનંદ છે.

આ મહાનિબંધમાં કુલ ૭ પ્રકરણો રાખવામાં આવ્યા છે જેના પ્રથમ પ્રકરણમાં બાબીવંશની સ્થાપના અને તેનો સંક્ષિપ્ત ઇતિહાસ આગળના પ્રકરણોને સમજવા માટે મૂકવામાં આવેલ છે. બીજા પ્રકરણમાં જૂનાગઢ રાજ્યનો ટૂંક પરિચય છેક પ્રાચીનકાળથી જૂનાગઢ રાજ્યમાં નવ સત્તાઓનો પરિચય અપાયો છે. ત્રીજા પ્રકરણમાં સમકાલીન પદ્ય સાહિત્યમાંથી પ્રતિબિંબિત થતાં સામાજિક ઇતિહાસમાં જૂનાગઢના નવાબોને ત્યાં ઉજવાયેલા સુન્નત શાદી, મંગની, શાદી વગેરે પ્રસંગોને ગીત સાથે આલેખ્યા છે. ચોથા પ્રકરણમાં સમકાલીન પદ્યસાહિત્યમાંથી પ્રાપ્ત થતો બાબી રાજવીઓનો રાજકીય ઇતિહાસ આલેખ્યો છે તેમાં રાજ્યારોહણ, નવાબોને મળેલ વિવિધ પ્રકારના ચાંદ, ઇલ્કાબો તથા રાજ્યની સિલ્વર જ્યુબિલીનો ઇતિહાસ આલેખ્યો છે. પાંચમાં પ્રકરણમાં બાબી રાજવીઓ અને રાજકુટુંબના અવસાન સમયે રચાયેલા વિરહ ગીતમાં નવાબ અને રાજકુટુંબના અવસાન સમયે લોકોમાંથી શોકરૂપે જે વિરહગીતો રચાયા તે મેળવી અને એ પ્રસંગોની વિધિનો ઇતિહાસ મૂલવાયો છે. છઠ્ઠા પ્રકરણમાં જૂનાગઢ રાજ્યના પાકિસ્તાન સાથેના જોડાણ સમયે રચાયેલ ગીતમાં આરઝી હકૂમતની રચના સમયે અને પછી જે જે ગીતો રચાયા તે મેળવી અને તે ઘટનાનો અભ્યાસ કરી ટૂંકાણમાં ઝીણવટથી તેનો ઇતિહાસ આલેખવામાં આવેલ છે. સાતમા પ્રકરણમાં આ સંશોધનને આધારે તારવેલ તારતમ્ય અને નવનીત મૂકવામાં આવ્યાં છે.

મારા સંશોધન કાર્યમાં મેં રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી, ગુજરાત રાજ્યના જૂનાગઢ અને રાજકોટના અભિલેખાગારમાં સચવાયેલા દસ્તાવેજો, ફાઇલો અને જૂનાગઢ રાજ્યના એડમીનીસ્ટ્રેટીવ રિપોર્ટ તથા દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢના અંકો, વિવિધ પુસ્તકો, અખબારો, સામયિકો, માસિકો, પીએચ.ડી.ના મહાનિબંધ વગેરે મળીને કુલ ૩૮૯ સંદર્ભોનો ઉપયોગ કરીને પ્રાપ્ત માહિતિને આધારભૂતતા અને વિશ્વસનીયતાની કસોટીએ ચડાવીને તેનું પૃથ્થકરણ અને વિવેચન કરી સંપૂર્ણપણે બારીકાઇથી આ વિષયને બને તેટલો તટસ્થ, આધારભૂત અને વિશ્વસનીય બનાવવાનો ઉપરોક્ત સાધનોને આધારે નમ્ર પ્રયત્ન કરેલો છે, તે આ મહાનિબંધની સંદર્ભસૂચિ દ્વારા પ્રગટ થાય તેમ છે.

જૂનાગઢમાં કરેલા અભ્યાસકાળ દરમિયાન જ જૂનાગઢમાં રસ પડેલો અને આ રસ અંતે આ સંશોધનના રૂપમાં પરિણમીને રહ્યો. પરંતુ આ સંશોધન તરફ વહેલી તકે અને ઉત્સાહપૂર્વક વાળનાર જૂનાગઢની ડૉ. સુભાષ મહિલા કોલેજના ઇતિહાસ વિભાગના અધ્યક્ષ શ્રી પ્રા. ડૉ. પ્રદ્યુમ્નભાઇ ખાચર સાહેબ હતા, જેમની હૂંફ અને મદદ તથા સહવાસ,બળથી આ કાર્ય હાથમાં લેવાની હિંમત થઇ છે તેને આ તકે યાદ કરી વંદન કરી સ્મરી ઋણાનુભાવ વ્યક્ત કરૂ છું.

પીએચ.ડી.ની નોંધણી બાદ મારા વિદ્વાન માર્ગદર્શક શ્રી પ્રા. **ડૉ. કલ્પાબેન એ. માણેક**ની વિષયસૂઝ અને વિદ્યાર્થી પાસેથી કામ લેવાની આવડત અને કળા ભળતાં મારું કાર્ય સુપેરે આગળ વધ્યુ અને જ્યાં જ્યાં સંશોધનને લગતી જે જે સમસ્યાઓ કે અગવડતાઓ પડી તેનું નિરાકરણ મારા માર્ગદર્શકશ્રીએ કરી આપેલ તેને ક્યારેય પણ વિસરી શકાય તેમ નથી. તથા તેમણે આપેલ પ્રેરણા, પ્રોત્સાહન અને માર્ગદર્શન માટે હૃદયપૂર્વક આભારી છું.

જ્યારે જ્યારે કોઇક વધુ ઊંડાણભરી સલાહની જરૂર પડી ત્યારે ઇતિહાસ અનુસ્નાતક ભવનના નિવૃત્ત પ્રાધ્યાપક અને અધ્યક્ષ ડૉ. એસ.વી. જાનીસાહેબે પણ મને અવાર નવાર પ્રેરણા આપી, અમૂલ્ય સૂચનો કરી દિશાદર્શક વાતો કરીને બળ પુરૂ પાડેલ છે, તેની પણ નોંધ લઇને તેમની ભાવવંદના કરૂં છું.

આ સિવાય ઇતિહાસ ભવનના અધ્યક્ષા પ્રા. ડૉ. પ્રફુલ્લાબેન રાવલ તથા પ્રા. ડૉ. પી. બી.

વલવાઇ, તથા સંશોધક ડૉ. ઝેનામાબ્બીબી એ. કાદરી તથા અનેક રૂબરૂ મુલાકાતીઓ તથા ચારણો, કવિઓના કુટુંબીજનોનો ઋણી બન્યો છું, તેનો ઋણભાવ આદર સાથે સ્વીકારું છું.

આ સિવાય રાષ્ટ્રીય અભિલેખાગાર નવી દિલ્હીના ડાયરેક્ટરશ્રી શ્રીમતી જયા રવિન્દ્રનો તથા જૂનાગઢના અભિલેખાગારના પૂર્વ અધિક્ષક શ્રી રાઠવા સાહેબ તથા વર્તમાન અધિક્ષક શ્રી શાહ સાહેબ અને સંશોધન મદદનીશ પી. બી. જાની તથા શ્રી ડામોરભાઇનો તથા દરબાર હોલ મ્યુઝિયમ, જૂનાગઢ મ્યુઝિયમ જૂનાગઢ વગેરેનો પણ આભારી થયો છું. આ મહાનિબંધને અનુરૂપ તસવીરો પૂરી પાડનાર શ્રી નૌતમભાઇ કે. દવે, શ્રી જાડેજાભાઇ, ડૉ. પ્રદ્યુમ્નભાઇ ખાચર બ્રિટિશ લાઇબ્રેરી વગેરેનો પણ હું ઋણી છું. આ સંશોધનમાં માર્ગદર્શકશ્રીની સૂચના હતી કે, દરેક ફાઇલો અને અખબારોનાં પૃષ્ઠ નંબર આપવા, પરંતુ કેટલાક દફ્તરોમાં કોઇ જગ્યાએ પૃષ્ઠ નંબરો ન હોવાથી તે આપી શકાયા નથી. તે બાબત મારા માર્ગદર્શકશ્રીએ સ્વીકારી આગળ વધવા જણાવેલું.

આ સિવાય મારા સંશોધનકાર્યનો પ્રારંભ કરાવનાર જૂનાગઢના પ્રા. ડૉ. ખાચર સાહેબ તથા સંશોધનકાર્યને વેગ આપવા બદલ મારા માર્ગદર્શક પ્રો. ડૉ. કલ્પાબેન માણેક, મારા પિતાશ્રી રામકુભાઇ ધાધલ તથા આ સંશોધન કાર્યમાં જે ગીતોનો અભ્યાસ કરાયો છે એવા ગીતો ગાવાના અને કંઠે યાદ રાખવાના શોખીન એવા મારા નાનીમા જનુબા વગેરેનો આભાર વ્યક્ત કરૂં છું. વિશેષમાં આ સંશોધન કાર્ય વખતે મને નાની મોટી તમામ જવાબદારીઓમાંથી મુક્ત રાખનાર મારા મોટાભાઇ શ્રી પુષ્પરાજભાઇનો આભાર. આ સંશોધન કાર્ય વખતે મારા વ્હાલા બાળકો ચિ.સત્યજીત અને આકાંક્ષા ક્યારે પણ બાધક બન્યા નથી અને તે પણ મા સરસ્વતીના ખોળામાં રમતા રહે અને ઇશ્વરકૃપાથી આગળ વધે એવી લાગણી સેવું છું, તથા સમગ્ર ઘરનો ભાર સંભાળનાર મારા માતુશ્રી હંસાબા તથા મારા ધર્મપત્નિ એવી પુષ્પાનો પણ દરેક તકે સાથ મળ્યો છે તેને સ્મરૂં છું. મહાનિબંધનું ચિવટતાપૂર્વક, ચોકસાઇથી ટાઇપકામ કરી આપનાર શ્રી એમ. કે. કાનાબારનો પણ આ તકે આભાર માનું છું.

મારા સાથી શિક્ષક મિત્રો તથા મારી C.R.C. ની રઝળપાટની નોકરીમાં પણ મને સંશોધન કાર્ય વખતે મદદરૂપ બનનાર સુરેન્દ્રનગર જીલ્લા શિક્ષક સંઘના પ્રમુખ શ્રી જીલુભાઇ એ. ધાધલ તથા કેળવણી નિરિક્ષક શ્રી સંદિપભાઇ શાહ સાહેબનો પણ આભારી છું.

અંતમાં આ સમગ્ર સંશોધનકાર્યમાં મને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાય કરનાર નામી કે અનામી તમામનો હું હૃદયપૂર્વક આભાર વ્યક્ત કરૂં છું.

મારું આ સંશોધન કાર્ય સૌરાષ્ટ્રના ઇતિહાસના અભ્યાસીઓ, વિદ્વાનો, લેખકો, કવિઓ, વિદ્યાર્થીઓને અવશ્ય ઉપયોગી નિવડશે અને સંશોધનોમાં એક નવી કેડી પાડનાર બની રહેશે એવી આશા.

**સણોસરા.** **ધાધલ દિપેન્દ્રભાઇ આર.**

# :: અનુક્રમણિકા ::

# પ્રકરણ - ૧
# બાબી વંશની સ્થાપના અને તેનો સંક્ષિપ્ત ઈતિહાસ

# પ્રકરણ - ૧
# બાબી વંશની સ્થાપના અને તેનો સંક્ષિપ્ત ઈતિહાસ

## ૧.૧ પ્રસ્તાવના:-

માનવજાતમાં જ ઈતિહાસનું મહત્ત્વ છે, પોતાના પૂર્વજો ક્યાંના હતા અને ક્યાંથી આવ્યા કે કેવા કેવા અનુભવો, દુઃખો વગેરે ભોગવ્યું હતું તે જાણવામાં માનવજાતને અનાદિકાળથી રસ રહ્યો છે અને રહેવાનો છે. માનવજાતના આ મૂળ રસને પોષવા અને પાંગરવાનું કામ ઈતિહાસકારો, ચારણો, બારોટો કરતા રહ્યાં છે. વળી જ્યારે જ્યારે કોઈપણ સંશોધક પોતાનું જે કોઇ વિષય ઉપર સંશોધન હાથ ધરે તેના મૂળમાં જવાનો કે જે તે વંશનો મૂળ પ્રમાણભૂત ઈતિહાસ તપાસવાનો ઉપક્રમ અવશ્ય સેવે છે. જેના આધાર ઉપર જ પછી આગળના સંશોધનને લોકો સમજી શકે છે અને જાણી શકે છે કે, આ વંશની ઉત્પત્તિ આ પ્રકારે આ સમયમાં થઇ હતી અને એ વંશના લોકોએ કેવા કેવા પરાક્રમો કર્યા હતા અને એ કઇ કઇ જગ્યાઓએ રહ્યા અને વસવાટ કર્યો ને ક્યાં કાયમીરૂપે સ્થાયી થયા તે જાણી શકાય છે.

આથી આ સંશોધનમાં પણ અહીં સૌપ્રથમ બાબીઓના ઈતિહાસનો પૂર્ણપણે પરિચય મેળવી તેના આધારે તેના મૂળ ઈતિહાસ અને ઉત્પત્તિની સાથે સાથે ગુજરાત, સૌરાષ્ટ્રમાં બાબીઓના રાજ્ય જૂનાગઢ ઉપરાંત માણાવદર, બાંટવા, સરદારગઢ વગેરે સ્થળે સ્થપાયા હતા તેનો ટૂંકો પરિચય મેળવીશુ જેથી આપણને અફઘાનિસ્તાનના આ બાબીઓ હુમાયુના કાળમાં ભારતમાં અને ગુજરાતમાં અને છેલ્લે સોરઠમાં આવીને કેટલી જગ્યાએ ફેલાયા અને પોતાના સ્વતંત્ર રાજ્યો ઉભા કર્યા અને પ્રજા ઉપર પોતાની એક ઉંડી છાપ, આદરભાવ ઉભા કર્યા હતા તેનો ખ્યાલ આવે છે તેને સમજ્યા અને જાણ્યા પછી જ તેનો ઈતિહાસ અને લોકોની બાબી શાસકો પ્રત્યેની લાગણી કેવી હતી અને પ્રજા અને શાસકો વચ્ચે કેવા સંબંધો રહ્યા હતા અને પોતાના શાસકના ગીત પ્રજામુખેથી રચાયા હતા, તે જાણી અને સમજી શકાશે.

## ૧.૨ બાબીઓની ઉત્પત્તિની પૂર્વભૂમિકા:-

બાબીઓનો મુળપુરૂષ કયશ ઇ.સ. ૬૬૧ આસપાસ અફઘાનિસ્તાનના ઘોશ પ્રાંતના પુશ્ત ગામમાં [૧] રહેતો હતો. તે મક્કા મોઅઝ્ઝમાની જીત પહેલા જનાબ રસુલે અક્કરની સેવામાં હાજર થઇ ઈસ્લામ પંથી બન્યા. આથી એ કયશનું નામ હઝરત ખાતેમુલ અંબીયા સ.અ. વસલ્મે મુસ્લિમ નામ અબ્દુર્રશીદ રાખ્યું તે સમગ્ર ગુજરાત સૌરાષ્ટ્રના બાબીઓના મૂળપુરૂષ ગણાય છે કે જેનાથી શરૂ કરીને જૂનાગઢના છેલ્લા નવાબ મહાબતખાનજી ત્રીજા સુધીમાં બાબીઓની કુલ ૨૨ પેઢીઓ છેલ્લી સંશોધિત વંશાવળી [૨] મુજબ થાય છે. પરંતુ અહીં એ સવાલ આવીને ઉભો રહે છે કે કુલ બાવીસ પેઢીમાં બારસો, તેરસો વરસ કેવી રીતે વિત્યા હોય, તે વિચારતા બાબીઓની આજ સુધીની વંશાવળીઓ અધુરી લાગે છે,માત્ર છેલ્લી વંશાવળી હુમાયુના કાળમાં બાબીઓ ભારતમાં આવ્યા ત્યાંથી પ્રમાણભૂત ગણી

---

૧. સર મહમદ હૈયાતખાન, **'હયાતે અફઘાની'** - પૃ. પ્રકાશન વર્ષ કે સ્થળ મળેલ નથી.

૨. કાદરી,(ડૉ.) ઝેનામાબીબી એ., **દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ એક ઐતિહાસિક અધ્યયન** 'પી.એચ.ડી.'નો (અપ્રગટ મહાનિબંધ) માર્ચ-૨૦૧૦ સૌ. યુનિ., રાજકોટ - પૃ. ૩૮૯.

શકાય, આ પહેલા કયસથી માંડીને ઓસ્માનખાન (૧૧મી પેઢી) સુધીમાં વચ્ચેના કેટલાક નામો ખુટતા જણાય છે.કારણ કે એ કયશ કે નવા નામવાળા અબ્દુર્રશીદનું મૃત્યુ ઇ.સ. ૬૬૧ [૩]માં (હીજરી સંવત ૪૧) ૮૭ વર્ષની વયે થયેલું બતાવવામાં આવે છે. તેથી પછી ૨૨ પેઢી જતા ઇ.સ. ૧૯૪૭નો સમય ક્યારેય ન આવી શકે, આ બાબતે જૂનાગઢ રાજ્ય ઉપર સંશોધન કરનારા ડૉ. એસ. વી. જાની[૪], ડૉ. એ. એમ. કિકાણી[૫], ડૉ. જે. પી. સોઢા[૬], ડૉ. વિશાલ જોશી[૭],કાદરી ઝેનામા બીબી[૮], અને ડૉ. શંભુપ્રસાદ દેસાઇ[૯], કોઇએ વધુ ચર્ચા કે તારણો પોતાના આલેખનમાં તારવ્યા નથી, એનો અર્થ એમ કરી શકાય કે તેથી વધારે આગળ બાબીઓની પૂર્ણ વંશાવળી માટે કોઇ આધારો મળતા નથી.

બાબીઓના એ મૂળપુરૂષ અબ્દુર્રશીદે મક્કા મોઆઝમાની જે લડાઇ હીજરી સંવત ૮માં થઇ હતી તેમાં ભાગ લઇ સારો એવો દેખાવ કર્યો હતો, આથી હઝરત પયગંબર સાહેબે તેમને આશીર્વાદ આપ્યા કે તારા વંશથી દીને ઇસ્લામની હંમેશા મજબૂતી વધશે. આ આશીર્વાદ જૂનાગઢ રાજ્યનાં છેલ્લા નવાબમહાબતખાન ત્રીજાએ હિંદુ પ્રજાની બહુમતીને અવગણીને જૂનાગઢ રાજ્યનું જોડાણ પાકિસ્તાન સાથે કર્યુ, તેમાં આ ભાવ અંદરખાનેથી જોવા મળતો દેખાય છે.

અબ્દુર્રશીદ ઘણો સમય મક્કામાં રહ્યા પછી પાછા પોતાના મૂળ વતન એવા અફઘાનિસ્તાનમાં આવી ગયા અને નવા જ ઉદ્દ્ભવેલા ઇસ્લામ ધર્મનો પ્રચાર કરવા લાગ્યા.

આ અબ્દુર્રશીદની સાથે મોટા ભાગના અફઘાનોની શાખાઓ જોડાયેલી છે અને તેથી તે બાબીઓની સાથે સાથે દરેક અફઘાનીઓના પણ મહાપુરૂષ ગણાય.

અબ્દુર્રશીદને મહમદ પયગંબરસાહેબે જે આશીર્વાદઆપેલા તેનાથી દરેક અફઘાનો અને આપણા બાબીઓ મહાન, હિંમતવાન, શૌર્યવાન અને ચુસ્ત મુસલમાન ગણાયા છે.

એક મત મુજબ બાબીઓ અને અફઘાનોના મૂળપુરૂષ એવા અબ્દુર્રશીદ મદીના મુન્વવરાહ જઇને ઇસ્લામમાં ભળ્યા હતા અને તેમણે સારાહબીન્તે હઝર ખાલીદ બીન (પુત્ર) વલીદ રહી અલ્લાહો

---

૩. શેખ,જી. એ. **'મહાબત આલ્બમ'** જૂનાગઢ, ઇ.સ. ૧૯૩૮ – પૃ. ૧.

૪. જાની, (ડૉ.) એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, રાજકોટ,પ્ર.આ.,ઇ.સ. ૨૦૧૦ પૃ.–૪૬ થી ૫૪.

૫. કિકાણી, (ડૉ.) એ. એમ. **'જૂનાગઢ રાજ્યનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'**,ઇ.સ. ૧૮૫૧ થી ઇ.સ.૧૯૨૦, સૌ. યુનિ., રાજકોટ, (અપ્રગટ મહાનિબંધ) ઇ.સ. ૧૯૯૦, પૃ. ૨૩ થી ૩૦.

૬. સોઢા, (ડૉ.) જે. પી., **'નવાબ મહાબતખાનજી ત્રીજાના સમયનું રાજ્ય ઇતિહાસ અને સંસ્કૃતિ'**, ઇ.સ. ૧૯૨૦ થી ઇ.સ. ૧૯૪૭, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, (અપ્રગટ મહાનિબંધ) ઇ.સ. ૧૯૮૮, પૃ. ૧૦ થી ૨૨ .

૭. જોશી, (ડૉ.) વિશાલ, **'જૂનાગઢ રાજ્યનાં વિકાસમાં તેના દીવાનોનું પ્રદાન'** ઇ.સ. ૧૮૫૧ થી ઇ.સ. ૧૯૪૭, સૌ. યુનિ., રાજકોટ, (અપ્રગટ મહાનિબંધ)ઇ.સ. ૨૦૦૭ – પૃ. ૧૯ થી ૨૬.

૮. કાદરી, (ડૉ.) ઝેનામાબીબી, **દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ એક ઐતિહાસિક અધ્યયન** (અપ્રગટ મહાનિબંધ)ઇ.સ. ૧૮૬૭ થી ઇ.સ. ૧૯૪૯, સૌ. યુનિ., રાજકોટ, માર્ચ–૨૦૧૦,પૃ.૨૧ થી ૩૨.

૯. દેશાઇ, શંભુપ્રસાદ, **'જૂનાગઢ અને ગિરનાર'**, જૂનાગઢ, દ્વિ. આ., ઇ.સ. ૧૯૯૦, પૃ.–૧૨૦.

તઆલા અન્હોની સાથે લગ્ન કર્યા હતા, જે સારાહબીન્તેની કુખેથી તેમને ત્યાં ત્રણ પુત્રો [૧૦] જન્મ્યા હતાં.

(૧) સીરાહબીન

(૨) ઇસ્માઇલ ઉર્ફે ગોરગસ્ત

(૩) બયટન

આ ત્રણેએ અફઘાનિસ્તાનમાં સત્તા જમાવી અને અફઘાનિસ્તાનના ઘણાં ખરા ભાગના માલિક થઇ બેઠા હતા, આ ત્રણેય ભાઇઓ તમામ અફઘાનીઓના મૂળપુરૂષ ગણાય છે.

અબ્દુર્રશીદના વંશજો ગોર પર્વતના પ્રદેશમાં વસ્યા અને સુલેમાન પર્વતના પ્રદેશમાં આબાદ થયા, આ કારણથી જ કદાચ અફઘાનો પોતાને સુલેમાની કહેવડાવે છે, સાથે સાથે વળી તે પોતાને હઝરત સલમાન અલાનબીયેના વ અલય હીસ્સલાતો વસ્સલામના એક મુસાહિબને પોતાનો મૂળપુરૂષ માને છે, પણ બાબીઓ આ માન્યતાને સ્વીકારતા નથી.

**૧.૩ અફઘાન કે પઠાણનો અર્થ :-**

બાબીઓ એ મૂળમાં અફઘાનો [૧૧] કે પઠાણ છે, તેથી આપણે તેનો અર્થ જોઇ લેવો જોઇએ. પઠાણ નામનો અર્થ મોટેભાગે ડુંગરી પ્રદેશના રહેનારા [૧૨] (High landers) એવો સીધોસાદો કરવામાં આવે છે. આ સિવાય પણ પઠાણ શબ્દ માટે નીચે મુજબના મંતવ્યો જોવા મળે છે.–

(૧) કેપ્ટન સર રીચર્ડ બસ્ટન પઠાણ શબ્દની વ્યુત્પત્તિ અરબી શબ્દ ફત્હાન વિજયી ઉપરથી આપે છે.

(૨) ફરીશ્તા જણાવે છે કે પઠાણ શબ્દની મૂળ ઉત્પત્તિ ચોક્કસ નથી તો પણ, એમ કહેવાય છે કે ભારતમાં આવનાર પહેલા અફઘાનો પટણામાં વસ્યા હતા, તેથી તેના વસવાટના સ્થળ ઉપરથી તેને હિંદવાસીઓ પઠાણ કહેવા લાગ્યાં.

(૩) યુદ્ધના પ્રસંગમાં આ કોમ શોર ફુગા [૧૩] એટલે કોલાહલ કરતી હોવાથી તેને અફઘાન કહેવામાં આવે છે તેઓ એકમત છે.

(૪) ચોથા મત મુજબ એવો અર્થ કરવામાં આવે છે કે તેઓ પશ્ચિમ તરફથી સિંધ સાગરમાં આવ્યા ત્યારે ત્યાંનાં જુના મૂળ નિવાસીઓને બેદખલ કરતા, તેથી તે અફઘાનોને 'પટહન–આન' એટલે કે બેદખલ કરનાર કહેવા લાગ્યાં. તે શબ્દ પછી સમય જતાં અપભ્રંશ થઇ પઠાન કે પઠાણ શબ્દ રૂઢ થઇ ગયો.

---

૧૦. Rajyagor (Dr.) S. B. (Editor), **'Junagadh District Gazetteer'**, Ahmedabad, 1975 A.D. Page - 150.

૧૧. કરીમ મહમદ માસ્તર **'ગુજરાતના મુસલમાનો'** જૂનાગઢ, પ્ર.આ. ઇ.સ. ૧૯૩૮–પૃ. ૨૮.

૧૨. બોમ્બેવાલા મોહયુદીન (સંપાદક) **'ઉર્દૂ ગુજરાતી શબ્દકોશ'** ગાંધીનગર સંવર્ધિત આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૮ – પૃ. ૮૩૮.

૧૩. દેશાઇ,શંભુપ્રસાદ (અનુવાદ) **'તારીખે સોરઠ-વ હાલાર'** જૂનાગઢ, દ્વિતીય આવૃત્તિ ઇ.સ. ૨૦૦૩ – પૃ. ૭૮.

(૫) અબ્દુર્રશીદના પુત્ર બયટનના વંશજોમાંથી લોદી કોમ હિંદમાં આવતાં હિંદવાસીઓ બયટન કે બૈટન નામને અશુદ્ધ કે અપભ્રંશ કરી પઠાણ બોલવા લાગ્યા તે રીતે પઠાણ શબ્દ આવ્યો.

(૬) એક મંતવ્ય મુજબ પઠાણ એ વિસ્તારના એક ભાગનું નામ છે, અને તે વિસ્તારમાં રહેનારા અને ત્યાનાં વતની હોવાથી તે સ્થળના આધારે સ્થળનામ મુજબ ત્યાંની કોમ એ પઠાણ કહેવાતી હતી.

(૭) કોઇ તેને ભારતમાં પેઠના એટલે કે દાખલ થવું એ ઉપરથી તે અફઘાનોને પઠાણ ગણાવેછે.

(૮) અફઘાન દંતકથા મુજબ પઠાણ શબ્દ તેઓના મહાન પૂર્વજ અબ્દુર્રશીદને ખુદ પેગમ્બર સાહેબે 'બતાન' અથવા 'પતાન' એટલે કે સુકાનનો ઇલ્કાબ આપ્યો હતો, તે ઉપરથી પઠાણ શબ્દ આવ્યો છે. [૧૪]

(૯) જો કે હાલમાં વિદ્વાનોમાં સર્વસંમત મત એવો જોવા મળે છે કે પઠાણ શબ્દ પુશ્તું અથવા પુખ્તુ બોલી બોલનારા પોતાને જે નામથી ઓળખાવે છે તે 'પસ્તાન' (બહુવચન 'પસ્તાનાહ') નું હિંદી રૂપાંતર નામ પઠાણ છે. [૧૫] 'પુશ્તુન પુશ્તુનનું રૂપાંતર છે અને પુશ્તુન શબ્દ પ્રાચીન ઇરાની'પર્શતી' અર્થાત ડુંગર ઉપરથી નીકળેલો છે.

વળી અફઘાન શબ્દ માટે એવુ જાણવા મળે છે કે, વરાહ મિહિર પહેલા (ઇ.સ. ૫૫૦) અફઘાન નામ કોઇ જગ્યાએ વપરાયેલુ જણાતું નથી, વરાહમિહિર બૃહત્‌સંહિતામાં એ પ્રજાને 'અવગાન' તરીકે વર્ણવે છે, તેમાંથી અફઘાન શબ્દ નીકળ્યો હોય.

જ્યારે પઠાણ શબ્દ ઉર્દુ ભાષાનો બતાવવામાં આવે છે અને તેનો અર્થ પઠાણ અફઘાન, બહાદુર, લડાકુ મુસલમાનોની એક કોમ, પાકિસ્તાનના પશ્ચિમી પ્રદેશમાં રહેતા લોક એવો દર્શાવવામાં આવ્યો છે.[૧૬]

**૧.૪ બાબી અટકનો ઉદ્‌ભવ :-**

જ્યાંથી બાબીઓની આપણે વંશાવળીની શરૂઆત કરીએ છીએ, તે અબ્દુર્રશીદને ત્રણ પુત્રો હતા, તેમાં એક પુત્રનું નામ ઇસ્માઇલ ઉર્ફે ગોરગશ્ત હતું, તેના પુત્રનું નામ બાબી હતું, જે બાબી [૧૭] નામધારી વ્યક્તિ જ આગળ જતા બાબી અટકરૂપે આગળ ઓળખાયો અને તેમના પછી તેના વંશજો બાબી કહેવાવા લાગ્યા.

આમ બાબી પોતે જ બાબી ખાનદાનનો મૂળપુરૂષ ગણાય છે, તેમના પછીના વંશજો બાબીઝી કે બાબી ખૈલના નામે પણ ઓળખાતા અને તેમાંથી સમય જતા બાબી શબ્દ અટક તરીકે પ્રચલિત

---

૧૪. માસ્તર, કરીમ મહમદ **'મહાગુજરાતનાં મુસલમાનો'** ભાગ - ૧,૨, વડોદરા, પ્રથમ આવૃત્તિ, ઇ.સ. ૧૯૬૯, પૃ.-૪૯.

૧૫. એજન,પૃ.-૨૯.

૧૬. બોમ્બેવાલા મોહિયુદીન (સંપાદક) **'ઉર્દૂ ગુજરાતી શબ્દકોશ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૫૪૧.

૧૭. શેખ, જી. એ. **'મહાબત આલ્બમ'** , પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨.

બન્યો. આ બાબીઓ તેમની પ્રમાણિક્તા અને પરિશ્રમના હિસાબે ખૂબ જ સુખી અને ઉદાર દિલના [૧૮] બન્યા હતાં.

એક ઉલ્લેખ એવો પણ મળે છે કે બાબી વંશનો સ્થાપક સૈયદ મહંમદ ઉર્ફે સૈયદ 'બાબા'નામનો મૂળપુરૂષ થયો હતો[૧૯] અને તેનો પુત્ર સૈયદ બાબી થયો. આ સૈયદ બાબી 'કેશ અબ્દુલ રશીદ' જે અફઘાનિસ્તાનનો મોટો સરદાર હતો તેના દીકરા ગુરગશનનો દીકરો હતો. જે હઝરત અલીની ઓલાદથી ૨૨મી પેઢીએ ઉતરેલો પુરૂષ સૈયદ બાબી હતો કારણ કે મૂળપુરૂષ આદમથી હઝરતઅલી ૪૯માં અને સૈયદ બાબી ૭૧માં છે.

એટલે તે હઝરત અલીથી બાવીસમા ગણાય. આની આગળની વંશાવળી પણ પછી અલગ પડે છે.

પરંતુઅહીં રાજ્યની નિગરાની હેઠળ પ્રકાશિત થયેલા 'મહાબત આલ્બમ'ની વંશાવળીને પ્રમાણભૂત ગણીને ચાલ્યા છીએ. તેથી આ બાબતે ઉંડી ચર્ચા વધુ સાધનોના અભાવે કરી શકાતી નથી.

એટલું અહીં જણાય છે કે કદાચ નામમાં થોડા ફેરફાર થયા હોય, જેમ કે આ વંશાવળી મુજબ સૈયદબાબીના પ્રથમ પુત્ર મીરજા, તેનો પુત્ર હયાતખાં, તેનો પુત્ર ઓસ્માણખાન, તેનો પુત્ર ઇસ્માઇલખા, તેનો પુત્ર અબ્દુર રહીમખાં, તેનો પુત્ર આદીલખાં, અને તેનો પુત્ર ઓસ્માણખાન બતાવે છે. [૨૦]

જ્યારે મહાબત આલ્બમ મીરજાને મીર કહે છે, હયાતખાને યાહયા કહે છે, પછીથી એકાદ નામ બાદ થતાં વંશાવળી બરાબર જણાય છે.

### ૧.૫ બાબી - પઠાણોનો સ્વભાવ અને રહેણી કરણી :-

ભારતમાં આવેલા પઠાણો અને બાબીઓ બે પ્રકારના છે. (૧) જૂના (૨) નવા, જેમાં નવા આવેલાને વિલાયતી તરીકે ઓળખવામાં આવે છે. મૂળ પઠાણો અન્ય મુસ્લિમો સાથે લગ્ન વ્યવહારથી જોડાતા તેનું મૂળ શારીરિક સૌષ્ઠવ અને ચારિત્ર્યના લક્ષણોમાં ફેરફાર થયા હતાં.

નવા પઠાણો કે જેને વિલાયતી કહીએ છીએ, તે ઊંચા અને મોટા હાડકાંવાળા, પહોળી છાતીવાળા અને પ્રમાણસર અવયવોવાળા હતાં. તેમાંના કેટલાકે મૂળ અફઘાન ગૌરવર્ણ ગુમાવી દીધો હતો, જો કે રતુમડા રંગના હતા. ઘણાંખરાના નાક પોપટની ચાંચ જેવા, નીચેથી સહેજ વળેલ હોય છે, તેમની આંખો ભૂરી, ઝાંખી અથવા તપખીરિયા રંગની હોય છે. તેઓ શીખ કરતા ઓછા ચકોર હોય છે, અને જક્કી અને તામસી હોય છે. તેઓ ધર્મે સુન્ની છે પણ ધાર્મિક બાબતે અતિ ઝનૂની હોય છે,

---

૧૮. બાબીઓ ઉદાર દિલના હોવાના અનેક દાખલા મળે છે, અરે આઝાદી બાદ પણ કરાંચીમાં વસવાટ વખતે યુવરાજ દિલાવરખાનજીએ મૂળ જૂનાગઢનાં નિરંજન દેસાઇ મળેલા ત્યારે તેમને જૂનાગઢનાં વતની ગણીને પારકર પેન અને બીજીવાર તેમની દિકરીને સોનાની વીંટી ભેંટ આપી હતી. સદાવ્રતી, નરભેરામ **'સૌરાષ્ટ્રનો સૂર્યોદય'** રાજકોટ, પ્ર.આ., ઇ.સ. ૧૯૯૭, પૃ.-૬૨.

૧૯. સત્યવક્તા તા. ૩૦/૧/૧૮૯૨ (અખબાર) કોઇ ઉલ્લેખ મુજબ તેનું નામ બાબા હતું.

૨૦. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'**, જૂનાગઢ ઇ.સ. ૧૮૯૮, પૃ. - ૩૪.

પણ ધાર્મિક બાબતમાં અતિ ઝનૂનની વાત જૂનાગઢના નવાબોને જરાય લાગુ પડતી નથી. તે ધર્મ બાબતે ઉદાર અને સહિષ્ણુ રહ્યા છે. બાબીઓના મૂળપુરૂષ અબ્દુર્રશીદ પુશ્તમાં વસનારા હોવાથી આ અફઘાનો કે પઠાણોને પુશ્તુ કે મુખતુ કહે છે.

પઠાણો પુરૂષોના નામ પાછળ ખાન અને સ્ત્રીઓ તેના નામ પાછળ ખાતુન અથવા ખાતુ શબ્દ ઉમેરે છે. જૂનાગઢના દરેક નવાબના નામ પાછળ ખાન શબ્દ છે પણ તેમની બેગમો શાહજાદીઓના નામ પાછળ ખાતુન નથી પણ બખ્તે, બીબી, બુ અને હિંદુ અસર હેઠળ હિંદુ બેગમની પાછળ બાઇ શબ્દ લગાડતા જોવા મળે છે જેમ કે પુરણબાઇ, વસંતબાઇ, રાજકુંવરબાઇ, રાજનબાઇ, નનીબાઇ, કેસરબાઇ વગેરે...

**૧.૬ બાબીઓનું ભારતમાં આગમન :-**

બાબીઓ ભારતમાં આવ્યા એ પહેલાંનો તેમનો ઇતિહાસ એવો પ્રાપ્ય બને છે કે હીજાજબીન યુસુફ કે જેને બની ઉમૈયાએ બસરાનો હાકેમ બનાવ્યો હતો, તેના ભત્રીજા અને મહાન સિપેહસાલાર ઇમાહુદીન મોહંમદ બીન કાસીમે જ્યારે સિંધ ઉપર ચડાઇ કરી તે વખતે આ અફઘાનો પણ તેની સાથે હતાં, તેમણે મુલતાનમાં વસવાટ કર્યો હતો, તેની સલાહ અને મદદથી સુલેમાન પર્વતના પ્રદેશમાં રહેતા અફઘાનોએ સુલેમાન પર્વતની ઉત્તર દિશા તરફ કબજો જમાવ્યો, ત્યારબાદ પેશાવરની સરહદ ઉપર કબજો કરીને લાહોરના રાજાના સૈન્યને હરાવ્યું, આથી એ શાસકે તેના ભત્રીજાને ૨૦૦૦ હયદળ અને ૫૦૦૦ પાયદળ આપી તેની સામે મોકલ્યો. જ્યારે બીજી બાજુ ઘોર, કાબુલ અને બલ્ખના મુસલમાનો પણ પોતાના ઇસ્લામી અફઘાની ભાઇઓની મદદે આવી પહોંચ્યા, જમરૂદ અને પેશાવર વચ્ચે નાની નાની લડાઇઓ ચાલુ કરી. પરંતુ વર્ષાઋતુ બેસતા નદીના પુરના ભયથી લાહોરના રાજવીનું લશ્કર પાછુ વળ્યું. આખરે રાજાએ અફઘાનો સાથે સુલેહ કરી તેને સરહદની સંભાળ સોંપી. આ અફઘાનોએ પેશાવરના પહાડી પ્રદેશમાં એક કિલ્લો બંધાવ્યો અને તેને નામ આપ્યું ખૈબર.

અલપ્તગીનના જમાઇ અને સરદાર સબ્કતગીને પેશાવર અને મુલતાન પર એક પછી એક હુમલા શરૂ કર્યા એ વખતે તેમનો મુકાબલો કરવામાં લાચાર બની જવાથી લાહોરના રાજા જયપાળની એણે મદદ માંગી પણ તેણે મદદ આપી નહીં, પણ સામો હમીદખાન લોદીને સરહદનો બંદોબસ્ત રાખવા મોકલ્યો, પણ જ્યારે સબ્કતગીન બાદશાહ બન્યો, એ સમયે હમીદખાને તેની આણ કબુલ કરી, તે પછી જ્યારે લાહોરના રાજા જયપાળની હાર થઇ ત્યારે બાદશાહે હમીદખાનને દિલાસો આપી મુલતાન વગેરે તેની જે જાગીર હતી તે બહાલ રાખી.

આ બાબીઓ સુલતાન મહમદ ગઝનવી અને બીજા બાદશાહોના સૈન્યમાં હતા, તેઓએ સુલતાન શિહાબુદ્દીન ઘોરીના લશ્કરમાં રહીને યુદ્ધમાં બહાદુરી બતાવેલી. ત્યારબાદ શિહાબુદ્દીનના રાજીપાથી અફઘાનોએ સુલેમાન પર્વતના પહાડી પ્રદેશ છોડી સિંધુ નદીના પ્રદેશનો કબજો મેળવ્યો હતો, આ રીતે અફઘાનો ભારતથી પરિચિત થયા અને ભારતમાં તેમનું આગમન થયું.

આ પછી તો અફઘાનો વેપાર અને નોકરીઓ માટે ભારતમાં આવન જાવન કરતા રહેલા, ખાસ કરીને ફિરોઝ તઘલકના સમયમાં ઘણા અફઘાનો ભારતના લશ્કરમાં દાખલ થયા અને પોતાની બહાદુરી

અને વફાદારી સાબિત કરી હતી. બહલોલ લોદીએ તો ઇ.સ. ૧૪૫૦માં અફઘાનિસ્તાનમાં ફરમાન મોકલ્યું અને ભારતના લશ્કરમાં જોડાવા નિમંત્રણ આપ્યું, આથી ઢગલાબંધ અફઘાનો ભારત આવતા ભારતમાં ચારેબાજુ અફઘાનો દેખાવા માંડ્યાં. તે એટલે સુધી કે અફઘાનોનું કોઇ કુળ એવું ન રહ્યું કે જે ભારતમાં ન આવ્યું હોય ! એટલા બધા પ્રમાણમાં અફઘાનો ભારત આવ્યાં.

આમ શરૂઆતમાં જે અફઘાનો કે બાબીઓ આવ્યા તેનો વિશિષ્ટ ઇતિહાસ છે.

ભારત સાથેના અફઘાનોના ઉપરોક્ત સંબંધો અને ઓળખાણ, પિછાણ પછી તેઓની પ્રમાણિક્તા અને વફાદારીના ગુણગાન ગવાયા અને બાબીઓ ભારતમાં ઇ.સ. ૧૫૫૬માં હુમાયુના કાળમાં ભારતમાં પ્રવેશ્યાં. [૨૧]

બાબી ઇબ્ને ઇસ્માઇલને ચાર પુત્ર હતા જેમાના એકનું નામ મીર હતું. તેનો વંશજ આદિલખાન અને તેનો પુત્ર ઓસ્માણખાન[૨૨] ને હુમાયુની સાથે ઇરાનથી કંદહાર અને કંદહારથી ઇરાનના શાહતહમાસ્પે[૨૩] ભારત મોકલ્યા. આ રીતે અફઘાનો અને બાબીઓ ભારતથી પરિચિત થયા અને કેટલાક તો ભારતના જ વતની બનીને કાયમને માટે વસી ગયાં.

## ૧.૭ બાબીઓનું ગુજરાતમાં આગમન :-

હુમાયુની સાથે ભારતમાં આવેલ ઓસ્માનખાનનો પુત્ર બહાદુરખાન હતો, જેને ઇ.સ. ૧૬૩૬માં ગુજરાતમાં કડી અને થરાદ એમ બે મહાલો જાગીર પેટે મળ્યા હતાં.

ઇ.સ. ૧૫૭૩માં અકબરના હુકમથી ગુજરાતમાં ટોડરમલ જમાબંધી કરવા આવ્યો ત્યારે શિરોહીના જમીનદારે બહાદુરખાન બાબીને ૫૦ હજાર રૂપિયા અને ૧૦૦ અસરફીનું નજરાણું, પોશાક અને એક હાથી ઇનામ તરીકે આપ્યા હતાં. આ રીતે ગુજરાતમાં તેને જાગીર મળી એ વખતથી બાબીઓના મૂળ ગુજરાતમાં ઉંડા નંખાતા ગયા હતાં.

એ બહાદુરખાન બાબીને ૬ [૨૪] પુત્ર હતાં. (૧) પીરખાન, (૨) સલાબતખાન, (૩) શેરખાન, (૪) સાહબખાન, (૫) આદિલખાન, (૬) મહાબતખાન.

આમાંથી આદિલખાન અને શેરખાન એ બે ભાઇઓને જ ગુજરાત સાથે જોડાણ છે. એમાંથી પણ ખાસ કરીને શેરખાનને વધુ બાકી આદિલખાનના વંશજોની આગળ માહિતી મળતી નથી કે તે નિર્વંશ ગયો હશે ? જ્યારે ઇ.સ. ૧૬૬૪માં શિવાજીએ સૂરત લુંટેલું ત્યારે આદિલખાન તેને શિક્ષા કરવા ૨૦૦ સવારોની શાહી ફોજ લઇને આવ્યો હતો એવા ઉલ્લેખ માત્ર મળે છે.

## ૧.૮ બાબીઓએ ધારણ કરેલા ઇલ્કાબ અને ખિતાબ :-

બાબીઓની વંશાવળીના ૧૧ નંબરનાં ઓસ્માનખાનનો પુત્ર બહાદુરખાન શાહજહાંના દરબારમાં રહેતો હતો, જ્યારે શાહજહાંએ પોતાના ભાઇ પરવેઝ સાથે લડાઇ કરી એ સમયે બહાદુરખાને

૨૧. શેખ, જી.એ. **'મહાબત આલ્બમ'** , પૂર્વોક્ત ગ્રંથ, પૃ. - ૨.

૨૨. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ. - ૩૪.

૨૩. **બાબીઓના ઇતિહાસની હસ્તપ્રત**, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ - પૃ. - ૧.

૨૪. **બાબીઓની સંપૂર્ણ વંશાવળી**, જૂઓ પરિશિષ્ટ નં. - ૧.

પોતાના ઉપર જ બધા ઘા ઝીલી લીધા અને શરીર ઉપર સાત ઘા ખમ્યા અને જીત મેળવી. પોતાના શાહની બેગમને દુશ્મનના હાથમાં જતી બચાવતા શાહજહાંએ ખુશ થઇ [૨૫] તેને 'શેર'નો ખિતાબ અને ગુજરાતમાં કડી અને થરાદની જાગીર આપી હતી એવા ઉલ્લેખો છે.

આ સિવાય આ બહાદુરખાનને શાહજહાંએ હજારી અને પછી બે હજારી મનસબના માન ભરેલા ઇલ્કાબો આપ્યા હતાં.

બાબીની વંશાવળીના નં. ૧૩ના શેરખાનને પણ સાત હજારી મનસબનો માનભરેલો મરતબો શાહજહાંએ આપ્યો હતો.

આ ઉપરાંત શેરખાનને બંગાળના નવાબ દલેલખાન અને આસામના રાજા સામે ચડાઇ કરી જીત મેળવવાના બદલામાં શાહજહાંએ તેને 'શ્રી દીવાન'નો ખિતાબ [૨૬] આપ્યો અને વડોદરામાં ફોજદાર નીમ્યો હતો. [૨૭]

શેરખાનને ગુજરાતના સુબા મહારાજા અજીતસિંહ તરફથી બહાદુરીનો ખિતાબ અને વડોદરાના ફોજદાર સર બુલંદખાન તરફથી ખાનનો માનવંતો ઇલ્કાબ મળ્યો હતો. [૨૮]

વડોદરાનું રાજ્ય દિલ્હીના મુઘલ બાદશાહના હુકમથી અમદાવાદને સોંપવામાં આવ્યુ હતું, ત્યારે પીલાજી ગાયકવાડે હુલ્લડ કરતા શેરખાને તેને દબાવ્યું અને વડોદરાને મુઘલલ સત્તાને તાબે કર્યુ, તેથી બાદશાહે ખુશ થઇ તેને નવાબનો ઇલ્કાબ ઇ.સ. ૧૭૩૦માં એનાયત કર્યો હતો [૨૯] આ ઇલ્કાબ મેળવનાર તે પ્રથમ બાબી હતો પછીથી તેમના દરેક વંશજોએ પોતાના નામ આગળ 'નવાબ' [૩૦] નામનો ઇલ્કાબ ધારણ કરવાની પ્રથા ચાલુ કરી જે છેક ઇ.સ. ૧૯૪૭ ને આજ સુધી ચાલુ રાખી છે. [૩૧]

બાબીઓની વંશાવળીના નં. ૧૪માં જાફરખાન કે ઝફરખાને ભરૂચ જે 'સનતા' રજપૂતના તાબે હતું તે જીતીને દિલ્હીમાં ભેળવતા બાદશાહે ખુશ થઇને તેને સફદરખાનનો ઇલ્કાબ (એટલે કે લશ્કરનો તોડનાર) આપ્યો હતો.

સફદરખાનનો પુત્ર સલાબતખાન હતો, જેને દિલ્હીના બાદશાહ ફર્રૂખશિયરે ઇ.સ. ૧૭૧૭માં અમદાવાદનો સુબો બનાવી મહારાજા અજીતસિંહની સરદારી સાથે પાંચસો જાત મનસબનો મરતબો આપ્યો હતો.

સલાબત મહમદખાન બાબીના પુત્ર મહમદ બહાદુરને પાંચસો જાટ મનસબ શરતી અને બિનશરતી ૨૭૦ સવાર તથા સાદરા અને વીરપુરની થાણદારી અને શેરખાનનો ખિતાબ મોએઝઉદ્દૌલાની

---

૨૫. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૩૪.
૨૬. **સત્યવક્તા,** તા. ૩૦/૧/૧૯૮૨.
૨૭. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૩૫.
૨૮. દેસાઇ, શંભુપ્રસાદ **'તારીખે સોરઠ વ હાલાર'** , પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૭૯.
૨૯. **મુંબઇ સમાચાર**, તા. ૨૩/૧/૧૯૯૨.
૩૦. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૩૯.
૩૧. **www.junagadhstate.com**

ભલામણ ઉપરથી આપવામાં આવ્યો હતો.[૩૨]

## ૧.૯ બાબીઓના રાજ્યોની ગુજરાતમાં સ્થાપના

સૌરાષ્ટ્રમાં જેમ અન્ય રાજવંશો બહારથી આવ્યા અને પોતપોતાની સત્તા સ્થાપી દીધી તે રીતે બાબીઓ પણ છેક અફઘાનિસ્તાનમાંથી હુમાયુના શાસનકાળમાં ભારત આવ્યા અને ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી દીધી અને જૂનાગઢ, માણાવદર, બાંટવા, સરદારગઢને બાદ કરતા બધા જ બાબીઓ ભારતને જ મૂળ વતન માનીને રહ્યા અને ભારતસંઘમાં પોતાના રાજ્યો વિલીન કરી દીધાં.

હવે અહીં ગુજરાતમાં બાબી રાજ્યો કેવી રીતે સ્થપાયા તેનો ટૂંક ઇતિહાસ તપાસીએ.

### ૧.૯.૧ રાધનપુર રાજ્ય :-

રાધનપુર એ ૨૯૭૭ ચો.કિ.મી. વિસ્તાર ધરાવતું અને વાર્ષિક આવક રૂા. ૯,૧૭,૮૬૦ અને ખર્ચ રૂા. ૯,૨૧,૨૬૭ કરતું રાજ્ય હતું.[૩૩] ઇ.સ. ૧૯૩૧માં ૭૦,૫૩૦ માણસોની વસ્તી ધરાવનાર રાજ્ય હતું. રાધનપુર રાજ્યમાં ૧૫૮ ગામનો સમાવેશ થતો હતો.[૩૪] તેઓ કોઇને ખંડણી આપતા નહી પરંતુ પછીથી અંગ્રેજોને ૧૮/૨/૧૮૨૨ના કરારથી રૂા. ૧૭,૦૦૦ વાર્ષિક ખંડણી આપવાનું નક્કી થયુ હતું પણ નવાબની એટલી રકમ પણ ભરવાની અશક્તિને કારણે પાછળથી એ રદ કરવામાં આવી.[૩૫]

★ જાફરખાન - (ઇ. સ. ૧૬૯૦ થી ઇ.સ. ૧૭૧૫)

રાધનપુર રાજ્યની સ્થાપના જાફરખાને કરી હતી, તેને ઇ.સ. ૧૬૯૦માં સફદરખાનના ખિતાબ સાથે પાટણનો સુબો બનાવવામાં આવ્યો હતો, આ સમયે ગુજરાતમાં દુર્ગાદાસ રાઠોડે બંડ કર્યું, તથા મરાઠાઓએ હુલ્લડ કર્યું તેની સામે જાફરખાનને બાદશાહે મોકલ્યો તેણે ઇ.સ. ૧૭૦૬માં[૩૬] દુર્ગાદાસ રાઠોડને હરાવ્યો, આ કાર્યથી તેને ગુજરાતમાં નાયબ સુબાની જગ્યા મળી આથી જાફરખાન બાબી ગુજરાતના મુસલમાન ઉમરાવોમાં મોટા ગણાવા લાગ્યાં. આ રીતે તેમણે શરૂઆતમાં રાધનપુર મેળવ્યું અને પછી સત્તાધીશ બન્યા. રાધનપુર રાજ્યના સ્થાપક જાફરખાન ઇ.સ. ૧૭૧૫માં મૃત્યુ[૩૭] પામ્યા તેમને આઠ પુત્રો હતાં.

★ જવામર્દખાન - (ઇ. સ. ૧૭૧૬ થી ઇ. સ.૧૭૨૯)

રાધનપુર રાજ્યનો બીજો શાસક જવામર્દખાન હતા તેને ખાનજહાન જવામર્દખાનનો ઇલ્કાબ

---

૩૨. ઝવેરી, કૃષ્ણલાલ મો. (અનુવાદક) **'મિરાતે અહમદી'** વો-૨, ખંડ-૧, અમદાવાદ, ઇ.સ.૧૯૩૩, પૃ.-૫૩.

૩૩. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, New Delhi, 1935 A.D.,Page - 141.

૩૪. શાહ, અમૃતલાલ **'ગુજરાત રાજસ્થાન'** ડાકોર, ઇ.સ. ૧૯૦૨, પૃ. ૬૫.

૩૫. શાસ્ત્રી, (ડૉ.) હરિપ્રસાદ અને પરીખ (ડૉ.) પ્રવીણચંદ્ર (સંપાદકો) **'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'** ભાગ-૮, અમદાવાદ ઇ.સ. ૧૯૮૪, પૃ.-૧૨૮.

૩૬. **બાબી ઇતિહાસને લગતી હસ્તપ્રત**, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૭. **બાબી ઇતિહાસને લગતી હસ્તપ્રત**, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

મળ્યો અને ઇ.સ. ૧૭૧૬માં રાધનપુરનો સુબો નિમાયા પછી ઇ.સ. ૧૭૨૩માં બીજા કેટલાક પરગણાની સત્તા મળી અને અંતે ઇ.સ.૧૭૨૫માં તે ગુજરાતનો સુબો બન્યો. ઇ.સ. ૧૭૨૯માં તે બાલોર (વાલોર)ના કોળી [૩૮] ના હાથે મરાયા. તેમના મૃત્યુ પછી તેમના મોટા પુત્ર કમાલુદ્દીનખાનને જવામર્દખાનનો ઇલ્કાબ મળ્યો. આ પછી રાધનપુરની શાખા અલગ પડી.

★ કમાલુદ્દીનખાન (ઇ.સ. ૧૭૨૯ થી ઇ.સ. ૧૭૬૫)

તેના સમયમાં પેશ્વાના ભાઇ રઘુનાથરાવ અને દામોજીરાવ ગાયકવાડ ખંડણી ઉઘરાવવા અમદાવાદ કમાલુદ્દીનની ગેરહાજરીમાં આવ્યા અને અમદાવાદનો કિલ્લો ચડી ઉતરી શહેરમાં દાખલ થવાની તૈયારીમાં હતાં, ત્યાં કમાલુદ્દીનખાન પાલનપુરથી આવી જતાં અને મરાઠાનું લશ્કર મોટું હોવાથી ઇ.સ. ૧૭૫૭માં સુલેહ કરી તેમને રાધનપુર, સમી, મુંજપુર, પાટણ, વડનગર, વીસનગર અને વીજાપુર પરગણા તેમને જાગીર તરીકે કાઢી આપ્યા આથી તેમણે પોતાના સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી. જો કે પછીથી શંભુરામ અને રોહિલા પઠાણે બંડ કરતા તેમાં બાબીઓ સામેલ હોવાનો શક પડતા રાધનપુર, સમી અને મુંજપુર સિવાયના તમામ પરગણાઓ મરાઠાઓએ પાછાં લઇ લીધા ઇ.સ.૧૭૬૫માં કમાલુદ્દીનખાનજી અવસાન પામ્યાં.

★ ગજુદ્દીનખાન (ઇ.સ. ૧૭૬૫ થી ઇ. સ.૧૮૧૩)

કમાલુદ્દીનખાનને બે પુત્રો હતા (૧) ગજુદ્દીનખાન અને (૨) નજુમુદ્દીનખાન. તેમાંથી મોટા પુત્ર ગજુદ્દીનખાન ગાદીએ બેઠા અને ૪૮ વર્ષ રાજ્ય ભોગવ્યું પણ રાજ્ય ઉપર ઘણુ કરજ થઇ ગયું અને ઇ.સ. ૧૮૧૩માં તે અવસાન પામ્યાં.

★ શેરખાન (ઇ.સ. ૧૮૧૩ થી ઇ.સ. ૧૮૨૫)

ગજુદ્દીનખાનને બે પુત્રો હતાં, (૧) શેરખાન, (૨) કમાલુદ્દીનખાન તેમાં શેરખાન રાધનપુરની ગાદીએ બેઠા અને કમાલુદ્દીનખાન સમી તથા મુંજપુર લઇ અલગ પડ્યાં પણ કમાલુદ્દીનખાન થોડા દિવસોમાં મૃત્યુ પામતા સમી, મુંજપુર પાછા શેરખાનને મળી ગયાં.

શેરખાનના સમયમાં રાધનપુરને બ્રિટિશ સરકાર સાથે સંબંધ બંધાયો અને રાધનપુર રાજ્યનું સિંધના લુંટારાથી રક્ષણ કરવા રૂા. ૧૭,૦૦૦ બ્રિટિશ સરકારને આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું જે ત્રણ વર્ષ ભર્યા [૩૯] પણ પછી ૨૬ જુલાઇ ૧૮૨૫નાં [૪૦]તે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની કોર્ટ ઓફ ડાયરેક્ટરની નજરમાં ગેરવ્યાજબી માલુમ પડતાં માફ કરવામાં આવ્યો. ત્યારથી રાધનપુર રાજ્ય કોઇને ખંડણી ભરતું નહોતુ. શેરખાનજી ઇ.સ.૧૮૨૫માં અવસાન પામ્યાં.

★ જોરાવરખાન (ઇ.સ. ૧૮૨૫ થી ઇ.સ.૧૮૭૪)

શેરખાનના અવસાન સમયે તેમના ત્રણ વર્ષના બાળપુત્ર જોરાવરખાન ગાદીએ બેઠા અને

---

૩૮. એજન, આ હસ્તપ્રતમાં કાઠીઓ સાથે લડતા મરાયા એમ લખ્યુ છે, તે ભૂલભરેલુ લાગે છે કારણ કે ત્યાં કાઠી કદાચ ન હોય.

૩૯. શાહ, અમૃતલાલ **'ગુજરાત રાજસ્થાન'** ડાકોર, ઇ.સ. ૧૯૦૨, પૃ. ૬૮.

૪૦. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, Op. Cit.,Page - 141.

તેમની સગીરાવસ્થા દરમ્યાન ઇ.સ. ૧૮૩૭ સુધી બ્રિટિશ અધિકારીનું રાધનપુર રાજ્યમાં શાસન રહ્યુ અને તેઓને ૧૬ વર્ષની વયે પૂર્ણ સત્તા પ્રાપ્ત થઇ હતી. નવાબ જોરાવરખાનએ સારી ચાલ તથા બ્રિટિશ સરકારની વફાદારી રાખવાથી તેમના કુટુંબમાં ગાદીને માટે પોતાનો વારસો ન હોય તો મુસ્લિમ રિવાજ મુજબ વગર નજરાણે દત્તક લેવાની સનંદ ઇ.સ. ૧૮૬૨માં બ્રિટિશ સરકાર તરફથી મળી હતી. તેઓ ઓક્ટોબર ૧૮૭૪માં અવસાન પામ્યાં.

★ બિસ્મિલ્લાખાન (ઇ.સ. ૧૮૭૪ થી ઇ.સ. ૧૮૯૫)

તેમને ચાર પુત્રો હતાં. તેમણે મહેસૂલ અને ન્યાયખાતામાં સુધારા કર્યા. ઇ.સ. ૧૮૫૭માં અંગ્રેજી શાળા અને પુસ્તકાલય ખોલ્યા, ઇ.સ. ૧૮૯૧માં બનાસમાંથી ૧૪,૫ કિ.મી. લાંબી સ્કોટ કેનાલ ખોદાવી ખેતીવાડીને પ્રોત્સાહન આપ્યું. ઇ.સ. ૧૮૯૫માં તેમણે ખેડૂતોનું મહેસૂલ માફ કર્યુ. રણના કાંઠે પરદેશી બાવળનું વાવેતર કરાવી ખારી જમીનને નવસાધ્ય કરવાનો એમણે પ્રથમ અખતરો કર્યો હતો. તેમને ઇ.સ. ૧૮૭૭માં મહારાણી વિક્ટોરિયા તરફથી રાજ્યનો વાવટો આપવામાં આવ્યો હતો.

★ મહમદ શેરખાં (ઇ.સ. ૧૮૯૫ થી ઇ.સ. ૧૯૧૦)

તેઓ ઇ.સ. ૧૭૮૪માં બાળવયે ગાદીએ બેઠા પણ તેમની સગીરાવસ્થાને લીધે ઇ.સ. ૧૯૦૭ સુધી બ્રિટિશ અધિકારીનું શાસન રહ્યુ હતું અને તેમણે પૂર્ણ સત્તા માત્ર ૩ વર્ષ જ સંભાળી હતી.

★ જલાલુદ્દીનખાન (ઇ.સ. ૧૯૧૦ થી ઇ.સ. ૧૯૩૬)

મહંમદ શેરખાન પછી તેમના નાના ભાઇ જલાલુદ્દીનખાન  ગાદીએ આવ્યા તેમણે **વઢિયાર બેંક** સ્થાપી સસ્તા દરે ખેડૂતોને ધિરાણની સગવડ પુરી પાડી હતી. તેઓ તા. ૨/૪/૧૮૮૯ના રોજ જન્મ્યા હતા અને તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું.

★ મુર્તજાખાન (ઇ.સ. ૧૯૩૬ થી ઇ.સ. ૧૯૪૮)

રાધનપુરના દશમાં શાસક મુર્તજાખાન થયા અને તેમના સમયમાં આઝાદી આવી.

**૧.૯.૨ વાડાસિનોર રાજ્ય :-**

વાડાસિનોર પણ બાબી રાજ્ય હતું આ રાજ્યમાં ૪૮૯ ચો. કિ.મી. વિસ્તાર અને ૧૧૮ ગામ આવેલા હતાં. તેઓ રૂા. ૧૧૦૮૦ બ્રિટિશ સરકારને અને રૂા. ૩૬૦૦ ગાયકવાડને ખંડણીના ભરતા હતાં. આ રાજ્યને સાઠંબાના ઠાકોર તરફથી રૂા. ૫૬૧ દર વર્ષે મળતા હતાં.

★ સરદાર મહમદખાન

વાડાસિનોર રાજ્યની સ્થાપના ઝફરખાનના પુત્ર સરદાર મહમદખાને ઇ.સ. ૧૭૪૮માં કરી હતી.[૪૧] જેમણે સરદાર મહમદખાન 'નવાબ' એવો ખિતાબ ધારણ કરી વાડાસિનોરમાં રાજ્ય કરવા લાગ્યાં. તેમના સમયમાં મરાઠા સરદાર સદાશિવ રામચંદ્રે હુમલો કર્યો અને ખંડણી ભરવા કબુલ કરાવ્યું. ઇ.સ. ૧૭૬૦માં મરાઠા સેનાપતિ ભગવંતરાવે વાડાસિનોર ઉપર ચડાઇ કરી લઇ લીધુ હતું પણ બીજા વર્ષમાં નવાબે ખંડણી આપવા કબુલ કરવાથી વાડાસિનોર રાજ્ય પાછું તેમને સોંપવામાં આવ્યું હતું.

૪૧. **બાબી ઇતિહાસને લગતી હસ્તપ્રત**, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

★ જમીયતખાન

નવાબ સરદાર મહમદખાનના મૃત્યુ પછી તેમના પુત્ર જમિયતખાન ગાદીએ આવ્યાં.

★ સલાબતખાન

જમિયતખાનના અવસાન પછી તેમના પુત્ર સલાબતખાન ગાદીએ આવ્યા. તેઓના સમયમાં તેમના રાજ્યનો ઉપરી અધિકાર અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો. વાડાસિનોર ઉપર પેશ્વા અને ગાયકવાડ બન્નેના ત્રિભુટના હક્ક હતા. પેશ્વાનો અમદાવાદનો સુબો રૂા. ૩૦૦૦ લેતો હતો પણ ઇ.સ. ૧૭૬૮માં રૂા. ૧૦,૦૦૦ લેવાનું નક્કી કરવામાં આવ્યું. ઇ.સ. ૧૮૧૮માં પેશ્વાઇનો અંત આવતા તે અધિકાર અંગ્રેજ સરકારને મળ્યો. સલાબતખાન મે ૧૮૨૦માં અવસાન પામ્યાં.

★ આબદખાન (ઇ.સ. ૧૮૨૦ થી ઇ.સ. ૧૮૨૩)

નવાબ સલાબતખાન બિનવારસ અવસાન પામતા જૂનાગઢના નવાબ બહાદુરખાને ગાદી વારસ માટે દાવો કર્યો પરંતુ બ્રિટિશ સરકારે તે દાવો રદ કર્યો. તેથી સલાબતખાનના પિત્રાઇ ભાઇ આબદખાનને ગાદીએ બેસાડવામાં આવ્યા, તેઓના રાજ્યકાળમાં અફીણનો કાયદો કરવામાં આવ્યો. તેઓના રાજ્યકાળમાં રાજ્યમાં અંધાધૂંધી ફેલાતા તેમને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યા[૪૨] અને તેમના ભાઇ એદલખાનને ગાદીએ બેસાડ્યાં.

★ એદલખાન (ઇ.સ. ૧૮૨૩ થી ઇ.સ.૧૮૩૧)

જેઓ માત્ર ૯ વર્ષ રાજ્ય ભોગવી અવસાન પામ્યાં.

★ જોરાવરખાન (ઇ.સ.૧૮૩૧ થી ઇ.સ. ૧૮૮૨)[૪૩]

એદલખાનના પુત્ર જોરાવરખાન ઇ.સ. ૧૮૩૧માં ગાદીએ આવ્યા, તેમના રાજ્યકાળમાં વીરપુર પરગણાના ગામો બાબત વાડાસિનોર અને લુણાવાડા રાજ્યને ઝઘડો ચાલતો હતો તેનો અંત આવ્યો અને આખુ વીરપુર પરગણું વાડાસિનોરને મળ્યું. તેઓ ૫૧ વર્ષ રાજ્ય ભોગવી તા. ૩૦/૧૧/૧૮૮૨ના રોજ અવસાન પામ્યા. તેઓ નિષ્કપટી ભોળા અને ઉદાર રાજવી હતાં.

★ મનોવરખાન (ઇ.સ. ૧૮૮૨ થી ઇ.સ. ૧૮૮૯)

જોરાવરખાનને મનોવરખાન અને બુઢુમિયા નામે બે શાહજાદા હતા તેમાં મોટા મનોવરખાને રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ વુડવર્ડે ગાદીએ બેસાડ્યા હતા. તેઓને ૯ તોપની સલામી મળતી અને બીજા વર્ગનો દરજ્જો પ્રાપ્ત થયો હતો.

★ જમિયતખાન બીજા (ઇ.સ. ૧૮૮૯ થી ઇ.સ. ૧૯૪૮)

રાધનપુર, વાડાસિનોર સિવાય ગુજરાતમાં સમી અને મુંજપુર બાબીઓના પરગણાં હતા સમીમાં ઇ.સ. ૧૮૮૧માં ૫૩૦૦ ની વસ્તી હતી જ્યારે મુંજપુર પણ નાનું એવું છે ત્યાં જાફરખાનની જોવાલાયક એક મસ્જિદ છે.

---

૪૨. શાહ, અમૃતલાલ **'ગુજરાત રાજસ્થાન'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૧૯૪.

૪૩. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન **'સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ'**, જૂનાગઢ, ઇ.સ. ૨૦૦૨, પૃ.-૫૯.

**૧.૧૦ બાબીઓના રાજ્યોની સૌરાષ્ટ્રમાં સ્થાપના :-**

ગુજરાતમાં બે બાબી રાજ્યો સ્થપાયા તેમ સૌરાષ્ટ્રમાં પણ મહમદ સલાબતખાનના ત્રણ પુત્રો (૧) શેરખાન, (૨) દિલેરખાન, (૩) શેરજમાનખાન અને મહમદ સલાબતખાનના ભાઇ મહમદ શેરખાનના વંશજોએ અનુક્રમે જૂનાગઢ, માણાવદર, બાંટવા અને રાણપુર તથા સરદારગઢ અને પાજોદ અને બામણગઢના તાલુકા કબ્જે કર્યા હતા તેમાં જૂનાગઢ, માણાવદર, બાંટવા, સરદારગઢ (ગીદડ) એ રાજ્યો બન્યા જ્યારે રાણપુર, બામણગઢ, પાજોદએ જૂનાગઢ, બાંટવા તાબા હેઠળના તાલુકદારો બન્યા હતાં.

**૧.૧૦.૧ જૂનાગઢ રાજ્ય :-**

જૂનાગઢના નવાબી રાજ્યના સ્થાપક એ બાબીઓની વંશાવળીના નં. ૧૬માં શેરખાન ઉર્ફે બહાદુરખાનજી પહેલા હતાં. જૂનાગઢ તેની પાસે કઇ રીતે આવ્યુ તે જોવા જઇએ તો જાણી શકાય છે કે જૂનાગઢનો ફોજદાર અસદકુલીખાન કુદરતી મોતે મરી જતા પહેલા પોતાના અંતિમ દિવસો નજીક જોતા મરતી વખતે સલાબત મહમદખાન એટલે કે જૂનાગઢ રાજ્યના સ્થાપક શેરખાન બાબીના પિતાશ્રીને પોતાનો નાયબ સુબો બનાવ્યો અને અસદકુલીખાન અવસાન પામ્યો. પરંતુ સલાબત મહમદખાનેએ પદ પોતે ન સંભાળતા પોતાના પુત્ર શેરખાનને સોંપ્યુ હતું.[૪૪]

**૧.૧૦.૨ માણાવદર રાજ્ય :-**

માણાવદર રાજ્યનો વિસ્તાર ૨૬૧ ચો. કિ. મી.નો[૪૫] હતો તેમાં ૨૪ ગામ[૪૬] આવેલા હતાં. માણાવદર રાજ્યની વસતિ નીચે મુજબની હતી.[૪૭]

| | |
|---|---|
| ઇ.સ. ૧૮૮૧ | ૧૪,૫૨૪ |
| ઇ.સ. ૧૮૯૧ | ૧૬,૦૦૬ |
| ઇ.સ. ૧૯૦૧ | ૧૪,૪૭૮ |
| ઇ.સ. ૧૯૧૧ | ૧૪,૯૮૮ |
| ઇ.સ.૧૯૨૧ | ૧૭,૩૯૪ |
| ઇ.સ.૧૯૩૧ | ૨૧,૭૩૩ |

તેની વાર્ષિક આવક રૂા. ૬,૪૭,૧૭૬ની હતી અને તેઓ બ્રિટિશ સરકારને વાર્ષિક રૂા. ૧૪,૮૨૧ ખંડણી ભરતાં હતાં.

માણાવદર અને જૂનાગઢ રાજ્યના પૂર્વજો એક જ હતા તેમાં માણાવદરનાં દિલેરખાન અને જૂનાગઢના પ્રથમ નવાબ શેરખાન બન્ને ભાઇઓ હતાં. ઇ.સ. ૧૭૬૦માં સલાબતખાનના પુત્ર

૪૪. ઝવેરી, કૃષ્ણલાલ મો. (અનુવાદક) **'મિરાતે અહમદી'** વો-૨, ખંડ-૧, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૨૫.

૪૫. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, Op. Cit.,Page - 147.

૪૬. ઇ.સ. ૧૯૩૭/૩૮ ની બજેટ એસ્ટીમેન્ટ ફાઇલ માણાવદર રાજ્ય, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૪૭. Sorley, H. T. and Dracus A. H., **'Census of India - 1931'**, Vol. - X, Bombay, 1933 A.D., Page - 16.

દિલેરખાને માણાવદર રાજ્યની સ્થાપના કરી હતી, ત્યારથી માંડીને ઇ.સ. ૧૯૪૭ સુધીમાં માણાવદરની ગાદી ઉપર કુલ આઠ શાસકો આવ્યા. માણાવદરના શાસકોને ખાનસાહેબના નામે ઓળખવામાં આવતાં હતાં.

માણાવદરના પ્રથમ છ શાસકો વિશેની વધુ માહિતી પ્રાપ્ય બનતી નથી પરંતુ છેલ્લા બે શાસકોની ઘણીબધી વિગતો અને ઇતિહાસ પ્રાપ્ય બનેલ છે.

★ ખાનશ્રી ફતેહદીનખાન (ઇ.સ. ૧૯૦૭ થી ઇ.સ. ૧૯૧૮)

ખાનસાહેબ ફતેહદીનખાનનો જન્મ ૨૨, જૂન ૧૮૮૫નાં રોજ[૪૮] થયો હતો તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં તા. ૬/૬/૧૮૯૪ થી તા. ૧૩/૪/૧૯૦૪ સુધી શિક્ષણ મેળવ્યું હતું. આ સિવાય તેઓએ ઇમ્પિરિયલ કેડેટ કોર્પ્સમાંથી કમાન્ડન્ટ ઓફ ધી ઇમ્પિરિયલ કેડેટ કોર્પ્સનું સર્ટિફિકેટ પણ મેળવેલ હતુ તેઓને ત્રણ બેગમો હતાં જેમાં બેગમ ફાતીમા સિદીકા ખૂબ જ હોશિયાર અને રાજકર્તા બન્યા હતાં.

ફતેહદીનખાનને ૨૫/૧૧/૧૯૦૭નાં રોજ પૂર્ણ સત્તા પ્રાપ્ત થઇ હતી. તેઓના ઉચ્ચ અધિકારી મોટાભાગે હિંદુઓ હતાં [૪૯] એમ કરીને તેમણે તટસ્થ સહિષ્ણુ રાજવી તરીકેની છાપ ઉભી કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેઓના રાજ્યકાળ દરમ્યાન માણાવદર રાજ્યમાં જમીન મહેસૂલ, વેપાર ક્ષેત્રે ઘણા બધા ફેરફારો કરવામાં આવ્યા હતા. તેમના સહયોગથી જ શેઠ ફકરૂદીન બહેરામજી પ્રેસવાલાએ 'ધ માણાવદર જીનીંગ એન્ડ પ્રેસિંગ' ફેક્ટરી શરૂ કરી હતી. તેઓએ પશુ મહોત્સવ ઇ.સ. ૧૯૧૩માં ઉજવ્યો હતો.[૫૦] શાપુરથી કુતિયાણા સુધીની રેલવે લાઇન નાંખવામાં આવી હતી.[૫૧] તેઓએ પ્રથમ વિશ્વયુદ્ધમાં બ્રિટિશરોને ૬૦ નવા ભરતી કરાયેલા સૈનિકો મોકલ્યા હતા અને યુદ્ધ રાહત ફંડમાં રૂા. ૩૪,૨૦૦ ભર્યા હતા તથા યુદ્ધ લોન તરીકે રૂા. ૨,૧૪,૮૦૦ આપીને બ્રિટિશરો તરફ પૂર્ણ વફાદારી બતાવી હતી.

ફતેહદીનખાન શિક્ષિત અને ઉદાર ચરિત્રના શાસક હતા પરંતુ તેઓનું ભરયુવાનવયે ૩૪ વર્ષની ઉંમરે તા. ૧૮/૧૦/૧૯૧૮નાં[૫૨] રોજ અવસાન થયું.

તેઓના અવસાન પછી તેમના બેગમ ફાતીમા સીદીકાએ તેમના ૭ વર્ષના બાળપુત્ર વતી રાજ્ય ચલાવ્યું, તેથી તેમને **કાઠિયાવાડના પ્રથમ મુસ્લિમ મહિલા શાસક** ગણાવી શકાય.તેમણે લોકહિતના અનેક કાર્યો કરી પ્રજામાંથી આદર સન્માન પ્રાપ્ત કર્યા હતાં.

---

૪૮. Shah, Laxmichand Dosabhai **'The Prince of Wels & the Princes of India'** Vol. -1, Rajkot, 1923 A.D., Page - 256.

૪૯. Manavadar State Administration Report, Page - 2.

૫૦. Ibid, Page - 4.

૫૧. Ibid, Page - 4.

૫૨. માણાવદર ખાતે આવેલા મકબરામાં આવેલ તેમની કબરના ઉર્દુ શિલાલેખના આધારે. બાકી અન્યત્ર પુસ્તકોમાં તેમની મૃત્યુ તારીખ ૧૯ ઓક્ટોબર આપી છે.

★ ગુલામ મોહમુદીનખાન (ઇ.સ. ૧૯૧૮ થી ઇ.સ. ૧૯૪૮)

તેમનો જન્મ તા. ૨૨/૧૨/૧૯૧૧ના રોજ થયો હતો. તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેઓ સારા રમતવીર હતા અને તેઓ રમતગમત, કુસ્તી, ક્રિકેટનો જબરો શોખ ધરાવતા હતા. તેમના લગ્ન માંગરોળના શેખ સાહેબની બ્હેન કુદસિયાબેગમ સાથે થયા હતા. તેમના ત્રણ સંતાનો હતા તેમાં યુવરાજ મહમદ અસ્લમખાન હતાં.

તેઓ ૭ વર્ષની વયે ગાદીએ બેઠા પછી તેઓની પુખ્ત ઉંમર થતાં સત્તા હાથમાં લીધી અને તેમના રાજ્યકાળમાં માણાવદરમાં રમત ગમત, સંગીત અને સ્થાપત્યના ક્ષેત્રમાં અનેરો વિકાસ થયો હતો. તેમણે માણાવદરમાં જોરાવરબાગમાં, મુમતાજ મંઝિલ, કમાલબાગમાં ગેસ્ટ હાઉસ, સીદીકા સ્વીમીંગ બાથ, ક્રિકેટ ગ્રાઉન્ડ, હોકી ગ્રાઉન્ડ, પહેલવાનોને રહેવાના મકાનો વગેરે બાંધીને માણાવદરને સુશોભિત કરવાનું કાર્ય કર્યુ હતુ.

જૂનાગઢના બાબી રાજ્ય જેવી જ ધર્મ સહિષ્ણુતા માણાવદરના બાબી રાજ્યમાં પણ જોવા મળતી હતી બેગમ ફાતિમા સીદીકાએ દીવાનપરા ગરબી ગૃપ નામના મંડળની સ્થાપના કરી હતી અને પોતે પણ ગરબા જોવા નવરાત્રીમાં આવતા હતાં. માણાવદર રાજ્યમાં ઇદની સવારી નીકળતી હતી. ઇ.સ. ૧૯૨૫માં ભારતભરના પહેલવાનોને માણાવદર તેડાવી રાજ્યે કુસ્તીમેળાનું આયોજન કર્યુ હતું.

આખરે ખાનશ્રી ગુલામ મહમદખાનના સમયમાં ભારતને આઝાદી પ્રાપ્ત થતાં માણાવદર રાજ્યે પણ જૂનાગઢના પગલે માણાવદરનું જોડાણ પાકિસ્તાન સાથે કર્યુ તેથી રાજકોટના પ્રાદેશિક કમિશ્નરે રિયાસતી ખાતાના શ્રી વી. વી. સોલંકીને માણાવદરનો કબ્જો લેવા સશસ્ત્રદળો સાથે મોકલ્યા અને તા. ૨૩/૧૦/૧૯૪૭ને ગુરૂવારે [૫૩] તેણે માણાવદર રાજ્યનો કબ્જો લઇ લીધો અને ભારતસંઘ સાથે જોડી દીધુ ત્યારે ખાનસાહેબે થોડા ધમપછાડા કર્યા પરંતુ પછી તેમણે પાકિસ્તાનની વાટ પકડી લીધી અને પાકિસ્તાનની ધરતીમાં જ સમાયાં.

આ પછી માણાવદરમાં પણ લોકમત લેવાયો તેમાં કુલ ૮૬૮૦ મતદારોમાંથી ૮૪૩૬ લોકોએ ભારતસંઘમાં જોડાવાનો અને માત્ર ૧૧[૫૪] વ્યક્તિઓએ પાકિસ્તાનમાં જોડાવાનો મત આપ્યો તેથી ૯૯.૯ ટકા બહુમતીથી માણાવદર રાજ્ય કાયદેસર રીતે ભારતસંઘનો એક ભાગ બન્યું.

**૧.૧૦.૩ બાંટવા રાજ્ય :-**

બાંટવા રાજ્યની સ્થાપના સલાબતખાનના દીકરા શેરજમાનખાને ઇ.સ. ૧૭૩૩ આસપાસ કરી હતી. સલાબતખાનને ત્રણ દીકરા હતાં. (૧) શેરખાન, (૨) દિલેરખાન, (૩) શેરઝમાનખાન. એ ત્રણેએ ક્રમશઃ જૂનાગઢ, માણાવદર અને બાંટવા રાજ્યની સ્થાપના કરી.

બાંટવાનો જૂનાકાળના ઉલ્લેખો મળે છે, 'મિરાતે અહમદી' અને 'આઇને અકબરી'માં આડકતરો ઉલ્લેખ છે જેમાં ભાંત્રોર [૫૫] લખ્યુ છે કે આ બાંટવા હોવાની શક્યતા છે.

---

૫૩. જાની, (ડૉ.) એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** ,પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૧૯૫.

૫૪. જાની, (ડૉ.) એસ.વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** અમદાવાદ, પ્ર.આ. ઇ.સ. ૨૦૦૩, પૃ. ૫૬૯.

૫૫. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. (સંપાદક) **'કાઠિયાવાડ સર્વસંગ્રહ'** જૂનાગઢ સંશોધિત આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૫, પૃ. ૩૩૦.

આ બાંટવા રાજ્યનો વિસ્તાર ૫૨.૨ સ્કવેર માઇલનો હતો અને તેમાં ૧૨ ગામોનો સમાવેશ થતો હતો. રાજ્યની વાર્ષિક આવક રૂા. ૨,૦૦,૦૦૦ લાખની હતી. તેઓ બ્રિટિશ સરકારને રૂા. ૭,૪૧૦ ખંડણી ભરતાં હતાં.

બાંટવા રાજ્યમાં બે ભાગ પડેલા હતાં (૧) બડા બાંટવા, (૨) છોટા બાંટવા.

બાંટવાના શાસકો નીચે મુજબ હતાં (૧) શેરજમાનખાન, (૨) એદલખાન, (૩) મહમદખાન, (૪) શેરબુલંદખાન, (૫) શેરખાન, (૬) રૂસ્તમખાન, (૭) શેરબુલંદખાન, (૮) શેરખાન એ અંતિમ શાસક થયા.

બાંટવાના અંતિમ શાસક શેરખાને તા. ૫/૧૦/૧૯૪૭ના રોજ ભારત સાથે જોડાવાનો કરાર ઉપર સહી કરી હતી, પરંતુ આખરે જૂનાગઢ રાજ્ય તરફ સંબંધ દાવે ખેંચાઇને એ જોડાણ રદ કર્યું અને તેથી ભારતસંઘે લોક ઇચ્છાથી બાંટવાનો કબજો તા. ૩/૧૦/૧૯૪૭ના લઇ લીધો હતો. બાંટવામાં તા. ૨૦/૨/૧૯૪૮ના રોજ લોકમત લેવાયો તેમાં ૨૫૧૩ મતદારોએ મતદાન કર્યું અને તેમાં ૨૫૦૩ મત ભારતના જોડાણમાં અને ૧૦ મત પાકિસ્તાનના જોડાણની તરફેણમાં પડ્યા હતાં.[૫૬]

**૧.૧૦.૪ સરદારગઢ રાજ્ય :-**

સરદારગઢ રાજ્યનો વિસ્તાર ૧૮૬ ચો. કિ. મી. નો હતો એ તાલુકાની વસતિ ઇ.સ. ૧૯૩૧માં ૧૦,૧૩૩ હતી. રાજ્યની અંદાજીત વાર્ષિક આવક રૂા. ૭૮,૦૦૦ની હતી.[૫૭] તેઓ બ્રિટિશ સરકારને રૂા. ૭,૪૧૦ ખંડણીના ભરતા હતા. સરદારગઢનું જૂનું નામ ગીદડ હતું. તા. ૮/૧/૧૮૯૮ના મુંબઇ સરકારના નોટીફીકેશનથી ગીદડનું નામ બદલીને સરદારગઢ રાખવામાં આવ્યુ હતું.

શેરજમાનખાનના ભાઇ દિલેરખાનને બાંટવાનો ભાગ મળ્યો હતો પણ ઇ.સ. ૧૮૩૧માં બાંટવાની પુનઃ વહેંચણી[૫૮] થતાં મુખ્ત્યારખાનના પૌત્ર નથુખાનજીને ગીદડનો ભાગ મળ્યો હતો. તે રીતે નથુખાન સરદારગઢ રાજ્યના પ્રથમ શાસક ગણાયા.

ત્યારબાદ સામતખાન સરદારગઢની ગાદીએ આવ્યા એ પછી તેમના પુત્ર હુસેનિયાવરખાન ગાદીએ આવ્યાં.

જે હુસેનિયાવરખાનજીનો જન્મ તા. ૧૪/૭/૧૮૮૦ના રોજ થયો હતો અને તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં તા. ૩૧/૩/૧૮૯૧ થી તા. ૧૯/૪/૧૮૯૮ સુધી અભ્યાસ કર્યો હતો. તેઓ તા. ૬/૩/૧૯૦૩ના રોજ ગાદીએ બેઠા હતાં. તેઓના લગ્ન ઇ.સ. ૧૮૯૮માં બીબી શ્રી અમીરબખ્તે સાથે થયા હતા. આ સિવાય પણ તેઓને અન્ય બે બેગમ હતાં. તેમના યુવરાજ ગુલામ મોહયુદીનખાન નો જન્મ તા. ૧૧/૬/૧૯૧૯ના રોજ થયો હતો.

---

૫૬. સોઢા, (ડૉ.) જે.પી. **'સોરઠના અંતિમ બાબીશાસક'** જૂનાગઢ, ઇ.સ. ૨૦૦૦, પૃ. ૧૫૭.

૫૭. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, Op. Cit.,Page - 155.

૫૮. નકુમ, અ.ન. **'બાંટવા ડિરેક્ટરી'** બાંટવા, ઇ.સ. ૧૯૭૨/૭૩, પૃ. ૩૦.

સરદારગઢ રાજ્યે પણ જૂનાગઢના પગલે ચાલીને પાકિસ્તાન સાથેનું જોડાણ સ્વીકાર્યુ. તેથી તા. ૩/૧૦/૧૯૪૭ના રોજ ભારતના લશ્કરે સરદારગઢનો કબજો લઇ લીધો અને ભારત સરકારનું મેનેજમેન્ટ સ્થાપી ત્યાંના કારભારી શ્રી એમ. ડી. સ્વાદિયાને ભારત સરકાર વતી મેનેજર બનાવી દેવામાં આવ્યા પછી તા. ૨૦/૨/૧૯૪૮ના રોજ સરદારગઢ રાજ્યમાં પણ લોકમત લેવાયો તેમાં ૩૩૯૩ કુલ મતદારોમાંથી ૩૨૪૧ લોકોએ ભારતમાં જોડાવા માટે મત આપ્યા અને બે મત પાકિસ્તાન સાથે જોડાવાના અપાયા. અહી પણ જૂનાગઢ, માંગરોળ, માણાવદર, બાંટવા અને બાબરિયાવાડની જેમ પૂર્ણરૂપે ૯૯.૯% મતો ભારતમાં જોડાણની તરફેણમાં પડ્યા હતાં.

**૧.૧૧ ઉપસંહાર :-**

ઇતિહાસ તપાસતાં જણાય છે કે આ પૃથ્વી ઉપર કોણ ક્યાં હતું અને ક્યાં તે આવી ગયા અને સ્થાયી બની ગયા અને વળી પાછો પરિસ્થિતિમાં વળાંક આવતા તેઓ પાછા પોતાના વતન તરફ ધકેલાઇ ગયા. એવુ જ જૂનાગઢના બાબીઓ માટે બન્યુ છે.

તેઓનું મૂળ વતન અફઘાનિસ્તાન હતુ અને તેઓ ૧૬મી સદીમાં હુમાયુની સાથે ભારતમાં આવ્યા અને ૪૦૦ વર્ષ ભારતમાં રહીને વળી પાછા એક જ ઝટકા સાથે પાકિસ્તાન ભેગા થઇ ગયા એ બાબીઓનો ઇતિહાસ છે.

બાબીઓ ભારતમાં આવ્યા અને પોતાની બહાદુરી અને પ્રમાણિક્તાથી મુઘલસત્તામાં માનીતા અને જાણીતા થયા અને પછી તો શાસકો બની ગયા. તેઓએ રાધનપુર, વાડાસિનોર, જૂનાગઢ, માણાવદર, બાંટવા, સરદારગઢમાં પોતાની સ્વતંત્ર સત્તા સ્થાપી અને ૪૦૦ વર્ષ રહ્યા પણ તેમાંથી જૂનાગઢ, માણાવદર, બાંટવા, સરદારગઢવાળા પાછા પોતાના મૂળવતનના પડોશી એવા પાકિસ્તાનમાં જતા રહ્યાં.

બાબીઓના રાજ્યમાં વ્યવસ્થા ખૂબ જ સારી અને નમૂનેદાર હતી પણ તેમ છતાં અપવાદરૂપ ઘટનાઓમાં કોમી ઘટનાઓ બની હતી. છતાં અન્ય રજવાડાના પ્રમાણમાં અને મુસ્લિમ શાસકો હોવા છતાં આ બાબીઓએ એકંદરે સહિષ્ણુ અને સમાનતાભરી નીતિથી ગુજરાત અને સૌરાષ્ટ્રના ઉપરોક્ત વિસ્તારમાં રાજ્ય ચલાવ્યું હતું.

# પ્રકરણ - ૨

## 'જૂનાગઢ રાજ્યનો ટૂંક પરિચય'

# પ્રકરણ - ૨
# 'જૂનાગઢ રાજ્યનો ટૂંક પરિચય'

## ૨.૧ પ્રસ્તાવના:-

ભારતમાં બહુ ઓછા એવા શહેરો છે કે જેનો છેક પ્રાચીનકાળથી સિલસિલાબંધ ઇતિહાસ પ્રાપ્ત થતો હોય, એવા શહેરોમાં જૂનાગઢનું પણ એક છે, જૂનાગઢ ભારતના ગુજરાત રાજ્યના સૌરાષ્ટ્રમાં આવેલ છે. એ જૂનાગઢનો છેલ્લા ૨૫૦૦ વર્ષનો કડીબદ્ધ સળંગ એક સૂત્રતાવાળો ઇતિહાસ પ્રાપ્ત થાય છે એ ૨૫૦૦ વર્ષના સમય દરમ્યાન જે જે રાજવંશોએ જૂનાગઢ ઉપર સત્તા ભોગવી તેમાના મોટાભાગના રાજવંશોના મહત્ત્વના અવશેષો અને ઐતિહાસિક સ્થળો હજુ આપણા જળવાયેલ છે તે જૂનાગઢની પ્રાચીનતાના સાક્ષીરૂપ છે.

જૂનાગઢ રાજ્ય એ સૌરાષ્ટ્રમાં આવેલ રાજ્ય હોવાથી સૌ પ્રથમ સૌરાષ્ટ્ર શબ્દ અને સૌરાષ્ટ્રનો પરિચય મેળવી લઇએ. સૌરાષ્ટ્ર માટે સુરાષ્ટ્ર (સારો દેશ) સુરરાષ્ટ્ર (દેવોનો દેશ) સૌર રાષ્ટ્ર (સૂર્યપૂજકોનો દેશ) એવા જુદા જુદા શબ્દો પ્રયોજાયેલા જોવા મળે છે. તો વળી વિદેશી મુસાફરોમાં ટોલેમી અને પેરિપ્લસ તેને સૌરાષ્ટ્રિની કહે છે.[૧]

રામાયણના બાલકાંડ અને કિષ્કિંધાકાંડમાં [૨] તથા મહાભારતના સભાપર્વમાં [૩] પણ સૌરાષ્ટ્ર શબ્દનો ઉલ્લેખ મળે છે. આમ સૌરાષ્ટ્રની પ્રાચીનતા સાબિત કરી શકાય તેમ છે. આ સિવાય કૌટિલ્યના અર્થશાસ્ત્ર, બૌદ્ધાયન ધર્મશાસ્ત્ર, પાણિનીના અષ્ટાધ્યાયી તથા પાતંજલિના મહાભાષ્ય તથા ગિરનારના લેખમાં પણ સૌરાષ્ટ્રનો ઉલ્લેખ જોવા મળે છે તેમ ડૉ. એસ. વી. જાની નોંધે છે.

આ સિવાય પણ શ્રીમદ ભાગવત, હરિવંશ, બૌદ્ધજાતક કથાઓ, મૈત્રક દાનપત્રો, દાન શાસનોમાં સૌરાષ્ટ્ર શબ્દ જોવા મળે છે. 'સૌરાષ્ટ્ર' શબ્દને જૂનાગઢ રાજ્ય માટે એટલો બધો મહત્ત્વનો ગણ્યો કે રાજ્યે તેમની રાજમુદ્રામાં નાગરી લિપિમાં સૌરાષ્ટ્ર શબ્દ મૂક્યો છે. આવી પ્રાચીનતા અને અગત્યતા ધરાવતા સૌરાષ્ટ્ર વિસ્તારમાં જૂનાગઢ રાજ્ય આવેલ હતું.

જૂનાગઢમાં પ્રાચીન ઇતિહાસના પુરાવાઓ રૂપ ઉપરકોટ, અશોકનો શિલાલેખ, બૌદ્ધગુફાઓ, ઇંટવા વિહાર બોરિયા સ્તુપ વગેરે આવેલ છે. જૂનાગઢની બે વિશેષતાઓ ગણાવી શકાય તેમ છે. એક તો તેનો સળંગ ઇતિહાસ પ્રાપ્ત થવો તે અને તેના જુદા જુદા સમયે ૧૬થી વધુ નામો પ્રચલિત થયા તેને ગણાવી શકાય.

જૂનાગઢનો ઇતિહાસ જુદાજુદા ૯ યુગ મુજબ જાણી શકાય છે. (૧) પૌરાણિક યુગ, (૨) મૌર્યયુગ, (૩) શક ક્ષત્રપ યુગ, (૪) મૈત્રક યુગ, (૫) ચુડાસમા યુગ, (૬) ગુજરાતનો સલ્તનત યુગ, (૭) મુઘલ યુગ, (૮) નવાબી યુગ, (૯) સ્વતંત્ર ભારતનો યુગ. આ સમયગાળા

---

૧. જાની, (ડૉ.)એસ.વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** અમદાવાદ, પ્ર.આ., ઇ.સ. ૨૦૦૩, પૃ.-૩.

૨. એજન, પૃ.-૩.

૩. શાસ્ત્રી, દુર્ગાશંકર કે. **'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ'** ભાગ-૧૨, અમદાવાદ, પ્ર.આ., ઇ.સ. ૧૯૫૩, પૃ.-૪૩.

દરમ્યાન જૂનાગઢની સત્તા જુદા જુદા શાસકોએ ચલાવી તેનો શરૂઆતના યુગનો ઇતિહાસ થોડો પણ છેલ્લા ૪૦૦ વર્ષોનો વિસ્તૃત ઇતિહાસ પ્રાપ્ત થાય છે તેનો અહીં શરૂઆતમાં પરિચય મેળવી લઇએ .

**૨.૨ જૂનાગઢ રાજ્યનો પ્રારંભિક પરિચય :-**

કોઇપણ ઇતિહાસકાર કે સંશોધક જે મુદ્દા કે વિષયની ચર્ચા કરવા જાય તે પહેલા સૌપ્રથમ તેનો પ્રારંભિક ઇતિહાસ જાણે છે તેથી આગળની વિગતો તે વધુ સારી રીતે સમજાવી શકે એટલે જ નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે કોઇપણ દેશની ભૂગોળ મને કહો તો તેનો ઇતિહાસ કેવો હશે તે કહી આપીશ. આથી આપણે અહીં સૌપ્રથમ સ્થાન વિસ્તાર, વસતી, લોકો, આબોહવા, અને ભૂગોળને જાણીશું જેના આધારે આ સંશોધનના સમયગાળાના જૂનાગઢ રાજ્યની વધુ સમજ મળી શકે. જૂનાગઢ રાજ્યના બાબી શાસકોના જુદા જુદા પ્રસંગોએ ગીતો રચાયા હતાં. નીચેના તમામ મુદ્દાઓ આપણને જૂનાગઢ રાજ્યને સમજવામાં ઉપયોગી નીવડનાર છે. જેના આધારે આખા જૂનાગઢના બાબી રાજ્યની પૂર્વભૂમિકા ઉભી થશે અને તે રાજવીઓના સમયમાં કેવા કેવા પ્રસંગો કેમ ઉજવાયા જુદા-જુદા ગીતો જુદા જુદા પ્રસંગોએ રચાયા તે સમજવામાં આ મુદ્દાઓ ઉપયોગી જરૂરી બની રહેશે.

(૧) સ્થાન અને વિસ્તાર :-

સ્વતંત્રતા પહેલા જૂનાગઢ શહેર એ તત્કાલિન રાજ્યની રાજવધાનીનું શહેર હતું. સ્વતંત્રતા પછી તે જૂનાગઢ રાજ્યને બદલે જીલ્લાનું વડુ મથકવાળું શહેર બનેલ છે. જૂનાગઢ ગુજરાતના કાઠિયાવાડ દ્વિપકલ્પમાં ઉત્તર અક્ષાંસ ૨૦ં,૪૪ અને ૨૧ં,૫૩ તેમજ પૂર્વ રેખાંશ ૭૦ં અને ૭૨ં ની વચ્ચે[૪] જૂનાગઢ રાજ્ય આવેલું હતું. જૂનાગઢ રાજ્યનો વિસ્તાર ૮૫૪૨,૭૨ ચોરસ કિલોમીટરનો (૩૩૩૭ ચોરસ માઇલ) હતો. જૂનાગઢ રાજ્યના વિસ્તારમાં ફેરફાર થતો માલુમ પડ્યો છે. છેલ્લે ઇ.સ. ૧૯૪૩માં જૂનાગઢ રાજ્યનો કુલ વિસ્તાર ૧૦૨૮૩.૫૨ ચોરસ કિલોમીટર (૪૦૧૭ ચોરસ માઇલ) બતાવાયો છે.[૫]

જ્યારે જૂનાગઢ શહેર એ ૨૧ં, ૩૧ં ઉત્તર અક્ષાંસ તેમજ ૭૦ં,૩૦ં રેખાંશમાં આવેલ છે.[૬] સ્વતંત્રતા પહેલા જૂનાગઢ રાજ્યમાં માંગરોળ સહિત ઇ.સ. ૧૯૩૫માં[૭] ૮૬૬ ગામો ૧૩ મહાલમાં વહેંચાયેલા હતાં. જ્યારે એ પહેલા ઇ.સ. ૧૯૦૧માં જૂનાગઢ રાજ્ય ૨૨ મહાલોમાં[૮] ૮૬૧ ગામોમાં વહેંચાયેલુ જોવા મળે છે. આ બતાવે છે કે રાજ્યે પછીથી મહાલોની સંખ્યા ઘટાડીને ૨૨માંથી ૧૩ ની કરી અને વ્યવસ્થામાં ફેરફાર કર્યો હશે.

---

૪. Junagadh State Administration Report,1936/37 A.D. Page - 1.

૫. Junagadh State Administration Report,1943/44 A.D. Page - 2.

૬. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, દ્વિ.આ., ઇ.સ.૧૯૯૦, પૃ.-૩૪.

૭. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, New Delhi, 1935 A.D. Page, 128.

૮. ખાચર, (ડૉ.)પ્રદ્યુમ્ન ભ.(સંપાદક)**'કાઠિયાવાડ સર્વસંગ્રહ'** જૂનાગઢ સંશોધિત આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૫, પૃ.-૨૪૧.

(૨) વસતી :-

કોઈપણ રાજ્ય, શહેર કે ગામનો અભ્યાસ કરતા પહેલા તેની જનસંખ્યા અને જ્ઞાતિ, જાતિ, લોકો વિશે પણ જાણી લેવું જરૂરી હોય છે જેથી અન્ય મુદ્દાઓ વધુ સરળતાથી સમજી શકાય છે.

જૂનાગઢ રાજ્યની વસતી

| | | |
|---|---|---|
| ઈ.સ. ૧૮૮૧ | - | ૩૮૭૪૯૯ |
| ઈ.સ. ૧૮૯૧ | - | ૪૮૪૧૯૦ |
| ઈ.સ. ૧૯૦૧ | - | ૩૯૫૪૨૮ |
| ઈ.સ.૧૯૧૧ | - | ૪૩૪૪૨૨ |
| ઈ.સ.૧૯૩૧ | - | ૫૪૫૧૫૨[૯] |

જૂનાગઢ શહેરની વસતી

| | | |
|---|---|---|
| ઈ.સ. ૧૮૮૧ | - | ૨૪૨૭૯ |
| ઈ.સ. ૧૮૯૧ | - | ૩૧૬૪૦ |
| ઈ.સ. ૧૯૦૧ | - | ૩૪૨૫૧ |
| ઈ.સ. ૧૯૧૧ | - | ૩૫૪૧૩[૧૦] |
| ઈ.સ. ૧૯૨૧ | - | ૩૩૨૨૧ |
| ઈ.સ. ૧૯૩૧ | - | ૩૯૮૯૦ |
| ઈ.સ. ૧૯૪૧ | - | ૫૮૫૧૧ |
| ઈ.સ. ૧૯૫૧ | - | ૬૨૭૩૦ |
| ઈ.સ. ૧૯૬૧ | - | ૭૪૨૯૮ |
| ઈ.સ. ૧૯૭૧ | - | ૯૫૯૪૫ |
| ઈ.સ. ૧૯૮૧ | - | ૧૨૦૪૧૬ |
| ઈ.સ. ૧૯૯૧ | - | ૧૫૧૨૦૭ |
| ઈ.સ. ૨૦૦૧ | - | ૪૨૦૬૨૯[૧૧] |

(૩) લોકો :-

જૂનાગઢ રાજ્યમાં આઠસોથી વધુ ગામોનો સમાવેશ થતો હોવાથી તેમાં વિવિધ ધર્મ અને જ્ઞાતિના અસંખ્ય લોકો વસતા હતાં. જૂનાગઢ રાજ્યમાં મુખ્યત્વે હિંદુઓ હતા એ પછી મુસ્લિમો, તથા થોડાક

---

૯. **'The Ruling Princes, Chiefs and Leading Personages in Western India States Agency'**, Op. Cit. Page, 128.

૧૦. Sortley H. T. and Drems A.H. **"Census of India"** 1931, Vol-x, Bombay-1933, A.D. Page-16.

૧૧. પારેખ, સુરેશ **'જૂનાગઢનું ૨૫૦૦ વર્ષનું ઐતિહાસિક સિંહાવલોકન'** (નક્શો.).

પ્રમાણમાં રાજ્યના નોકરિયાતો એવા પારસી અને ખ્રિસ્તીઓ પણ હતા. હિંદુઓમાં પણ જુદા જુદા ભેદો હતા જેમાં બ્રાહ્મણ પ્રથમ વર્ગમાં આવતા હતા, જેમાં નાગરો, નાગર બ્રાહ્મણ, ગિરનારા, ઔદિચ્ય, શ્રીગૌડ, રાજગોર વગેરે હતાં, બીજા વર્ગમાં ક્ષત્રિયોનો સમાવેશ થતો હતો. જેમાં જૂનાગઢ રાજ્યમાં ચુડાસમા, રાયજાદા, કાઠીઓ, કારડિયા, મહિયા વગેરેનો સમાવેશ થતો હતો ત્રીજા વર્ગમાં વૈશ્યમાં વાણિયા, લોહાણા, કણબી, કોળી, ખારવા વગેરે હતા, ચોથા વર્ગમાં વણકર, ચમાર, ગારુડા, તુરા, ભંગી વગેરેનો સમાવેશ થતો હતો. જે રીતે હિંદુઓમાં ચાર પ્રકારની વર્ણવ્યવસ્થા છે તે જ રીતની વર્ણવ્યવસ્થા શુદ્રોમાં [૧૨] પણ જોવા મળે છે. તે નવાઇ પમાડે છે જેમ કે ગરોળા (બ્રાહ્મણ) ચમાર (ક્ષત્રિય) વણકર (વૈશ્ય) ભંગી (શુદ્ર).

જૂનાગઢ રાજ્યમાં એ સમયે જ્ઞાતિગત સંબંધોનું ખૂબ જ ચુસ્ત રીતે પાલન કરવામાં આવતુ હતું અને રૂઢિચુસ્તતાનું પ્રમાણ ઘણું હતું. જો કોઇ જ્ઞાતિના નિયમોનો ભંગ કરે તો તેને જ્ઞાતિબહાર મૂકવામાં આવતો હતો. જો કે તેમ છતાં ત્યારે પણ આંતરજ્ઞાતિય લગ્ન કે અપવાદરૂપ એકલ દોકલ ધર્મ પરિવર્તનના કિસ્સાઓ બનતા હતા. જેમ કે ડૉ. દ્વારકાદાસ ત્રિવેદીએ ખ્રિસ્તી એવી રોઝમેરી સાથે લગ્ન કર્યા હતા. ચોરવાડની આહિર સ્ત્રી જેતીએ ધર્મ પરિવર્તન કરી ઇબ્રાહીમ વલી સાથે ઇ.સ. ૧૯૪૫માં લગ્ન કર્યાનો કિસ્સો બન્યો હતો.

ઇ.સ. ૧૯૩૧માં જૂનાગઢ રાજ્યમાં વસતા લોકોનું પત્રક[૧૩]

| ક્રમ | જ્ઞાતિ/ધર્મ | કુલ | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|---|
| ૧ | બ્રાહ્મણો | ૨૪,૦૫૪ | ૧૨,૪૭૯ | ૧૧,૫૭૫ |
| ૨ | લોહાણા | ૧૫,૭૧૫ | ૭,૯૮૦ | ૭,૭૩૫ |
| ૩ | સોની | ૩,૯૬૯ | ૧,૯૮૯ | ૧,૯૮૦ |
| ૪ | વાણિયા | ૧૧,૫૮૯ | ૫,૫૮૪ | ૬,૦૦૫ |
| ૫ | આહિર | ૩૪,૮૪૬ | ૧૭,૭૮૯ | ૧૭,૦૪૮ |
| ૬ | ભરવાડ | ૧૯,૦૨૪ | ૧૦,૦૮૨ | ૮,૯૪૨ |
| ૭ | ભાવસાર (છીપા) | ૧૦૨ | ૫૧ | ૫૧ |
| ૮ | ભોઇ | ૧,૪૪૧ | ૬૫૦ | ૭૯૧ |
| ૯ | દરજી | ૭,૨૯૬ | ૩,૬૮૮ | ૩,૬૦૮ |
| ૧૦ | ધોબી | ૨,૦૯૪ | ૧,૦૩૨ | ૧,૦૬૨ |
| ૧૧ | હજામ | ૬,૩૮૧ | ૩,૩૦૨ | ૩,૦૭૯ |
| ૧૨ | કુંભાર | ૧૮,૨૩૪ | ૯,૩૪૩ | ૮,૮૯૧ |
| ૧૩ | ખારવા | ૪,૨૨૫ | ૨,૦૫૦ | ૨,૧૭૫ |

૧૨. જાની, (ડૉ.)એસ. વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૨૩.

૧૩. Sortley H. T. and Drems A.H. **"Census of India 1931"**, Vol-x, Bombay-1933, A.D. Appendix-1.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | કોળી | ૭૭,૪૦૯ | ૪૦,૧૫૦ | ૩૭,૨૫૯ |
| ૧૫ | કણબી | ૭૭,૭૭૮ | ૪૦,૧૩૨ | ૩૭,૬૪૬ |
| ૧૬ | મરાઠા | ૩૦૯ | ૧૫૨ | ૧૫૭ |
| ૧૭ | લુહાર | ૫,૧૯૦ | ૨,૬૭૩ | ૨,૫૧૭ |
| ૧૮ | મોચી | ૨૪૭ | ૨૪૭ | -- |
| ૧૯ | માળી | ૪૮૦ | ૩૩૫ | ૨૪૫ |
| ૨૦ | રાજપૂત | ૧૩,૭૩૪ | ૭,૪૨૮ | ૬,૩૦૬ |
| ૨૧ | સુથાર | ૭,૦૮૧ | ૩,૬૫૨ | ૩,૪૨૯ |
| ૨૨ | ઘાંચી (તેલી) | ૫૦ | ૨૯ | ૨૧ |
| ૨૩ | અન્ય (Intermediate) | ૩૯,૭૯૦ | ૧૯,૯૯૦ | ૧૯,૮૦૦ |
| ૨૪ | ભીલ | ૧૮૩ | ૭૫ | ૧૦૮ |
| ૨૫ | ગામિત | ૬૭ | ૨૨ | ૪૫ |
| ૨૬ | નાયકડા | ૫ | ૪ | ૧ |
| ૨૭ | બાવા (વૈરાગી) | ૧૧,૧૩૮ | ૬,૧૨૫ | ૫,૦૧૩ |
| ૨૮ | ભવાયા | ૪૪ | ૨૨ | ૨૨ |
| ૨૯ | ચારણ | ૩,૫૨૮ | ૧,૮૭૯ | ૧,૬૪૯ |
| ૩૦ | ખવાસ | ૪૮૧ | ૨૩૭ | ૨૪૪ |
| ૩૧ | રાવલિયા | ૧૬ | ૧૧ | ૫ |
| ૩૨ | સલાટ | ૬૪૯ | ૩૧૭ | ૩૩૨ |
| ૩૩ | વડાર | ૬૪ | ૩૪ | ૩૦ |
| ૩૪ | વાઘરી | ૪,૦૬૨ | ૨,૧૪૪ | ૧,૯૧૮ |
| ૩૫ | વણજારા | ૧ | - | ૧ |
| ૩૬ | સરાણિયા | ૧૦૬ | ૫૨ | ૫૪ |
| ૩૭ | અગર | ૪૨૭ | ૨૩૫ | ૧૯૨ |
| ૩૮ | ભંગી | ૩,૫૩૯ | ૧,૮૪૪ | ૧,૬૯૫ |
| ૩૯ | ચમાર | ૫,૦૫૭ | ૨,૫૨૫ | ૨,૫૩૨ |
| ૪૦ | ગરોડા | ૨૬૦ | ૧૩૦ | ૧૩૦ |
| ૪૧ | ઢેઢ (વણકર) | ૩૨,૪૬૦ | ૧૬,૫૮૨ | ૧૫,૮૭૮ |
| | **કુલ હિંદુઓ** | **૪,૩૩,૧૨૫** | **૨,૨૨,૯૫૪** | **૨,૧૦,૧૭૧** |
| ૪૨ | આરબ | ૧,૮૮૪ | ૯૮૭ | ૮૯૭ |
| ૪૩ | બલોચ | ૧,૦૬૭ | ૫૪૨ | ૫૨૫ |
| ૪૪ | ભંગી | ૨ | - | ૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫ | વ્હોરા (શિયા) | ૯૬૨ | ૪૬૦ | ૫૦૨ |
| ૪૬ | વ્હોરા (સુન્ની) | ૫૯૩ | ૨૭૪ | ૩૧૯ |
| ૪૭ | હજામ | ૮૧૮ | ૪૦૩ | ૪૧૫ |
| ૪૮ | કસાઇ | ૯૩૦ | ૪૬૬ | ૪૬૪ |
| ૪૯ | ખાટકી | ૭૯૨ | ૪૩૧ | ૩૬૧ |
| ૫૦ | ખોજા | ૨,૮૪૪ | ૧,૮૫૪ | ૧,૯૯૦ |
| ૫૧ | મકરાણી | ૧,૧૦૦ | ૫૬૦ | ૫૪૦ |
| ૫૨ | મેમણ | ૧૮,૦૬૮ | ૭,૭૭૯ | ૧૦,૨૮૯ |
| ૫૩ | મિયાણાં | ૬ | ૪ | ૨ |
| ૫૪ | મોલેસલામ | ૧ | - | ૧ |
| ૫૫ | મોમના | ૩,૧૮૨ | ૧,૫૦૫ | ૧,૬૭૭ |
| ૫૬ | મુઘલ | ૧૯૦ | ૧૦૪ | ૮૬ |
| ૫૭ | પઠાણ | ૪,૨૬૧ | ૨,૩૪૨ | ૧,૯૧૯ |
| ૫૮ | પિંજારા | ૧,૮૭૨ | ૯૨૧ | ૯૫૧ |
| ૫૯ | સેરાઇ જત | ૮૬ | ૪૪ | ૪૨ |
| ૬૦ | સંધી (સમા) | ૧૧,૫૯૪ | ૫,૯૯૪ | ૫,૬૦૦ |
| ૬૧ | સંધી (સુમરા) | ૨૨૬ | ૧૧૮ | ૧૦૮ |
| ૬૨ | ઘાંચી (તેલી) | ૧૦,૦૩૩ | ૫,૨૫૮ | ૪,૭૭૫ |
| ૬૩ | અન્ય | ૪૩,૪૫૩ | ૨૨,૪૧૬ | ૨૧,૦૩૭ |
| | **કુલ મુસ્લિમો** | **૧,૦૪,૯૬૪** | **૫૨,૪૬૨** | **૫૨,૫૦૨** |
| ૬૪ | ક્રિશ્ચિયન | ૧૫૦ | ૯૩ | ૫૭ |
| ૬૫ | જૈન | ૬,૮૫૩ | ૩,૩૧૪ | ૩,૫૩૯ |
| ૬૬ | શીખ | ૧૧ | ૧૧ | - |
| ૬૭ | પારસી | ૪૮ | ૩૧ | ૧૭ |
| ૬૮ | યહુદી | ૧ | ૧ | - |
| | **કુલ** | **૫,૪૫,૧૫૨** | **૨,૭૮,૮૬૬** | **૨,૬૬,૨૮૬** |

(૪) આબોહવા :-

આબોહવા એ કોઇપણ પ્રદેશના ઇતિહાસની સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક બાબતો ઉપર જબરો પ્રભાવ પાડે છે. જે તે પ્રદેશની આબોહવા મુજબ જ માનવ શરીરનું બંધારણ તથા તેમનો ખોરાક, પોશાક, ધંધો વગેરે નક્કી થતુ હોય છે. જૂનાગઢ રાજ્યની આબોહવા એકંદરે સમશીતોષ્ણ છે. જૂનાગઢ રાજ્યને વ્યાપક એવો દરિયા કિનારો પ્રાપ્ત થયો હોવાથી સુખ સમૃદ્ધિ વધ્યા હતાં. જૂનાગઢના

રાજ્યમાં માંગરોળ, વેરાવળ, ચોરવાડ, પ્રભાસ પાટણ, કદવાર, સુત્રાપાડા, ધામળેજ, શીલ, દીવાસા વગેરે ગામોને દરિયાનો લાભ પ્રાપ્ત થયો હતો તેમાં માંગરોળ અને વેરાવળ બે મોટા બંદર હતાં. આ બંદરો પરથી વેપાર વણજ ચાલતો અને મત્સ્ય ઉદ્યોગ માટે ઉપરોક્ત સ્થળો મહત્ત્વના હતાં.

આ રીતે જૂનાગઢ રાજ્યને દરિયા કિનારાનો આર્થિક લાભ પ્રાપ્ત થયો હતો. વળી દરિયાકિનારાની આબોહવા ખુશ્નુમા તથા આરોગ્યપ્રદ ને ભેજવાળી હતી. જૂનાગઢ રાજ્યને દરિયા કિનારો મળ્યો હોવાથી જૂનાગઢ રાજ્યે બહુ ઓછા પ્રમાણમાં દુષ્કાળોનો સામનો કરવો પડ્યો હતો. વિસ્તારોના પ્રમાણમાં જૂનાગઢ રાજ્યમાં વરસાદનું પ્રમાણ સારૂં હોવાનું જાણી શકાય છે.

જૂનાગઢ રાજ્યની વિશિષ્ટ ભૌગોલિક પરિસ્થિતિને કારણે રાજ્યના લોકો ખડતલ, ઊંચા હતા અને ઠંડો અને ગરમ ખોરાક લેતા રહ્યા છે. ગિરનાર અને બે ત્રણ ડુંગરો બાદ કરતા રાજ્યની જમીન એકંદરે સપાટ અને ફળદ્રુપ રહી હોવાથી લોકોની આર્થિક સ્થિતિ સમૃદ્ધ રહી હતી.

જૂનાગઢ રાજ્યમાં તાપમાન શિયાળામાં ૬ં થી ૧૧ં સે. અને ઉનાળામાં ૩૬ં થી ૪૫ં સે. થઇ જતું માલુમ પડે છે. રાજ્યના ગેઝેટ 'દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ'માં રાજ્યના ચાર શહેરોના તાપમાનની માહિતી આપવામાં આવતી હતી. રાજ્યમાં દરિયાકિનારાના વિસ્તારોમાં તાપમાનમાં ફેરફાર રહેતો.જૂનાગઢ શહેરમાં ગિરનારને કારણે મોડી રાત સુધી ઉનાળામાં ગરમ વાતાવરણ રહે છે અને રાત્રે ૧૨ આસપાસ હવામાન ઠંડુ થાય છે તે રીતે ભૂગોળને કારણે ગિરનારનો જૂનાગઢના લોકોને ગેરફાયદો થયો છે.

ટૂંકમાં જૂનાગઢ રાજ્યની આબોહવા એકંદરે નિરોગી અને સ્વાસ્થ્યવર્ધક રહી છે. તેનો લાભ રાજ્યની જનતા અને શાસક બન્નેને મળતા જૂનાગઢ રાજ્ય ખૂબ જ સમૃદ્ધ રાજ્ય બનેલું જોઇ શકાય છે.

<u>(૫) જમીન, પર્વતો, તળાવો :-</u>

જૂનાગઢ રાજ્યની જમીનના મુખ્યત્વે ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે. (૧) ગિરનાર અને ગીર, (૨) ઘેડ, (૩) નાઘેર, (૪) સપાટ પ્રદેશ,જે ચાર વિસ્તારની અંદર કુલ ૩૧ જાતની જમીનો આવેલી હતી. (૧) આછી, (૨) આંતરી, (૩) ઊંડ, (૪) કરાળ, (૫) કાંઠરિયાળ, (૬) કાંઠી, (૭) કાદી, (૮) કાળી, (૯) કોળુ અથવા નૈયડ, (૧૦) ખારૂ, (૧૧) ખારો, (૧૨) ખારચ, (૧૩) છાબડ, (૧૪) છાવડ, (૧૫) ડેડક, (૧૬) ઢસો, (૧૭) ધારોડ, (૧૮) નાળિયું, (૧૯) ફોડાવાળી, (૨૦) ભગરી, (૨૧) ભૂખરી, (૨૨) ભેડો, (૨૩) માલની, (૨૪) રાખોડ, (૨૫) રાતડ, (૨૬) રેચક, (૨૭) રેફ્ડો, (૨૮) લુણાવાળી, (૨૯) વેકરો, (૩૦) સરાણ, (૩૧) અંગારિયો.

ગિરનાર ફરતું ૩૬ કિલોમીટરનું જંગલ હતું, જ્યારે ગીરનો વિસ્તાર ૪૦ માઇલ લાંબો અને ૨૦ માઇલ[૧૪] પહોળો હતો. રાજ્યના નૈઋત્યના ભાગના સમુદ્રકાંઠા પાસેના નીચા ભાગને ઘેડ કહેતા જેમાં ભાદર, ઓજત અને ઉબેણ નામની નદીઓ ચોમાસામાં પાણી રેલાવતી તથા આખા ઘેડ વિસ્તારમાં પાણી ભરાઇ જતું હતું ગીરની દક્ષિણે આવેલા સમુદ્રકાંઠાના પ્રદેશોને નાઘેર કહેતા હતા. જ્યારે રાજ્યનાં

૧૪. વખારિયા, નાનચંદ જસરાજ, **'સંસ્થાન જૂનાગઢની બાળ ભૂગોળ'** જૂનાગઢ, ઇ.સ. ૧૯૦૭-પૃ.-૧૦.

વચ્ચેનો ભાગ તદ્દન સપાટ હતો તેને સપાટ પ્રદેશના નામે ઓળખતા  હતાં.

રાજ્યમાં ગિરનાર, દાતાર, ભેંસલો એ પર્વતો હતાં, તથા કેરિયો, રતનો, ડુંડી, લાપાળ, રોઝમાળ, હડાલીધાર, સાયો એ ટેકરીઓ હતી.

નદીઓમાં ભાદર, ઉબેણ, ઓઝત, હિરણ, સરસ્વતી, કપિલા, મચ્છુન્દ્રી, શિંગવડો, મેઘલ, વ્રજની, રાવળ, સોમત, ધાતરવડી એ નદીઓ આવેલી છે.

તળાવોમાં જૂનાગઢમાં સરદાર તળાવ (હાલનું નરરસિંહ મહેતા તળાવ) જૂનાગઢમાં વાઘેશ્વરીનું તળાવ, જૂનાગઢમાં દાતારનું તળાવ, જૂનાગઢનું નાનું તળાવ, જૂનાગઢમાં પરી તળાવ, પાટણમાં સરદાર તળાવ, વેરાવળ પાટણ વચ્ચે ભાલકા તળાવ, ઉનામાં ગામ વચ્ચે તળાવ, ઉના પાસે ચિત્રાસર તળાવ, બાબરિયાવાડમાં સરોવરડું તળાવ, ભુવા ટીંબી પાસે ભુવડ તળાવ, શિલ પાસે ભાથરોટ અને મિતિયાળા તળાવ  અને ધંધુસર પાસે ધંધુસર તળાવ હતું.

(૬) ઐતિહાસિક ગુજરાતનું પ્રથમ પાટનગર – જૂનાગઢ :-

દુનિયાના દેશો અને રાજ્યમાં બહુ ઓછા એવા શહેરો ભાગ્યશાળી બને છે કે જેને પાટનગરનો દરજ્જો  મળ્યો હોય એ બાબતમાં જૂનાગઢ  વિશેષતા ખૂબ જ ભાગ્યશાળી શહેર રહ્યુ છે તે ત્રણ ત્રણ રાજવંશની સત્તા દરમ્યાન ગુજરાતની રાજધાનીનું શહેર રહ્યું હતું. મૌર્ય, ક્ષત્રિયો અને ગુપ્તોના શાસનમાં ગિરિનગર એ જ જૂનાગઢ ગણાતુ અને તે ગુજરાતી રાજધાની ગણાતું હતું. હજુ એ સમયે  અમદાવાદનો તો જન્મ પણ નહોતો થયો.

આથી જૂનાગઢને ઐતિહાસિકકાળનું ગુજરાતનું પ્રથમ પાટનગર[૧૫] બનવાનો યશ પ્રાપ્ત થયો છે. ત્યારબાદ જ્યારે ગુપ્તવંશની સત્તાનો અંત આવ્યો અને સેનાપતિ ભટ્ટાર્કે વલભીમાં મૈત્રકવંશની સ્થાપના કરી અને તેણે ગિરિનગર ને બદલે વલભીને રાજધાનીના સ્થળ તરીકે પસંદ કર્યુ. આથી જૂનાગઢે પાંચમી સદીથી  પાટનગરનો દરજ્જો ગુમાવ્યો અને વલભીએ ત્રણસો વર્ષ સુધી પાટનગરનું માન મેળવ્યું.[૧૬]

ટૂંકમાં જૂનાગઢ એક વખત ત્રણસો વર્ષ સુધી ગુજરાતમાં મહત્તા ધરાવતું શહેર અને પાટનગર રહ્યું હતું અ તેની મહત્તા અને મહત્વ સૂચવે છે.

(૭) પ્રાગૈતિહાસિક યુગ :-

જૂનાગઢ રાજ્યમાં પ્રાગૈતિહાસિક યુગના પુરાવાઓ હવે પ્રાપ્ત બન્યા છે. તે બતાવે છે કે અહીં આદિમાનવ વસતો હતો. ઇ.સ. ૧૯૭૨માં અને ત્યારબાદ પ્રભાસપાટણ પાસેથી હિરણ નદીના કાંઠેથી ઉત્ખનનમાંથી પ્રાગૈતિહાસિક કાળના અવશેષો મળ્યા છે. આ સિવાય નગરાના ટીંબામાંથી [૧૭] પણ

---

૧૫. જોટે, ર.ભી. **'ગુજરાતનો સાંસ્કૃત્તિક ઈતિહાસ'** ઈસ્લામ યુગ ખંડ-૧, ભાગ-૧/૨, અમદાવાદ, ઈ.સ. ૧૯૬૮, પૃ.-૪૮.

૧૬. શાસ્ત્રી,(ડૉ.)હરિપ્રસાદ ગં. **'મૈત્રકકાલિન ગુજરાત'** ભાગ-૧, અમદાવાદ, ઈ.સ. ૧૯૫૫,પૃ.-૪૪.

૧૭. જાની,(ડૉ.) એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** રાજકોટ, પ્ર.આ.  ઈ.સ.૨૦૧૦, પૃ.-૩૬.

આ પ્રકારના પુરાવશેષો મળ્યા છે. પ્રભાસપાટણમાંથી મળેલા પાષાણના ઓજારો પણ લગભગ ૪૦ હજાર [૧૮] વર્ષ જૂના હોવાનું માનવામાં આવે છે. પુરાતત્વીય ઉત્ખનનોમાંથી બે – ત્રણ સ્થળોએથી હડપ્પા સંસ્કૃત્તિને મળતા આવતા વાસણો મળ્યા છે તેણે લગભગ ૨૦૦ થી ૧૩૦૦ ઇ.સ. પૂર્વેના સમયના ગણવામાં આવે છે.

આ રીતે જૂનાગઢ રાજ્યમાં પ્રાગૈતિહાસિક કાળના સગડ પણ મળી આવતા તેની પ્રાચીનતા સિદ્ધ કરી શકાય છે.

(૮) જૂનાગઢના અનેકવિધ નામો :-

કદાચ સમગ્ર ભારતમાં જૂનાગઢ જ એક એવું શહેર હશે કે તેના આટલા બધા નામો સમય મુજબ બદલાયા હોય કે પડ્યા હોય. એક નામ હોય અને બીજુ નામ આપવાની કે પાડવાની બાબતમાં જૂનાગઢ શહેરનો પ્રથમ નંબર આવે છે. જો કે આ નામો બહુ પ્રચલિત રહ્યા નહોતા પણ જૂનાગઢના જુદા જુદા ૧૮ નામો પ્રાપ્ત થાય છે. તેનો અહીં ઇતિહાસ તપાસીએ.

(૧) કરણ કુબ્જ :-

સ્કંદપુરાણના પ્રભાસખંડના ૭૭માં અધ્યાયમાં ગિરનાર મહાત્મ્ય જોવા મળે છે તેમાં જૂનાગઢનું નામ કરણકુબ્જ [૧૯] હોવાનો ઉલ્લેખ મળે છે. પણ આ કરણ કે કર્ણ કોણ તેના વિશે પુરાણકારે કશું જણાવ્યું નથી. માત્ર પૌરાણિક ઉલ્લેખ મુજબ જૂનાગઢનું આવું પણ એક નામ હતુ એમ જ માનવું રહ્યું.

(૨) મણિપુર, (૩) ચંદ્રકેતુપુર, (૪) રેવતં, (૫) પૌરાતનપુર :-

આ ચારેય પ્રાચીન નામોનો ઉલ્લેખ 'ગિરનાર મહાત્મ્ય'ના નીચેના આ શ્લોકમાંથી જાણી શકાય છે.

आदौमणिपुरंनाम, चंद्रकेतुपुरंस्मृतं ।
तृतीयरैवतंनाम, कालौपौरातनंपुरं ॥

આ શ્લોક મુજબ જૂનાગઢનું મૂળ નામ મણિપુર હતું પછી તે ચંદ્રકેતુપુર, રૈવત અને પુરાતનપુર થયું તેમ જાણી શકાય છે.

(૬) દુર્ગ, (૭) જીર્ણદુર્ગ, (૮) જીરણગઢ

આ ત્રણેય નામો જૂની લિપિમાં અને હસ્તપ્રતો તથા દસ્તાવેજોમાં જોવા મળે છે. પુરાણકાર એમ પણ કહેતા હતા કે કલિકાલમાં ચંદ્રકેતુએ વસાવેલ આ નગર જીર્ણદુર્ગના નામે પ્રસિદ્ધ થશે તે વાત સાચી પડતી અહીં જણાય છે.

(૯) ગિરિનગર, (૧૦) નગર, (૧૧) પૂર્વનગર :-

આ ત્રણેય નામો શિલાલેખોમાં જોવા મળે છે. જેમ કે ગિરનારના અશોકના ત્રિલેખ શૈલપરના અભિલેખમાં ગિરિનગર શબ્દ જોવા મળે છે. તથા રૂદ્રદામાના લેખમાં ઇ.સ. ૧૫૦ની પ્રથમ પંક્તિમાં

---

૧૮. Rajyagor, (Dr.) S. B. (Editor), **'Junagadh District Gazetteer'**, Ahmedabad, 1975 A.D. Page 113/114.

૧૯. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, બીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૩૪.

'इदं तडाकं सुदर्शनं गिरीनगराद'[૨૦] નામનો ઉલ્લેખ મળે છે. આ જ અભિલેખની પાંચમી પંક્તિમાં ગિરિઉર્જયત્નો પણ ઉલ્લેખ મળે છે.[૨૧] આ ઉપરાંત જૂનાગઢના બાવા પ્યારેના મઠ પાસેથી રૂદ્રદામાના પુત્રના સમયનો તારીખ વિનાનો એક અભિલેખ સાંપડ્યો હતો, તેની ત્રીજી લીટીમાં ગિરિનગર શબ્દનો ઉલ્લેખ મળે છે.[૨૨] ગુપ્તસમ્રાટ સ્કંદગુપ્તના ઇ.સ. ૪૫૮ના લેખમાં નગર શબ્દનો ઉલ્લેખ આવે છે તેને જ વિદ્વાનોએ નગર એજ શબ્દને ગિરિનગર ગણાવ્યો છે. વળી અભિલેખો ઇ.સ.ના બીજા સૈકાથી ઇ.સ.ના પાંચમાં સૈકા સુધી ગિરિનગરને ઉર્જયત્ અને રૈવતક ગિરિઓના સાનિધ્યમાં જ નિશ્ચિત કહે છે તે બાબત પણ એમ જ સૂચવે છે કે ગિરિનગર એ જ જૂનાગઢ છે આ સિવાય મૈત્રકોના દાનશાસનો અને તામ્રપત્રોમાં તથા જૈન સાહિત્યમાં ગિરિનગર શબ્દનો ઉલ્લેખ જોવા મળે છે તથા 'કુમારળપાળ પ્રતિબોધ'માં પણ ગિરિનગર શબ્દનો ઉલ્લેખ આવે છે.

(૧૨) જીર્ણપ્રકાર :-

વંથલીમાંથી પ્રાપ્ત થતા ચુડાસમાકાલીન શિલાલેખોમાં આ નામ જોવા મળે છે.

(૧૩) યવનગઢ :-

**પ્રા. લાસેને** જૂનાગઢ માટે યવનગઢ શબ્દ વાપર્યો છે. આથી ગિરિનગરનું કે જૂનાગઢનું યવનકાળમાં યવનગઢ નામ પડ્યાની ધારણા અમુક વિદ્વાનોએ બાંધી હતી. જો કે લાસેન લખે છે યવનગઢનું ભ્રષ્ટ સ્વરૂપ એ જૂનાગઢ છે. જો કે અરબી અને ફારસી શિલાલેખોમાં મુસ્લિમોએ યવનગઢ નામ વાપર્યાનુ જણાય છે તેથી માત્ર ધારણા જ વિદ્વાનોએ બાંધી છે તેમ ન કહી શકાય. જો કે પ્રો. લાસેને પ્રયોજેલ યવનગઢ શબ્દને જેમ્સ બર્જેસ સ્વીકારતા નહોતા.[૨૩]

(૧૪) મુસ્તુફાબાદ :-

જ્યારે ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ જૂનાગઢ જીતી લીધુ ત્યારે તેણે જૂનાગઢનું નામ બદલીને નવુ નામ મુસ્તુફાબાદ પાડ્યું [૨૪] તેનો ઉલ્લેખ શેખ જી. એ. ના ઉર્દૂગ્રંથ 'મિરાતે મુસ્તુફાબાદ'માં અને મહમદ બેગડાની ટંકશાળમાંથી જે સિક્કાઓ બહાર પાડેલા હતા તેની ઉપરથી જાણવા મળે છે પરંતુ જૂનાગઢનું એ મુસ્લિમ નામ લોકજીભે ચડ્યું જ નહી અને જૂનાગઢ જ રહ્યું.

(૧૫) ઉગ્રસેનગઢ, (૧૬) ખેંગારગઢ, (૧૭) જુણણદુગ્ગ.

આ ત્રણ નામો ચુડાસમાયુગમાં પ્રચલિત થયા હોવા જોઇએ. કારણ કે આ નામોનો ઉલ્લેખ

---

૨૦. પરીખ, રસિકલાલ અને શાસ્ત્રી હરિપ્રસાદ **'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃત્તિક ઇતિહાસ'** ભાગ-૨,અમદાવાદ, પ્ર.આ. ઇ.સ. ૧૯૭૨, પૃ.-૪૫.

૨૧. આચાર્ય, ગિરિજાશંકર વ. **'ગુજરાતના ઐતિહાસિક લેખો'** ભાગ-૧, મુંબઇ, ઇ.સ. ૧૯૩૩,પૃ-૮.

૨૨. પરીખ,રસિકલાલ અને શાસ્ત્રી હરિપ્રસાદ **'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃત્તિક ઇતિહાસ'**ભાગ-૨, અમદાવાદ, પ્ર.આ. ઇ.સ. ૧૯૭૨, પૃ.-૪૫.

૨૩. જાની,(ડૉ.)એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ,પૃ.-૩૫.

૨૪. વોરા, ગુલાબશંકર ક. **'જૂનાગઢનો ઇતિહાસ'** અમદાવાદ, ઇ.સ. ૧૮૯૮, પૃ.-૨૭.

જૈનગ્રંથોમાં અવારનવાર જોવા મળે છે. દા.ત. જીનપ્રભસૂરિ રચિત વિવિધ તીર્થકલ્પમાં અને 'રૈવતક ગિરિકલ્પ'માં આ નામો જોવા મળે છે. જીનભદ્રસૂરિના ગ્રંથમાં જુણ્ણકૂડ અને જુણ્ણદુગ્ગ નામનો ઉલ્લેખ મળે છે આ ઉપરાંત જીર્ણદુગ્ગનો ઉલ્લેખ મેહર રાજા ઠેપકના હાથસણીના લેખમાં ઇ.સ. ૧૩૩૦માં જોવા મળે છે. मम् पितृव्येन जीर्णदुर्ग निवासि ।

જ્યારે હસ્તપત્રો અને ૧૫૦ વર્ષ જૂના પત્રવ્યવહારોમાં પણ જીર્ણદુર્ગનો ઉલ્લેખ ઘણી જગ્યાએ જોવા મળે છે.

(૧૮) જૂનાગઢ :-

જો કે છેલ્લા ૨૦૦ થી ૨૫૦ વર્ષથી તો આ નગરનું નામ જૂનાગઢ તરીકે જ પ્રચલિત રહ્યું છે તે જૂનાગઢ નામ પડવા પાછળના પણ કેટલાક તર્ક અને મંતવ્યો જોવા મળે છે. રોમન દેવતા જ્યુપિટરની પત્ની જૂનોના નામ ઉપરથી આ નગર જૂનોગઢ કહેવાયુ. જો કે આ તર્ક કે માન્યતાને કે કોઇ ઐતિહાસિક આધાર સાંપડતો નહીં હોવાથી તેને કોઇએ સ્વીકારેલ નથી.

તો વળી ક્યારે જૂનાણુ કે જૂનોગઢ પણ આ શહેરને કહેવાયુ છે. મૌલવી અબુઝફર નદવી લખે છે કે મહમદ તઘલકે ગિરનારનો કિલ્લો જીતી પોતાના નામ ઉપરથી આ કિલ્લાનું નામ જૂનાગઢ રાખ્યું હતું, વળી સુલતાનનું નામ પણ મોંહમદ જૂના હતુ. આ મતના સમર્થનમાં નદવી એમ પણ જણાવે છે કે મોહમદ તઘલકને નવા નામ પાડવાનો ઘણો શોખ હતો જેમ કે તેણે દેવગઢને દોલતાબાદ નામ આપ્યું હતું. જો કે નદવીનો આ મત સ્વીકાર્ય નથી કારણ કે જૂનાગઢ નામ તો મહમદ તઘલકના સમય પહેલાથી પ્રચલિત છે.

જૂનાગઢ શબ્દની વ્યુત્પતિ એ રીતે કરીશકાય કે જૂનાનો અર્થ પુરાણો અને ગઢનો અર્થ કિલ્લો એવો થાય. એટલે કે જ્યાં પુરાણો કિલ્લો હતો તે જૂનાગઢ. વળી જૂનાગઢનું નામ મુસ્લિમ ઇતિહાસોમાં તો ગિરનારના કિલ્લાના નામે જ આવે છે. એ પણ એમ જ માનવા પ્રેરે છે કે જૂનો પુરાણો કિલ્લો એ જ જૂનાગઢ.

કોઇ કોઇ જૂની ગુજરાતીમાં જૂનાઘઢ પણ લખાયેલું જોવા મળે છે તે તે કાળની લખવાની ખામી ભરેલી પ્રથાનું પ્રતિબિંબ છે બાકી હકીકતે ખરૂ નામ જૂનાગઢ જ રહ્યુ છે.

## ૨.૩ જૂનાગઢમાં વિવિધ યુગની રાજસત્તાઓ :-

જૂનાગઢ એ પૌરાણિક અને પ્રાચીનકાળનુ શહેર રહ્યુ છે તેથી સ્વાભાવિક છે કે તેની ઉપર અનેક રાજવંશોએ પોતાની સત્તા ચલાવી અને કાળની થપાટે અસ્ત થઇ ગઇ. પરંતુ તેનો ઇતિહાસ રહી ગયો એવા જૂનાગઢ શહેર ઉપર છેક પૌરાણિકકાળથી માંડીને સ્વતંત્રતા મળ્યા સુધીમાં જુદા જુદા નવ યુગ કે નવ સત્તાઓએ રાજ્ય કર્યુ હોવાનો ઉલ્લેખો પ્રમાણભૂત રીતે પ્રાપ્ત થાય છે વળી પૌરાણિકકાળના કેટલાક ધર્મસ્થાનકો પણ જૂનાગઢના ભવનાથમાં બતાવાય છે.

(૧) પૌરાણિક યુગ :-

સૌરાષ્ટ્ર એ તો ભારતનો પુરાણ પ્રસિદ્ધ અતિ પ્રાચિન પ્રદેશ હોવાથી પુરાણોમાં સૌરાષ્ટ્રના ઘણા પ્રાચીન નગરોની ગાથા વર્ણવવામાં આવેલ છે. પુરાણોમાં સૌરાષ્ટ્ર ઉપર રાજ્ય કરનાર જૂના રાજવંશોનો

પણ ઉલ્લેખ મળે છે તથા પૌરાણિકકાળમાં સૌરાષ્ટ્રદેશમાં ૫૫૦૦૦[૨૫] ગ્રામ હતા એવા ઉલ્લેખો મળે છે. પુરાણો મુજબ આજના માનવકુળના મૂળપુરૂષ વૈવસ્વત મનુ હતા [૨૬] મનુ વૈવસ્વતનો સમય ઇ.સ. પૂર્વે ૫૯૭૬ નો ગણવામાં આવ્યો છે [૨૭] વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિના પુત્ર રેવ અને તેના પુત્ર રૈવતની રાજધાની કુશસ્થલી 'દ્વારકા' હતી. કૃષ્ણ ભગવાને મથુરાથી કુશસ્થલી આવી નવુ દ્વારકા વસાવ્યું.ત્યારબાદ બલરામના સસરા રૈવત કુશસ્થલીથી ગિરનાર રહેવા ચાલ્યા ગયા પછી કૃષ્ણ ભગવાને કુશસ્થલીની જગ્યાએ નવી રાજધાની સ્થાપી તેનું નામ દ્વારામતી આપ્યું. ત્યારથી ગિરનાર પર્વત રૈવતપર્વત તરીકે ઓળખાવા લાગ્યો.

આ બધા ધાર્મિક અને પૌરાણિક વર્ણનો સૌરાષ્ટ્રમાં કે જૂનાગઢમાં રાજા રૈવતની સત્તા હોવાનું માનવાને પ્રેરે છે કે પૌરાણિક યુગમાં તેમનું અહીં શાસન હતું જો કે હજુ વિદ્વાનોની ઘણી મથામણ પછી આ પુરાણોની ઐતિહાસિકતા અને સમય વિશે બહુ સ્પષ્ટ અભિપ્રાય આપણને મળ્યો નથી, પરંતુ ભૂગોળ અને ધાર્મિક સ્થળો અને પુરાણોના વર્ણનોને પ્રભાસપાટણ, યાદવાસ્થળી, કૃષ્ણનો દેહત્યાગ, વસ્ત્રાપથેશ્વર, ભવનાથ વગેરેને લીધે આપણે અહી પૌરાણિકકાળમાં તેમની સત્તા હતી એમ ચોક્કસ માની શકાય તેમ છે.

(૨) ઐતિહાસિક યુગ :-

મૌર્યયુગથી ભારતનો ઐતિહાસિક યુગ શરૂ થાય છે તે રીતે જ જૂનાગઢનો ઐતિહાસિક યુગ પણ મૌર્યકાળથી જ શરૂ થાય છે. કારણ કે મૌર્યયુગનો સૌથી મોટો પુરાવો આપતો અશોક શિલાલેખ જૂનાગઢમાં છે. આથી કહી શકાય કે એ કાળે મૌર્યસત્તાનું જૂનાગઢમાં શાસન હતું, ચંદ્રગુપ્ત મૌર્યએ (લગભગ ૩૨૨ થી ૨૯૮ ઇ.સ.પૂર્વે) પોતાના ગુરૂ વિષ્ણુગુપ્ત એવા કૌટિલ્ય (ચાણક્ય) ની મદદથી નંદવંશનોઅંત લાવીને મૌર્યવંશની સ્થાપના કરી હતી તે મૌર્ય સામ્રાજ્યનો એક પ્રાંત એ ગિરિનગર હતું અને ચંદ્રગુપ્તે પોતાના સુબા તરીકે વૈશ્ય **પુષ્યગુપ્તને** નીમ્યો હતો. અહીં જૂનાગઢમાં સુવર્ણસિક્તા (સોનરેખ) નદીના પ્રવાહને રોકીને સુદર્શન નામનું મોટું તળાવ ત્યારે બંધાયું હતું અશોકના યવનરાજ સુબા **તુશાસ્પે** તે તળાવમાંથી નહેરો કાઢી સિંચાઇની સુવિધા વધારી હતી.[૨૮] મહાન સમ્રાટ અશોકે મૌર્યયુગના એ ગિરિનગરમાં પોતાની ધમ્મલિપિઓના જાહેરનામાને અહીં જ ગિરનારના રસ્તે એક ખડકમાં કોતરાવ્યું હતું તે જ અશોકનો શિલાલેખ.

સૌપ્રથમ ઇ.સ. ૧૮૨૨માં કર્નલ ટોડે[૨૯] આ શિલાલેખ જોયો હતો અને તેની જાણકારી લોકોને મળી એ પછી આ શિલાલેખનું રબીગ આર. વિલ્સને લઇ જેમ્સ પ્રિન્સેપને કલકત્તા ઇ.સ. ૧૮૩૭માં

૨૫. જોશી, ઉમાશંકર **'પુરાણોમાં ગુજરાત'** અમદાવાદ, ઇ.સ. ૧૯ , પૃ.-૨૧૦.

૨૬. શાસ્ત્રી, (ડૉ.) હરિપ્રસાદ ગં **'ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ'** અમદાવાદ, ઇ.સ. ૧૯૬૪, પૃ.-૨૯.

૨૭. માંકડ, ડોલરરાય ર. **'પૌરાણિક કાળગણનાનુસાર વંશાનુક્રમ'** ગાંધીનગર, પ્ર.આ. અભિલેખાગાર, ઇ.સ. ૧૯૯૬, પૃ.-૧૩.

૨૮. Rajyagor, (Dr.) S. B. (Editor), **'Junagadh District Gazetteer'**, Ahmedabad, 1975 A.D.,Page -115.

૨૯. ટોડ જેમ્સ, **'पश्चिम भारत की यात्रा'**, जोधपुर, इ.स.१९६५.

મોકલ્યું.[૩૦] પછી તેની ખરી વાંચના[૩૧] થતાં ખબર પડી કે સૌરાષ્ટ્રમાં મૌર્યોનું શાસન હતું તેનો આ પાકો સચોટ પુરાવો છે. ઇ.સ. ૧૯૦૦ સુધી અશોકનો શૈલલેખ ખુલ્લો હતો તેથી ટાઢ, તડકો અને વરસાદથી નુકશાન પામી રહ્યો હતો ત્યારે જેમ્સ બર્જેસ અને અન્ય અંગ્રેજ અધિકારીઓએ જૂનાગઢના નવાબને તેના ઉપર મકાન બાંધવાની ભલામણ કરતાં જૂનાગઢ રાજ્યે ઇ.સ. ૧૯૦૦માં તે શૈલલેખ ઉપર મકાન બાંધી આપીને પુરો રક્ષિત કર્યો.

મૌર્યસત્તા પછી પાટલીપુત્રમાં શુંગવંશનું શાસન સ્થપાયું હતું, પણ પછી એ શુંગોની સત્તા સૌરાષ્ટ્ર ઉપર મૌર્યો જેવી જ રહી હતી કે કેમ તેના વિશે પૂરતા પુરાવાઓ મળતા નથી. જો કે કઝીન્સ માને છે કે સૌરાષ્ટ્ર ઉપર પણ શુંગોનું આધિપત્ય હશે તેઓના પછી પણ બેક્ટ્રીયાના ગ્રીકોનું સૌરાષ્ટ્ર ઉપર આધિપત્ય રહ્યુ જ છે તેથી વચ્ચેના સમયમાં કાંઇ સૌરાષ્ટ્ર સ્વતંત્ર ન બન્યુ હોય.

( ૩ ) ઇંડો ગ્રીક અને શકક્ષત્રપોનું શાસન :-

સૌરાષ્ટ્ર ઉપર ઇંડો ગ્રીક સત્તાનું રાજ્ય હોવાનો પુરાવો આપતા ઇ.સ. પૂર્વે બીજી સદીના કેટલાક સિક્કાઓ સોરઠ વિસ્તારમાંથી મળી આવે છે, તેના ઉપરથી વિદ્વાનો અનુમાન કરે છે કે સૌરાષ્ટ્રમાં તેમનું શાસન હશે. ઇ.સ. ની પ્રથમ સદીમાં ક્ષત્રપોએ સૌરાષ્ટ્રમાં શાસન સ્થાપ્યું હતું જે ક્ષત્રપોએ લગભગ ઇ.સ. ૨૩ થી ૩૯૮ સુધી શાસન ચલાવ્યું[૩૨] વચ્ચે ગૌતમીપુત્ર શાતકર્ણીએ ક્ષત્રપોની સત્તાનો સૌરાષ્ટ્રમાંથી અંત લાવી પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. ત્યારબાદ કાર્દમાક કુળના ક્ષત્રપ રાજવી ચષ્ટને ગૌતમીપુત્ર શાતકર્ણીને હરાવીને સૌરાષ્ટ્રમાં ક્ષત્રપોની સત્તા ફરીવાર સ્થાપી હતી. ચષ્ટન પછી તેનો પૌત્ર રૂદ્રદામા ૧લો મહાક્ષત્રપ તરીકે ગાદીએ બેઠો જેણે દક્ષિણાપથના સ્વામી શાતકર્ણીને બેવાર હરાવ્યો[૩૩] સૌરાષ્ટ્રના સુબા તરીકે પહલવ જાતિના **સુવિશાખને** નીમ્યો જે સુબાની રાજધાની ગિરિનગરમાં હતી આ સમયે શક સંવત ૭૨માં અતિવૃષ્ટિને કારણે જૂનાગઢની સુવર્ણશિક્તા અને પલાસિની નદીમાં ભયંકર પૂર આવ્યુ અને સુદર્શન તળાવ તુટ્યુ, ત્યારે તળાવમાં ૨૪ હાથ પહોળુ અને ૭૫ હાથ ઉંડુ ગાબડું [૩૪] પડ્યું હતું તે તુટેલા તળાવને મહાક્ષત્રપ રૂદ્રદામને પ્રજા પાસેથી કોઇપણ પ્રકારનો ખર્ચ ન લેતા પોતાના અંગત ધનકોષમાંથી ખર્ચ કરી એ ગાબડુ સમરાવ્યુ જેનો ઉલ્લેખ ત્રિલેખનાં ઇ.સ. ૧૫૦ના રૂદ્રદામાના લેખમાં પણ છે તેનો એક મહત્ત્વનો પુરાવો છે.

ક્ષત્રપકાળ દરમ્યાન જૂનાગઢમાં ટંકશાળ પણ હોવાની શક્યતા છે તેથી આ કાળના કેટલાક સિક્કાઓ ઘણા બધા સ્થળેથી મળે છે. ઇ.સ. ૧૮૯૭માં ઉપરકોટમાંથી ૧૨૦૦ ક્ષત્રપ સિક્કાઓ મળી આવ્યા હતા આ સિવાય જૂનાગઢ જિલ્લાના ઉના પાસેથી વાંસોજ ગામમાંથી ૯૫૧ સિક્કાઓ[૩૫]

---

૩૦. દેસાઇ, શંભુપ્રસાદ હ. **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, બીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૫૭

૩૧. જૂનાગઢના વતની એવા ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીએ આ શિલાલેખ સૌપ્રથમ વાંચવાનો પ્રયત્ન કર્યો હતો અને ખરી વાંચનામાં તે ઉપયોગી બન્યા હતાં.

૩૨. જમીનદાર રસેશ **'ક્ષત્રપકાળનુ ગુજરાત'** અમદાવાદ, પ્ર.આ., ઇ.સ. ૧૯૭૫, પૃ.-૨.

૩૩. Viraji Krishnakumari J., **'Ancient History of Saurashtra'**, Bombay, 1952 A.D., Page-10

૩૪. આચાર્ય, ગિરજાશંકર વ. **'ગુજરાતના ઐતિહાસિક લેખો'** ભાગ-૧, મુંબઇ, ઇ.સ.૧૯૩૩, પૃ.-૧૦.

૩૫. Rajyagor, (Dr.) S. B. (Editor), **'Junagadh District Gazetteer'**, Ahmedabad, 1975 A.D.,Page -118.

મળ્યા હતાં.

(૪) ગુપ્તયુગ :-

ભારતમાં ગુપ્તવંશે ઇ.સ. ૩૨૦ થી ૪૬૭ સુધી સત્તા ભોગવી હતી એ સમયગાળામાં ઇ.સ. ૪૦૯ ની આસપાસ છેલ્લા શક રાજવી રૂદ્રસેન ત્રીજાને પરાજય આપી ચંદ્રગુપ્ત બીજાએ સૌરાષ્ટ્ર જીત્યું હતું. તેની યાદગીરીમાં સિંહ પરાક્રમ નામે સિક્કાઓ પાડવામાં આવ્યા હતાં જેના ઉપર શૈવ ધર્મનું પ્રતિક ત્રિશૂળ હતું કુમારગુપ્ત પહેલાનાં (ઇ.સ. ૪૧૫-૪૫૫) ગરૂડના ચિહનવાળા ચાંદીના સિક્કાઓ જૂનાગઢ અને સૌરાષ્ટ્રમાંથી મળે છે કુમારગુપ્તના પુત્ર સ્કંદગુપ્તે પણ કેટલાક સિક્કાઓ પડાવ્યા હતા અને તેણે પોતાના સૌરાષ્ટ્ર પ્રાંતનાં સુબા તરીકે **પર્ણદત્તને** નીમ્યો હતો અને જૂનાગઢનો વહીવટ સોંપ્યો હતો. આ સમયે એક મહત્ત્વની ઘટના બની કે જેનો ઉલ્લેખ ગિરનારના ત્રિલેખમાંથી મળે છે કે ઇ.સ. ૪૫૬ એટલે કે ગુપ્ત સંવત ૧૩૬ ભાદરવા વદ છઠના રોજ સુદર્શન તળાવ બીજીવાર તુટ્યું તેને જૂનાગઢના સુબા પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતે સમરાવ્યુ તથા ચક્રપાલિતે સુદર્શન તળાવને કાંઠે એક વિષ્ણુમંદિર પણ બંધાવ્યું.

ઉપરોક્ત ઐતિહાસિક આધારો આપણને એમ માનવા પ્રેરે છે કે કુમારગુપ્ત પહેલાના સમયમાં સૌરાષ્ટ્રનું વડુ મથક ગિરિનગર ચાલુ જ રહ્યું હતું.

(૫) મૈત્રકયુગ :-

ગુપ્તોના શાસન પછી સૌરાષ્ટ્રમાં મૈત્રકવંશનું શાસન સ્થપાયું. ઇ.સ. ૪૬૭માં સ્કંદગુપ્તના અવસાન બાદ ગુપ્ત સમ્રાટોની નિર્બળતાનો લાભ લઇ મૈત્રકવંશના સ્થાપક એવા ભટાર્કે ગુપ્તોની સત્તાથી સ્વતંત્ર થઇ પોતે સ્વતંત્ર શાસક બની બેઠો અને વલભીને પોતાની રાજધાની બનાવી અને ગિરિનગરે રાજધાનીનો દરજ્જો ગુમાવ્યો આથી જે ગિરિનગરે ઇ.સ. પૂર્વે ચોથી સદીથી ઇ.સ. પાંચમી સદી સુધી રાજધાનીનો દરજ્જો ભોગવેલો તે જતો રહેતા જૂનાગઢનું મહત્ત્વ ઘટી ગયું. રાજધાનીનો ફેરફાર કરવાનું ક્યા કારણોસર ભટ્ટાર્કને લાગ્યુ તે અંગે હરિપ્રસાદ શાસ્ત્રી નોંધે છે કે 'પોતાનું તથા પોતાના કુળનુ કે પોતાના અંગત સહાયકોનું પ્રાબલ્ય પૂર્વ સૌરાષ્ટ્રમાં હોય એવા કારણે કે અન્ય કોઇ રાજકીય કારણે પોતાના રાજ્યની રાજધાની ગિરિનગરને બદલે વલભીમાં રાખેલી જણાય છે'

સેનાપતિ ભટ્ટાર્કે મૈત્રકવંશની સ્થાપના કરી ત્યારબાદ તે વંશમાં કુલ ૧૯ શાસકો થયાં જે મૈત્રકવંશના શાસનમાં વિખ્યાત વિદેશી ચીની મુસાફર હ્યુએનસાંગ ગિરિનગર અને વલભીની મુલાકાતે આવ્યો હતો અને તેણે એ બન્ને સ્થળોનું એ સમયની પરિસ્થિતિ અને બૌદ્ધ સંઘારામોનું વર્ણન કરેલ છે.[૩૬]

મૈત્રકવંશનાં અંતિમ રાજવી શિલાદિત્ય ૭માના સમયમાં મૈત્રક રાજ્યનો અંત આવ્યો. જૈન પ્રબંધોની માહિતી અનુસાર મૈત્રક રાજાના જુલમથી ત્રાસેલા કાકુશેઠે મલેચ્છમંડલ જઇ ત્યાંના રાજાને વલભી ઉપર દરિયાઇ હુમલો કરવા પ્રેરણા આપી તેથી મલેચ્છપતિની સેનાએ હુમલો કર્યો અને તે

---

૩૬. પરીખ, રસિકલાલ છોટાલાલ **'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃત્તિક ઈતિહાસ'** ભાગ-૩', પ્ર.આ., ઇ.સ. ૧૯૭૪, અમદાવાદ, પૃ.-૩૭૮.

યુદ્ધમાં શિલાદિત્ય ૭માંને મારીને વલભીનો ઇ.સ. ૭૮૮માં નાશ કર્યો.[૩૭] **અલબેરૂનીના** ઉલ્લેખ મુજબ મલેચ્છપતિ તે સિંધનો આરબ સુબો હતો.

આ રીતે મૈત્રક સત્તાનો ૮મી સદીમાં અંત આવતાં ગિરિનગરના સુબાઓ પણ સ્વતંત્ર બની ગયા અને વંથલીનાં વાળા રામના ભાણેજ ચુડાચંદ્રે ચુડાસમા સત્તાની સ્થાપના ઇ.સ. ૮૭૫માં કરી. જો કે ઇ.સ. ૭૮૮ થી ૮૭૫ સુધી તો જૂનાગઢ ઉપર સુબાઓનું જ શાસન રહ્યું હશે એ વચ્ચેના કાળનો જૂનાગઢનો કડીબદ્ધ ઇતિહાસ ઉપલબ્ધ નથી.[૩૮]

(૬) ચુડાસમા યુગ (રાજપૂત યુગ) :-

યદુવંશી રાજા દેવેન્દ્રને ચાર પુત્રો હતા તેના માટે નીચેનો દુહો કહેવાય છે.

पुत्र हुवा देवेन्द्रजा, चोखा भा वऽचार
असपत, नरपत, गजपत ने भूपत भूपार ॥[३९]

જે ચાર પુત્રોમાં (૧) અજપત કે અસપત, (૨) ગજપત, (૩) નરપત, (૪) ભૂપત. જેમાં ગજપત પોતાના ૧૫ કુંવરો સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા અને તેના વંશજો ચુડાસમા કહેવાયા. તેમાં સમાના પુત્ર ચુડાચંદ્રથી ચુડાસમા શાખાની શરૂઆત થઇ તે ચુડાચંદ્રથી રા'માંડલિક ત્રીજા સુધીમાં કુલ ૩૦ ચુડાસમા રાજાઓ જૂનાગઢની ગાદીએ આવ્યાં.

(૧) ચુડાચંદ્ર અથવા ચંદ્રચુડ (ઇ.સ. ૮૭૫ થી ૯૦૭)

આ ચુડાચંદ્ર એ ચુડાસમા વંશનો સ્થાપક ગણાય છે. મૈત્રક શાસન દરમિયાન વાળા વેરસીને વંથલીની જાગીર મળી હતી તે વેરસીનો પુત્ર વાળા રામ થયો તેના અવસાન સમયે તેનો પુત્ર દેશવટો ભોગવતો હોવાથી તે વાળા રામનો ભાણેજ આ ચુડાચંદ્ર વંથલીની ગાદીએ ઇ.સ. ૮૭૫માં બેઠો[૪૦] જો કે તેને ગાદી મળવા બાબતે લેખકોમાં મતૈક્ય નથી. આ ચુડાચંદ્રએ વંથલીની દક્ષિણે આવેલ સૌરાષ્ટ્રના પ્રદેશોને જીતી લઇ તેને 'નવુ સોરઠ' નામ આપ્યુ અને જંગલો કપાવીને ખેતીનો વિસ્તાર વધારાવ્યો.[૪૧] તે ઇ.સ.૯૦૭માં અવસાન પામ્યો.

(૨) મૂળરાજ (ઇ.સ. ૯૦૭ થી ૯૧૫)

મૂળરાજ એ હમીરનો પુત્ર હતો અને તેના દાદા એવા ચંદ્રચુડના અવસાન પછી ગાદીએ આવ્યો તેણે રાજ્ય વિસ્તારવાની પ્રવૃત્તિ ચાલુ રાખી તેણે સિંધ ઉપર ચડાઇ કરી સોમરાજાને હરાવ્યો હતો.[૪૨] આ સિવાય તેણે પ્રભાસપાટણ સહિત દરિયાકાંઠાના ચાવડા રાજાઓને આધિન કર્યા હતાં.

(૩) વિશ્વવરાહ (ઇ.સ. ૯૧૫ થી ૯૪૦)

વિશ્વવરાહે ગાદીએ બેસીને રા'હ એવી પદવી ધારણ કરી. આથી તેના પછીના દરેક ચુડાસમા

---

૩૭. શાસ્ત્રી,હરિપ્રસાદ ગં. **'મૈત્રકકાલીન ગુજરાત'** ભાગ-૧, અમદાવાદ, પ્ર.આ.,ઇ.સ.૧૯૫૫,પૃ-૧૬૦.
૩૮. દેસાઇ, શંભુપ્રસાદ હ. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'**, રાજકોટ, ત્રીજીઆવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૨૧૦.
૩૯. રત્નુ, માવદાનજી **'યદુવંશ પ્રકાશ'** કાલાવડ, પ્ર.આ., ઇ.સ. ૧૯૩૪, પ્રથમકળા, પૃ.-૨૫.
૪૦. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'** જૂનાગઢ, ઇ.સ. ૧૮૯૮, પૃ.-૧૦.
૪૧. દેસાઇ, શંભુપ્રસાદ **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** રાજકોટ, ત્રીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૨૩૦.
૪૨. રાયજાદા, (ડૉ.) વિક્રમસિંહ **'ચુડાસમા રાજવંશનો ઇતિહાસ'** રાજકોટ, પ્ર.આ., ઇ.સ.૧૯૯૫, પૃ.-૫૭.

રાજાઓએ રા',નું પદ નામ આગળ લગાડવાની પ્રથા ચાલુ કરી તે ઘણો શૂરવીર, દાનેશ્વરી અને વિદ્વાનોનો આશ્રયદાતા હતો. તેણે ગુર્જર પ્રતિહાર રાજાને હરાવ્યો હતો.[૪૩]

(૪) રાહ' ગ્રહરિપુ (ઇ.સ. ૯૪૦ થી ૯૮૨)

રાહ ગ્રહરિપુને ઘારિયો, ગ્રાહ, ગ્રહારસિંહ વગેરે નામે પણ ઓળખવામાં આવતો હતો. રાહ ગ્રહરિપુ અને લાખા ફુલાણી વચ્ચે આટકોટના પાદરમાં મોટી લડાઇ થઇ હતી તેનાથી સમગ્ર ભારતના રાજવીઓ ડરતા હતા 'દ્વયાશય'ના કથન મુજબ ગ્રહરિપુ એ જૂનાગઢનો ઉપરકોટનો કિલ્લો બંધાવ્યો હતો.[૪૪]

(૫) રાહ કવાટ પહેલો (ઇ.સ. ૯૮૨ થી ૧૦૦૩)

રાહ કવાટ પહેલાએ તેના તળાજાવાળા મામા ઉગાવાળાની મદદથી આબુના અર્ણોરાજને દશ વખત હરાવીને માફી મંગાવી હતી અને પછી છોડી મૂક્યો હતો. રાહ કવાટને શિયાળબેટના રાજા અનંતસેન ચાવડા[૪૫]એ કેદ પકડ્યો હતો અને તેને બચાવવા તેના મામા ઉગાવાળા આવ્યા અને કવાટને પિંજરામાંથી છોડાવવા પાંજરાને લાત મારતા તે પગનું પાટુ રાહને વાગતા નાની વાતે મોટું સ્વરૂપ પકડતા રાહ કવાટે ચિત્રાસર પાસે યુદ્ધ કરી પોતાને છોડાવનાર મામા ઉગાવાળાને જ મારી નાખ્યા.

(૬) રાહ દયાસ ઉર્ફે મહિપાલ પહેલો (ઇ.સ. ૧૦૦૩ થી ૧૦૧૦)

રાહ દયાસ (ડિયાસ) ઉર્ફે મહિપાલ પહેલો નામ ધારણ કરીને ગાદીએ બેઠો. આ સમયે ગુજરાતના સોલંકી રાજવીઓ નબળા પડી રહ્યા હતા, આથી રાહ દયાસને સોરઠમાં સર્વેસર્વા થઇ માથુ ઉંચકવાની ઇચ્છા થઇ આવી ત્યારે જ વળી સોલંકી રાજવી દુર્લભસેન સાથે લડાઇ થઇ. આ રાહના કાળમાં બીજલ નામના ચારણે રાહ પાસે માથુ માંગ્યું હતું અને રાહે માથુ કાપી આપ્યુ એવી દંતકથા છે, તે બાબતના કેટલાક દુહાઓ પણ મળે છે.

ગુજરાતની સત્તા (ઇ.સ. ૧૦૧૦ થી ૧૦૨૫)

દુર્લભસેન સોલંકીની બહેનના સ્વયંવરમાં રાહ દયાસ ઉર્ફે મહિપાલ ૧લો ગયો હતો, ત્યારે રાજકુમારીએ વરમાળા મારવાડના રાજા મહેન્દ્રને પહેરાવી આથી રાહનું મન દુખાયું તે પછી જ્યારે દુર્લભસેનની રાણી જૂનાગઢ દામોદરકુંડ સ્નાન કરવા યાત્રાએ આવી ત્યારે તેને કર આપે તો જ સ્નાન કરવા કહ્યુ, તેથી રાણીએ તેનુ અપમાન સમજ્યું અને એ પાછી ચાલી ગઇ.

આથી દુર્લભસેને જૂનાગઢ ઉપર ચડાઇ કરી અને જૂનાગઢ જીતી લીધું. સોરઠ ગુજરાતનું ખાલસા રાજ્ય બન્યુ અને સોલંકી રાજવીએ વંથલીમાં પોતાનો સુબો નીમી દીધો અને ચુડાસમા વંશનો અમલ આ સમયમાં અટકી ગયો જો કે પછીથી રાહ નવઘણ પહેલાએ ગુજરાતની સત્તાને હટાવી ફરી ચુડાસમાની સત્તા સ્થાપી હતી.

(૭) રાહ નવઘણ પહેલો (ઇ.સ. ૧૦૨૫ થી ૧૦૪૪)

---

૪૩. જાની, (ડૉ.) એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** રાજકોટ, પ્ર.આ., ઇ.સ. ૨૦૧૦, પૃ.-૩૯.

૪૪. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'** જૂનાગઢ, ઇ.સ. ૧૮૯૮, પૃ.-૧૧.

૪૫. અમુક ગ્રંથોમાં શિયાળબેટના આ રાજાનું નામ વિરમદેવ પરમાર આવે છે.

રાહ નવઘણ પહેલાએ તેના પિતાના અવસાન સમયે બોડીદરમાં દેવાયત બોદરને ત્યાં આશ્રય લીધો હતો. તેણે મોટા થઇ આહિરોની મદદથી જ યુક્તિ કરી જૂનાગઢની ગાદી પાછી હાથ કરી લીધી આના સમયમાં જ મહમદ ગઝનવીએ સોમનાથ ઉપર ચડાઇ કરી ત્યારે તેના મંત્રી શ્રીધર અને સેનાપતિ મહિધર રાહનું સૈન્ય લઇ ભગવાન સૌમૈયાનું રક્ષણ કરતા હતાં. સેનાપતિ મહિધરે તેમાં પોતાના પ્રાણની આહુતિ આપી હતી.આ રાહની કુંવરી ઉદયામતી પાટણના રાજા ભીમદેવ બીજાની સાથે પરણાવીહતી.

(૮) રાહ ખેંગાર પહેલો (ઇ.સ. ૧૦૪૪ થી ૧૦૬૭)

રાહખેંગાર પહેલાએ ૨૩ વર્ષ રાજ્ય કર્યુ પણ તેના રાજ્યકાળના કોઇ નોંધવાલાયક બનાવોની માહિતી પ્રાપ્ય નથી. આ રાહે જૂનાગઢથી સાતેક કિલોમીટર દૂર વંથલીના રસ્તે ખેંગારવાવ બંધાવી હતી.

(૯) રાહ નવઘણ બીજો (ઇ.સ. ૧૦૬૭ થી ૧૦૯૮)

આ રાહ નવઘણ બીજો ખૂબ જ પ્રસિદ્ધ રાજવી હતો. તેણે અનેક યુદ્ધો કર્યા હતાં અને નીચે મુજબની પ્રતિજ્ઞાઓ લીધી હતી (૧) ઉમેટાના રાજા હરરાજને મારવો, (૨) ભોંયરાનો કિલ્લો તોડી પાડવો, (૩) પાટણનો દરવાજો તોડવો, (૪) મેસલ ભાટના ગાલ ચીરવા. પરંતુ તે અંતકાળ સુધી તે પૂરી ન કરી શકવાથી પોતાના પુત્રોને પાસે બોલાવી જે આ પ્રતિજ્ઞાઓ પુરી કરે તેને ગાદી આપવાનું કહી પ્રાણ ત્યાગ્યો હતો.

(૧૦) રાહ ખેંગાર બીજો (ઇ.સ.૧૦૯૮ થી ૧૦૧૩)

રાહ ખેંગાર બીજાએ પિતાની ઉપરોક્ત ચારેય પ્રતિજ્ઞા પુરી કરવાનુ બીડુ ઝડપતા તેને જૂનાગઢની ગાદી મળી તેણે પછી વંથલીથી રાજધાની જૂનાગઢ ફેરવી અને ઉપરકોટના કિલ્લાને મજબૂત બનાવ્યો અને તેમાં અડીચડી વાવ અને નવઘણ કૂવો બંધાવ્યો. આ સમયે સિદ્ધરાજ જયસિંહે જૂનાગઢ ઉપર ઇ.સ. ૧૦૧૩માં ચડાઇ કરી અને દેશળ અને વિશળ નામના ખેંગારના ભાણેજોએ દગો કરી ઉપરકોટના દરવાજા ખોલી નાંખતા લશ્કર અંદર આવી ગયું અને રાહ ખેંગારને મારી નાંખ્યો સિદ્ધરાજ રાણકદેવીને પોતાની પટરાણી બનાવવા સાથે લઇ જતો હતો ત્યાં રાણકદેવી વઢવાણના ભોગાવામાં વચ્ચે સતી થઇ ગઇ. જૂનાગઢની જીત મેળવી સિદ્ધરાજે જૂનાગઢમાં પોતાના સુબા તરીકે સજ્જન (સાજણ) મહેતાને નીમ્યો હતો.[૪૬]

ગુજરાતનું શાસન (ઇ.સ. ૧૧૧૩ થી ઇ.સ. ૧૧૨૫)

આ સમયગાળા દરમિયાન અણહિલવાડ પાટણના સોલંકી રાજવીઓની સોરઠ પ્રદેશ ઉપર સત્તા રહી પણ ત્યારના કોઇ મહત્ત્વના બનાવો કોઇએ નોંધ્યા નથી.

(૧૧) રાહ નવઘણ ત્રીજો (ઇ.સ. ૧૧૨૫ થી ૧૧૪૦)

રાહ ખેંગાર બીજાના અવસાન સમયે રાહ નવઘણ ત્રીજો તેના મોસાળમાં હતો તો કોઇ એમ લખે છે કે રાહખેંગારના નજીકના વારસને રાહ નવઘણ ત્રીજા તરીકે ગાદીએ બેસાડ્યો. પછી તેણે મંત્રી સોમરાજની મદદથી ઇ.સ. ૧૦૨૫માં સિદ્ધરાજ જયસિંહની સત્તા જૂનાગઢમાંથી ફગાવી દીધી અને

૪૬. દેસાઇ, શંભુપ્રસાદ **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** રાજકોટ, ત્રીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૨૯૧.

સિદ્ધરાજ જયસિંહનો આશ્રિત ખંડિયો રાજા બનીને રહ્યો.

(૧૨) રાહ કવાટ બીજો (ઇ.સ. ૧૧૪૦ થી ૧૧૫૨)

રાહકવાટ બીજાએ અણહિલપુર પાટણને ખંડણી ભરવાનું બંધ કરતા કુમારપાળના સૈન્યે તેના ઉપર ચડાઇ કરી, તે યુદ્ધમાં રાહ કવાટનું મૃત્યુ થતાં ફરીવાર સોરઠ સોલંકીઓના હાથમાં આવ્યુ પણ કુમારપાળની વૃદ્ધાવસ્થાને હિસાબે રાહ કવાટના પુત્ર રાહ જયસિંહને ગાદી પાછી મળીને તેણે કુમારપાળનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું.

(૧૩) રાહ જયસિંહ પહેલો (ઇ.સ. ૧૧૫૨ થી ૧૧૮૦)

રાહ જયસિંહ તો તેણે નામ ધારણ કર્યુ હતુ તેનું મૂળનામ દ્રયાસ કે ગ્રહાર હતું. તેણે ગુજરાત બહારના રાજાઓ સાથે સંબંધો કેળવવાની દરકાર રાખી સંબંધો બાંધ્યા હતાં.

(૧૪) રાહ રાયસિંહ (ઇ.સ. ૧૧૮૦ થી ૧૧૮૪)

રાહ જયસિંહ પછી તેનો પુત્ર રાહ રાયસિંહ ગાદીએ આવ્યો, પરંતુ તે માત્ર ચાર વર્ષ ગાદી ભોગવી અવસાન પામ્યો.

(૧૫) રાહ મહિપાલ બીજો (ઇ.સ. ૧૧૮૪ થી ૧૨૦૧)

તે ઇ.સ. ૧૧૮૪માં ગાદીએ બેઠો હતો તેને ગજરાજ પણ કહે છે તેના સમયમાં વાયવ્ય પ્રાંતમાં આવેલા સીરસાના રાજા વત્સરાજે સોરઠ ઉપર હુમલો કરી જૂનાગઢ ઉપર કૂચ કરેલ પણ મહિપાલે તેને હરાવીને કેદ કરી લીધો.

(૧૬) રાહ જયમલ (ઇ.સ. ૧૨૦૧ થી ૧૨૩૦)

રાહ જયમલે અનેક રાજવીઓ પાસેથી ખંડણી ઉઘરાવી, તે બહાદુર, ખૂબસૂરત અને વિદ્ધાનોનો કદરદાન હતો તેના એક કવિએ રા જયમલ જસમલ નામનું કાવ્ય રચ્યું હતું.

(૧૭) રાહ મહિપાલ ત્રીજો (ઇ.સ. ૧૨૩૦ થી ૧૨૫૩)

રાહ મહિપાલનું નામ રાહ મહેપો હતુ તેના સમયમાં કાઠી દરબારોએ કોટડામાં હુલ્લડ મચાવ્યું અને રાહના પ્રધાન મોતીચંદને હરાવ્યો કે જે પ્રધાન મોતીચંદ કે મોતીશાએ પ્રજાપીડક હતો. આથી કાઠી દરબારોએ તેને સબક શીખવ્યો. રાહના પ્રધાનને કાઠી દરબારોએ હરાવતા ઢાંકના વાળા અર્જુનસિંહ રાહનો પક્ષ લીધો અને કાઠી દરબારો ઉપર હુમલો કર્યો [૪૭] અને તેને ભગાડી મૂક્યા, પણ તે પાછા ચડી આવ્યા અને ઢાંકના કેટલાક ગામો જીતી લીધા આ રાહના સમયમાં મારવાડના સેજકજી ગોહિલ સૌરાષ્ટ્રમાં આવ્યા અને આ રાહનો આશ્રય લીધો. આ રાહને કાઠીઓએ મારી નાંખ્યો.

(૧૮) રાહ ખેંગાર ત્રીજો (ઇ.સ. ૧૨૫૩ થી ૧૨૬૦)

રાહખેંગાર ત્રીજાના પિતાને કાઠી દરબારોએ મારી નાંખેલ હોવાથી તેમની સાથે જબરી દુશ્મનાવટ ઉભી થઇ. રાહ અને ઢાંકના અર્જુનસિંહ વાળા બન્ને મિત્ર હતા અને કુસંગે આડા પાટે ચડી ગયા હતા. રાહ તથા અર્જુનસિંહે એક મેરની સ્ત્રી ઉપર બળાત્કાર કરતા તેણીએ રાડારાડ કરતા તેના સગાઓ દોડી આવ્યા અને અર્જુનસિંહને અર્ધમુવા કર્યા અને રાહને મેર

૪૭. વોરા, ગુલાબચંદ **'જૂનાગઢનો ઈતિહાસ'** જૂનાગઢ, ઇ.સ. ૧૮૯૮, પૃ. ૧૮.

લોકોએ મારી નાંખ્યો.[૪૮]

(૧૯) રાહ માંડલિક પહેલો (ઇ.સ. ૧૨૬૦ થી ૧૩૦૬)

રાહ માંડલિક પહેલાના સમયમાં તેના ઉપર રાઠોડો, વાઘેલા અને અલ્લાઉદ્દીન ખીલજીના લશ્કરે જુદી જુદી વખતે હુમલાઓ કરી જૂનાગઢ રાજ્યને ઘણું નુકસાન પહોંચાડ્યુ હતું તેના સમયમાં અલ્લાઉદ્દીન ખીલજીના સુબા અલફખાને સોમનાથનું મંદિર તોડ્યું આ રાહે ગિરનાર ઉપર નેમિનાથના મંદિરને સોનાના પતરાથી મઢાવ્યું. રેવતીકુંડના લેખમાં તેને મુઘલોનો જીતનાર કહ્યો છે.[૪૯] આ રાહના શાસનકાળમાં જ રાઠોડ જગતસિંહે વંથલી જીતી લીધુ અને ત્યાં પોતાની સત્તા સ્થાપી હતી.

(૨૦) રાહ નવઘણ ચોથો (ઇ.સ. ૧૩૦૬ થી ૧૩૦૮)

રાહ નવઘણ ચોથાએ ગાદીએ આવી સૌપ્રથમ ઉલુઘખાને ભાંગેલા સોમનાથ મહાદેવની લિંગ પ્રતિષ્ઠા કરવાનું કામ શરૂ કરાવ્યુ તે ત્રણ વર્ષ જ રાજ ભોગવવા રહ્યો અને મુસ્લિમો સામે રાણપુરની લડાઇમાં ઝફરખાન સામે લડતા લડતા ઇ.સ. ૧૩૦૮માં મૃત્યુ પામ્યો.

(૨૧) રાહ મહિપાલ ચોથો (ઇ.સ. ૧૩૦૮ થી ૧૩૨૫)

તેણે પિતાનું અધુરૂં રહેલ કાર્ય પૂરૂ કરવા સોમનાથનું મંદિર સમરાવી, સોમનાથ મહાદેવની ભવ્ય આરતી ઉતારી પ્રભાસના વાજા રાજાઓને પણ સોમનાથના રક્ષણ માટે પ્રેરણા આપી.

(૨૨) રાહ ખેંગાર ચોથો (ઇ.સ. ૧૩૨૫ થી ૧૩૫૧)

આ રાહે સોમનાથમાંથી મુસ્લિમ હાકેમને કાઢી મૂક્યો. તેના સમયમાં જ મહમદ તઘલકે જૂનાગઢ ઉપર ચડાઇ કરી ત્યારે રાહખેંગારને તેણે પકડી લીધો પણ તરત જ હાર કબૂલ કરાવી છોડી મૂક્યો.

(૨૩) રાહ જયસિંહ બીજો (ઇ.સ. ૧૩૫૨ થી ૧૩૬૯)

રાહ જયસિંહે ફિરોજ તઘલકની ગેરહાજરીનો લાભ લીધો અને સુલતાનના થાણાઓ હટાવી દીધા. ઇસ્લામનો પ્રચાર કરતા મુલ્લા, મૌલવીઓ અને કાઝીઓને કાઢી મૂક્યા. તેના કાળમાં પાટણના સુબા ઝફરખાને જૂનાગઢ ઉપર ચડાઇ કરી હતી.

(૨૪) રાહ મહિપાલ પાંચમો (ઇ.સ. ૧૩૬૯ થી ૧૩૭૩)

રાજા જયસિંહના અવસાન પછી તેનો પુત્ર રાહ મહિપાલ પાંચમો ગાદીએ બેઠો જેણે અમરસિંહ રાઠોડ તથા તેજસિંહ રાઠોડ પાસેથી વંથલી પાછુ લઇ લીધું. પાટણના સુબા ઝફરખાને રાહ મહિપાલને સોરઠની સત્તા ન સોંપતા પોતાનો સ્વતંત્ર અધિકારી નીમેલ તેને આ રાહે કાઢી મૂક્યો અને સુલતાનને નજરાણું ધરી સુલતાનનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું.

(૨૫) રાહ મોકલસિંહ (ઇ.સ. ૧૩૭૩ થી ૧૩૯૭)

તે મહિપાલ પાંચમાનો નાનો ભાઇ હતો, તેનું બીજુ નામ મુક્તાસિંહ પણ કહેવાતું, તેણે લશ્કરી દષ્ટિથી વિચારીને જૂનાગઢથી ગાદી વંથલી[૫૦] પાછી બદલી બીજા મતે ઝફરખાનના હુકમથી

---

૪૮. રાયજાદા, (ડૉ.) વિક્રમસિંહ **'ચુડાસમા રાજવંશનો ઇતિહાસ'** રાજકોટ, પ્ર.આ. ઇ.સ. ૧૯૯૫, પૃ. - ૭૮.

૪૯. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. (સંપાદક) **'કાઠિયાવાડ સર્વસંગ્રહ'** જૂનાગઢ, સંશોધિત આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૫, પૃ. - ૨૨૬.

૫૦. દેસાઇ, શંભુપ્રસાદ હ. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** રાજકોટ, બીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ. ૩૭૪.

રાહે પોતાની રાજધાની જૂનાગઢથી વંથલી ફેરવી.[૫૧] આ રાહની રાજકુમારી હાનીએ ધંધુસરમાં ઇ.સ. ૧૩૮૯માં પોતાના નામે હાનીવાવ બંધાવી.[૫૨]

(૨૬) રાહ માંડલિક બીજો (ઇ.સ. ૧૩૯૭ થી ૧૪૦૦)

રાહ માંડલિક બીજો ઉદાર, શૂરવીર અને પવિત્ર રાજવી હતો, તે પતિવ્રત પાળતો હતો, તે મોટી ઉંમરે ગાદીએ આવેલ હોવાથી તેનામાં શક્તિ અને ઉત્સાહનો અભાવ હતો. સાથે સાથે રાજ્યની તિજોરી પણ મુસ્લિમો સાથેની લડાઇમાં ખાલી થઇ ગઇ હતી આવા કપરા સંજોગોમાં તેણે ચાર વર્ષ રાજ ભોગવ્યું.

(૨૭) રાહ મેળંગ (રાહ મેલિંગ દેવ) (ઇ.સ. ૧૪૦૦ થી ૧૪૧૫)

રાહ માંડલિક બીજો અપુત્ર અવસાન પામતા તેનો ભાઇ રા'મેળંગ ઉર્ફે રાહ મેલિંગ દેવ સોરઠની ગાદીએ બેઠો, તે મેળંગ દાસીપુત્ર હતો [૫૩] પરંતુ તેનો બીજો કોઇ સબળ પુરાવો દાસીપુત્ર કહેવા માટે નથી રાહ મેળંગને ઇ.સ. ૧૪૧૩માં ગુજરાતના સુલતાન અહમદશાહે હરાવ્યો હતો [૫૪] એ વખતે તે ગિરનારના કિલ્લામાં ભરાઇ ગયો હતો અને તે પછી સુલતાન અહમદશાહને નજરાણું ભરી તેનું આધિપત્ય સ્વીકારી લીધુ. ચારણોના ઉલ્લેખ મુજબ રાહ મેળંગ યુદ્ધમાં માર્યો ગયો અને તેના પછી તેનો પુત્ર નજરાણું ભરી ગાદીએ આવ્યો.[૫૫]

(૨૮) રાહ જયસિંહ ત્રીજો (ઇ.સ. ૧૪૧૫ થી ૧૪૪૦)

રાહ જયસિંહ ત્રીજાના હાથમાં તો સ્વતંત્રતા વિનાની ગાદી આવી અને અમદાવાદના સુલતાનની આજ્ઞા હેઠળ જ રહેવુ પડ્યુ તેણે ઝાંઝમેરના કોટને મુસલમાનોના લશ્કરે ઘેરો ઘાલ્યો તે વખતે લડીને ઘેરો વિખેરી નાંખ્યો. તેના સમયમાં સુલતાન અહમદશાહ પ્રભાસપાટણ ઉપર ચડી આવવા નીકળ્યો અને સોમનાથ મંદિર ઉપર પણ હુમલો કરવાની તૈયારી કરી તેને ઉપરોક્ત ઝાંઝમેર અને ગોપનાથ પાસે પાછો હટાવ્યો.

(૨૯) રાહ મહિપાલ છઠ્ઠો (ઇ.સ. ૧૪૪૦ થી ૧૪૫૧)

આ રાહ ધર્મનિષ્ઠ અને પવિત્ર રાજા હતો તે સોમનાથ અને દ્વારકા જતા બધા યાત્રાળુઓને પોતાના ખર્ચે જમાડતો હતો [૫૬] અને અનેક દેવમંદિરોના નિભાવ માટે મોટી રકમ દાનમાં આપેલ હતી તેને ત્યાં બહુ મોટી ઉંમરે જૂનાગઢના દામોદરરાયની માનતાથી રાહમાંડલિક ત્રીજાનો જન્મ થયો, તેણે વિ. સં. ૧૫૦૭નાં મહાસુદ પૂનમના રોજ [૫૭] રાહ માંડલિક ત્રીજાનો રાજ્યાભિષેક કરી પોતે વાનપ્રસ્થાશ્રમ

૫૧. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'** જૂનાગઢ, ઇ.સ. ૧૮૯૮, પૃ. ૨૦.
૫૨. શાસ્ત્રી, (ડૉ.) હરિપ્રસાદ ગં. **'ગુજરાતના ઐતિહાસિક લેખો'** ભાગ-૪, મુંબઇ, ઇ.સ. ૧૯૭૯, પૃ.-૧૨૫.
૫૩. દેસાઇ, શંભુપ્રસાદ (અનુવાદક) **'તારીખે સોરઠ વ હાલાર'** જૂનાગઢ દ્વિતીય આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૩, પૃ.-૬૧.
૫૪. દીવાન આત્મારામ મોતીરામ (અનુવાદક) **'મિરાતે સિકંદરી'**, અહમદ આબાદ પુનઃઆવૃત્તિ, ઇ.સ. ૨૦૦૬, પૃ.-૨૭માં આ ચડાઇનો સમય ઇ.સ. ૧૪૧૫નો બતાવ્યો છે.
૫૫. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, બીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૮૮.
૫૬. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. (સંપાદક), **'કાઠિયાવાડ સંગ્રહ'** જૂનાગઢ સંશોધિત આવૃત્તિ, ઇ.સ. ૨૦૦૫ પૃ.-૨૬૭.
૫૭. દેસાઇ, શંભુપ્રસાદ **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** રાજકોટ, ત્રીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ.-૩૯૧.

સ્વીકારી લીધો.

<u>(૩૦) રાહ માંડલિક ત્રીજો (ઇ.સ. ૧૪૫૧ થી ૧૪૭૨)</u>

આ રાહ ચુડાસમા વંશનો અંતિમ ગાદીપતિ શાસક હતો. તે ઉત્તમ વ્યક્તિત્ત્વ ધરાવનાર ધર્મનિષ્ઠ અને **રા'ગંગાજળિયા** તરીકે પ્રસિદ્ધ હતો પણ તે ખૂબ જ કમભાગી નીવડ્યો તેના નામ અને કાર્ય સાથે અનેક કથાઓ લોકકથાઓ જોડાઇ ગઇ છે અને તેનું સાચુ વ્યક્તિત્ત્વ તેમાં દટાઇ ગયું. એક ઉલ્લેખ મુજબ આ રાહે જ ભક્ત નરસિંહ મહેતાને ઢોંગી ગણી જેલમાં પુર્યા હતાં.

તેના સમયમાં સુલતાન મહમદ બેગડાએ ઇ.સ. ૧૪૭૨માં જૂનાગઢ ઉપર ચડાઇ કરી અને જૂનાગઢ જીતી લીધુ અને જૂનાગઢનું નામ બદલીને મુસ્તુફાબાદ પાડ્યુ તથા જૂનાગઢની કિલ્લેબંધી કરાવી ઉપરકોટમાં એક મસ્જિદ બંધાવી.

રાહ માંડલિક મહમદ બેગડા સામે હાર્યા પછી તેના અવસાન અંગે બે ત્રણ મંતવ્યો જોવા મળે છે એક મત મુજબ તેણે મોણિયાના ચારણ આઇ નાગબાઇના રથના પૈડે બગસરા (ભાયાણી) માં સાતલ્લી નદીમાં માથુ પછાડી પ્રાણ આપી દીધા, આજે પણ હજુએ રાહનો પાળિયો બગસરાની નદીમાં તે ઘટનાની યાદ આપતો ઉભો છે. બીજા મતે રાહ માંડલિકને મહમદ બેગડો અમદાવાદ લઇ ગયો અને તેને ઇસ્લામ ધર્મ સ્વીકારાવ્યો અને તેનુ નવુ નામ 'ખાનજહાં' પાડવામાં આવ્યુ, તેનું મૃત્યુ પણ અમદાવાદમાં થયુ, આજે પણ અમદાવાદના માણેક ચોકમાં તેની કબર પણ છે.

<u>(૩૧) ગુજરાતના સુલતાનો</u>

સુલતાન મહમદ બેગડાએ જૂનાગઢ જીતી લીધા બાદ અમદાવાદથી જૂનાગઢમાં સુલતાનના ફોજદારો આવીને સોરઠની સત્તા સંભાળી રહ્યા હતાં, સુલતાનોનો **પ્રથમ ફોજદાર તાતારખાન** હતો પછી સુલતાન મુઝફ્ફરશાહ અમદાવાદની ગાદીએ બેઠો ત્યારે રાજધાની જૂનાગઢમાંથી ખસેડી દીવમાં રાખવામાં આવેલ પરંતુ તાતારખાન ઘોરી જૂનાગઢમાં રહેતો આ પછી મિર્ઝા ખલીલ, મલેક અયાઝ અને તાતારખાન, અમીનખાન અને દોલતખાન નામના પાંચ ફોજદારોએ જૂનાગઢની સત્તા ચલાવી હતી. ઇ.સ. ૧૫૯૨માં બાદશાહ અકબરે ગુજરાત જીતી લેતા સોરઠની સત્તા પણ મુઘલોના હાથમાં જતી રહી હતી.

<u>(૮) દિલ્હીના મુઘલો :-</u>

સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાના પતન પછી ગુજરાતની સત્તા દિલ્હીના હાથમાં આવી તે પછી સોરઠ પ્રાંતનો વહીવટ દિલ્હીથી આવેલા ફોજદારો ચલાવતા હતા, જેને **સોરઠના ફોજદારો** નામે ઓળખવામાં આવતા હતાં. પ્રથમ **ફોજદાર તરીકે નવરંગખાન** અને બીજો ફોજદાર કાસમખાન પછી શેરખાન બાબી સુધીમાં કુલ ૩૦ ફોજદારોએ જૂનાગઢની સત્તા સંભાળી હતી જ્યારે છેલ્લા મુઘલ ફોજદાર શેરખાન બાબીએ દિલ્હીનું આધિપત્ય ફગાવી દઇને પોતાને જૂનાગઢના નવાબ જાહેર કરીને જૂનાગઢમાં સ્વતંત્ર નવાબી રાજ્યની સ્થાપના કરી હતી.

<u>(૯) નવાબી યુગ :-</u>

આધુનિક કાળમાં જૂનાગઢમાં નવમી અને છેલ્લી સત્તા ધરાવનાર બાબીઓ હતા. જૂનાગઢના

સ્વતંત્ર બાબીવંશની નવાબીના સ્થાપક શેરખાન મૂળમાંતો દિલ્હીની મુઘલ સત્તાના ફોજદાર હતા અને તેમણે ઔરંગઝેબ પછીના નબળા બનેલા મુઘલ બાદશાહોને સમયમાં પોતાની સ્વતંત્ર સત્તા જૂનાગઢમાં ઇ.સ. ૧૭૪૮માં ઘોષિત કરી હતી.

બાબીઓનો ઇતિહાસ પ્રમાણભૂત અને સિલસિલાબંધ[૫૮] પ્રાપ્ત થાય છે આ બાબીઓ મહાન, હિંમતવાન, શૌર્યવાન અને ચુસ્ત મુસલમાન હતા. તેઓની મૂળ ભાષા પુશ્તુ કે પુખતુ તરીકે ઓળખાતી હતી[૫૯] બાબીઓ પોતાના પ્રમાણિકપણા અને ઉદારતા માટે પ્રચલિત હતા. જેઓની મુખ્ય ત્રણ શાખા જૂનાગઢ, રાધનપુર અને બાલસિનોરમાં પ્રસરી હતી.[૬૦]

હવે બાબી રાજ્યના સ્થાપક શેરખાનથી માંડીને છેલ્લા નવાબ સુધીના કુલ નવ શાસકોનો ટૂંક પરિચય અને ઇતિહાસ તપાસીશુ તેમાં આ સંશોધનના સમયગાળા દરમ્યાન કુલ ચાર નવાબો થયા હતાં.

## ૨.૪ બાબી વંશના નવ નવાબો :-

(૧) નવાબ બહાદુરખાન ઉર્ફે શેરખાન (ઇ.સ. ૧૭૪૮ થી ઇ.સ. ૧૭૫૮) :-

તેઓ મહમદ સલાબતખાનના પુત્ર હતા તેમને મુઘલ બાદશાહ મોહમદશાહ તરફથી ૨૮૦ સવાર સાથે ૫૦૦ ની મનસબદારી અને શેરખાનનો ખિતાબ મળ્યો હતો. તેણે સ્વતંત્ર બન્યા પછી નવાબનો જે ખિતાબ ધારણ કર્યો તે ખિતાબ તેમને ઇ.સ. ૧૭૩૨માં ગુજરાતના સુબા મહારાજા અભેસિંહે આપ્યો હતો તે તેમણે મરાઠાઓના સરદાર પીલાજી ગાયકવાડની કતલ કરી આ શેરખાનની મદદથી વડોદરાનો કબજો મેળવ્યો હતો, અને પછી વડોદરાના અર્ધભાગના ફોજદાર તરીકે ઉત્તમ કામગીરી કરેલી તે સેવાના બદલામાં કદરરૂપે તેમને નવાબનો ઇલ્કાબ મળ્યો હતો.

શેરખાનએ મૂળ જૂનાગઢના મુઘલ ફોજદાર હતા પણ તેમણે દિલ્હીના શાસકોની નબળી સ્થિતિનો લાભ લઇ સ્વતંત્ર બની ગયા અને નિર્વિઘ્ને પોતાનું સ્વતંત્ર રાજ્ય જૂનાગઢમાં સ્થાપી દીધુ પોતાના પ્રથમ દીવાન[૬૧] તરીકે વડનગરા નાગર ગૃહસ્થ દલપતરામને નીમ્યા, તેના બીજા દીવાન જગન્નાથ મોરારજી ઝાલા હતાં.[૬૨]

જોકે શેરખાને જૂનાગઢમાં નવાબી રાજ્યની સ્થાપના તો કરી દીધી કે તરત જ તેઓ અમદાવાદ ગયા તેની ગેરહાજરીનો લાભ લઇ વસંતરાય પુરબીયા નામના એક સરદારે જૂનાગઢનો અને ઉપરકોટનો કબજો લઇ લીધો હતો તેની સાથે માણશિયાવાળા પણ ભળ્યા હતા. આ રીતે શેરખાનને પ્રથમ ગ્રાસે જ મક્ષિકા આવી પણ નવાબે ધોરાજીની અને પોતાના દીવાન દલપતરામની મદદથી તેને પાછા હરાવ્યા અને રાજ્ય અકબંધ રાખ્યું.

---

૫૮. બાબીઓનો વિસ્તૃત ઇતિહાસ માટે જૂઓ પ્રકરણ - ૧.

૫૯. શેખ, જી.એ. **'મહાબત આલ્બમ'** જૂનાગઢ, ઇ.સ. ૧૯૩૮, પૃ.-૧.

૬૦. State Publication, **'The Babi Rulers of Sorath'**, Junagadh, 1903 A.D. Page-2

૬૧. Ibid, Page-6.

૬૨. સોઢા, (ડૉ.) જે. પી. **'સોરઠના અંતિમ બાબી શાસક'** જૂનાગઢ, પ્ર.આ., ઇ.સ. ૨૦૦૨, પૃ.-૧૬૯.

પછી થી સૌરાષ્ટ્રમાં પોતાની સ્વતંત્ર સત્તા સાબિત કરવા માટે શેરખાને પોતે નવાબ બહાદુરખાન નામ ધારણ કરી જૂનાગઢમાં મહમૂદી સિક્કાને બદલે ચાંદીના સિક્કાઓ બહાર પાડ્યા જે દીવાનશાહી કોરીના નામથી ઓળખાયા. આ સિક્કા ઉપર ફારસીમાં 'બાદશાહ ગાઝી મહમદ અકબર સિક્કે ઝરબે જૂનાગઢ બાસુન' અને દેવનાગરીમાં 'શ્રી દીવાન' અને સંવત કોતરવામાં આવ્યા હતા, આ સાથે તેમણે તાંબાનો અડધો દોકડો પણ ચલણમાં ત્યારે જ મૂક્યો હતો.

તેમણે આરબ સૈનિકોનો ચડત પગાર ચૂકવવા અને વસંતરાય પુરબિયાની ચડાઇ વખતેની મદદ માટે ગોંડલના ઠાકોર હાલોજીનાપુત્ર કુંભાજી પ્રથમને ઇ.સ. ૧૭૫૪માં ધોરાજી પરગણુ વેચી દેવુ પડ્યુ હતું.

આ સમયે સોરઠમાં કાનોજી તાકપોરે મહેસૂલ ઉઘરાવવા માટે સવારી કાઢી વંથલી જીતી લીધુ અને પછી જૂનાગઢ જીતી લે તેમ હતો ત્યારે નવાબ બહાદુરખાન ૧લાએ તેને પાછો હરાવ્યો. આ ઉપરાંત તેમણે ખંડેરાવ ગાયકવાડની વિધવા ઉમાબાઇનુ સૈન્ય ખંડણી ઉઘરાવવા સોરઠમાં આવેલું તેને નજરાણું આપીને પાછું વાળ્યું.

તેમણે જૂનાગઢનું કુલ ૧૦ વર્ષ સત્તા ભોગવી અને તેમના બે દીવાનોએ સ્વતંત્ર નવાબીને મજબૂત કરવા કેટલાક મહત્ત્વના નિર્ણયો કર્યા હતાં.

આ નવાબનું મૂલ્યાંકન કરતા શ્રી જી. એ. શેખ લખે છે કે 'જો બીજા મુસલમાન સરદારો શેરખાનના એ ઉચ્ચ આદર્શ અને નીતિને અનુસર્યા હોત તો મુસલમાનોના હાથમાંથી ગુજરાત કદી પણ જાત નહિ' એ પ્રકારની અને આવડત તેનામાં હતાં.

આ નવાબ હિંદુ રાજપૂત સ્ત્રી એવા હળવદના ભાયાત નારણજી ઝાલાની દીકરીનો પુત્ર હતો, તે રીતે તેની રગોમાં હિંદુ લોહી વહી રહ્યું હતું, તેથી તે ઐક્યભાવ, ઇસ્લામી હમદર્દી અને ક્ષમાનો ગુણ ધરાવનાર તથા સત્ય, ન્યાય અને પ્રમાણિક્તાનો ચાહક હતો. તેઓ તા. ૨૯/૯/૧૭૫૮ના રોજ અવસાન પામતા તેમને ચિતાખાના ચોક પાસે આવેલા જૂના નવાબી મકબરામાં દફન કરવામાં આવ્યાં.

<u>(૨) નવાબ મહાબતખાન પહેલા (ઇ.સ. ૧૭૫૮ થી ઇ.સ. ૧૭૭૪) :-</u>

નવાબ મહાબતખાન પહેલા એ દીર્ઘદૃષ્ટા અને કુશળ રાજવી નહોતા પરંતુ તેમનો વિચિત્ર સ્વભાવ અને આળસુ વિલાસી જીવનથી દરબારીઓમાં અપ્રિય થઇ પડેલા હતાં.તેઓની પ્રકૃત્તિ ક્રોધી [૬૩] હોવાથી કોઇ વ્યક્તિ કે અધિકારીઓ તેની સામે સાચી વાત મૂકી શક્તા નહી. માત્ર નવાબને ત્યાં જનમવાથી જ શાસક બની ગયા પણ તેમનામાં એક આદર્શ રાજાના કોઇ ગુણો જોવા મળતા નહોતા. વળી તેમના સ્વભાવ અને વર્તનથી દીવાનો બદલાતા રહ્યા હતા અને કુલ ૧૨ દીવાનો તેમના કાળમાં બદલાયા, એ બધી જ બાબતો તેમની અણઆવડત અને રાજ્યની ડામાડોળ પરિસ્થિતિ બતાવે છે.

તેઓને સુભાન કુંવર અને સરદાર બખ્તે નામના બે બેગમો હતા. આ નવાબે તેના પિતાના સમયમાં દીવાન પદે રહી ગયેલા એવા સ્વામી ભક્ત દીવાન જગન્નાથ ઝાલા ઉપર શંકા સેવી કે તે

૬૩. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, બી. આ., ઇ.સ. ૧૯૯૦, પૃ.-૧૩૦.

સ્વતંત્ર અને મનમોજી બની ગયા છે, તેથી તેની સામે સીદી બીલાલને ઉભો કરી મજેવડી દરવાજા આગળ દીવાનનુ ખૂન કરાવ્યું. માત્ર એટલેથી જ ન અટક્તા તેના કુટુંબીજનોને પણ કેદ કર્યા અને તેની મિલ્કતો પણ લુંટી લેવામાં આવી [૬૪] આથી આ નવાબ પ્રજામાં ખૂબ જ અળખામણા બન્યાં.

પ્રથમ નવાબ શેરખાનના બહેન નવાબ શેરખાનનાં કાકાના પુત્ર સામતખાન બાબી સાથે પરણાવેલ અને તેમને જાફરખાન નામે એક પુત્ર થયો હતો. પરંતુ સંયોગકાળે જાફરખાન અકાળે મુઝફ્ફરખાન અને ફતેયાબખાન નામના બે પુત્રોને મુકીને અવસાન પામ્યો, તે બન્ને શાહજાદાઓ ઉપર સુલતાન બીબીને અનહદ લાગણી હતી. તેથી તેણે રાજ્યની કમજોરીનો લાભ લઇ આરબ જમાદાર સુલેમાનને ફોડીને ઉપરકોટમાં નવાબ મહાબતખાન પહેલાને કેદ કરી લીધા અને પોતાના વ્હાલા પૌત્ર મુઝફ્ફરને ઇ.સ. ૧૭૬૨માં જૂનાગઢનો નવાબ જાહેર કરી દીધો. આ સમયે રાધનપુરનાં નવાબ કમાલુદીનખાને ખરાબ દાનતથી જૂનાગઢ ઉપર ચડાઇ કરી અને મુઝફ્ફરખાન અને ફતેહયાબખાન બન્નેને કાઢી મૂક્યા. રાધનપુરવાળાને એમ હતુ કે આ બન્ને ભાઇઓને કાઢી મૂકીને પોતાનાં શાહજાદા ગજુદીનખાનને જૂનાગઢના નવાબ તરીકે બેસાડી શકાશે.

પરંતુ રાધનપુરવાળાની આ મેલી મુરાદ સફળ થઇ નહી કારણ કે ગોંડલના ભા કુંભોજીએ ત્યારે જૂનાગઢ રાજ્યને મદદ કરી હતી. કુંભાજીએ જૂનાગઢને મદદ કરવા પાછળનુ કારણ એવુ હતુ કે કુંભોજીને મનમાં ડર હતો કે જો રાધનપુરવાળા જૂનાગઢનું રાજ્ય મેળવી લે તો ગોંડલની રાજ્ય વિસ્તાર કરવાની ઇચ્છા ઉપર પાણી ફરી વળે. આવી લાલચે નવાબને મદદ કરી અને છોડાવ્યા અને મુઝફ્ફરખાન અને ફતેયાબખાનને ક્રમશઃ જૂનાગઢ ઉપર દાવો નહી કરવાની શરતે રાણપુર ચોવીસી અને ધંધુસર આપી દેવામાં આવ્યા સાથે સાથે બીબી સુલતાનાએ પણ જૂનાગઢ છોડી બીજી જગ્યાએ જતા રહેવુ એ રીતેનુ સમાધાન કરવામાં આવ્યું હતું.

નવાબ આવી ડામાડોળ પરિસ્થિતિને હિસાબે ખૂબ જ આર્થિક સંકડામણ અનુભવી રહ્યા હતાં. ત્યારે મુત્સદી એવા કુંભાજીએ ઉપરોક્ત સહાયની તકનો લાભ લઇને યુક્તિથી ૩૫૦૦૦ જામશાહી કોરી નવાબને ઉછીની આપી ઉપલેટા પરગણું મેળવી લીધું. જો કે એ પરગણાની આવક પેટે ૫૦૦૦ કોરી નવાબને આપવાની હતી.

આવા કપરા સમયે નવાબની કમજોર પરિસ્થિતિ અને વહીવટનો લાભ લઇ સમાધાન ફોક કરી બીબી સુલતાનાએ વેરાવળ જીતી લીધું અને ત્યારે માંગરોળના કાઝી શેખમિયાએ પણ નવાબની એ લાચારીનો લાભ લેવા પ્રભાસ પાટણના દેસાઇ સુંદરજી નારણજીની સહાયથી બીબી સુલતાના પાસેથી વેરાવળ લઇ લીધું.

પરંતુ આ સમયે નવાબના સદભાગ્યે **દીવાન અમરજીએ** સત્તા ઉપર આવી વેરાવળ ઉપર તોપમારો કરી વેરાવળ જીતી લીધુ અને શેખમિયાને ભગાડી મૂક્યો. આ પછી પણ દીવાન અમરજીએ રાજ્યને અનેક ફાયદાઓ કરાવ્યા. દલખાણિયા, કુતિયાણા અને સુત્રાપાડા, દેલવાડા, શીલ, દીવાસા, મહિયારી, બગસરા વગેરે જીતી લીધા. તળાજાનો કિલ્લો પણ જીત્યો. પછી તો તેણે ગોંડલ અને ગાયકવાડની

૬૪. State Publication, **'The Babi Rulers of Sorath'**, Junagadh, 1903 A.D. Page-10.

સંયુક્ત સેનાનો પણ સામનો કર્યો હતો, તેથી તેને **'જોરતલબી'** નામનો વેરો સૌરાષ્ટ્રના બધા રાજ્યો પાસેથી ઉઘરાવવાનું શરૂ કર્યુ.

દીવાન અમરજી સત્તા ઉપર આવતા આ નવાબની બધી જ નબળાઇઓ ઢંકાઇ ગઇ અને જૂનાગઢને જોરતલબી ઉઘરાવવાનો હક્ક પ્રાપ્ત થતાં એક મજબૂત રાજ્ય તરીકે બહાર આવ્યુ. પરંતુ તે કમભાગી નવાબ આ બધુ સમજી ન શક્યા અને દીવાન અમરજીની વધુ સેવાનો લાભ ન લઇ શક્યા, નવાબે દીવાનનુ ખૂન કરવાની યોજના ઘડી અને. દીવાનના ભાઇઓને કેદ કરાવ્યા અને ૪૦,૦૦૦ કોરીનો દંડ કર્યો. તેથી ઇ.સ. ૧૭૭૩માં દીવાન અમરજી જેતપુર ચાલ્યા ગયા. પરંતુ આખરે નવાબને પોતાની ભૂલ સમજાતા જેતપુર દૂત મોકલી તેને પાછા બોલાવવામાં આવ્યા પણ તે લાંબુ ચાલ્યુ નહી અને નવાબ હામદખાને તા. ૧૬/૩/૧૭૮૪ના [૬૫] રોજ દીવાન અમરજીનું ખૂન કરાવ્યું.

આ નવાબના સત્તાકાળમાં એક બીજી પણ નોંધપાત્ર ઘટના એ બની હતી કે સુત્રાપાડાનો જમીનદાર ખૂબ જ જુલ્મી હતો ત્યારે તેની ફરિયાદ પ્રજાજનોએ નવાબ પાસે કરતા દીવાન અમરજીએ સુત્રાપાડા ઉપર હુમલો કર્યો અને તેને પકડી લીધો. આ ચાંદ પટ્ટણીને એક સ્વરૂપવાન પુત્રી હતી. તેના તરફ નવાબ મહાબતખાન પહેલા આકર્ષાયા [૬૬] પણ ચાંદ પટ્ટણીએ એ બાબતે એકનો બે ન થતા નવાબે એ સ્વરૂપવાન સુંદરીને બળજબરીથી લઇ જવા માણસો મોકલ્યા પણ એ યુવતીને ત્યારે ગોરખમઢી મોકલી દેવામાં આવી હતી, તેથી માણસો પાછા ફર્યા.

ટૂંકમાં આ નવાબના કાળમાં જૂનાગઢનું રાજ્ય વિસ્તર્યુ અને આવક વધી અને એક ઉત્તમ દીવાન નવાબની અણ આવડતથી ખોયો. આ નવાબ તા. ૨/૧૨/ ૧૭૭૪ના રોજ અવસાન પામ્યા.

<u>(૩) નવાબ હામદખાન પહેલા (ઇ.સ. ૧૭૭૪ થી ઇ.સ. ૧૮૧૧) :-</u>

નવાબ મહાબતખાન પહેલાનું અવસાન થતા દીવાન અમરજીએ આઠ વર્ષના હામદખાનને જૂનાગઢની ગાદીએ બેસાડ્યા. કર્નલ વોકરના વર્ણવ્યા મુજબ નવાબ હામદખાન શરીરે અતિશય જાડા હતા અને તેમની મુખાકૃત્તિ ઉપર કપટતાપણુ, હિચકારાપણુ, ઇર્ષ્યા અને લોભ દેખાઇ આવતો હતો, તેમનામાં એકપણ સદગુણ ન હતો. [૬૭] કર્નલ વોકરનો નવાબ વિશેનો અભિપ્રાય વધુ પડતો કડક અને એકપક્ષિય તથા પોતાને સારા કહેવડાવતો લાગે છે. જો કે આ નવાબે દીવાન અમરજીનું ખૂન કરાવ્યુ તે ઘટના તેમને લાંછન લગાડનારી અને ઓછી બુદ્ધિના કે દૂરંદેશીપણાનો કે માણસને ઓળખવાનો અભાવવાળા બતાવે છે.

આ નવાબને (૧) પુરણબાઇ, (૨) વસંતબાઇ, (૩) કમાલ બખ્તે, (૪) રાજકુંવરબાઇ એમ ચાર બેગમો હતી અને તેમના કાળ દરમ્યાન કુલ નવ દીવાનો નીમાયા હતાં.

આ નવાબને ગાદીએ બેસતાની સાથે જ રાજમાતા સુભાનકુંવરના બળવાનો સામનો કરવો પડ્યો

---

૬૫. જોશીપુરા, જ.યુ. **'યુદ્ધવીર દીવાન અમરજી'**, રાજકોટ, ઇ.સ. ૧૯૧૬, પૃ.-૬૭.

૬૬. દેશાઇ, શંભુપ્રસાદ(અનુવાદક)**'તારીખે સોરઠ વ હાલાર'**, જૂનાગઢ, દ્વિ.આ., ઇ.સ. ૨૦૦૩,પૃ.-૧૦૦.

૬૭. ભગવાન લાલ સંપતરામ (અનુવાદ) <u>વોકર સેટલમેન્ટ</u>, પૃ.-૧૮૩.

હતો, રાજમાતા સુભાનકુંવરે બાંટવાના બાબ્બી મુખતારખાન તથા એદલખાનની મદદથી વંથલીનો કોટ કબ્જે કરી લીધો હતો પણ દીવાન અમરજીએ તેમને હરાવીને સમાધાન કરાવી લીધું.

ઈ.સ. ૧૭૭૬માં ગાયકવાડના સુબેદાર થોભણ અને પેશ્વાના સુબેદાર અમૃતરાવ પેશકશી ઉઘરાવવા કાઠિયાવાડમાં આવ્યા હતાં, તેને પણ દીવાન અમરજીએ જેતપુર પાસે સમજાવી પાછા હટાવ્યા હતાં.

આ નવાબના કાળમાં સૌરાષ્ટ્રની પ્રખ્યાત એવી પાંચપીપળાની પ્રખ્યાત લડાઇ થઇ. આ લડાઇ થવા પાછળનું કારણ એવું હતું કે સૌરાષ્ટ્રના ઘણાખરાં રાજવીઓ દીવાન અમરજીની સત્તા અને બળથી ડરતા હતા કે આ દીવાનને અંકુશમાં લેવામાં નહી આવે તો તે ભારે પડશે આથી ગોંડલના ભાકુંભાજીના નેતૃત્વ હેઠળ રાજપૂત રાજાઓનો એક સંઘ ઉભો થયો, તેમાં જામનગર, પોરબંદર, હળવદ, કોટડા, સાંગાણી, જેતપુર વગેરે જોડાયા અને જેતપુર પાસેના પાંચપીપળા ગામે [૬૮] ઈ.સ. ૧૭૮૨માં લડાઇ થઇ તેમાં આ રાજપૂતોનો સંઘ હાર્યો, લડાઇના અંતે દીવાન અમરજીએ દેવડાનો કિલ્લો ફરી બંધાવ્યો અને તેનો ખર્ચ પોરબંદર રાજ્ય પાસેથી લીધો.

ઈ.સ. ૧૭૮૭માં ભાકુંભાજી બીજાએ નવાબ પાસેથી સરસઇ અને ચાંપરડા નામના બે પરગણાં લખાવી લીધા. નવાબ હામદખાન પહેલાને ભાવનગર સાથે લડાઇમાં ઉતરવું પડેલ, તેમાં જૂનાગઢે હાર સ્વીકારવી પડી અને કુંડલા, રાજુલા પરગણા જૂનાગઢ રાજ્યે ભાવનગરને આપી દેવા પડ્યા હતા. આ નવાબના કાળમાં જૂનાગઢના દીવાને ચોટીલા પાસેના ધાંધલપુરના ગોદડ ખવડ [૬૯] ઉપર ચડાઇ કરી પણ તેને ત્યાં ૩ મહિને પણ સફળતા ન મળી તેના વિશે એક દુહો કહેવાય છે કે –

નોતી તે નવી કરી ગઢ જૂનાને ગાળ
બાબ્બી અક્કલ બાળ ખીજવયો ગોદડ ખવડ
નર ગોદડને નવાબ લડીયા ત્રણ મહિના લગી
પરવત મોટા પહાડ ઢુકલિયા નાળીયુ મેદાન

ઈ.સ. ૧૭૯૭માં હાટીઓ પાસેથી માળિયાનો કબ્જો જૂનાગઢ રાજ્યે લઇ લીધો. આ નવાબને કર્નલ વોકરે એક પણ સદગુણ વિનાના કહે છે તે નવાબે સ્વામિનારાયણ સંપ્રદાયના સહજાનંદ સ્વામીને પોતાના રાજમહેલમાં નિમંત્ર્યા હતા અને ખુદ સહજાનંદ સ્વામીએ રાજમહેલને રંગમહોલ [૭૦] કહ્યો તે નામ નવાબે સ્વીકારી લીધુ અને ત્યારથી રાજમહેલ રંગમહેલના નામે ઓળખાયો.

આવા વિવાદાસ્પદ અને મિશ્રિત વ્યક્તિત્વવાળા નવાબે કાનભંભેરણીથી અને રાજમહેલમાં ઘરેણાં જોવાના બહાનાસર દીવાન અમરજીને બોલાવી તેને મારી નંખાવ્યાં.

પછી ઈ.સ. ૧૭૮૪માં મોરારીરાવ ગાયકવાડ અને રૂપાજી શિંદે સિહોરથી જૂનાગઢ ઉપર ચડાઇ કરવા આવ્યા અને ધંધુસર ગામે છાવણી નાંખીને રહ્યા હતા, તેઓની આ ચડાઇનું કારણ નવાબને અને

---

૬૮. જાની, (ડૉ.) એસ.વી. **'સૌરાષ્ટ્રનો ઈતિહાસ'** અમદાવાદ, પ્ર.આ., ઈ.સ. ૨૦૦૩, પૃ.-૫૮.
૬૯. ખાચર, (ડૉ.)પ્રદ્યુમ્ન ભ. **'કાઠીઓ અને કાઠિયાવાડ'** સણોસરા, પ્ર.આ., ઈ.સ. ૨૦૦૬, પૃ.-૧૪૨.
૭૦. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'**, રાજકોટ, બી.આ., ઈ.સ. ૧૯૯૦, પૃ.-૧૭૦.

અમરજીના કુટુંબને મુક્ત કરાવવાનું હતું. આ સેના એક મહિના સુધી પડી રહી ત્યારે જૂનાગઢે નમતુ જોખ્યું. પછી દીવાન અમરજીના મોટા પુત્ર રઘુનાથજીને દીવાનપદ સોંપવામાં આવ્યું. આ સમાધાન થયા બાદ ગાયકવાડના લશ્કરે વિદાય લીધી કે તરત જ આરબ સૈનિકોએ નવાબને પોતાના ચડત પગાર ચૂકવી દેવા માટે ચાર મહિના સુધી બાનમાં રાખી લીધા પણ એ વખતે નવાબ પોતાની માતાને મળવાનું બહાનું બનાવી તેના મ્યાના (પાલખી)માં બેસી ભાગી છુટ્યા. પછી નવાબે આરબો ઉપર હુમલો કર્યો અને આખરે આરબોને અડધો પગાર આપી મનાવી લેવામાં આવ્યા અહીં નવાબોની નબળાઇ અને લાચારી જોઇ શકીએ છીએ કે તેમને અવાર નવાર આરબો ચડત પગારની બાબતે નજરકેદ કરી લેતા હતાં.

ઇ.સ. ૧૮૦૭માં ખેડાના કલેક્ટર એવા કર્નલ એલેકઝાંડર વોકર દ્વારા જૂનાગઢ રાજ્ય સાથે વોકર કરાર થયો અને આ નવાબે તેમાં સહી કરી.

ટૂંકમાં આ નવાબનો શાસનકાળ અત્યંત વિવાદાસ્પદ, દગા ફટકા, ખૂન જેવી ઘટનામાં જ પસાર થયો. પ્રજાહિતને બદલે રાજહિત વધુ જોવાયું આ નવાબ તા. ૨૮/૨/૧૮૧૧ના રોજ ૩૬ વર્ષને ૩ માસ રાજ્ય ભોગવી અવસાન પામ્યા, તેમને પણ ચિતાખાના ચોક પાસે આવેલા મકબરામાં દફન કરવામાં આવ્યાં.

(૪) નવાબ બહાદુરખાન બીજા (ઇ.સ. ૧૮૧૧ થી ઇ.સ. ૧૮૪૦) :-

નવાબ બહાદુરખાન બીજાનો જન્મ વિ. સં. ૧૮૫૧ જેઠ વદ ૧૧ના રોજ થયો હતો, તેઓ હામદખાન પહેલાના અવસાન સમયે તેમની માતા રાજકુંવરબા સાથે પ્રભાસપાટણમાં નજરકેદ હતા, આથી તરત જ તેમને જૂનાગઢ તેડાવી લેવામાં આવ્યા અને ૧૮ વર્ષની વયે ગાદીએ બેસાડવામાં આવ્યાં.

આ નવાબને પણ ગાદીએ બેસતાની સાથે જ પ્રથમ ગ્રાસે મક્ષિકા રૂપે એવો પ્રશ્ન ઉદ્ભવ્યો કે જૂનાગઢની રાજગાદીએ બાબી ખાનદાનની સ્ત્રીની કૂખેથી જન્મેલ જ નવાબ બની શકે, જ્યારે આ નવાબની માતા રાજકુંવરબા બાબી ખાનદાનના નથી એવો વાંધો નવાબના બીજા બેગમ કમાલ બખ્તેએ બ્રિટિશ એજન્સીમાં ઉઠાવ્યો અને પોતાના પુત્રને ગાદી મેળવવાનો અધિકાર છે એવી માંગણી કરી ત્યારે આ બાબતે બે પક્ષો પડી ગયા અને બહાદુરખાનના પક્ષે ઉમર મુખાસન નામનો બળવાન માણસ ચડ્યો અને સલાબતખાનના પક્ષે દીવાન રઘુનાથજી રહ્યા પણ કેપ્ટન મેકમરડોએ તપાસ કરતા બહાદુરખાન મોટા હોવાનુ સાબિત થતા રાજ્યના નિયમ મુજબ ગાદી ઉપર તેનો હક્ક માન્ય રાખવામાં આવ્યો.

આ નવાબને કુલ ૧૦ બેગમો હતા અને તેમના ૨૯ વર્ષના રાજ્યકાળમાં બાર દીવાનો સત્તા ઉપર આવ્યા.

તેઓના સમયમાં ઇ.સ. ૧૮૧૨માં ઇસ્ટ ઈન્ડિયા કંપનીના અને ગાયકવાડ સૈન્યે જૂનાગઢથી ૧૨ કિ.મી. દૂર લાલવડ મુકામે આવીને છાવણી નાખી અને ગાદીએ બેઠા બાબતનું નજરાણું માંગ્યુ પણ નવાબે તેની સાથે લડવાની તૈયારી બતાવતા સમાધાન થઇ ગયુ પરંતુ જો કે નવાબ ઉપર અન્ય

દબાણ લાવી ગાયકવાડે **અમરેલી** અને **કોડીનાર** [૭૧] મેળવી લીધા પણ રકમની માંગણી પાછી ખેંચી લીધી.

ઇ.સ.૧૮૧૫/૧૬માં જમાદાર ઉમર મુખાસને નવાબના રંગમહેલમાં છુપી રીતે પ્રવેશી નવાબની હત્યા કરવાનો પ્રયત્ન કરેલો પણ એ સમયે જમાદાર સાલમબીન હમીદ તથા હસન અબુબકરે નવાબને બચાવી લીધા. ત્યારે ઉંમર મુખાસન ભાગીને પોતાના ઘરમાં ભરાઇ ગયો અને ત્યાંથી ઉપદ્રવ ઉભો કરી રહ્યો હતો આથી નવાબે નાછુટકે પોતાના ઉપરની હુમલાની ફરિયાદ પોલીટીકલ એજન્ટ બેલેન્ટાઇનને કરવી પડી. ત્યારે પોલીટીકલ એજન્ટ બેલેન્ટાઇને સૈન્ય સાથે કેપ્ટન એસ્ટનને જૂનાગઢ મોકલી ઉમર મુખાસનને પકડીને હદપાર કરાવ્યો.

નવાબ ઉપરના હુમલા સમયે જેમણે પોતાના જાનને જોખમમાં મૂકી નવાબનો જીવ બચાવ્યો હતો એવા સ્વામિભક્ત આરબ જમાદાર અબુબકરને ૪૦,૦૦૦ કોરી અને સાલમબીન હમીદને સાંગાવાડા ગામ ઇનામમાં આપીને તેમની કદર કરવામાં આવી હતી.[૭૨] સાથે સાથે જૂનાગઢ રાજ્યે બ્રિટિશ સરકારની પણ કદર કરવા તા. ૧૩/૪/૧૮૧૭ના રોજ ખત કરી કબૂલાત આપી અને નવાબે ખર્ચના રૂા. ૨,૬૪,૨૮૫ અને ઉપરાંત નવાબે બ્રિટિશ કંપનીના વહીવટ હેઠળના ઘોઘા, ધંધુકા તથા રાણપુર તાલુકાઓ ઉપરથી પોતાનો જોરતલબી ઉઘરાવવાનો હક્ક જતો કર્યો હતો.

કનડાના કેરની ઘટના બન્યા પહેલા જૂનાગઢમાં આ નવાબના શાસનકાળમાં કોયલીના મહંત શ્રી કૃપાલગીરી અને જૂનાગઢના સૈયદો અને બારોટ મુળુ નરસંગ રઘુનાથજીના ટેકેદાર અમરજી ઝાલા અને મૂળચંદ હેમંતરાયના બાહેધર હતાં, તેને છોડી મૂકવા મહંતે માંગણી કરી પણ નવાબે તે ન સ્વીકારતા આ મહંત અને અન્ય સાધુઓ વંથલી દરવાજે જૂનાગઢમાં ધરણા કરવા બેઠા, ત્યારે નવાબે તેને ઉઠી જવા સમજાવ્યા પણ ન માનતા આખરે લશ્કર મોકલ્યુ અને તેની ઉપર ગોળીબાર કરવામાં આવ્યો અને કુલ ૨૬ સાધુઓ મરાયા તેથી નવાબ ખૂબ જ વગોવાયા. જોકે પછીથી નવાબે કોયલી મઠને બોડકા અને નવલખી ગામ આપ્યાં.

વિસાવદર પાસેના લુંઘીયાના **બાવાવાળા** નામના કાઠી બહારવટિયાએ બ્રિટીશ નૌકા સેનાપતિ ગ્રાંટને જે દીવથી અમરેલી જતો હતો તેને રસ્તામાંથી પકડી લીધો [૭૩] અને અઢી મહીના કેદ રાખ્યો પછી તેણે પોતાના ગરાસનો પ્રશ્ન હલ કરવા જૂનાગઢને તાકીદ કરી ત્યારે તેને પોતાના અમુક ગામો પાછા મળ્યા ત્યારે જ અંગ્રેજને મૂક્ત કર્યો. ઇ.સ. ૧૮૨૪માં બાવાવાળાનું ખૂન થતા વળી પાછા નવાબે તેને આપેલા ગામ ગરાસ ખાલસા કર્યા.

ધીરે ધીરે જૂનાગઢ રાજ્યની પરિસ્થિતિ બદલી રહી હતી તથા નવાબની જોરતલબીની આવક હવે નિયમિત અને નિશ્ચિત બનેલ કારણ કે તા. ૧૦/૨/૧૮૨૧ થી જોરતલબી જૂનાગઢને

---

૭૧. જાની, એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, રાજકોટ, પ્ર.આ., ઇ.સ. ૨૦૧૦, પૃ.-૫૧.
૭૨. State Publication, **'The Babi Rulers of Sorath'**, Junagadh, 1903 A.D. Page-32.
૭૩. Jecob George le Grand., **'Extracts from Western India Before and during the Mutinies'**, Junagadh, 1893 A.D., Page - 75.

બદલે બ્રિટિશ સરકાર ઉઘરાવે અને જોરતલબી ઉઘરાવવાના ખર્ચ અને મહેનતાણા બદલ ઉઘરાવેલ રકમમાંથી ૨૫% કંપની રાખે એવી કબુલાત જૂનાગઢ રાજ્યે કરી લીધી હતી.

આ નવાબના સમયમાં ઇ.સ. ૧૮૨૮ / ૨૯ માં ગવર્નર લોર્ડ વિલિયમ બેન્ટિકે સતીપ્રથા ઉપર પ્રતિબંધ મૂક્યો હતો તેમ છતાં ઇ.સ. ૧૮૩૭માં દેલવાડા પાસે ગુપ્ત પ્રયાગમાં કોઇ ભાટિયાબાઇ સતી થયાનુ જાહેર થતા નવાબ બહાદુરખાને બ્રિટિશ એજન્સીની માફી માંગવી પડી હતી અને વધુ તકેદારી રાખવા સતીપ્રથા ઉપર કડક પ્રતિબંધ મૂકાવ્યો.

ટૂંકમાં આ નવાબના કાળમાં જૂનાગઢ રાજ્યની આર્થિક સ્થિતિ સુધરી અને શાંતિનો કાળ શરૂ થયો પણ તેમ છતાં બે ત્રણ ઘટના રાજ્યને લાંછન લગાડનારી નીવડી હતી. નવાબ બહાદુરખાનજી બીજા તા. ૧૭/૫/૧૮૪૦ના રોજ ૨૯ વર્ષને ૨૨ દિવસ રાજ્ય કરી ૪૫ વર્ષની નાની વયે અવસાન પામ્યા. તેઓને ચિતાખાના ચોક પાસે આવેલ શાહી મકબરામાં દફન કરવામાં આવ્યા.

(૫) નવાબ હામદખાન બીજા (ઇ.સ. ૧૮૪૦ થી ઇ.સ. ૧૮૫૧) :-

તેઓ નવાબ બહાદુરખાન બીજાના કુતિયાણાવાળા બેગમ દાદીબુના પુત્ર હતા અને માત્ર ૧૨ વર્ષની બાળવયે ગાદીએ બેઠા હતાં, તેમની ૧૦ બેગમો હતી.

આ નવાબને પણ ગાદીએ બેસતાની સાથે પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવો ઘાટ સર્જાયો હતો, કારણ કે નવાબ બહાદુરખાન બીજાના અન્ય બેગમ નાજુબીબીએ પોતાના પુત્ર મહાબતખાન બીજાને ગાદી મળે એવી રજૂઆત એજન્સીમાં ઉઠાવી હતી તેથી નાજુબીબીના નિવાસ ઉપર તોપમારો [૭૪] કરવામાં આવેલો અને તેઓ શરણે થઇ ગયેલા પછી તો તે માતા પુત્ર રાધનપુર જ ચાલ્યા ગયા હતાં.

આ નવાબ બાળવયે ગાદીએ આવેલા હોવાથી બ્રિટિશ પરંપરા અનુસાર રાણપુર ભાયાત સામતખાન બાબી, જૂનાગઢના વૃજલાલ રંગીલદાસ મજમુદાર અને દીવાન સદા શિવરાવ દેવાજી વગેરેની રિજન્સી કાઉન્સિલ નીમવામાં આવી અને તેના દ્વારા ૧ વર્ષ રાજ્ય ચાલ્યું.

નવાબ યોગ્ય ઉંમરના થતાં ઇ.સ. ૧૮૪૧માં પચ્ચીસ લાખ કોરીના ખર્ચે તેમના લગ્ન કરવામાં આવ્યાં.

ઇ.સ. ૧૮૪૧માં માંગરોળના શાસક શેખમિયા બદરૂદીને પોતે જૂનાગઢના ખંડિયા નથી પણ સ્વતંત્ર છે એવી જાહેરાત કરી શિરજોરી કરવા માંડ્યા, ત્યારે જૂનાગઢ રાજ્યે એજન્સીમાં આ બાબતે ફરિયાદ કરતાં હબીબખા[૭૫] તથા બ્રિટિશ સેનાપતિ કર્નલ જેકબે સેના સાથે તા. ૨૨/૧૨/૧૮૪૧ના રોજ માંગરોળ ઉપર હુમલો કર્યો અને શેખને નમાવીને ત્યાં જપ્તી બેસાડી પરંતુ તા. ૬/૪/૧૮૪૨ના રોજ શેખે માફી માંગી લેતા વળી પાછુ માંગરોળને પાછુ સોંપી દેવામાં આવ્યું. [૭૬]

---

૭૪. વોરા, ગુલાબશંકર **'જૂનાગઢનો ઇતિહાસ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ. - ૬૭.

૭૫. એજન, પૃ. - ૬૭.

૭૬. Rajyagor, (Dr.) S. B. (Editor), **'Junagadh District Gazetteer'**, Ahmedabad, 1975 A.D.,Page -163.

રાજમાતાએ પોતાના માણસ નથુખાનને ખૂબ જ ચડાવ્યો હતો અને તેથી તે દીવાનની સત્તાનો પણ અનાદર કરવા માંડેલો. તે એટલે સુધી કે તે ઘોડા ઉપર બેસીને શહેરમાં ફરવા નીકળતો અને આબરૂદાર માણસોને જાહેરમાં ગાળો ભાંડતો. તેણે નવાબીને વગોવવાના પ્રયત્નો શરૂ કર્યા અને તેની ચડામણીથી મુસ્લિમોએ એક ગાયને શણગારી વાજતે ગાજતે દાતાર લઇ ગયા [૭૭] આ ઘટનાથી હિંદુઓ રોષે ભરાયા અને હવેલીના ગોસ્વામી મહારાજના નેતૃત્વ તળે બધા નવાબને મળ્યા અને ન્યાયની માંગણી કરી નવાબ નથુખાનને કશું કરી શકે તેમ નહોતા પણ લોકોને હડતાલ ન પાડવાનુ સમજાવી સમાધાન કર્યુ. જો કે પાછળથી બીજા પ્રસંગે નવાબે રાજમાતા અને નથુખાને કેદ કર્યા હતા.

ઇ.સ. ૧૮૪૩માં નવાબ હામદખાને રિજન્સીથી સ્વતંત્ર બની સ્વતંત્ર કારભાર પોતાના હાથમાં લીધો તેઓએ સ્વતંત્ર રાજગાદી સંભાળતા રાજ્યમાં સુધારા લાવવાની પ્રથમ કોશિષ કરી, તેથી તેમ કહી શકાય કે તેમના કાળમાં જૂનાગઢ રાજ્યના આધુનિકીકરણનો પાયો નંખાયો તેમના સમયમાં નીચે મુજબના મહત્ત્વના સુધારાઓ થયાં.

(૧) અત્યાર સુધી જુનાગઢ રાજ્યમાં મૌખિક હુકમો આપવાની પ્રથા હતી તેને બદલે લેખિત હુકમો આપવાની પ્રથા શરૂ કરી.[૭૮]

(૨) આવક જાવકના હિસાબો રાખવાની પ્રથા પણ શરૂ કરવામાં આવી.

(૩) ન્યાય અને નાણાખાતા તેમના કાળ સુધી નવાબની મુનસફી.ઉપર જ ચાલતા તેને બદલે અલગ અધિકારી નીમી નવા ખાતાઓ શરૂ કરાવ્યાં.

આ નવાબના સમયમાં કેટલાક બહારવટિયાઓ ઉભા થયા જેમ કે વિસાવદરના હરસુરવાળા તથા ભોજ માંગાણી રહેમાન સિપાઇ, વિઘો માણેક હતા. જેના બહારવટા સમાવવા રાજ્યે ઘણો ભોગ આપ્યો.

આ નવાબ સ્વભાવે ખૂબ જ દયાળુ અને સહિષ્ણુ શાસક હતા, રસ્તે ચાલતા માણસની પણ ફરિયાદ સાંભળતા અને હવેલી સંગીતના શોખીન અને ગુજરાતી, ઉર્દૂ ભાષાના જાણકાર હતા, તેઓ વિવેકી અને ઉડાવ નહોતા.

તેઓના પુત્ર હતો નહી ત્યારે ઝનાનામાં ઇ.સ. ૧૮૪૯માં બનાવટી પુત્ર ઉભો કરાતા તેમને ખબર પડતા તરત જ તે કાવતરાને ખુલ્લું પાડ્યું અને એ પુત્રને તેના માબાપને સોંપી આપવામાં આવ્યો તથા કાવતરુ કરનારને સજા કરવામાં આવી. તેઓ એમ માનતા કે મારા પિતાશ્રીના અન્ય પુત્રો હોવા છતાં પારકાનો પુત્ર જૂનાગઢની ગાદીએ બેસે એવુ પાપ મારા હાથે કદી નહી થાય.

જેઓએ ઇ.સ. ૧૮૫૧માં દાવલશાહની આમરણની મોટી ધામધૂમ સાથે યાત્રા કરી હતી, આ યાત્રાએથી આવ્યા બાદ તેમને ક્ષયની (રાજરોગ) બિમારી લાગુ પડતા ચાર મહિના બિમાર રહી

૭૭. ભવાનીશંકર નરસિંહરામ, **'આજમ અનંતજી અમરચંદ વસાવડા જૂનાગઢના મરહુમ દીવાન ઇત્યાદીનું જીવન ચરિત્ર'**, વઢવાણ, ઇ.સ. ૧૮૯૭, પૃ. ૭૯.

૭૮. વસાવડા, સુરતરાય અંબાઇદાસ **'સંસ્થાન જૂનાગઢના મર્હુમ દીવાન શ્રી અનંતજી અમરચંદ વસાવડાનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત'**, જૂનાગઢ, ઇ.સ. ૧૯૩૮, પૃ. -૩૧.

૧૧ વર્ષ રાજ્ય ભોગવી ૨૩ વર્ષની ભર જુવાન વયે તા. ૧૬/૬/૧૮૫૧ના રોજ નિઃસંતાન અવસાન પામ્યાં. તેઓને ચિતાખાના ચોક પાસેના મકબરામાં દફન કરવામાં આવ્યાં.

(૬) નવાબ મહાબતખાન બીજા (ઇ.સ. ૧૮૫૧ થી ઇ.સ. ૧૮૮૨) :-

તેઓનો જન્મ તા. ૨૧/૫/૧૮૩૭નાં [૭૯] રોજ થયો હતો.તેઓ તેમના ઓરમાન ભાઇ નવાબ હામદખાન બીજાના અવસાન સમયે રાધનપુરમાં તેમની માતા નાજુબીબી ભેગા હતાં, ત્યાંથી આવીને ૧૪વર્ષની વયે તેઓ તા. ૧૧/૮/૧૮૫૧ના [૮૦] રોજ ગાદીએ બેઠા. તેઓને નવ બેગમો હતાં.

ગાદીએ બેઠા ત્યારે તેમની સગીરવય હોવાથી બ્રિટિશ પોલિટિકલ એજન્ટ કર્નલ લેંગની સલાહથી ત્રણ સભ્યોની રિજન્સી કાઉન્સિલ નીમવામાં આવી અને તેણે ઇ.સ. ૧૮૫૮ સુધી વહીવટ ચલાવ્યો તેઓએ અંગ્રેજી, ફારસી અને ગુજરાતી ભાષાની કેળવણી લીધી હતી જેમને અંગ્રેજી [૮૧] બ્રહ્મક્ષત્રિય પ્રભુદાસ મથુરાદાસ અને નાગર સોમનારાયણ નરનારાયણ શીખવતા અને ફારસી ભાષા [૮૨] મુનશી જાન મહમદ શીખવતા હતા. આવી ઉત્તમ કેળવણી પામેલા હોવાથી તેમનું માનસ અને વિચારો ઉદારતાવાદી અને સુધારાવાદી ઘડાયા હતાં.

પોતે ૨૧ વર્ષની વયના બનતા રાજ્યની સંપૂર્ણ ધુરા પોતાનાં હાથમાં લઇ લીધી, તેઓને જૂન ૧૮૭૧માં કે.સી.એસ.આઇ.નો ઇલ્કાબ મળ્યો હતો. ઇ.સ. ૧૮૭૭ માં દિલ્હી દરબાર ભરાયો તેમાં ભાગ લેવા તે ગયેલા ત્યારે તેમને બ્રિટિશ સત્તા તરફથી ગોલ્ડ મેડલ આપવામાં આવ્યો હતો, તથા રાજ્યનો શાહી ધ્વજ અર્પણ કરાયો હતો. ઇ.સ. ૧૮૬૩માં કાઠિયાવાડના દેશી રાજ્યોનું પોલિટિકલ એજન્ટ કર્નલ કિટીંગ્સે વર્ગીકરણ કરતા તેમાં જૂનાગઢને પ્રથમ વર્ગમાં સ્થાન અપાયુ અને ૧૧ તોપનું માન નક્કી કરાયું હતું. [૮૩]

જેમના સમયમાં કુલ પાંચ દીવાનોએ રાજ્યની કામગીરી સંભાળી હતી તેઓના રાજ્યકાળ દરમિયાન જે સુધારા થયા અને જૂનાગઢને શણગાર્યુ તેથી રાજ્ય મધ્યયુગી વ્યવસ્થામાંથી બહાર આવ્યુ અને આધુનિકતાના પંથે ચાલતું થયું તેથી તેમને આધુનિક જૂનાગઢના સર્જક [૮૪] કે ઘડવૈયા ગણવામાં આવે છે. જેમણે ભારતભરમાં ૧૧ પ્રવાસો જુદા જુદા સમયે કરેલ અને એ પ્રવાસ દરમિયાન અનેક શહેરો જોયા, તેમાંથી પ્રેરણા લઇને જ તેમણે જૂનાગઢમાં એવા મકાનો બાંધી જૂનાગઢને શણગારવાનું શરૂ કર્યુ.તેઓના સમયમાં તા. ૨૯/૧૦/૧૮૬૭ થી રાજપત્ર 'દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ' શરૂ કરવામાં આવ્યું છે તે છેક ઇ.સ. ૧૯૪૯ સુધી નિયમિત પ્રગટ થતું રહ્યું.

તેઓ તા. ૨૯/૯/૧૮૮૨ના રોજ ૪૫ વર્ષની વયે અવસાન પામ્યા, તેમણે જ બંધાવવાની

---

૭૯. અમુક ગ્રંથો તેમની જન્મતારીખ, તા. ૧૦/૫/૧૮૩૮ કહે છે.

૮૦. ત્રિપાઠી, મનસુખરામ **'સુ.શ્રી ગોકુળજી ઝાલાનું જીવન ચરિત્ર'** મુંબઇ, ઇ.સ. ૧૯૩૭, પૃ.-૩૩

૮૧. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૯૯.

૮૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. તથા મારૂ પી.આર.**'કાઠિયાવાડના રાજવીઓ'** સણોસરા, પ્ર.આ., ઇ.સ.૨૦૦૫,પૃ.-૨.

૮૩. સોઢા,(ડૉ.)જે. પી. **'સોરઠના અંતિમ બાબી શાસક'** જૂનાગઢ, પ્ર.આ., ઇ.સ. ૨૦૦૨, પૃ.-૨૩.

૮૪. જાની, (ડૉ.)એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ,પૃ.-૫૨.

શરૂઆત કરી હતી એવા અધુરા બંધાયેલા મહાબત મકબરામાં તેમને દફન કરવામાં આવ્યાં.

(૭) નવાબ બહાદુરખાન ત્રીજા (ઇ.સ. ૧૮૮૨ થી ઇ.સ. ૧૮૯૨) :-

તેઓનો જન્મ તા. ૨૨/૧/૧૮૫૬ના રોજ થયો હતો તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં તા. ૫/૪/૧૮૭૧ થી તા. ૧૦/૪/૧૮૭૩ સુધી શિક્ષણ મેળવ્યું હતું. તેઓ તેમના પિતાશ્રીના સમયમાં રાજ્યનું પોલીસખાતું સંભાળીને રાજ્ય વહીવટની તાલીમ લીધેલા હતાં. ઇ.સ. ૧૮૭૩-૭૪માં કર્નલ લેસ્ટરની સાથે હિન્દુસ્તાનનો પ્રવાસ તેમણે કર્યો હતો, જ્યારે તેમના પિતા નવાબ મહાબતખાન બીજા ઇ.સ. ૧૮૭૬/૭૭ માં ભારતમાં પ્રવાસે ગયેલા ત્યારે તેમણે જૂનાગઢ રાજ્યનો કારભાર સફળતાપૂર્વક સંભાળ્યો હતો.[૮૫]

જેઓને સાત બેગમો હતા અને તેમના કાળમાં કુલ ૩ દીવાનો આવ્યા. જેમને ઇ.સ.૧૮૯૦માં મુંબઇના ગવર્નર લોર્ડ હેરિસના હસ્તે રાજકોટમાં G.C.I.E.નો ઇલ્કાબ મળ્યો હતો.

તેઓના સમયમાં જૂનાગઢ રાજ્યને કલંકિત કરનારી મૈયાઓના હત્યાંકાડની ઘટના તા. ૨૮/૧/૧૮૮૩[૮૬] ના રોજ કનડા ડુંગર ઉપર બની અને નિર્દોષ એવા ૮૨ સત્યાગ્રહીઓ મરાયા અને અંગ્રેજ સરકારે જૂનાગઢ રાજ્યને ગંભીર ઠપકો આપ્યો તથા જૂનાગઢ રાજ્યની સૌરાષ્ટ્રથી માંડીને છેક લંડન સુધી આકરી ટીકાઓ થઇ.

આ નવાબના સમયમાં ઇ.સ. ૧૮૮૫ થી ઇ.સ. ઇ.સ. ૧૮૮૭ સુધી ઇણાજના મકરાણીઓના બહારવટા ચાલ્યા અને કાદુ મકરાણી અંતે કરાંચીમાં પકડાયો અને તેને ત્યાં જ તા. ૫/૬/૧૮૮૭ના રોજ ફાંસી આપવામાં આવી.[૮૭]

ગામડાનું મહેસૂલ ઉઘરાવવાના ઇજારા અપાયા હતા, તે પ્રથા બંધ કરી રાજ્યમાં તલાટીઓ દ્વારા મહસૂલ લેવાનુ ધોરણ નવાબ બહાદુરખાને શરૂ કરાવેલ તથા ઇ.સ. ૧૮૯૭માં રોકડિયા પાક અને ફળ શાકભાજી ઉપર વજે ભાગને બદલે રોકડમાં વિઘોટી લેવાની પરંપરા શરૂ કરવામાં આવી.[૮૮] તેમના સમયમાં માંગરોળ અને જૂનાગઢ રાજ્યના કેટલાક મજમુ ગામોના ઝઘડાનો ઉકેલ આવ્યો.

નવાબ બહાદુરખાનના કાળમાં જૂનાગઢ રાજ્યની આધુનિકીકરણની પ્રક્રિયા આગળ વધી તેથી જૂનાગઢમાં રેલવેની શરૂઆત ઇ.સ. ૧૮૮૮ થી થઇ અને જૂનાગઢમાં ફર્ગ્યુસન પુલ, લેપર યેસાયલમ, મહાબત મદ્રેસા, સિંહની પ્રતિકૃત્તિઓ, ગિરનાર લોટરી, શાહપુરનો કિલ્લો, રે ગેઇટ વગેરે બંધાયું.

તેઓ બ્રિટિશ રાજ્યને વફાદાર એવા શાસક હતા તેમણે ઇ.સ. ૧૮૮૭માં બ્રિટનની મહારાણી વિક્ટોરિયાના રાજ્યારોહણના ૫૦ વર્ષની ઉજવણીનો જ્યુબિલી મહોત્સવ જૂનાગઢમાં પણ ઉજવ્યો અને રૂા. ૩૦૦૦ ની વિક્ટોરીયા જ્યુબિલી જૂનાગઢ સ્કોલરશીપ પણ શરૂ કરી હતી.

---

૮૫. Watson, J. W., **'Statistical Account of Junagadh'**, Bombay, 1884 A.D.,Page 61.

૮૬. દેસાઇ, શંભુપ્રસાદ **'કનડાનો કેર'** જૂનાગઢ, પ્ર.આ.,ઇ.સ. ૧૯૮૪,પૃ.-૮૪.

૮૭. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૪૩.

૮૮. State Publication, **'The Babi Rulers of Sorath'**, Op. Cit. Page - 136.

તેમના સમયમાં સ્વામી વિવેકાનંદ લોર્ડ રે, પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર, મુંબઇનો ગવર્નર જેમ્સ ફર્ગ્યુસન, પુરાતત્ત્વવિદ્ જેમ્સ કેમ્પબેલ વગેરે જૂનાગઢ રાજ્યના મહેમાન બન્યા હતાં.

તેઓ તા. ૨૧/૨/૧૮૯૨ના રોજ ક્ષયરોગની બિમારીથી નિઃસંતાન અવસાન પામતા, તેમના ભાઇ રસૂલખાન જૂનાગઢની ગાદીએ આવ્યા તેમને મહાબત મકબરામાં દફન કરવામાં આવ્યાં.

(૮) નવાબ રસૂલખાન (ઇ.સ. ૧૮૯૨ થી ઇ.સ. ૧૯૧૧) :-

નવાબ રસૂલખાનનો જન્મ તા. ૩૦/૭/૧૮૫૮ના રોજ બેગમ નૂરબુના પેટે થયો હતો, જેઓ નાયબ મહાબતખાન બીજાના પુત્ર હતા, પણ બાલ્યાવસ્થામાં તેમના શિક્ષણ માટે કોઇ ધ્યાન આપવામાં આવ્યું ન હતું આથી તેઓ માંડ માંડ પોતાની સહી કરી શક્તા હતાં.

જેઓને ત્રણ બેગમો હતા જેઓ ફકીર જેવુ સાદગીભર્યુ જીવન જીવનારા શાસક હતા, જોકે તેઓને રાજગાદી સ્વીકારવી નહોતી પણ એદલખાનને ગાદીએ બેસાડવાને બદલે વજીર બહાઉદ્દીનભાઇ અને નાયબ દીવાન પુરૂષોત્તમરાય ઝાલાના પ્રયત્નોથી ગાદી તેમણે સ્વીકારી જેમના રાજ્યકાળ દરમ્યાન કુલ ૧૦ દીવાનોએ કામગીરી કરી હતી. નવાબ રસૂલખાનને ત્રણ બેગમો હતાં.

નવાબ રસૂલખાનનાં સમયમાં ઇ.સ. ૧૮૯૭માં જૂનાગઢ રાજ્યમાં બજેટ બનાવવાની શરૂઆત થઇ હતી તેઓના રાજ્યકાળ દરમ્યાન જૂનાગઢમાં બહાઉદ્દીન જળાશય, વિક્ટોરિયા ડાયમંડ જ્યુબિલી મહોત્સવ, બહાદુરખાન પુસ્તકાલય, રસુલખાન હોસ્પિટલ, બોટોનિકલ ગાર્ડન, આયુર્વેદ ફાર્મસી, અશોક શિલાલેખ ઉપરનું મકાન, શાપુર માણાવદર, માણાવદર બાંટવા રેલવે તથા બહાઉદ્દીન કોલેજ બંધાઇ હતી.

તેઓના સમયમાં પાટણમાં કોમી ઉપદ્રવો થયા હતાં, જેમણે રાજ્યમાં દારૂ અને વેશ્યાવૃત્તિ ઉપર પ્રતિબંધ મૂકાવ્યો હતો. ખેતીવાડીનો વિકાસ કરવામાં આવ્યો, કેટલાક બગીચાઓને ફરી લીલા બનાવાયા અને ઇ.સ. ૧૯૦૩/૦૪ ના વર્ષમાં ૨૧ નવા ગામો વસાવ્યા અને ૧૬ ગામોને આબાદ કરવામાં આવ્યા હતા. તેઓના રાજ્યકાળ દરમ્યાન ગિરના સિંહોની પ્રથમ જ વાર વસતિ ગણતરી કરવામાં આવી હતી.

જેઓ સદાચારી, પરોપકારી અને સહિષ્ણુ એવા આકર્ષક દેખાવડા શાસક હતા. તેઓને ઇ.સ. ૧૮૯૯માં K.C.S.I.નો ઇલ્કાબ અને ૧૯૦૮માં G.C.S.I.નો ઇલ્કાબ બ્રિટિશ સરકાર તરફથી મળ્યા હતા. પોતે સહિષ્ણુ એવા શાસક હોવાથી તેમનું અડધા કદનું બાવલું બનાવવામાં આવ્યું હતું, જે આજે પણ દરબાર હોલ મ્યુઝિયમ જૂનાગઢમાં પ્રદર્શિત છે.

તેઓનું તા. ૨૨/૧/૧૯૧૧ના રોજ અવસાન થતાં તેમને ન્યાયાલય સામેના મહાબત મકબરામાં દફન કરવામાં આવ્યાં.

(૮) નવાબ મહાબતખાન ત્રીજા (ઇ.સ. ૧૯૧૧ થી ઇ.સ. ૧૯૪૭) :-

તેઓનો જન્મ તા. ૨/૮/૧૯૦૦ના રોજ થયો હતો. તેઓએ ઇંગ્લેન્ડમાં અજમેરની મેયો કોલેજમાં કેળવણી લીધી હતી. તેઓની ૧૧ વર્ષની વય હતી એ સમયે તેમના પિતાશ્રી નવાબ રસૂલખાનનું અવસાન થતા તે ગાદીએ આવ્યા પણ તેમની સગીર ઉંમર હોવાને કારણે ઇ.સ.૧૯૧૧ થી ઇ.સ.

૧૯૨૦ સુધી બ્રિટિશ વહીવટદારનું જૂનાગઢમાં શાસન રહ્યું હતું.

તેઓને નવ બેગમો હતા જેમના કાર્યકાળમાં કુલ ૧૦ દીવાનો થયા હતા. તેઓ ઉંમરલાયક બનતા તા. ૩૧/૩/૧૯૨૦ના રોજ રાજ્યની સંપૂર્ણ સત્તા તેમને સોંપવામાં આવી હતી. તેઓ દારૂ કે વ્યસનોથી બિલકુલ મૂક્ત હતા અને ગાય કે પાલતુ પ્રાણી અને કૂતરા પાળવાના જબરા શોખીન હતા. તેમણે પોતાના બાપદાદાની સહિષ્ણુભરી નીતિથી જૂનાગઢનું રાજ્ય ચલાવ્યું પણ તેમ છતા વેરાવળ, વિસાવદર અને વંથલીમાં કોમી ઘટનાઓ બની હતી.

જેઓના રાજ્યકાળ દરમ્યાન જૂનાગઢમાં પાવર હાઉસ, વિલિંગ્ડન ડેમ, જૂનાગઢ વેરાવળમાં સ્ટેટ બેંક અને થોડીક રેલવે લાઇનો, મફત અન્નક્ષેત્ર, કેટલ ફાર્મ, એરોડ્રામ વગેરે વગેરે સુવિધાઓ ઉભી થઇ હતી.

પરંતુ તેમણે રાજ્યથી થોડા દૂર અને અલગ રહેવાનું પસંદ કરતા દીવાનો અને અધિકારીઓનું વર્ચસ્વ વધી ગયેલ અને ભારતની આઝાદી પ્રાપ્તિ સમયે તેમણે દીવાન ભુટ્ટો તથા ભોપાલી બેગમ અને અન્યોની ચડામણી અને ખોટી સલાહથી જૂનાગઢ રાજ્યનું જોડાણ પાકિસ્તાન સાથે કરતા તેમણે પોતાનું રાજ્ય અને વતન બન્ને ખોવા પડ્યા અને તેઓની આખરી જીંદગી પાકિસ્તાનમાં પૂર્ણ થઇ. તેઓ તા.૨૪/૧૦/૪૭ના રોજ જૂનાગઢ છોડી પાકિસ્તાન ચાલ્યા ગયા અને પછી પોતાની ભારત આવવાની અદમ્ય ઇચ્છા અને મન હોવા છતાં તે ભારત ન આવી શક્યા, તેઓને અને તેમની બેગમોને પાકિસ્તાનમાં જરાય ગમતું નહીં, તે બધા ભારત પાછા ફરવા માટે આતુર હતા [૮૯] તેમનું તા. ૭/૧૧/૧૯૫૯ના રોજ [૯૦] કરાંચી ખાતે અવસાન થયું.

**૨.૫ ઉપસંહાર:-**

આ રીતે જૂનાગઢનો સળંગ અને સિલસિલાબંધ ઇતિહાસ ઐતિહાસિકકાળથી પ્રાપ્ત થાય છે એ રીતે જૂનાગઢ સૌરાષ્ટ્ર અન્ય નગરોની તુલનામાં ઇતિહાસ અને પ્રાચીનતાની દૃષ્ટિએ ખૂબ જ આગળ અને સમૃદ્ધ જણાય છે.

વળી જૂનાગઢ ઉપર છેલ્લા ૨૩૦૦ વર્ષમાં કુલ જુદી જુદી નવ સત્તાઓએ સત્તા ચલાવી તેના આપણને પૂરતા પ્રમાણમાં રહ્યા સહ્યા અવશેષો અને પુરાવાઓ મળે છે તે જૂનાગઢની પ્રાચીનતા પુરવાર કરવા માટે પૂરતા છે.

છેલ્લે તો જૂનાગઢના બાબી શાસકોની સત્તા છેલ્લા ૧૯૦ વર્ષ રહી અને તે સૌરાષ્ટ્રનું સૌથી મોટું નમૂનેદાર અને સહિષ્ણુ રાજ્ય તરીકેની તેણે પોતાની છાપ ઉભી કરી હતી.

જે મહાન સમ્રાટ અશોકના સમયથી જૂનાગઢનો ઇતિહાસ શરૂ થતો હતો તે બાબી વંશના શાસક એવા નવાબ મહાબતખાન ત્રીજાના અંત સાથે જૂનાગઢનો રાજાશાહીનો ઇતિહાસ પૂર્ણ થયો.

---

૮૯. જાની, (ડૉ.)એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.- ૨૮૭.

૯૦. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન તથા મારૂ પી. આર. **'કાઠિયાવાડના રાજવીઓ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.- ૬.

## પ્રકરણ - ૩

# સમકાલીન પદ્ય સાહિત્યમાંથી પ્રતિબિંબિત થતો સામાજિક ઈતિહાસ

૩.૧ પ્રસ્તાવના

૩.૨ સુન્નત શાદી

- ૩.૨.૧ આયોજન અને વ્યવસ્થા
- ૩.૨.૨ સુન્નતશાદીનું અંદાજપત્ર
- ૩.૨.૩ કંકોત્રી, ખરીતા અને નિમંત્રણ કાર્ડ
- ૩.૨.૪ રજવાડાંઓ, મહાલના પટેલો, શ્રેષ્ઠીઓને નિમંત્રણ
- ૩.૨.૫ નોબત છપાઈ
- ૩.૨.૬ ખુશાલીમાં સાકર વહેંચણી
- ૩.૨.૭ ખુશાલીનો દરબાર
- ૩.૨.૮ સંગીતકારોને ઈનામ
- ૩.૨.૯ બેઠક વ્યવસ્થા
- ૩.૨.૧૦ સુન્નત પ્રસંગે જાહેર રજા
- ૩.૨.૧૧ રોશની અને આતશબાજી
- ૩.૨.૧૨ દાનધર્મ અને નવાજેશો
- ૩.૨.૧૩ શહેર ખરચ
- ૩.૨.૧૪ વધાવો
- ૩.૨.૧૫ પોશાક સ્વીકાર અને પહેરામણી
- ૩.૨.૧૬ સરઘસ
- ૩.૨.૧૭ તસવીર
- ૩.૨.૧૮ કામગીરી સન્માન
- ૩.૨.૧૯ નોકરોને બોનસ
- ૩.૨.૨૦ ગરીબ બાળકોની સુન્નત
- ૩.૨.૨૧ સુન્નત વિધિ
- ૩.૨.૨૨ કાર્યક્રમો
- ૩.૨.૨૩ આ પ્રસંગે રચાયેલ ગીતો

૩.૩ મંગની

- ૩.૩.૧ પ્રસ્તાવના
- ૩.૩.૨ અંદાજપત્ર
- ૩.૩.૩ આમંત્રણ
- ૩.૩.૪ સગાઈ અંગે કરાર
- ૩.૩.૫ સગાઈવિધિ

### ૩.૧ પ્રસ્તાવના :-

સમકાલીન પદ્ય સાહિત્યના આધારે અહીં જૂનાગઢના બાબી રાજ્યના સામાજિક ઇતિહાસને તપાસવાનો ઉપક્રમ રાખ્યો છે. જૂનાગઢ રાજ્યની એક અનોખી સામાજીક પરંપરા પણ અહીં પ્રગટ થતી આપણે જોઇ શકીશું. વળી આ ઉપક્રમે જૂનાગઢના બાબી રાજ્યના ત્રણ સામાજિક પ્રસંગોનો તલસ્પર્શી અને સિલસિલાબંધ ઇતિહાસ પ્રાપ્ત કરી શક્યા છીએ. જુનાગઢના બાબી – રાજવંશનાં સામાજિક ઇતિહાસને ઉજાગર કરતાં જે ગીતો રાજકવિઓ અને આમ જનતાએ રચ્યા હતા તે બધાનો અભ્યાસ કરીને એ સામાજિક ઇતિહાસને પૂર્ણ રીતે બહાર લાવવાનો અહીં નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

મુસ્લિમ ધર્મની પ્રણાલિકા મુજબ એક સામાન્ય મુસ્લિમથી માંડીને રાજવી સુધીના મુસ્લિમની સુન્નત કરવામાં આવતી હોય છે તે પ્રસંગને મુસ્લિમો ખૂબ જ દબદબાભર્યો અને લગ્ન-પ્રસંગ જેવો ખુશીથી ઉજવે છે અને એટલે જ તેને માટે સુન્નત શાદી શબ્દ વાપરવામાં આવ્યો છે. તે સુન્નત શાદીનો પ્રસંગ જે રીતે આગળ વધ્યો હશે તે મુજબ અહીં અભ્યાસ કરવામાં આવ્યો છે અને તે પ્રસંગે રજૂ થયેલા ગીતોને ઐતિહાસિક અને સામાજીક દ્રષ્ટિથી અહીં તપાસવામાં આવ્યા છે.

મુસ્લિમોમાં બીજો મહત્વનો પ્રસંગ સગાઇનો ગણવામાં આવે છે. જેને મુસ્લિમ પ્રણાલિકા મુજબ હિન્દી ભાષામાં મંગની કહેતા હોય છે. તેથી અહીં મંગની શબ્દ જ પ્રયોજીને સામાજિક ઇતિહાસના એક ભાગ તરીકે મંગનીનો તલસ્પર્શી અને ઝીણવટપૂર્વક વિવિધ દ્રષ્ટિથી અભ્યાસ કરવામાં આવ્યો છે.

મુસ્લિમોનો ત્રીજો મહત્વનો પ્રસંગ લગ્ન પ્રસંગનો છે તેને પણ તેઓ હિન્દી ભાષામાં શાદી તરીકે પ્રયોજે છે તેવા શાદી-પ્રસંગનો ખૂબ જ ઝીણવટથી અને તેનો મુદ્દાસર અભ્યાસ કરવામાં આવ્યો છે. તેમજ આ પ્રસંગે રચાયેલા ગીતોને ઐતિહાસિક આધાર સાધનોથી તપાસીને, ચકાસીને તેની આધારભૂતતા અને વિશ્વસનિયતા જોઇને આ ત્રણેય પ્રસંગોનો અહીં અભ્યાસ કરવામાં આવ્યો છે.

### ૩.૨ સુન્નતશાદી :-

અહીં નવાબ મહાબતખાનજી ત્રીજાના ત્રણ શાહજાદા ગુલામ મહમદખાન, મહમદ સખાવતખાન તથા મહમદ યુસુફખાનની સુન્નતશાદી મહોત્સવનો ઇતિહાસ, સામાજિક રીતરિવાજો, સાંસ્કૃતિક પરંપરાઓ તથા ગીતોને પ્રથમ કક્ષાના સાધનોને આધારે તપાસીશું.

#### ૩.૨.૧ આયોજન અને વ્યવસ્થા :-

જૂનાગઢના બાબી રાજ્યનો ખાસ શિરસ્તો હતો કે કોઇ પણ પ્રસંગનું અગાઉથી આયોજન અને વ્યવસ્થા બરાબર વિચારીને કરવા અને એ કાર્યક્રમ ઘડતાં પહેલા રાજ્યે અગાઉ કોઇ કાર્યક્રમો કર્યા હોય તેનો અહેવાલ રાજ્યની રેકર્ડ ઓફિસમાંથી મંગાવવામાં આવતો અને તે પ્રસંગના ખાટા, માઠા અનુભવો અને ખામીઓ, ખૂબીઓને જોઇને-જાણીને નવો કાર્યક્રમ અને તેની વ્યવસ્થા પૂર્વ આયોજનથી કરવામાં આવતી હતી.

આથી આ સુન્નતશાદી પ્રસંગોએ પણ સુન્નતશાદીની કમિટી રચવામાં આવી અને દીવાનને તેના ચેરમેન રાખવામાં આવ્યા અને પોલિટિકલ મેમ્બર વાઇસ ચેરમેન તેમજ અન્ય ૧૧ વ્યક્તિઓની

કમિટી બનાવવામાં આવી જેમાં ૧ માત્ર હિંદુ સભ્ય શેઠ રૂગનાથ એમ રાજા હતા.[૧] બાકીના બધા જ સભ્યો મુસ્લિમ રાજ્યનો પ્રસંગ હોવાથી મુસ્લિમોને જ રખાયા હતાં. આ બધા જ સભ્યો પ્રસંગ વિશે ચર્ચા - વિચારણા કરતા. જે-તે વિભાગને અનુરૂપ કામગીરી સોંપતા અને પ્રસંગ વધુ સારી રીતે, ઓછી અગવડતાએ ઉજવાય તેવી દરેક બાબતોની તકેદારી રાખતા હતાં.

### ૩.૨.૨ સુન્નત શાદીનું અંદાજપત્ર :-

જૂનાગઢ રાજ્ય ઇ.સ. ૧૯૧૧ પછી કામ કરતું હતું. આથી રાજ્યમાં કેટલાક ફેરફારો થયા હતાં.જેમાં રાજ્યના પ્રસંગો વખતે બજેટ બનાવવાની પ્રથા પણ શરૂ કરવામાં આવી હતી. બાકી રાજ્યે પોતાનું બજેટ બનાવવાની શરૂઆત તો નવાબ રસુલખાનજીના સમયમાં ઇ.સ. ૧૮૯૭ થી જ કરવામાં આવી હતી.[૨]

ગુલામ મહમદખાનની સુન્નતશાદી વખતે પણ અગાઉથી અંદાજપત્ર તૈયાર કરવામાં આવ્યું હતું. જેમાં કુલ ખર્ચ રૂા. ૩૬,૮૫૦નો અંદાજવામાં આવ્યો હતો. પરંતુ તે મુજબ ખર્ચ ન થતાં કુલ ખર્ચ રૂા. ૯૦,૦૦૦ થયો હતો. જે અંદાજપત્રમાં મુખ્ય ૧૯ બાબતોનો ખર્ચ ફાળવવામાં આવ્યો હતો તે આ મુજબનો હતો.

**★ મંજૂર થયેલ અંદાજપત્ર ★**

| ક્રમ | નામ | રકમ |
|---|---|---|
| ૧ | વાણંદને | રૂા. ૨૦૦/- |
| ૨ | ઝનાના કચેરી | રૂા. ૧૦૦૦/- |
| ૩ | રાજમહેલમાં શીરો પ્રથમ પાંચ દિવસ | રૂા. ૫૦૦/- |
| ૪ | ગરીબ ૨૫ બાળકોને સુન્નત બેસાડવાના | રૂા. ૨૫૦/- |
| ૫ | સ્કૂલના બાળકોને સાકર | રૂા. ૫૦૦/- |
| ૬ | શીરો છઠ્ઠા દિવસે | રૂા. ૧૦૦૦/- |
| ૭ | રાજમહેલમાં ભોજન | રૂા. ૨૦૦૦/- |
| ૮ | ચા, કોફી વગેરે... | રૂા. ૧૨૦૦/- |
| ૯ | દસ્તરખાન | રૂા. ૭૦૦/- |
| ૧૦ | પોશાક વહેચણીના | રૂા. ૧૫૦૦૦/- |
| ૧૧ | ઘરેણા વહેચણીના | રૂા. ૭૦૦૦/- |
| ૧૨ | સંગીત માટે | રૂા. ૫૦૦/- |
| ૧૩ | ખેરાત | રૂા. ૧૦૦૦/- |
| ૧૪ | રાજ્યના મહેમાનોનો ખર્ચ | રૂા. ૧૦૦૦/- |
| ૧૫ | મજૂરી | રૂા. ૫૦૦/- |

૧. સુન્નત શાદી દફ્તર ફાઇલ નં. ૧૦ (ગુલામ મહમદ), ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'ઇતિહાસ મંજૂસા'** જૂનાગઢ, પ્ર. આ. ઇ.સ. ૨૦૦૮, પૃ. ૭૮.

| | | |
|---|---|---|
| ૧૬ | ગુલામ મહમદનો પોશાક | રૂા. ૫૦૦/- |
| ૧૭ | ફોટોગ્રાફ્સ | રૂા. ૫૦૦/- |
| ૧૮ | Cash for Chutani | રૂા. ૫૦૦/- |
| ૧૯ | છુટક ખર્ચ | રૂા. ૧૦૦૦/- |
| | કુલ... | રૂા. ૩૬,૮૫૦/- |

જો કે બજેટ કરતાં આ પ્રસંગનો ખર્ચ ખૂબ જ વધી ગયો હતો અને રૂા. ૯૦,૦૦૦/-નો કુલ ખર્ચ આ પ્રસંગ પાછળ થયો હતો. લગભગ દરેક પ્રસંગે બજેટ બનાવતા પણ તેનો ખર્ચ તો વધી જ જતો ત્યારે યોગ્ય કારણો અને બિલો મૂકીને મંજૂર કરવામાં આવતા હતાં. અહીં ૩૬,૮૫૦ + ૫૩,૧૫૦ મળીને કુલ રૂા. ૯૦,૦૦૦ આ પ્રસંગ પાછળ રાજ્યે ખર્ચ્યા હતાં.[૩]

### ૩.૨.૩ કંકોત્રી, ખરીતા અને નિમંત્રણ કાર્ડ :-

દરેક શુભ – પ્રસંગોએ પહેલા લોકો આજની જેમ નિમંત્રણો છપાવતા ન હતા પણ ખાસ પ્રસંગો જેવા કે સુન્નતશાદી, મંગની, શાદી પ્રસંગે જૂનાગઢના બાબી રાજ્યમાં કંકોત્રી છપાવવાનો રિવાજ હતો, તે કંકોત્રી પણ આજે અભ્યાસને પાત્ર બની રહી છે.

આ પ્રસંગની આમંત્રણ પત્રિકા લાલ અક્ષરથી સાદા કાગળમાં નવાબે રિયાસતના નામથી છપાવી હતી. તેમાં નીચે મુજબનું લખાણ હતું.

‘‘સલામ બાદ વિજ્ઞપ્તિ કે બરખુદાર નુરચશ્મ શાહજાદા ગુલામ મોહમ્મદખાનજી સાહેબની ખત્ના (સુન્નતશાદી)ના મુબારક પ્રસંગે જલસાઓની તારીખ ૨૫ થી ૨૭ જિલહજ હિજરી સને ૩૬૦ મુતાબિક તારીખ ૧૩ થી ૧૫ જાન્યુઆરી સને ૧૯૪૨ મુકર્રર કરવામાં આવેલ છે તે શુભ પ્રસંગે તારીખ ૧૩/૧/૪૨ થી તા. ૧૫/૧/૪૨ સુધીના દિવસોમાં જૂનાગઢ મુકામે આપ પધારી આનંદમાં વૃદ્ધિ કરશો.’’[૪]

જૂનાગઢ તા. ૪/૧/૪૨ નવાબે રિયાસતે – જૂનાગઢ.

આ આમંત્રણ પત્રિકામાં હિજરી સન અને ઇસ્લામિક મહિના સિવાય કોઇપણ પ્રકારની ઇસ્લામી છાંટ જોવા મળતી નથી. તેમાં ક્યાંય પણ ૭૮૬/૯૨ કે એવા બીજા પવિત્ર આંકડાઓ કે શબ્દો પણ છપાયા નથી. તે બાબત જૂનાગઢ રાજ્યની ધાર્મિક સહિષ્ણુતા અને પોતાના ધર્મની બાબતમાં પણ વિશેષ અનુરાગ હતો તેમ જણાતું નથી.

આ પ્રસંગે રાજ્યે ખાસ પ્રતિનિધિમંડળો ઉભા કરી તેને ભોપાલ, ભૂજ, નવાનગર, ભાવનગર, પોરબંદર, ધ્રાંગધ્રા, પાલનપુર, રાધનપુર, ખંભાત, મોરબી, ગોંડલ, જાફરાબાદ, બાલાસિનોર, વાંકાનેર, પાલીતાણા, માણાવદર, બજાણા, બાંટવા, સરદારગઢ વગેરે રજવાડાઓને નિમંત્રણ દેવા મોકલ્યા હતાં.[૫]

---

૩. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૯ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૪. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૨ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૧૫ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

આ પ્રસંગે ચાર યુરોપિયન અધિકારીઓને પણ નિમંત્રણ મોકલવામાં આવ્યા હતાં.[૬] જે નીચે મુજબનાં હતાં.

(૧) સર એડમંડ ગિબ્સન (રેસીડેન્ટ)

(૨) લેફ્ટનન્ટ કર્નલ જી.બી. વિલિયમ્સ (પોલિટિકલ એજન્ટ ઇસ્ટર્ન કાઠિયાવાડ સ્ટેટ એજન્સી.)

(૩) મેજર એન.સી. સીંકલેર (પોલિટિકલ એજન્ટ વેસ્ટર્ન કાઠિયાવાડ સ્ટેટ એજન્સી.)

(૪) મેજર વી.એમ.એચ. કોઝ (સેક્રેટરી ટુ રેસીડેન્ટ.)

પરંતુ આ ચારેયમાંથી કોઇ આ પ્રસંગમાં હાજર રહ્યા હોય તેવી માહિતી મળતી નથી.

જૂનાગઢ રાજ્ય અને માંગરોળ વચ્ચે વારંવાર સાર્વભૌમત્વ બાબતે ખટરાગના પ્રશ્નો ઉભા થતા હતા પણ તેમ છતાં તેમને આ પ્રસંગે ખાસ નિમંત્રણ આપવામાં આવ્યુ હતું.[૭] આ રીતે જૂનાગઢ રાજ્ય ક્યારેય પણ પ્રસંગો વખતે કોઇને પણ તેમની સાથેના વાંધાવચકાને ગણ્યા વિના નિમંત્રણ આપતું. દીવાન મહમદભાઇને દીવાનપદેથી હાંકી કાઢ્યા હતાં તેમ છતાં શાહજાદા દિલાવરખાન અને હિંમતખાનજીની સુન્નતશાદી પ્રસંગે તેમને નિમંત્રણ જરૂર આપ્યું હતું.[૮]

આ પ્રસંગોમાં સાથે સાથે તા. ૨૯/૧૨/૧૯૪૧ના રોજ છઠ્ઠી નિમિત્તે કચેરી ભરવામાં આવતા તેનાં પણ નિમંત્રણો છપાયા હતાં.[૯] દરેક વ્યક્તિઓની તે નિમંત્રણ મળ્યાની સહી લઇને અપાયા હતાં અને જે વ્યક્તિ ન મળ્યા તેના ખાસ કારણો પણ તેની યાદીમાં નોંધવામાં આવેલ છે કે જેથી ક્યારેય પણ તેમને કેમ નિમંત્રણ મળ્યુ નથી ? તે પ્રશ્ન જ ઉભો ન થાય.

### ૩.૨.૪ રજવાડાઓ, મહાલના પટેલો અને શ્રેષ્ઠીઓને નિમંત્રણ :-

રાજ્યને સારી રીતે ચલાવવા માટે કૂટનીતિનો બુદ્ધિપૂર્વકનો ઉપયોગ તેમજ લોકચાહના મળે તેવો વ્યવહાર સારા અને કુશળ રજવાડાઓ રાખતા હતાં. જેમાં સૌરાષ્ટ્રનાં ગણ્યાં-ગાઠ્યાં રજવાડાઓમાં એવો વ્યવહાર હતો અને લોકશાહીની જેમ જ પ્રજાજનોને માનપાન અપાતું અને તેમને વહીવટમાં સામેલ કરાતાં અને પ્રસંગોપાત રાજ્યના મહેમાન તરીકે બોલાવવામાં પણ આવતા હતાં.

જૂનાગઢમાં નવાબીકાળમાં જે-તે પ્રસંગોએ પોતાના રાજ્યના ૨૧ જેટલા મહાલોમાંથી પટેલોને અને નગરશ્રેષ્ઠીઓને નિમંત્રણો મોકલાતા અને તે દરેકની વ્યવસ્થિત નામોની યાદી પણ રાજ્ય રાખતું, તે જોતાં એમ જણાય છે કે જૂનાગઢ રાજ્યમાં દરેક પ્રસંગોએ તેમને બોલાવાયા છે.

### ૩.૨.૫ નોબત છપાઇ :-

બાબી રાજ્યમાં જ્યારે-જ્યારે કોઇ સામાજિક પ્રસંગો ઉજવાતા એ સમયે સૌપ્રથમ નોબત છપાઇની વિધિ કરવામાં આવતી. એ વખતે કંકુછાંટણા કરી કંકોત્રી (નોબત) છાપવામાં આવતી હતી.આ સુન્નતશાદી પ્રસંગે પણ નોબત છપાઇની ક્રિયા કરવામાં આવી હતી.[૧૦]

---

૬. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૧૬ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૭. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૩ (દીલાવરખાનજી) ઇ.સ. ૧૯૩૩, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૮. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૩૪ (દીલાવરખાનજી) ઇ.સ. ૧૯૩૩, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૯. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૬/૧ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૦. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૫ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**૩.૨.૬ ખુશાલીમાં સાકર વહેંચણી :-**

જૂનાગઢ રાજ્યની એક નીતિ એવી રહી હતી કે તેમને ત્યાં જ્યારે પણ કોઇપણ પ્રકારની ખુશાલીનો પ્રસંગ આવે જેવા કે બાળજન્મ, સુન્નતશાદી, મંગની, લગ્ન, રાજ્યાભિષેક, જન્મદિન ત્યારે શહેરની શાળામાં સાકર વહેંચવામાં આવતી હતી. આથી આ પ્રસંગે જૂનાગઢની તમામ સ્થાનિક શાળાઓમાં સાકર વહેંચવામાં આવી હતી.[૧૧] સાથે-સાથે શહેરમાં અમીર, ઉમરાવો તથા ઓફિસરોમાં ૭ દેગનો શીરો વહેંચવામાં આવ્યો હતો.[૧૨] આથી રાજ્યમાં કોઇ પ્રસંગ છે અને તેનો વરઘોડો નીકળવાનો છે તેની જાણ બાળકો દ્વારા તેમના ઘરે પણ થઇ જતી.

**૩.૨.૭ ખુશાલીનો દરબાર :-**

રાજા રજવાડાંઓમાં દરેક શુભ પ્રસંગોએ ખુશાલી કરવામાં આવતી અને માંગણ લોકો એ પ્રસંગ આવવાની રાહ જોઇ રહેતા હતાં. આ પ્રસંગે પણ ખુશાલીનો દરબાર તા. ૨૪/૧૨/૧૯૪૧ના રોજ ચોકી મુકામે ભરવામાં આવ્યો હતો.[૧૩] તેમાં સંગીતનો જલસો રખાયો હતો તેમાં કાબીલ ઉસ્તાદ શાયર સીદીક, તવાયફ ગોહરજાન, મીર ઇસ્માઇલ સુરૂસોટા, ઇબ્રાહીમ બક્ષ વગેરેએ પોતાની કલા રજૂ કરી હતી.

આ દરબારમાં પ્રાચી, ગોરખમઢીના મહંતો અને રાજ્યનાં અમીરો હાજર રહ્યા હતાં. દરબારમાં ૫૦૦ ખુરશીઓ અને સોનેરી વાવટા અને સોનેરી ગાલીચાઓ પાથરવામાં આવ્યા હતાં.

આ સિવાય છઠ્ઠીના દિવસે તા. ૨૯/૧૨/૧૯૪૧નાં રોજ [૧૪] ઉમરાવ મંઝીલમાં ઔપચારિક કચેરી ભરવામાં આવી હતી. ત્રીજો દરબાર તા. ૧૪/૧/૧૯૪૨ના રોજ ભરાયો હતો.[૧૫]

**૩.૨.૮ સંગીતકારોને ઇનામ :-**

જૂનાગઢ રાજ્યે સૌરાષ્ટ્રની સાંસ્કૃત્તિક પરંપરા અને ગીત-સંગીતની શૈલીને જાળવવામાં અને તેને ટકાવી રાખવામાં તેમજ તેને પ્રોત્સાહન આપવામાં જબ્બરું યોગદાન આપ્યું હતું તેમ જણાય છે. જૂનાગઢ રાજ્યનાં દરેક પ્રસંગોએ સંગીતકારોને બોલાવાતા અને તેઓને તેમની કલા રજૂ કરવાની તક મળતી હતી. તેમ કાર્યક્રમ પૂર્ણ થયે સારા એવા ઇનામો રોકડ રકમમાં આપવામાં આવતા હતાં.

આ પ્રસંગે રૂા. ૧૬૫૭ તવાયફ અખ્તરી લખનૌને આપવામાં આવ્યા હતાં. [૧૬] આ સિવાય ગોહરજાન રાજકોટ શ્યામા રાજકોટ, જોહરા રાજકોટ, ગુલજાન જેતપુર, માસ્ટર વસંત, લાલુભાઇ નરભેરામભાઇ ઉંઝા, માસ્ટર મોરારી, તવાયફ બીબોજાન જૂનાગઢ, મણીજાન જૂનાગઢ, શાયર અકમલ જૂનાગઢ વગેરેને રૂા. ૧૦ થી રૂા. ૧૦૦ સુધીના ઇનામો અપાયા હતાં.

---

૧૧. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૧૪ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૨. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૦૭ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૩. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૫ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૪. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૦૭ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૫. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૦૮ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૬. સુન્નત શાદી દફ્તર, ફાઇલ નં. ૩૩ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**૩.૨.૯ બેઠક વ્યવસ્થા :-**

આ સુન્નત શાદી વખતે જે બેઠક વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી તેને A થી Z ના બ્લોકમાં વહેંચી નાંખવામાં આવી હતી. તેમાં પ્રથમ બ્લોકમાં રાજકુટુંબ અને પછી અમીર, ગરાસિયા અને મિલિટરી, સદ્‌ગૃહસ્થો અને વકીલોનો બ્લોક હતો.

આ મુજબ જે બેઠક વ્યવસ્થા ગોઠવાઇ હતી તેમાં તે પ્રસંગે કોણ-કોણ હાજર હતા તેમના નામની સામે તેમની સહી પણ લેવામાં આવી હતી અને ગાર્ડ ઓફ઼ ઓનર્સ પણ આપવામાં આવ્યુ હતું.

**૩.૨.૧૦ સુન્નત પ્રસંગે જાહેર રજા :-**

દેશી રજવાડાઓમાં રજા એટલી બધી પડતી કે જાણે કે રજામાં જ અમુક મહિનાઓ તો પસાર થાય. છેક ઇંગ્લેન્ડથી માંડીને સૌરાષ્ટ્રના કોઇપણ રજવાડામાં કોઇકનું અવસાન થાય કે કંઇ પ્રસંગ હોય ત્યારે રાજ્ય રજા જાહેર કરતું અને પોતાનાં આંગણાનાં પ્રસંગો, જન્મદિનની ઉજવણી, પુત્ર-પુત્રીના જન્મની વધામણીની રજા તો અલગ હોય જ. તેથી જૂનાગઢ શહેરની શાળા, કોલેજ અને કચેરીના માણસોને બહુ જ રજા મળતી હતી તેમ આ ઉપરથી જણાય છે. આ શિરસ્તા મુજબ રાજ્યના સચિવાલયે દીવાનની સહીથી આ સુન્નતશાદી પ્રસંગે રજા પાડતો હુકમ કર્યો હતો.[૧૭]

**૩.૨.૧૧ રોશની અને આતશબાજી :-**

રાજા રજવાડાઓ પોતાને ત્યાં ઉજવાતા કોઇપણ શુભ-પ્રસંગ જાહોજલાલી અને ભપકાથી જ ઉજવતા અને એકબીજા રજવાડાંઓ એકબીજાની દેખાદેખીથી પણ ઉજવતા અને ત્યારના મંડપ સર્વિસવાળા અને આતશબાજીવાળા પોતાની જાહેરાતોમાં પણ એમ બતાવતા કે ફ઼લાણા રજવાડામાં અમે આવુ ડેકોરેશન કરેલ કે શણગાર કરેલ એમાં અમને ખૂબ જ માન અને પ્રસંશા મળ્યા હતાં વગેરે, તેમની જાહેરાતોમાં અન્ય રજવાડાના પ્રસંગોની જાહેરાત કરતા હતા આથી અન્ય રજવાડા પણ તેવું કરવા લલચાય એ સ્વાભાવિક હતું.

જૂનાગઢ રાજ્ય શુભ-પ્રસંગોએ પોતાના રાજમહેલો, મકબરા અને જુમ્મા-મસ્જિદ તેમજ કીંગ્સ રોડને રોશનીથી શણગારતુ અને ઝફ઼ર મેદાન અથવા સરદાર સરોવરમાં રાત્રે આતશબાજી કરવામાં આવતી હતી. આ સુન્નતશાદી વખતે જૂનાગઢના જ ફ઼ાયર વર્કસના સ્પેશ્યાલિસ્ટ દારૂવાલાને આતશબાજી અને રોશની કરવાનું કામ અપાયું હતું.[૧૮]

જૂનાગઢમાં બે રોશનીવાળા અને આતશબાજીવાળા હતાં. (૧) વોરા મહમદઅલીજી (૨) એ. કે. દારૂવાલા, જેમાં કોઇને કામ ન મળે તો તેઓ રજૂઆત[૧૯] કરતાં કે અમને કેમ કામ મળ્યું નથી. અમે નવાબ મહાબ્બતખાન ત્રીજાના રાજ્યાભિષેકથી આ કામ કરતા આવ્યા છીએ. અહીં, આ પ્રસંગમાં

---

૧૭. સુન્નત શાદી દફ઼્તર, ફ઼ાઇલ નં. ૦૪ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૮. સુન્નત શાદી દફ઼્તર, ફ઼ાઇલ નં. ૨૯ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૯. સુન્નત શાદી દફ઼્તર, ફ઼ાઇલ નં. ૯/૧ (મહમદ સખાવત) તથા મહમદ યુસુફ઼ખાન ઇ.સ. ૧૯૪૨, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

વોરા મહમદઅલીનું નામ રદ કરીને એ. કે. દારૂવાલાને કામ અપાયું હતું. આમ, ત્યારે બન્ને પાસેથી સારૂ કામ લેવાની હરીફાઇ કરાવાતી હતી તેમ જણાય છે અને જ્ઞાતિવાદના ધોરણે પણ વોરા મહમદઅલીને કામ અપાયુ ન હતું એમ જાણી શકાય છે.

### ૩.૨.૧૨ દાનધર્મ અને નવાજેશો :-

રાજવીઓની એક સારી પરંપરા એ હતી કે તેઓ પોતાને ત્યાં ઉજવાતા શુભ-પ્રસંગોએ ઘણાં પ્રકારની નવાજેશો અને દાન જાહેર કરતા હતા અને તેનો આમજનતાને લાભ મળતો હતો. આ રિવાજથી જેલમાં કેદીઓ પણ રાજાને ત્યાં કોઇ પ્રસંગ ઉજવવાની રાહ જોતા બેસતા કે તો આપણે અહીંથી માફીમાં વહેલા છુટી શકીએ.

જ્યારે યુવરાજ દિલાવરખાનની સુન્નતશાદી ઇ.સ. ૧૯૩૩માં કરવામાં આવી હતી ત્યારે નવાબ મહાબ્બતખાન ત્રીજાએ રૈયત જોગ ભાષણ કરીને નીચે મુજબની નવાજેશો કરી હતી. [૨૦]

(૧) ખેડૂતના સંરક્ષણનો કાયદો ઘડવામાં આવશે અને તે પસાર કરવામાં આવશે.

(૨) ખેડૂતનું કરજ મૂળ લેણાં જેટલું ઘટાડી નાંખવા અને બને તો તેને ભરપાઇ કરવા માટે વારાફરતી દરેક મહાલમાં ખેડૂત ઉપરનું કરજ તપાસવા માટે એક-એક કમિટી નીમવામાં આવશે. આ કાર્ય માટે ખેડૂતને નાણાં ધીરવાની મદદ આપવા રાજ્ય તૈયાર રહેશે.

(૩) સહકારી મંડળીઓ, કો-ઓપરેટીવ સોસાયટીઓ, જેનાં સંબંધમાં હાલ આ રાજ્ય ઘણું પછાત છે તેની સંખ્યા અને ફાયદાઓ વધારવાના પ્રયાસો કરવામાં આવશે. આ સાથે વિઘોટીઓ ઘટાડી હતી.

(૪) કરજ તપાસ કમિટી નિમવામાં આવશે અને કરજની પતાવટ કરવા માટે જમીનના થાલ ઉપર પૈસા ધીરવાને રાજ્ય તૈયાર રહેશે.

(૫) ખેતીવાળા ગામોમાં ૨૦ નવી નિશાળો ખોલવામાં આવશે.

(૬) સ્થાનિક સ્વરાજ્યનાં સંબંધમાં વધુ સફળતા મેળવવાના પ્રયત્નો કરવામાં આવશે.

(૭) આ પ્રસંગે રાજ્યના રિવાજ મુજબ સેન્ટ્રલ જેલના કેદીની કુલ સંખ્યાના આશરે ૧૦% સુધીનાને શિક્ષાની માફી આપવાનો હુકમ કરવામાં આવ્યો હતો.

જ્યારે ગુલામ મહમદની સુન્નતશાદી પ્રસંગે કોઇ મોટી નવાજેશો કરવામાં આવી નહોતી. માત્ર ગાયકો, સંગીતકારો, કવિઓ અને તવાયફોને ઇનામો અપાયા હતાં અને બહાઉદ્દીન કોલેજના વિદ્યાર્થી ઇન્દુલાલ બી.મોદીની ગરીબ સ્થિતિ ધ્યાનમાં લઇ કોલેજ ફી વગેરે ખર્ચ માટે રૂા. ૩૨ 'મુબારક સુન્નતશાદી બજેટ' માંથી અપાયા હતાં. [૨૧]

### ૩.૨.૧૩ શહેર ખરચ :-

રાજ્ય પોતાના પ્રસંગો વખતે જૂનાગઢના પ્રજાજનોને પણ જમાડતું હતું. નવાબ મહબ્બતખાન ત્રીજાના લગ્ન વખતે તો જૂનાગઢ શહેરમાં જ્ઞાતિ મુજબ અને તેમની ઇચ્છા મુજબની

---

૨૦. સુન્નતશાદી દફતર ફાઇલ નં. ૭ (દીલાવરખાનજી) ઇ.સ. ૧૯૩૩, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૨૧. સુન્નતશાદી દફતર ફાઇલ નં. ૨૦ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

વાનગી રાખી ભોજન અપાયું હતું.[૨૨] જ્યારે અન્ય પ્રસંગોએ આવું ભવ્ય ભોજન નહોતુ અપાતું. પણ ભોજન તો અવશ્ય અપાતું. તેને 'શહેર ખરચ' ને નામે ઓળખવામાં આવતું હતું.

ગુલામ મહમદની સુન્નતશાદી વખતે શહેર ખરચ આપવા માટે એક કમિટી નીમવામાં આવી હતી. તેણે ચર્ચા-વિચારણા કરી હતી કે આ પ્રસંગે કોણ-કોણ આવશે અને તેની કેવી વ્યવસ્થા કરવી. કારણ કે તે વખતે શિવરાત્રી અને નબળું વર્ષ હોવાથી વધુ માણસો આવવાની ધારણા બાંધી હતી અને તેનો ખર્ચ રૂા. ૧૩,૫૦૦ કરવાનો હતો તેની જગ્યાએ રૂા. ૧૫,૦૦૦ નો શહેર ખરચ કરવામાં આવ્યો હતો.[૨૩]

### ૩.૨.૧૪ વધાવો :-

વધાવો એટલે કોઇપણ શુભપ્રસંગે યજમાનને રોકડ કે ભેટના સ્વરૂપમાં અપાતી ચીજ કે રકમ. રાજ્યના શુભપ્રસંગોએ સમગ્ર રાજ્યમાંથી વધાવો આવતો હતો જેને વ્યવસ્થિત અલગ મોટા ચોપડામાં નોંધવામાં આવતો અને જેને રાજ્યની રેકર્ડ ઓફિસમાં સાચવી રાખવામાં આવતો અને જ્યારે-જ્યારે કોઇ રાજ્ય કે વ્યક્તિની કોઇ પ્રસંગની કંકોત્રી કે નિમંત્રણ આવે ત્યારે આ વધાવાનો ચોપડો મંગાવી તેમાં જોઇને જ રાજ્ય સામો વધાવો મોકલતું હતું.

મહાબ્તખાનની સુન્નતશાદી વખતે (૧૯૧૨) બ્રિટનના સમ્રાટ તરફથી મિ. રેન્ડોલે કોરોનેશન દરબાર ભરી સોનાનો ચાંદ આપ્યો હતો. ગુલામ મહમદની સુન્નતશાદી વખતે વધાવામાં કચ્છ રાજ્યએ રૂા. ૫૦૦/-, બાકીના રજવાડાઓએ રૂા. ૨૫૧/-, ૨૦૦/-, ૧૫૦/-, ૧૦૧/- એવા વધાવા આપેલ છે. કુલ ૨૩૯ વ્યક્તિઓએ વધાવો કરેલ જેમાં ઘણાંએ સોના-ચાંદીની વસ્તુઓ, સાચા જરિયાન કપડા, ઓઢણા, સાફા આપેલ. આ વધાવામાં અમલદાર, શેઠ, વેપારી, મુસ્લિમ, ગૃહસ્થો વગેરે હતા. તે બધાએ રૂા. ૫૧ થી માંડીને રૂા. ૫ સુધીના વધાવાઓ કરેલા છે. જો કે, બહાઉદ્દીન કોલેજનાં પ્રોફેસર ધ્રૂર્વે રૂા. ૪/-નો જ વધાવો કર્યો હતો.[૨૪]

### ૩.૨.૧૫ પોશાક સ્વીકાર અને પહેરામણી :-

આ પ્રસંગે જે-તે રાજ્યના પ્રતિનિધિઓ અને ગોરખમઢીના અને પ્રાચીનના મહંતો, અમીર, ઉમરાવો,પોશાક લઇને આવ્યા હતાં. જેને ભરેલા દરબારમાં સ્વીકારવામાં આવ્યા હતા અને એમને પણ સામે રાજ્યએ પહેરામણી કરી હતી. જેથી પોશાક લાવનારને અરસ-પરસ સરખા જેવુ થઇ જતુ હતું.[૨૫]

### ૩.૨.૧૬ સરઘસ :-

જૂનાગઢ રાજ્ય અને તત્કાલીન તેની જૂનાગઢની પ્રજા ઉત્સવ પ્રિય હોવાનું જણાય છે. રાજ્યના શિરસ્તા મુજબ દરેક શુભ પ્રસંગોએ આયોજનપૂર્વક અગાઉથી તૈયારી કરીને સરઘસ કાઢવામાં આવતા

---

૨૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'બાબી રાજવંશના ગીતો'**, જૂનાગઢ, પ્ર.આ.ઇ.સ.૨૦૦૭, પૃ.-૮.
૨૩. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૨૧ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૪. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૨૨ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૫. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૨૩ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

હતાં. આવા સરઘસ વખતે અગાઉથી પોલીસખાતા, સરભરાખાતા અને પી.ડબલ્યુ.ડી. ખાતાને જાણ કરાતી અને તેને અલગ-અલગ જવાબદારી સોંપાતી હતી કે જેથી કરીને પ્રસંગમાં કોઇ પણ પ્રકારની ખામી ન રહે. રાજ્યની આ વ્યવસ્થા નમૂનેદાર હતી તેથી પ્રસંગ સારી રીતે કોઈપણ પ્રકારની ખામી કે અગવડતા વિના સુખરૂપ યોજાતો હતો.

આ સરઘસમાં લાન્સર્સ તથા ઈન્ફન્ટ્રીના બેન્ડ તથા હેડ ક્વાર્ટરના બેન્ડ તથા સીબંધીના પોલીસ હોય. ડંકો, નિશાન તથા કોતલ ઘોડીઓ જોડેલી સોનારૂપાથી જડિત બગીમાં જેની સુન્નત કરાવવાની હોય તેને બેસાડવામાં આવતાં. તે બગીના ઘોડા ખાસ પસંદ કરી રખાતા. જે ઘોડાની પીઠ ઉપર નગારા રાખી વગાડતા તે ઘોડો નગારા વાગતા ભડકે નહીં તેવા જ ઘોડા ખાસ પસંદ કરીને મોકલવામાં આવતા હતાં.

આ સરઘસમાં શાહજાદા ગુલામ મહમદખાન સોના-રૂપા જડેલ બગીમાં બેઠેલા અને બાજુમાં યુવરાજ દિલાવરખાન બેઠા હતાં. એ સરઘસ સાંજે ૭:૦૦ વાગ્યે આજની કલેક્ટર ઓફિસ એટલે કે સીટી રાજમહેલમાંથી નીકળીને જૂની દીવાન ઓફીસ, માંડવી ચોક, ઢાલ રોડ ઉપર થઇને સરદારબાગ પેલેસ આવેલ અને ત્યાં કચેરીના રૂપમાં ફેરવાયું હતું. [૨૬] અમુક સરઘસો મહાબત મંઝીલથી નીકળીને આજના મહાત્મા ગાંધી રોડ અને તે સમયના કિંગ્સ રોડ પર પસાર થતાં હતાં. પ્રજાજનો રસ્તાની બન્ને બાજુએ અને ઝરૂખા બારીમાંથી આવા સરઘસો જોવા માટે તલપાપડ બની જતાં હતાં.

### ૩.૨.૧૭ તસ્વીર:-

જૂનાગઢનું બાબી રાજ્ય ઘણી બધી બાબતોમાં સહિષ્ણુ રાજ્ય ગણાતું હતું અને અમુક બાબતોમાં ઇસ્લામી શરિયતને ચુસ્તપણે વળગી રહ્યુ ન હતું. બાકી અન્ય મુસ્લિમો હજુ તસ્વીર ખેંચાવવાને યોગ્ય સમજતા ન હતા ત્યારે પણ જૂનાગઢના નવાબોએ પોતાની તસવીરો કરાવી હતી અને તેને રાજમહેલમાં મુકાવી હતી. એ સિવાય દરેક શુભ-પ્રસંગોએ અને કોઇ સારી યાદગાર તસ્વીરો ખેંચાવી હતી. નવાબ મહાબતખાન ત્રીજાની સુન્નતશાદી વખતે રાજકોટના કેપિટલ સ્ટુડીયોવાળાએ ફોટા પાડ્યા હતાં અને એ સુન્નતશાદીનો એક ફોટો ઈંગ્લેન્ડ મોકલવામાં આવ્યો હતો. એમ ઇ.સ. ૧૯૪૧/૪૨માં ઉજવાયેલ શાહજાદા ગુલામ મહમ્મદખાનની સુન્નતશાદી પ્રસંગે સીટી રાજમહેલથી રાજકીય શાહી ઠાઠમાઠથી ડંકો અને નિશાનવાળા સોના-રૂપાની બગીમાં સરઘસ નીકળેલ તેની તસવીરો ખેંચવામાં આવી હતી. તે પ્રસંગની ફિલ્મ પણ ઉતારવાનું કહેવામાં આવ્યુ હતું. [૨૭] જો કે નવાબી અચાનક જ ખૂબ જ ખરાબ રીતે નાશ પામી હોવાથી તે ફિલ્મ વિશે વધુ વિગતો જાણી શકાઇ નથી.આ પ્રસંગે માત્ર સરઘસની તસવીરો લેવાઇ હશે પણ સુન્નતશાદીની વિધિ દેખાડતી કોઇ તસવીરો ખેંચવામાં આવી ન હોવાનું જણાય છે. [૨૮]

### ૩.૨.૧૮ કામગીરી સન્માન:-

---

૨૬. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૫ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૭. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૨૭ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૮. દવે, નૌતમભાઇ કે., ઉ.વ. ૭૯, જૂનાગઢની રૂબરૂ મુલાકાતના આધારે.

જૂનાગઢનું બાબી રાજ્ય પોતાની ઉદારતા અને લોકોની તેમજ પોતાના નોકરોની કદર કરવાની બાબતમાં શિરમોર હતું. જ્યારે જ્યારે રાજ્યને કોઇ ગંભીર પ્રસંગે કે સીધાસાદા પ્રસંગે કોઇ વ્યક્તિએ પ્રશંસનીય કાર્ય કરેલ જણાય તો તેને નાનું એવું પણ ઇનામ આપીને તેની નિષ્ઠા અને તેની ધગશની કદર કરવામાં આવતી હતી. ત્યારે આ સુન્નતશાદી પ્રસંગે દુર્ગાશંકર નામના પટ્ટાવાળાએ તથા સાઇકલવાળા પટ્ટાવાળાએ સ્ત્રી આમંત્રિતોને રાતોરાત નિમંત્રણ પહોંચાડતા તેમને રૂા. ૨/-નું ઇનામ આપવામાં આવ્યુ હતું.[૨૯]

**૩.૨.૧૯ નોકરોને બોનસ :-**

આ પ્રસંગે જે જે સ્થળોએ નાના નોકરો કામગીરી કરી રહ્યા હતા તેમાંયે ખાસ કરીને જેમાં નાના નોકરો પાસે કિંમતી વસ્તુઓ રહેલી હતી જેમ કે, દરબાર હોલના નિરીક્ષક બળવંતરાય ગોવિંદરાય પવાર પાસે ચાંદીનાં થાંભલાવાળો જરિયાન સમિયાણો તથા ચાંદીના સિંહાસનો, સોફાસેટો વગેરે રહેતુ અને તેને બહાર મોકલાય ત્યારે તેની બધી જ જવાબદારી તેના શિરે રહેતી. આ સિવાય રાજકુટુંબના મોટર ડ્રાઇવરોની પણ બહુ મોટી જવાબદારી ગણાતી. આવા બધા જ નોકરોને આ પ્રસંગે રાજ્યે તેમના કામની કદર કરીને બોનસ આપ્યુ હતું.[૩૦]

**૩.૨.૨૦ ગરીબ બાળકોની સુન્નત :-**

મુસ્લિમો સુન્નતશાદી પ્રસંગને ખૂબ જ સારી રીતે તેમજ છોકરાના પ્રથમ મોટા પ્રસંગરૂપે ઉજવતા હોય છે. વળી, સામાન્ય એવા મુસ્લિમો પણ સુન્નતશાદી પાછળ ઠીકઠીક પ્રમાણમાં ખર્ચ કરતા હોય છે. તેથી સામાન્ય સ્થિતિના ગરીબ મુસ્લિમો સુન્નતશાદીનો પ્રસંગ સારી રીતે ઉજવી શકે તેમ ન હોય તેવા મુસ્લિમો રાજ્યના શાહજાદાના સુન્નતશાદીના પ્રસંગે ભેગા મળીને પોતાના બાળકની સુન્નત રાજાશાહીના કાળમાં કરાવી લેતા હોવાનું જૂનાગઢ રાજ્યમાં જણાય છે.

જૂનાગઢના નવાબ મહાબતખાન ત્રીજાના લગભગ દરેક શાહજાદાની સુન્નતશાદી વખતે રાજ્યના ગરીબ મુસલમાનોએ પોતાના બાળકની સુન્નત એ પ્રસંગ સાથે સાથે કરાવી આપવાની અરજ કરી હતી. જો કે, આવી અરજ કરનારા મુસ્લિમો મોટાભાગના રાજ્યના જ નોકર ચાકર હોવાનું માલુમ પડે છે. શાહજાદા ગુલામ મહમદખાનની સુન્નતશાદી સમયે ૧૯ છોકરાઓના મા-બાપે નવાબને પોતાના બાળકની સુન્નતશાદી આ પ્રસંગે ભેગાભેગી કરી દેવા જણાવ્યું હતું.તેઓ અરજમાં જણાવતા કે અમે ગરીબ છીએ અને આ ખર્ચ ઉપાડી શકીએ તેમ નથી. આથી રાજ્યે આ પ્રસંગે ૧૯ છોકરાઓની પણ સુન્નતશાદી ગુલામ મહમદની સાથે કરી આપી હતી. સુન્નત કરાવનાર દરેક બાળકને સાથે-સાથે રોકડ ૧૦/- રૂા. આપવામાં આવ્યા હતાં.[૩૧]

નવાબ મહાબતખાન ત્રીજાની ઇ.સ. ૧૯૧૨માં સુન્નતશાદી થઇ ત્યારે પણ તેમની સાથે લગભગ

---

૨૯. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૩૪ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૩૦. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૩૫ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૩૧. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૦૩ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૩૨. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૭ (ખુદાવંદ નવાબ મહાબતખાન ત્રીજા) ઇ.સ. ૧૯૩૩, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૭૫ ગરીબ છોકરાઓની સુન્નતશાદી કરવામાં આવી હતી અને તે દરેક બાળકને ૫૦ કોરી આપવામાં આવી હતી.[૩૨]

### ૩.૨.૨૧ સુન્નત વિધિ :-

સુન્નત કરવાનો રિવાજ, જુદા જુદા ઇસ્લામી દેશોમાં અલગ અલગ હોય છે, એ જ રીતે મુસ્લિમોમાં પેટા શાખા કે જ્ઞાતિ મુજબ પણ કેટલા વર્ષની ઉંમરે સુન્નત કરવી તે બાબતે અલગ અલગ રિવાજ છે.

મોટાભાગના મુસ્લિમોમાં છોકરાને છઠ્ઠા કે સાતમાં વર્ષે સુન્નત (ખત્ના) કરવામાં આવે છે. ગુજરાતનાં ઉત્તર ભાગમાં આ વિધિ બહુ મોડી, છોકરો લગભગ પાકી ઉંમરનો થવા આવે ત્યારે કરવામાં આવે છે. આ પ્રસંગ લગ્ન પ્રસંગ જેટલા જ ઉલ્લાસથી ઉજવવામાં આવે છે.

જો કે આ પ્રસંગ મુસ્લિમો પોતાની સ્થિતિ મુજબ ઉજવે છે જ્યારે રાજાશાહીના કાળમાં ગરીબ મુસ્લિમો તો જો પોતે મુસ્લિમ રાજ્યમાં રહેતા હોય તો રાજકુટુંબના બાળકની સાથે સાથે જ પોતાના બાળકની સુન્નત કરાવવા અરજ ગુજારતા હતા અને તેના બાળકોની પણ સુન્નત કરી આપવામાં આવતી હતી.

સુન્નત કરવી એ હઝરત પયગંબર સાહેબનું સુન્નતનું ફરમાન છે, કુર્રાને મજીદનો હુકમ નથી છતાં જાણે તે પાકનું જ ફરમાન હોય તે પ્રમાણે તેનો અમલ કરવામાં આવે છે. જે છોકરાઓની કુદરતી રીતે જાણે સુન્નત કરેલી હોય તે પ્રમાણે જન્મેલા હોય છે તેમની સુન્નત કરવામાં આવતી નથી તેમ ઇસ્લામી ઇતિહાસના નિષ્ણાત કરીમ મહમદ માસ્તર જણાવે છે.

આપણે તો અહીં રાજાના શાહજાદાની સુન્નતની વાત નોંધવા જઇ રહ્યા છીએ, તેઓ તો લગ્નની જેમ જ આ પ્રસંગ ઉજવતા એમ જોઇ શકીએ છીએ.

સુન્નતશાદી વખતે એ પ્રસંગને દબદબાભર્યો બનાવાતો અને સામાન્ય વર્ગ કરતા જુદો અને ભવ્ય પ્રસંગ બતાવવા ખાસ ચાંદીનો મઢેલો અસ્ત્રો બનાવવામાં આવતો હતો તે પ્રસંગે રાજ્યની હોસ્પિટલના ડૉક્ટર અને નર્સને ખાસ હાજર રાખવામાં આવતા હતાં સુન્નત કરનાર વાળંદને રૂા. ૨૦૦ આપવામાં આવતા હતાં. નવાબ મહાબતખાન ત્રીજાની સુન્નતશાદી ઇ.સ. ૧૯૧૨માં ડૉ. નરસિંહદાસની સંભાળ હેઠળ કરવામાં આવી હતી અને વૈદિક ઉપચારો અને ખોરાકની સૂચનાઓ અપાઇ હતી. તેમને સુન્નતના પ્રથમ છ દિવસ ડૉ. નરસિંહદાસ સિવાય કોઇને પણ મળવા દેવામાં આવ્યા ન હતાં. ૬ દિવસે તેઓ ટ્યુડર ઓવરની દેખરેખ હેઠળ આવી ગયા અને ૨૧ દિવસ સુધી તેમના હાથ હેઠળ રહ્યા હતાં. આ પ્રસંગ વીત્યા પછી મીઠાઇ અને કપડાની વહેંચણી કરવામાં આવી હતી.

યુવરાજ દિલાવરખાનની સુન્નતશાદી વખતે પણ ડૉક્ટર અને નર્સની ગોઠવણ કરવામાં આવી હતી અને સેન્ટ જ્યોર્જ હોસ્પિટલ નર્સિંગ એસોસિએશનમાંથી સ્મિથ નામની નર્સ હાજર રહી હતી તે દરમિયાન તેના મહેનતાણાના રૂા. ૫૦૦/- ચૂકવ્યા હતાં.[૩૩]

---

૩૩. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૧૪ (દિલાવરખાન) ઇ.સ. ૧૯૩૩, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

### ૩.૨.૨૨ કાર્યક્રમો :-

શાહજાદા ગુલામમહમ્મદની સુન્નતશાદી પ્રસંગે તારીખ ૧૩ થી ૧૫ (ઇ.સ.૧૯૪૨) સુધીમાં નીચે મુજબના માંગલિક પ્રસંગો ગોઠવાયા હતાં.[૩૪]

| તારીખ | વાર | સ્થળ | વિગત |
|---|---|---|---|
| ૧૩/૧/૧૯૪૨ | મંગળવાર | સરદારબાગ રાજમહેલ | ★ શહેર ખરચ તથા ઝનાના ગાર્ડન પાર્ટી સાંજે ૪:૩૦ થી ૬:૩૦<br>★ રાત્રે ૧૦:૩૦ રતીજગો. |
| ૧૪/૧/૧૯૪૨ | બુધવાર | ઉમરાવમંઝીલ | ★ સવારે ૧૦:૩૦ મોટાપાણીને લગતી વિધિ સામિયાણામાં દરબાર.<br>★ બપોરે ૨:૦૦ ખેરાતની બારણી અને ઝનાના દસ્તરખાન પેલેસમાં<br>★ સાંજે ૬:૩૦ થી ૮:૦૦ આતશબાજી સાથે શહેરમાં રોશની.<br>★ રાત્રે ૧૦:૦૦ થી ૧૨:૦૦ ઝનાના માટે સિનેમા-શો. |
| ૧૫/૧/૧૯૪૨ | ગુરૂવાર | ઝફર મેદાન | ★ સવારે ૯:૦૦ પરેડ<br>★ બપોરે ૩:૦૦ સ્પોર્ટસ<br>★ સાંજે ૪:૩૦ થી ૫:૩૦ ગાર્ડન પાર્ટી, મોતીબાગ.<br>★ રાત્રે ૯:૦૦ સરદારબાગ પાસેના તળાવમાં આતશબાજી.<br>★ રાત્રે ૯:૩૦ થી ૧૧:૩૦ ઉમરાવ મંઝીલ પાસે સિનેમા શો. |

### ૩.૨.૨૩ આ પ્રસંગે રચાયેલ ગીતો :-

સૌરાષ્ટ્રના એ સમયના ગીતના રચયિતાઓ ખાસ કરીને રાજા-રજવાડાઓ, નગર શ્રેષ્ઠીઓ, શૂરવીરો, દાતાઓ વગેરેને નજરમાં રાખીને જ તેને લગતા કોઇપણ પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે તેમણે એ પ્રસંગને બિરદાવવા કે ચિરંજીવી બનાવવા માટે એ તક છોડ્યા વિના પોતાની જવાબદારી સમજીને કે ઇનામની લાલચે ગીત રચ્યા હોવાનું માલુમ પડે છે. [૩૫] ક્યારેક તો કવિ તેમણે રચેલા ગીતની ઇનામની રકમ ઓછી પડ્યાનો પણ લેખિતમાં અફસોસ વ્યક્ત કરતા માલૂમ પડે છે. આ જોતા જણાય

૩૪. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૦૧ (ગુલામ મહમદ) ઇ.સ. ૧૯૪૧, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૫. સુન્નતશાદી દફ્તર ફાઇલ નં. ૩૫ (દિલાવરખાન) ઇ.સ. ૧૯૩૩, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

છે કે રચનાકારે ઇનામની આશામાં જ વધુ પ્રમાણમાં રચનાઓ લખેલી છે. આ સંશોધનના સમયગાળા દરમ્યાન ખાસ કરીને નવાબ મહોબ્બતખાન ત્રીજાની સુન્નતશાદી અને તેમના સંતાનની સુન્નતશાદી નિમિત્તે રચાયેલા ૨૫ થી વધુ આ પ્રકારના ગીતો પ્રાપ્ત થાય છે. આ ગીતોના રચનાકારો હિન્દુ-મુસ્લિમ બંને વર્ગમાંથી આવતા હતાં અને ચારણ, બારોટ, બ્રાહ્મણ અને નાગર બ્રાહ્મણ હતાં. તેમજ આ કવિઓ લગભગ જુદા-જુદા પ્રસંગોએ પણ ગીત રચીને રાજ્યને મોકલતા હોવાનું માલૂમ પડે છે.

હવે આપણે સૌપ્રથમ જે-તે રચનાકારે રચેલ હિન્દી, ગુજરાતી આખા ગીત જોઇએ અને તે ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ જાણીશું. તેમજ ગીતનું સાહિત્યિક દ્રષ્ટિથી મૂલ્યાંકન કરીશું.

★ (૧) નીચેનું ગીત ભેંસાણ મહાલના ગોરવીયાળી ગામના **કવિ અમરાભાઇ ભૂરાભાઇ**એ નવાબ મહાબ્બતખાન ત્રીજાના કુમાર સખાવતખાનની સુન્નતશાદી સમયે ઇ.સ. ૧૯૪૨માં રચ્યું હતું.

**સોરઠ ભૌમને શોભાવવા બુધ્ધિવંત ગાદીએ બિરાજયા બાબી,**
**રીતવંત ઔચ્છવ આદર્યા રાજમાં સખાવતખાનજીની કરી સુન્નતશાદી,**
**સેંકડો સદાવ્રત કર્યા ચાલતા, દુર્બળને ધન આપવા દોઢે,**
**કરોડો કવિઓ કરે છે કિલ્લોલ, માંગણ ભૂલે માંગતા મોઢે,**
**દિલ દરિયા તણીવાલે કેમ દાખવી લોઢ જેમ મોજના હિલોળા લાગે,**
**નિશાન પોત ફરુકા જુઓ આ નવખંડે વિજેતા જીતની નોબતુ વાગે,**
**મેઘબળ મહિપતિ કાયમી માનવો, દતતણી વૃષ્ટિ તેમ દેખો,**
**વછુટો મેઘ જેમ ઉનાળો વાટવા, કાટવા શત્રુ પર જાણે કાંપા,**
**અર ઉનાળાના મૂળિયા ઉપડયા, સતાવત છોડાવી એમ સોપો,**
**ગઢ જૂના તણી જૂઓ આ ગાદીએ બુધ્ધિવંત બાબીઓથાય બકા,**
**તેગ ને દેગ બેઉ ટકાવ્યા, શત્રુની છાતીઓ માની આશંકા,**
**સોરઠ સરકાર સંભાળો આ સાહેબી, મહાબતખાન મહીપતિ તણી એમ મતિ,**
**વાર્ષિક રોકડા કઇક ભઇ વાપર્યા ગામના ગામ દઇ સ્થાપિયા ગઢપતિ,**
**ગઢ જૂના તણી થાય નહી ગણતરી, અવર રાજ ગણત્રી એઠમા,**
**માગસરે માવઠું કર્યુ હશે, મોરબી જબર આંબાળ તણાણા જેઠમાં,**
**સોરઠ ભોમમાં આપ સૌ છત્રપતિ, દયાળુ રહેમની નજર દાખો,**
**કવિ અમરેશના દાળદર કાઢવા, નરપતિ મૂછ પર હાથ નાંખો.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતની ભાષા ગુજરાતી છે. ગીતકાર જૂનાગઢ રાજ્યને સોરઠ નામ આપી બુધ્દ્રિવાન નવાબ મહાબ્બતખાન ગાદીએ બિરાજ્યા છે, બાબી રાજ્યની પ્રણાલિકા મુજબ મોટો ઉત્સવ કરી શાહજાદા સખાવતખાનની સુન્નતશાદી કરી રહ્યાં છે એમ કહે છે. રચનાકાર ગીતમાં જૂનાગઢ રાજ્યના સદાવ્રતો અને જૂનાગઢના ગરીબ લોકો અને સાહિત્યકારોને અપાતી મદદનો ઉલ્લેખ કરી કહે છે કે જૂનાગઢ રાજ્યમાં સાહિત્યકારો, કવિઓ, નવાબી રાજ્ય પાસે માંગતા ભૂલે એટલી બધી મદદ રાજ્ય કરી રહ્યું

છે. આગળ જતા રચનાકાર ગીતમાં રૂપક-અલંકારોનો છૂટથી ઉપયોગ કરે છે અને કહે છે કે રાજ્યે 'તેગ' કહેતા તલવાર અને 'દેગ' કહેતા નાણાં બન્ને ટકાવ્યા છે. જો કે અહીં રચનાકારે વધુ છૂટ લઇને આ શબ્દોનો ઉપયોગ કર્યો છે. કારણ કે ઇ.સ. ૧૮૦૭/૦૮માં વોકર કરાર થયા પછી તો તલવાર અને યુદ્ધનો યુગ આથમી ગયો હતો અને સૌરાષ્ટ્રમાં શાંતિનો યુગ શરૂ થઇ ગયો હતો.[૩૬] છતાં રચનાકારે એમ કહીને નવાબી સત્તાનાં બળનો ઉલ્લેખ કરવા માંગતા હોય તેમ લાગે છે. જૂનાગઢ રાજ્યે બારખલીદારો, ભાયાતો અને બ્રાહ્મણો, સાધુ, ચારણો અને નોકરોને ગામ આપ્યા હતાં તેને પણ યાદ કરી એમ કહે છે કે જૂનાગઢ રાજ્યની ઉદારતા અને દાનવૃત્તિની બાબતમાં કોઇની સાથે સરખામણી થઇ શકે તેમ નથી. છેલ્લે રચનાકારે નવાબને છત્રપતિ અને દયાળુ તરીકે ગણાવી પોતા ઉપર દયાની નજર નાખવા અને મૂછ ઉપર હાથ નાખી કવિનું દાળદર એટલે કે ગરીબી દૂર થઇ જાય એવું દાન કરવા જણાવે છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ ગીતમાં ઉલ્લેખિત સખાવતખાનએ નવાબ મહાબતખાન ત્રીજાના બેગમ **એમણા બેગમ** ના પેટે તા. ૧૮/૧૧/૧૯૩૧ના રોજ જન્મેલા **ચોથા** નંબરના શાહજાદા હતાં.[૩૭]

રચનાકાર આ ગીતમાં સેંકડો સદાવ્રતો ચાલુ કર્યાનું કહે છે - તે હકીકત ખરી વ્યાજબી અને અતિશયોક્તિ વિનાની છે. કારણ કે, ઇ.સ. ૧૯૨૯/૩૦માં જુનાગઢ રાજ્યમાં કુલ ૧૮[૩૮] સદાવ્રતો, ચાલતા હતાં. જેમાં જૂનાગઢમાં ૪, વડાલમાં ૧, વધાવીમાં ૧, પલાસવામાં ૧, દ્રોણમાં ૧, ઉનામાં ૩, ગુપ્તપ્રયાગમાં ૨, સામતેરમાં ૧, દેલવાડામાં ૧, તુલસીશ્યામમાં ૧, કેશોદમાં ૧, સત્તાધારમાં ૧, વગેરે સદાવ્રતો ચાલતા હતાં. જ્યારે જૂનાગઢમાં રાજ્ય તરફથી હિન્દુ, મુસ્લિમો માટેનું એક બહું મોટું સદાવ્રત ચાલતું હતું. ત્યાં દરરોજ ૪૦૦ થી ૫૦૦ માણસોને અનાજ અને ભોજન રાજ્ય તરફથી મફત આપવામાં આવતું હતું. આ સદાવ્રતની જગ્યાને લંગારના ડેલા તરીકે ઓળખવામાં આવતી હતી. જેમાં હિન્દુઓને કાચું સીધું મળતુ અને મુસ્લિમોને બિરયાની અને રોટલો દાળમળતા હતા. નવાબની આ સદાવ્રતની ખ્યાતિ સમગ્ર ભારતભરમાં ફેલાઇ હતી, અને મુંબઇથી પ્રસિદ્ધ થતાં ''ટાઇમ્સ ઓફ ઇન્ડિયા''એ આ સદાવ્રતની તસવીરો સહિતનો વિસ્તૃત અહેવાલ છાપ્યો હતો.[૩૯]

વળી, નવાબ મહાબતખાન ત્રીજાની દાનવૃત્તિ અને ગરીબોને મદદ કરવાની વૃત્તિ પણ અનેરી હતી.તેથી રચનાકારે માંગણોને માંગતા ભૂલે એમ કહ્યું હતું. વળી નવાબે ઘણા બધા લોકોને પ્રસંગોપાત અવાર-નવાર આર્થિક મદદ[૪૦]કરી હોવાના ઢગલાબંધ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.

રચનાકાર આ ગીતમાં નવાબને ગામના દાન દેતા બતાવે છે તે હકીકત પણ સર્વાંશે સત્ય છે કારણ કે જૂનાગઢના નવાબોએ રાજ્યની અનેક હિન્દુ-મુસ્લિમ જગ્યાઓને અને વ્યક્તિઓને ગામો

---

૩૬. જાની, (ડૉ.) એસ. વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** અમદાવાદ, પ્ર.આ.-૨૦૦૩, પૃષ્ઠ-૧૦૮.
૩૭. શાહજાદા દફ્તર ફાઇલ નં. ૧, ઇ.સ. ૧૯૩૧, ગુ.રા.અભિલેખાગાર, જુનાગઢ.
૩૮. Junagadh State Administration Report, Page - 139.
૩૯. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન **'બાબી રાજવંશના ગીતો'**, પૂર્વોક્ત ગ્રંથ , પૃ.-૪૧.
૪૦. Junagadh State Administration Report, 1918/19 A.D.,Page - 7.

ઇનામ તરીકે એનાયત કર્યા હતાં. દા. ત. કોયલી મઠને બે ગામ[૪૧], ગોરખમઢીને નવ ગામ [૪૨], જૂનાગઢની દાતારની જગ્યાને એક ગામ [૪૩], વજીર બહાઉદ્દીનભાઇને બે ગામ [૪૪], દીવાન મહમદશેખને એક ગામ [૪૫], અને અન્ય બીજા નાના મોટા અધિકારીઓને પણ ગામ બક્ષીસ કરેલા હતા. જૂનાગઢ રાજ્યમાં કુલ ૮૬૧ ગામો હતાં. . આથી રચનાકારની આ ગીતમાં મુકેલી પંક્તિ ગામના ગામ દઇ સ્થાપ્યા ગઢપતિ સર્વાંશે સત્ય જણાય છે.

**ગીતનું પૃથક્કરણ :-**

આ ગીતમાં રચનાકારે વિષય-વૈવિધ્યનો ઉપયોગ કર્યો છે અને ખાસ કરીને નવાબી રીતભાત, ઇતિહાસ અને પ્રસંગને વર્ણવ્યા છે.

★ (૨) નીચેનું ગીત ઉના મહાલના ઉંચડી ગામના ભગત **કવિ વિરાભાઇ હાજાભાઇ**એ રચ્યું હતું.

**મરદ મહોબતખાન તું સોરઠ રો શણગાર,**
**પણ દિલ દરિયો દાતાર, જોયો જૂનાગઢ ધણી,**
**તું દાતા હું દીન છું પણ પુરવ જનમની પ્રિત,**
**પણ ચોકયુ મારૂં ચિત ચરણે સોરઠના ધણી,**
**મહોબતખાન મહાપુરૂષ, તું તો ગેબી ગરીબ નિવાજ,**
**માંગણ ચારણ સામુ આજ, જોજુ જૂનાગઢ ધણી,**
**સોરઠ ભોમ સોહામણી, ત્યાં તો મહોદબતખાન શૂરવીર,**
**ઘણાં સુખિયા સંત ફકીર એને સે જે વસ્તુ સૌ મળે,**
**મહોબતખાન સત્યવાદી સરકાર, જૂનાગઢ પણ જાણીયો.**

**★ ગીતની સમજૂતી :–**

આ ગીતમાં રચનાકાર નવાબને મહાબતખાન ત્રીજાને મરદ અને સોરઠના શણગાર તેમજ દાતાર હૃદયના જૂનાગઢના ધણી તરીકે બિરદાવે છે. તેમજ જણાવે છે કે તમે દાતા છો અને હું ગરીબ છું.પરંતુ પૂર્વ જન્મની પ્રિતને કારણે ભેગા થયા છીએ. અન્ય રચનાકારોની જેમ આ રચનાકાર પણ જૂનાગઢ નવાબને દાનવીર,શૂરવીર અને સંત ફકીરના આશ્રયદાતા ગણાવી સત્યવાદી રાજવી તરીકે ઓળખાવે છે.

**★ ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :–**

આ રચનાકારે હકીકતમાં આ રચનામાં નવાબની સાચી હકીકત રજૂ કરી તેને સત્યવાદી સરકાર તરીકે ઓળખાવે છે, જો કે રચનાકારનો હેતુ ઇનામની લાલચ હોવાથી નવાબનું માત્ર એક જ ઉજળુ

---

૪૧. સોઢા, (ડૉ.) જે. પી. **'સોરઠના અંતિમ બાબી શાસક'** જૂનાગઢ, પ્ર.આ. ઇ.સ.૨૦૦૨, પૃ.-૩૭.
૪૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'સૌરાષ્ટ્ર ઇતિહાસને પાને'** ફુલછાબ (કટાર) તા. ૧૭/૧૨/૨૦૦૩.
૪૩. માસ્તર કરીમ મહમદ **'જમીલશા દાતાર'** (લેખ) શારદા મે-૧૯૩૯ - પૃ. ૨૫.
૪૪. અનામી, **'શેખ બહાઉદ્દીનભાઇનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર'**., નિર્ણય સાગર પ્રેસ-મુંબઇ, ઇ.સ. ૧૮૯૬ - પૃ-૨.
૪૫. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ બીજી આવૃત્તિ, ઇ.સ. ૧૯૯૦, પૃ. ૩૧૭.

પાસું રજૂ કર્યુ છે. બાકી જૂનાગઢ રાજ્યમાં પણ જેને સત્યવાદી સરકાર તરીકે ઉલ્લેખે છે તેવા નવાબના રાજ્યમાં પણ વેરાવળનો કોમી હત્યાકાંડ બન્યો હતો ત્યારે નવાબના દીવાને પક્ષપાત કરી મુસ્લિમોની તરફેણ કરી હતી. જો કે પછીથી તે દીવાનને નવાબે આવા જ કારણોસર દીવાનપદેથી રૂખસદ આપી હતી.

**★ ગીતનું પૃથ્થકરણ :–**

આ રચનાકારની ભાષા સમૃદ્ધિ અત્યંત નબળી છે. તેમજ માત્ર આછેરો ઇતિહાસ તેમાં આલેખી શક્યા છે. રચના પણ જોડકણાં પ્રકારની જ જણાય છે. તેમાં બે પંક્તિઓ સાથે પ્રાસ પણ મેળવવાનું ઉચિત ગણ્યું નથી. માત્ર રચનાકારે ઉત્સાહથી નવાબની ઉદારતા અને દાનવૃત્તિને આલેખીને પોતાને ઇનામ મળે એવી અપેક્ષા રાખેલી જણાય છે.

★ (૩) નીચેનું ગીત જૂનાગઢના **રાજમીર ઇસ્માઇલ આલમે** રચ્યું છે.

**યે ખત્ના શાદી કા સર પર હય ખુશનુમા સેહરા,**
**મુબારક રાજકુમાર કો, હો સદા સેહરા,**
**સખાવતખાન, યુસુફખાન કો મુબારક હો,**
**યે જલસા ખત્ના કા ઓર બે બહા સેહરા,**
**અજબ હય ક્યા જો હમારી નિસાર હય નજરે,**
**ફીદા હય દેખ કે તારે પે પુર ઝિયા સેહારા,**
**કિયા જો જે બે સરે પાક શાહજાદોને,**
**કદમ પે ફરતે અદબસે, વહી ઝુકા સેહરા,**
**મુબારક ઓર હુમાયુ મુદામ શહે સોરઠ કા,**
**હય શાહજાદો કે સર પર જો પુરજિયા સેહરા,**
**અગર યે જો જોશે મોહબ્બત નહિ તો ફીર ક્યા હય,**
**લીપટ કે સરસે હય શેહજાદો પર ફીદા સેહરા,**
**દો આહય અબ યે ખુદા સે સદા મુબારક હો,**
**ખુશી કે બઝમમે મંગલને જો પડદા સેહરા.**

**★ ગીતની સમજૂતી :–**

આ ગીત હિન્દી ભાષામાં ઉર્દૂ મિશ્રિત શબ્દોથી રચાયેલું છે. આ રચનાકાર વ્યવસાયે મીર હોવા છતાં ગીતમાં સુન્નતશાદીના પ્રસંગ સિવાય અન્ય કોઇ ઐતિહાસિક વિગત કે નવાબ કે બાબી રાજ્યના ઇતિહાસને આલેખી શક્યા નથી. માત્ર સુન્નતશાદી વખતના શાહજાદાના સેહરાનું વર્ણન કરેલ છે.

**★ ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :–**

આ ગીતમાંથી માત્ર એટલો જ ઇતિહાસ પ્રાપ્ત થાય છે કે નવાબના બે શાહજાદા સખાવતખાન અને યુસુફખાનની સુન્નતશાદી થાય છે.

**★ ગીતનું પૃથ્થકરણ :–**

રચનાકાર ઓછું શિક્ષણ પામેલા હોય અને જૂનાગઢના બાબી રાજ્યનો ઇતિહાસ ન જાણતા હોય તેમ જણાય છે. તેમની આ રચના હિન્દીમાં છે. પરંતુ તેમાં હિન્દી ભાષાનું લાલિત્ય, ગૌરવ કે ભાષા સમૃદ્ધિ બિલકુલ જણાતી નથી.

★ (૪) નીચે આપેલ ગીત જૂનાગઢના **રાજમીર ઇસ્માઇલ આલમે** હિન્દી ભાષામાં રચ્યું હતું. પરંતુ તેમાં પણ ઉપરોક્ત વર્ણનો અને લક્ષણો માલૂમ પડે છે. અને તેણે એક સાથે બે ગીત જુદા-જુદા ઇનામની લાલચે મોકલ્યા હતાં.

**ખુદાવંદ મહાબતખા સોરઠ કે પ્રતિપાલ શુભ ઘડી,**
**માલિકને આપકો દિખાઇ હુય,**
**સખાવતખા, યુસુફખા દોનો શેહજાદો કી માલિક કીમ યાસો,**
**સુન્નતશાદી મનાઇ હુય,**
**અમીર ઉમરાવ સબ ઓફિસર સોરઠ કે હિન્દુ મુસલમાને,**
**ધુમ યુ મચાઇ હય,**
**મુબારક સલામત સલામત મુબારક યુદ દેતે હય દિલસે,**
**શાહ કો બધાઇ હય,**
**રહે રાજ કાયમ યા ખુદાવંદે આલમ મેરે શાહ કી ચડતી હો,**
**ચડતી સવાય હય,**
**કવિ મંગલ દર્શો કી આપકા દુવા ગોયે કહેતા,**
**હય દિસે શાહ કો બધાઇ હય.**

★ (૫) નીચેનું ગીત ઉના મહાલના ઉંચડી ગામના ભગત **કવિ મનુભા જેમાભાઇ રાઠોડે** રચ્યુ હતું.

**દ મોહ મનમાં ના જરી, ધન્ય ધન્ય મહોબતખાનજી,**
**પીર તુમ મુસ્લિમકા, હિન્દુ તણા હો કાનજી,**
**હુ પ્રાણથી પ્યારી પુજા, સરખી નજરે સૌ પર સદા,**
**ન મન ધનથી ધ્યાન દઇ, હુરતા પ્રજાની આપદા,**
**યા નહી સોરઠપતિ કભી માંસ તે ગૌ માત કા,**
**રપાલ હિન્દુ કા હરિ નહી ભેદ હે કોઇ જાતકા,**
**વો અવિચર ભૂપતિ, સરકાર શિર કા હો ધણી,**
**હઠપતિ ચરણે નમુ તુ મહેર કર મહોબત મણી,**
**ખતા હંમેશા રક પર તુમ રહેમ સચ્ચા દિલ તણી,**
**ગ.નાર પર ના પ્રેમ કરીયો બેન માતા ગણી,**
**બ. સ્થાન રા રહેમાન કા કરડી નજર તેના કરી,**
**જ. ભાર મિલ્કત ધર્મની ભંડારમાં ન ભરી,**
**યા તણુ કલ્યાણ કરવા, સુન્નત શાદી આદરી,**

હે માન જેસા પુત્ર છે છોટા સખાવતખાનજી,
ને ગરવો વળી ગુરૂદત્ત આનંદ આપશે,
માન જે પુરૂષાર્થ કરતા ભાગ્ય સૂતા જાગશે.

: દુહા :

સત્યવાદી સરકાર તું મહોબત મન મજબૂત
જેને જીતે નહીં અવધૂત, તેને જીત્યુ જૂનાગઢ ધણી,
નિરખી નહી પરનાર તે હીણી નજરે હજૂર,
તારું બંદગીમાં બહાદૂર મનડું મહોબ્બતખાનજી.

**★ ગીતની સમજૂતી :–**

આ ગીતની ભાષા ગુજરાતી છે, અને રચનાકારે તેમાં નવાબ મહાબતખાનજી ત્રીજાને મુસ્લિમો અને હિન્દુના ઇશ્વર સ્વરૂપ ગણાવ્યા છે. તેને પોતાની પ્રજા પ્રાણથી પ્યારી હતી અને કાયમ મન અને ધનથી પ્રજાનો ખ્યાલ રાખનાર નવાબને ગાયભક્ત તરીકે અને સાચા દિલનાં માનવી તરીકે વર્ણવી સાથે-સાથે નવાબની પર નારીને માતા કે બ્હેન સમાન ગણવાની નીતિનું અને ધાર્મિક મિલ્કત ઉપર નજર ન કરનાર રાજવી તરીકે વર્ણન કરેલ છે.

**★ ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :–**

રચનાકાર અહીં નવાબને મુસ્લિમો માટે પીર સમાન અને હિંદુ માટે કૃષ્ણ સમાન ગણાવે છે, એટલે કે મુસ્લિમો તથા હિંદુમાં તે પ્રિય છે. આ બાબત ઘણાં અંશે અપવાદરૂપ ઘટનાઓ સિવાય સત્ય જણાય છે. જૂનાગઢ રાજ્યમાં મુસ્લિમ વિદ્યાર્થીઓને બહાઉદ્દીન કોલેજમાં રહેવા-જમવાની સગવડતા હિન્દુઓની સરખામણીમાં મફત થતી હતી. વળી, નવાબ પ્રજાને પ્રાણથી પ્યારી ગણતો હતો અને તેના દરેક પ્રસંગના સંબોધનમાં 'વ્હાલા પ્રજાજનો' એવું સંબોધન રહેતું હતું. નવાબને પોતાના પ્રજાજનો કેવા વ્હાલા હતા તેની સાબિતી આપતા બે-ત્રણ પ્રસંગો જાણવા મળે છે. વૃદ્ધ બળદોને પરાણે ચલાવનાર ગરીબ ખેડૂતોને દુઃખ સમજી બળદ અને ખેડૂત પર દયા કરી નવા બળદો લઇ આપ્યા હતાં.[૪૬]

આંકોલવાડી ગામના વાજસુરભાઇ બોરીચા જેઓ પ્રજામંડળના કાર્યકર હતા અને નવાબ વિરૂદ્ધ પ્રજામંડળની કામગીરીમાં તે જોડાતા હતા. રાજ્યે તેમની જમીન જાગીર ખાલસા કરી ત્યારે સ્વાતંત્ર્ય સેનાનીએ નવાબ પોતાની જમીન પાછી ન આપે ત્યાં સુધી અને નવાબ પાઘડી ન બંધાવે ત્યાં સુધી ખુલ્લા માથે રહેવાની પ્રતિજ્ઞા કરી હતી. નવાબને આ વાતની જાણ થતાં તેમણે પોતાની સામે પ્રજાકીય ચળવળ ચલાવનારને વ્હાલા પ્રજાજન ગણાવી તારીખ ૩૦/૬/૧૯૪૧ના રોજ દરબારમાં બોલાવી પાઘડી બંધાવી હતી.[૪૭] એ બાબત પણ નવાબને પોતાની પ્રજા વ્હાલી હતી અને તે બાબતને રચનાકારે યાદ રાખી ગીતમાં વર્ણવી છે.

રચનાકાર ગીતમાં નવાબને ગાયભક્ત ગણાવે છે. આ બાબત પણ સર્વથા સત્ય છે કારણ કે

૪૬. દવે, નૌતમભાઇ કે., ઉ.વ. ૭૯, જૂનાગઢની રૂબરૂ મુલાકાત આધારે.
૪૭. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'બાબીવંશના ગીતો'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૪૪.

નવાબે પોતાના રાજમહેલમાં અનેક ગાયો પાળી હતી અને પોતે જ્યાં જાય ત્યાં તેમની માનીતી ગાયોને ભેગી લઇ જતા હતાં.[૪૮]

નવાબી રાજ્યમાં પ્રજાજનો સુખી હતાં.નવાબ રસૂલખાનને દારૂ, જુગાર, નાચગાન પ્રત્યે નફરત હતી. તેમજ તેમના પુત્ર નવાબ મહાબતખાન ત્રીજાના સમયમાં પણ નવાબે ભલે નવ બેગમો કરી હોય પણ તેમના રાજ્યમાં બહેન-દિકરી સલામત હતી, તે સલામતીને કવિ અહીં ઉલ્લેખે છે.

રચનાકાર એક પંક્તિમાં કહે છે કે જવ ભાર પણ ધર્મની મિલ્કત ભંડારમાં ભરી ન હતી તે બાબત પણ ઐતિહાસિક આધારો પૂરા પાડતું સત્ય છે. કારણ કે, આ નવાબના રાજ્યકાળમાં ધર્મસ્થાનોની મિલ્કતો હડપ કરવાના પ્રસંગો બન્યા ન હતા પરંતુ ઉલ્ટાનું તેમણે ઘણા ધર્મસ્થાનકોને ગામો આપ્યાં હતાં અને આર્થિક મદદ કરી હતી. વળી, રાજ્યમાં જ્યારે કોઇ ધર્મસ્થાનકનો વડો અવસાન પામે ત્યારે ત્યાં નવા મહંત કે વડા નિમવાની જૂનાગઢના ગેઝેટ દસ્તૂરલ અમલ સરકારમાં જાહેરાત આપી[૪૯]યોગ્ય વ્યક્તિની પસંદગી કરવામાં આવતી હતી. ક્યારેક આ મુદ્દે વિવાદ થાય તો પણ રાજ્ય તે મિલ્કતને ખાલસા કરી હડપવાનો પ્રયત્ન કરતું ન હતું. આ બાબતને રચનાકારે અહીં ગીતમાં ઉલ્લેખી છે.

**★ ગીતનું પૃથ્થકરણ :–**

રચનાકારે અહીં પ્રાસ સારી રીતે જાળવ્યા છે. એક પણ પંક્તિમાં પ્રાસ મેળવવાનું ચૂક્યા નથી. રચનાકાર નવાબી નીતિ, તેનો ઇતિહાસ અને વર્તમાન નવાબની નીતિ અને વ્યવહારથી પરિચિત હોવાનું અનાયાસે જ દેખાય છે.વળી, સાથે-સાથે તેમણે ગીતનાં અંતે હૃદયસ્પર્શી અને ભાવવાહી એવા બે દુહા પણ મૂક્યા છે.

★ (૬) નીચેનું ગીત જૂનાગઢના **મણિરાય માધવરાય ઘોડા**એ રચ્યું હતું.

**આ હા આ ખુશાલીનો દીન આજ પ્રભુએ આપ્યો મુજને,**
**શુભ પ્રસંગ સુન્નતનો, મહમદ સખાવત અને યુસુફખાનને,**
**કુશળ રહે કુંવરો શ્રી તે માટે કરું છું અર્જ ઇશ્વર પાસ,**
**અવિચળ રહે રાજ સદાકાળ, કરુ એ વિનંતી પ્રભુ પાસ,**
**થજો હોશિયારી મેળવી કેળવણી તે, થજો કુશળ બાજ વીરરાજ,**
**કરજો દેનગી શુભકાર્ય, કરજો દાન ગરીબો કાજ,**
**નભાવજો ગરીબ ગુરબાઓ, મેળવજો જીગર ગરીબની દુઆ,**
**પ્રકાશો સૂર્યચંદ્ર જેમ જોત, વધે સુખ સંપત્તિ તમને,**
**કરે માંગણી હરિ પાસ, બક્ષે બક્ષીસો તમને.**

**★ ગીતની સમજૂતી :–**

આ રચના ગુજરાતીમાં રચી છે. રચનાકારનો હેતુ માત્ર આ સુન્નતશાદી પ્રસંગે આશીર્વાદ દેવાનો અને શુભ સલાહ આપવાનો રહેલો જણાય છે. આમાં કોઇ પણ પ્રકારનો ઇતિહાસ કે નવીન બાબત

૪૮. આવક-જાવક પત્ર રજીસ્ટરનો ચોપડો, ઇ.સ. ૧૯૩૯-ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.
૪૯. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'ગિરનારનો ઇતિહાસ'** જૂનાગઢ, પ્ર.આ.ઇ.સ.૨૦૦૯, પૃ. ૨૨૬.

જાણવા મળતી નથી. રચનાકારની ભાષા નબળી છે, અને લગભગ દરેક પ્રસંગોએ આ રચનાકારે આવા પ્રકારના એકસરખા જેવા જ ગીતો લખ્યા છે. મણિરાય અને નયનસુખરાય તે બે ભાઇઓ હતા તેણે બંનેએ ગીતો મોકલેલા હોય તેમ જણાય છે.

★ (૭) નીચેનું ગીત **નયનસુખરાય માધવરાય** ઘોડાએ રચ્યુ હતું.

**રાજરત્નો કુંવરો બાળ, બન્ને સુન્નત શાદીનો**
**ધન્ય દિવસ આજનો,**
**મહંમદ સખાવતખાન અને મહંમદ યુસુફખાન સુન્નત શાદીનો,**
**ધન્ય દિવસ આજનો,**
**શ્રી મહાબતખાન સરકાર ગૃહે, માંગલિક શુભદીન આજ,**
**ધન્ય દિવસ આજનો,**
**હર્ષ અતિ રહ્યો જાય, ઉર ઉમંગથી ઉભરાય,**
**આનંદ માટે ઉર ન જાય, સુણી રાજવીર બન્ને બાળનો,**
**ધન્ય દિવસ આજનો,**
**સુકીર્તિ પ્રસરો જગમાંય, દેદીપ્યમાન રહો ઉજાસે,**
**સૂર્યચંદ્રની જેમ પ્રકાશ, એ જે જીગરથી ચાહું છું.**
**ધન્ય દિવસ આજનો,**
**નેકનીતિથી થાઓ કદરદાન, બનો રૈયતના નિવાજ,**
**લઈ કેળવણી થાઓ હોશિયાર, એ જ શુભ વાંચ્છુ છું.**
**ધન્ય દિવસ આજનો,**
**રૈયતનું આજ આપ મેળવો માન, પ્રસરાવો યશ સોરઠ માંય,**
**બન્ને બનો કીર્તિવાન, માંગે પ્રભુ પાસ નયનસુખરાય,**
**ધન્ય દિવસ આજનો.**

અહીં પણ ઉપરોક્ત ગીતની લાક્ષણિક્તાઓ અને બાબતો લાગુ પડે છે જે બંને ભાઇઓને આશીર્વાદ અને સલાહ આપવાના હેતુથી ગીત રચેલ જણાય છે.

નવાબ મહાબ્બતખાન ત્રીજાના ત્રણ શાહજાદાઓની સુન્નતશાદી પ્રસંગના ૬૦ ગીતો ગુજરાતી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષામાં પ્રાપ્ત થયા છે. આ દરેક ગીતના અભ્યાસ પરથી આપણે શાહજાદાઓની સુન્નતશાદી મહોત્સવનો તલસ્પર્શી ઇતિહાસ પ્રાપ્ત કરી શકીએ છીએ.

## ૩.૩ મંગની :-

### ૩.૩.૧ પ્રસ્તાવના

મુસ્લિમોમાં સુન્નતશાદી પછી મહત્વનો બીજો પ્રસંગ સગાઇનો આવે છે. તેઓ હિન્દી ભાષાનો બોલચાલમાં ઉપયોગ કરતા હોવાથી સગાઇને મંગનીના નામે ઓળખે છે. તેથી આ સંશોધનમાં સગાઇને બદલે દરેક જગ્યાએ મંગની શબ્દનો જ ઉપયોગ કર્યો છે.

### ૩.૩.૨ અંદાજપત્ર :-

જૂનાગઢ રાજ્યના શિરસ્તા મુજબ રાજ્ય દરેક પ્રસંગ વખતે અને કંઇ પણ બનાવતી વખતે અંદાજપત્ર તૈયાર કરતુ હતું. જેથી કરીને આખા પ્રસંગની રૂપરેખા તૈયાર થઇ જતી હતી તેના દ્વારા તેમાં કેટલો કેટલો ખર્ચ થશે તે અગાઉથી જ અંદાજ બાંધી લેવામાં આવતો હતો. આથી **શાહજાદી નૂરબખ્તે** અને **ઇનાયતબખ્તે**ના લગ્ન પ્રસંગે પણ અગાઉની પરંપરા મુજબ અંદાજપત્ર બનાવવામાં આવ્યું હતું. આ અંદાજપત્રને કમિટી નામદાર સેક્રેટરિયેટ ઓફિસે રજૂ કરતા તે અંદાજપત્રના નાણાં મંજૂર કરવામાં આવતા, તે મુજબ તેનો હિસાબ-કિતાબ રાખી તેને વાપરવામાં આવતા હતાં.[૫૦]

આ બંને શાહજાદીના લગ્ન પાછળ રૂપિયા ૫ લાખનો ખર્ચ અંદાજવામાં આવ્યો હતો. તેમણે આ માટે રૂપિયા ૧ લાખ, ૧૪ હજારનાં ઘરેણાં, કપડાં અને અન્ય વસ્તુઓ માટે રૂા. ૧,૨૫,૦૦૦ ફાળવ્યા હતાં. [૫૧] આ અંદાજપત્રમાં ફાળવેલ રકમ મુજબ ખર્ચ કરાતો અને થયેલ ખર્ચના પાકા બિલ અને હિસાબ-કિતાબ ખૂબ જ વ્યવસ્થિત રીતે સાચવવામાં આવતા હતાં. [૫૨] વળી, આ દરેક ખર્ચ કઇ રીતે, ક્યાં અને કઇ વસ્તુમાં કરવામાં આવ્યો હતો અને તે પૈસા કઇ રીતે ઉપાડ્યા હતા તેની પણ એક ચોપડામાં વ્યવસ્થિત નોંધ રાખવામાં આવતી હતી.[૫૩] તેની સાથે-સાથે જ અંદાજપત્ર મંજૂર કર્યાના કાગળો અને અંદાજપત્રને પણ રાખવામાં આવતું હતું. [૫૪] આ સિવાય પણ આ પ્રસંગે જે કાંઇ નાનામાં નાનો ખર્ચ કરવામાં આવ્યો હોય તેનો પણ વ્યવસ્થિત હિસાબ, અને શક્ય હોય ત્યાં સુધી પાકા બિલ રાખવામાં આવતા હતાં. [૫૫]

### ૩.૩.૩ આમંત્રણ :-

જૂનાગઢ રાજ્યની પરંપરા મુજબ મોટાભાગના પ્રસંગોમાં નવાબે રિયાસત અથવા જે-તે અધિકારીના નામે આમંત્રણ પત્રિકાઓ છાપવામાં આવતી હતી. પરંતુ અહીં આપણને કોઇપણની મંગની પ્રસંગની દુર્ભાગ્યે નિમંત્રણ પત્રિકા પ્રાપ્ય બની નથી, ત્યારે તેની નિમંત્રણ પત્રિકા પણ ટૂંકી અને એક જ વ્યક્તિની લિખિતંગ વાળી હિન્દી ભાષામાં જ ઇસ્લામી શબ્દોની છાંટ દર્શાવતી હોવાનું માની લઇએ છીએ.આ પ્રસંગે દરેક વ્યક્તિઓને પાઠવવામાં આવેલ આમંત્રણની યાદી કરી, એ આમંત્રણ

---

૫૦. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૧. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૨. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧૫, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૩. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨૪, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૪. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૫. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧૪, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

પહોંચાડી તેના નામ સામે તે વ્યક્તિની સહી લેવાતી હતી. જે વ્યક્તિ ન મળે તેની પણ ત્યાં ખાસ નોંધ કરવામાં આવતી હતી, જેથી કરીને પછી કોઇ વ્યક્તિ પોતાને નિમંત્રણ ન મળ્યાની ફરિયાદ ન કરી શકે તેની રાજ્ય તકેદારી રાખતું હતું.[૫૬]

### ૩.૩.૪ સગાઈ અંગે કરાર :-

બાબી રાજવંશના ખાનદાનમાં સગાઇ અને લગ્નના અનોખા અને રીતસરના નિયમો અને રિવાજો હતાં. સામાન્ય જનતામાં મોટેભાગે લગ્ન સંબંધી બાબતોને લેખિત સ્વરૂપ આપવામાં આવતું હોતું નથી પણ નવાબી રાજવંશમાં લગ્ન સંબંધી બાબતોને પણ લેખિત સ્વરૂપ અપાયેલ જોવા મળે છે, જેમ કે નવાબ મહાબતખાનના શાહજાદી નૂરબખ્તેની સગાઇ વખતે તા. ૧૬/૧/૧૯૪૪નાં રોજ ચોક્કસ શરતોવાળા દીવાનની સહીથી કોલ કરારો કરવામાં આવ્યા હતાં. જેમાં લખાયું હતું કે નૂરબખ્તેના લગ્ન સરદારગઢના ખાન શ્રી ગુલામ મહોમ્મદીનખાન સાથે કરવાનું નક્કી થતા નીચે પ્રમાણેની સમજણ અને શરતો કરવામાં આવી હતી, જે શરતો ગુલામ મોહમ્મદીનખાને સ્વીકારીને દીવાનની રૂબરૂમાં સહી કરી હતી.[૫૭]

(૧) મહેરબાન ખાનશ્રી ગુલામ મોહયુદીનખાનજી સાહેબની શાદી નામદાર બીમાશ્રી નૂરબખ્તે સાથે થયા બાદ મોસુફ બીમાશ્રી સિવાય બીજી ઓરત એટલે કે બીમાશ્રીની હયાતીમાં કરવી નહીં.

(૨) બીમાશ્રી લગ્ન થયા પછી તેઓ પોતાની ઇચ્છા મુજબ જૂનાગઢ અથવા સરદારગઢમાં રહેશે.

(૩) ગુલામ મોહયુદીનખાનજી તેના રહેણાંક તથા ઉપયોગ માટે બંગલો જૂનાગઢમાં પોતાને ખર્ચે બાંધી આપશે.

(૪) ખાન સાહેબ બેગમને દર મહિને રૂા. ૨૫૦/- હસ્તખર્ચ તરીકે આપશે.

(૫) કોઈપણ સંજોગોને લીધે અણબનાવને કારણે નૂરબખ્તેને જુનાગઢમાં કાયમ રહેવાનો પ્રસંગ આવે તો તેમને ખાન સાહેબે માસિક રૂા. ૧૦૦૦/- દર મહિને આપવાં.

(૬) મહેરની રકમ એક લાખ મુકર્રર કરવામાં આવી છે તે રોકડી આપવી જોઇએ.

ઉપરોક્ત શરતો લખીને તેમાં નીચે એમ લખવામાં આવ્યુ હતુ કે આ સમજણ તથા શરતો મારે તથા મારા વંશવારસોને મંજૂર છે તે કબૂલાત બદલ મારી સહી કરી છે.

### ૩.૩.૫ સગાઈ વિધિ :-

મુસ્લિમોમાં દરેકમાં સરખી સગાઇવિધિ હોતી નથી. સગાઇ મોટેભાગે વડીલો જ ગોઠવતા હોય છે. છોકરા છોકરીને પસંદગીનો હક્ક હોતો નથી. સગાઇ નક્કી થાય ત્યારે ખાંડનું સરબત પીવા આપવામાં આવે છે.આ સરબત પીધા પછી સગાઇ નક્કી થઇ ગઇ છે એમ માનવામાં આવે છે. છોકરાવાળા શરબત પીધા પછી લગ્નની માંગણી કરે છે, તે કહેવા તેઓ દિકરીના મોઢામાં સાકરનો

---

૫૬. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧૧૪, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૭. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

ગાંગડો મૂકે છે, શરબત પી લીધા પછી શરબત પીનાર પાનાર માટે પ્યાલામાં પૈસા મૂકે છે.

આ પ્રકારની વિધિ સગાઇ વખતે સામાન્ય મુસ્લિમો શરૂઆતમાં કરે છે, પરંતુ આ રાજવંશોમાં આવી કોઇ પ્રથા કે રિવાજ હોવાનું દેખાતું નથી.

આ પ્રસંગે સકરાણાની વિધિ તા.૧૭ જૂનના રોજ કરવામાં આવી તે દિવસે ૧૦ મણ બાસમતી ચોખાની બિરયાની બનાવવામાં આવી હતી.[૫૮]

### ૩.૩.૬ ઘરેણાંની ખરીદી :-

જૂનાગઢ રાજ્ય સૌરાષ્ટ્રમાં આવક અને સમૃદ્ધિની તોલે શિરમોર હતું અને વળી નવાબી પણ ઉદાર અને ઉત્સવ પ્રિય હતી. નવાબોને ઝાકમઝોળ કરવાનો અનેરો ઉત્સાહ અને શોખ હતો. તેમની સમૃદ્ધિ પૂરા ભારતમાં ફેલાયેલી હતી. વેપારીઓ અને ઝવેરીઓ પણ તેનાથી સારી રીતે પરિચિત હતાં. આથી જ્યારે જ્યારે જૂનાગઢ રાજ્યનો કોઇ માંગલિક પ્રસંગ આવે ત્યારે ઝવેરીઓને ઘરેણા બનાવવા આવવાનું નિમંત્રણ રાજ્ય તરફથી આપવામાં આવતું હતું. આ પ્રસંગે વાંકાનેરના ઝવેરી ચત્રભૂજને બોલવવામાં આવ્યો હતો. આ સિવાય વાંકાનેરના  જ ચતુરદાસ પોપટભાઇ એન્ડ બ્રધર્સને પણ બોલાવાયા હતાં.[૫૯]

આ પ્રસંગે વરરાજા (નવસા) ગુલામ મોહયુદીનખાન માટે અચકન, સાફો, પાટલૂન, ખમીસ તેના કુટુંબીજનો માટે બે હજારના પોશાક લેવાયા હતાં. આ પ્રસંગના ઘરેણાઓ મુંબઇના ઝવેરી મેસર્સ એસ. એમ. પર્સરામને ત્યાંથી ખરીદવામાં આવ્યા હતાં.[૬૦]

આ પ્રસંગે બંને શાહજાદીઓની સાથે જ સગાઇ હોવાથી બંનેને સરખા દાગીનાઓ[૬૧] કુલ ૬૦ તોલાના અને રૂપિયા ૫ હજારના સોનાના સાંકળાઓ આપવામાં આવ્યા હતાં.[૬૨]

### ૩.૩.૭ કચેરીનું આયોજન અને જમણવાર :-

રાજ્ય પરંપરા મુજબ અને મહેમાનોની અને રાજ્યના નિમંત્રિતોની સરભરા કરવા માટે દરેક શુભ પ્રસંગો વખતે કચેરી ભરવામાં આવતી હતી. તે રીતે આ બંને શાહજાદીઓની મંગની વખતે પણ તારીખ ૧૨/૬/૧૯૪૫ના રોજ સ્ત્રી-પુરૂષોની જનાના અને મર્દાના નામે ઓળખાતી કચેરી ભરવામાં આવી જે કચેરીમાં નવાબ તથા શાહજાદાઓ પોતાના રૂઢિગત પરંપરાગત પોશાકમાં દીવાન અને અન્ય દરબારી સાથે બેસતા હતાં.

આ મંગની વખતે તેની કચેરીમાં ૮૦૦ નંગ મીઠા - હાર અને સાકરના પડા વહેંચાયા હતાં.[૬૩]

### ૩.૩.૮ સંગીતકારો અને કવિઓને ઇનામ :-

જૂનાગઢના નવાબોમાંથી ઘણાં-ખરાં નવાબો સંગીતના શોખીન હતાં. નવાબ હામદખાન,

---

૫૮. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૫૯. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૦. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૧. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૨. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૩. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૧૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

આદિત્યરામજી પાસે સંગીત શીખ્યા હતાં, અને ઝાંઝ પખાજ વગાડવામાં માહેર બન્યા હતાં.[૬૪] એ રીતે ઘણા ખરા સંગીતકારોને અને કવિઓને ઇનામો આપતા હતા અને તેની પ્રવૃત્તિઓને પ્રોત્સાહિત કરી પોષી રહ્યા હોવાનું માલૂમ પડે છે.

તેથી જૂનાગઢ રાજ્યના દરેક પ્રસંગમાં ગવૈયા, તવાયફ, મીર આવી પડતા હતાં. ત્યારે આ મંગની પ્રસંગે નીચે મુજબના ગવૈયાઓ અને તવાયફ આવ્યા હતાં. તેમણે ગૌહરજાનને રૂપિયા ૫૦ અને બાકીના ગવૈયા મીર હુસેન ઇસ્માયલી અને કામીલ ઉસ્તાદ, કવિ સઠી, કવિ સૈયદા દરેકને રૂપિયા ૧૦/૧૧ આપ્યા હતાં. કુલ ૧૧ વ્યક્તિઓને આ પ્રસંગે કુલ રૂા. ૧૩૬નું ઇનામ અપાયુ હતું.[૬૫]

આ સિવાય સરદારગઢના ચીફ ખાનસાહેબે આ પ્રસંગે જૂનાગઢ સ્ટેટના સરભરા અને બીજા ખાતાના નોકરોને રૂા. ૧૦૦૧ બક્ષીસ આપ્યા હતાં.[૬૬]

### ૩.૩.૯ પોશાક અને પહેરામણી :-

આ પ્રસંગે અનેક રજવાડાંમાંથી જ્યાંથી રાજા કે રાજકુમાર હાજર રહી ન શક્યા હોય તેવા રાજ્યમાંથી પ્રતિનિધિ મંડળો હાજર રહ્યા હતાં, તેઓએ રાજ્યને પોશાક અર્પણ કર્યો હતો. તેની સામે રાજ્યે પણ તેમને પહેરામણીના રૂપમાં વળતો પોશાક આપ્યો હતો.

### ૩.૩.૧૦ જાહેર રજા :-

જૂનાગઢ રાજ્યની એક પરંપરા એ જણાય છે કે જ્યારે-જ્યારે રાજ્ય કોઇ સામાજિક, સાંસ્કૃતિક કે રાજકીય પ્રસંગ ઉજવી રહ્યુ હોય ત્યારે રાજ્યના ગેઝેટ દસ્તૂરલ અમલમાં જાહેરાત આપી તે દિવસે જાહેર રજા રાખતું હતું. આથી, આ પ્રસંગે પણ જાહેર રજા બે દિવસની રાખવામાં આવી હતી.[૬૭] આવી જ રીતે ઇનાયતબખ્તે અને નૂરબખ્તેના માનમાં તારીખ ૧૦ અને ૧૩ નવેમ્બર ૧૯૪૫નાં રોજ રજા રાખી આખા રાજ્યમાં જાહેર તહેવાર પળાયો હતો.[૬૮]

### ૩.૩.૧૧ વ્યવસ્થાતંત્ર :-

જૂનાગઢના બાબી રાજ્યનું ઇ.સ. ૧૮૮૨ પછીનું વ્યવસ્થાતંત્ર નમૂનેદાર અને ભવિષ્યના લોકોને પણ દિશાદર્શક રહેલું જણાય છે, કારણ કે રાજ્યનું વહિવટીતંત્ર સરસ અને આયોજનબદ્ધ રીતે ઘડાયેલું જણાય છે તેમા પણ વ્યવસ્થિત કામગીરી કરવા માટે અલગ-અલગ ખાતાઓ પાડેલા હોવાથી વ્યવસ્થાતંત્ર ખૂબ જ કાર્યદક્ષ રહેલું જણાય છે.

આથી, રાજ્યના કોઇપણ પ્રસંગે રાજ્યના સેક્રેટેરિયેટ દ્વારા જે તે પ્રસંગની તારીખ અને વિગતો મુજબ અન્ય ખાતાઓને કાર્યની સોંપણી થઇ જતી. જે-તે ખાતાઓ ઉપર રસ્તા, વાહન, સરભરા, ઉતારા વગેરેની જવાબદારી રહેતી હતી, અને દરેક ખાતાના વડાઓ પોતાને ફાળવેલી કામગીરી મુજબ

---

૬૪. રત્નૂ, માવદાનજી **'યદુવંશ પ્રકાશ'** કાલાવડ, પ્ર.આ.ઇ.સ.૧૯૩૮, તૃતિય ખંડ,પૃ-૧૧૨.
૬૫. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૬. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨૩, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૭. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૮. દસ્તુર અમલ, જૂનાગઢ, નવેમ્બર ૧૯૪૫ (વધારો) પૃ. - ૧૯૪.

કામ કરતાં હતાં. [૬૯] આખો પ્રસંગ કોઇપણ પ્રકારની અવ્યવસ્થા ઉભી થયા વિના, મોટો પ્રસંગ હોવા છતા દીપી ઉઠતો. ટૂંકમાં, રાજ્યના કોઇપણ પ્રસંગે મહેમાનોને બેસવા ઉઠવાથી માંડીને બહાર જાય ત્યાં સુધીની વ્યવસ્થા વિચારી રાખવામાં આવતી હતી, આવી કામગીરી વિશે સૌપ્રથમ તો જે-તે પ્રસંગે નિમાયેલી કમિટી જ તેની વ્યવસ્થા ફાળવવાનું અને જાળવવાનું કાર્ય કરતી હતી. [૭૦]

રાજ્યના મહત્વના મહેમાનોને રેલ્વે સ્ટેશને લેવા જવા માટે મોટરો અને ઘોડા-ગાડીઓની વ્યવસ્થા કરવામાં આવતી હતી. ઉતરનાર મહેમાનને રાજ્યનો પોશાક પહેરેલ ચોક્કસ વ્યક્તિ ત્યાંથી લઇને ઉતારાના સ્થળ મહાબત મંઝિલે પહોંચાડતો હતો, ત્યાં સરભરા ખાતાના વ્યક્તિઓ મહેમાનની આગતા સ્વાગતા કરતા હતા. [૭૧]

### ૩.૩.૧૨ આ પ્રસંગે રચાયેલ ગીતો :-

મંગની પ્રસંગો તો બાબી રાજ્યમાં અનેક ઉજવાયા હતાં, પરંતુ અન્ય પ્રસંગોના પ્રમાણમાં મંગની પ્રસંગે રચાયેલા માત્ર બે ગીતો જ પ્રાપ્ય બન્યા છે તે નવાઇ પમાડનારી ઘટના છે. અથવા દીકરીના લગ્ન વખતે લોક કવિઓએ અને કવિઓ બારોટોએ બહુ રચના કરી લાગતી નથી.

આ પ્રસંગના જે ગીત પ્રાપ્ત થાય છે તેમાં એક ગુજરાતી અને એક અંગ્રેજી છે.

નીચેનું ગુજરાતી ગીત જૂનાગઢના હેઠાણ ફળિયાના રહેવાસી **કૃષ્ણ પ્રસાદ જયપ્રસાદ જોશીપુરાએ** રચ્યુ હતું.

**મુબારક બાદી સ્વીકારો, સોરઠના સરકાર**
**મંગણી શાહજાદીની આજે, ધન્ય ઘડી પળવાર,**
**મંગળ હોજો ધન્ય પ્રસંગ આ, થાજો અતિ સુખકાર મુબારક - ૧**
**નોબત બાજે, દુંદુભી ગાજે, હૃદય વેણુભાર,**
**એક જ સૂરે, નાચે પ્રજા સહુ, દઇ આશિષ અપાર મુબારક - ૨**
**ખુદાવિંદ ઇકબાલ બુલંદતમ, સોરઠના સરકાર,**
**વહન કરો છો, રાજ્ય ધુરાતમ, ડહાપણ અપરંપાર મુબારક - ૩**
**પ્રેમે પ્રજા દીલથી પાળી, મહાબતના ભંડાર,**
**યશસ્વી કીર્તિવંત બાપુ, ગરીબના તારણહાર, મુબારક - ૪**
**દીર્ઘાયુ સજોડુ સુભણી, સાક્ષી ગિરી દાતાર,**
**જમીયલશાહની આશિષ વરસો, તમ પર વારંવાર મુબારક - ૫**

**★ ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકારનો હેતુ સગાઇના શુભ પ્રસંગે આશીર્વાદ આપવાનુ જણાય છે. માત્ર ગીતમાં પ્રસંગની થોડીક જાહોજલાલી અને નવાબ મહાબતખાનને સદ્‌ગુણોના ભંડાર અને ગરીબના

---

૬૯. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૭૦. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૭૧. મંગની દફ્તર (નુરબખ્તે) ફાઇલ નં. ૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

તારણહાર કહી દંપત્તિને દીર્ઘ આયુ થવાના આશીર્વાદ આપી તેમના ઉપર જમીયલશાહ દાતારની પણ આશિષ કાયમ વરસ્યા કરશે તેવી શુભેચ્છા પાઠવે છે. રચનાકારનો હેતુ નવાબ અને રાજકુટુંબને ખુશ કરવાનો જણાય છે.

**અંગ્રેજી ગીત**

With all Sincerity & earnestly
wish Oh King.
Peace, Prosperity and Long Life
Marriage to Thee may bring - (1)
With joy and light all Junagadh
is shining
May all hearts with Love for
Thee be Jumping - (2)
May glory and good name be
ever thy share
May people ever roll in thy
Loving & care - (3)
Oh Gracious King ! all enjoyed
Thy Sweets
Sweet be the life with good's
Choicest Blessings - (4)

આ ગીત **નટવરદાસ હરજીવનદાસ વૈષ્ણવ**, માઢ સ્ટ્રીટ, નાગરવાડા, જૂનાગઢવાળાએ રચેલ છે. આ પ્રકારનાં કેટલાંક અંગ્રેજી ગીતો પણ નવાબીકાળનાં વિવિધ પ્રસંગોએ રચાયેલાં મળ્યા હતાં. આ ગીત નવાબ મહાબ્બતખાન ત્રીજાનાં રાજ્યારોહણ સમયે રચાયું હતું. તેને નમૂનારૂપ મુકવામાં આવ્યું છે.

Oh ! the gracious God so good
So we all have joy and joy ;
oh auspicious "Soonats" times
Let us all of us enjoy.... - (1)
Oh the public are, pleasing too much,
And appear, happier, and gay ;
Oh occasion "Soonats" sweet,
Let me please these greetings pay... - (2)
Oh, I Thanks "His Highness" and all,
And "Princes" and darlings, who sleeping in the cradle,
And lending, Aspending on Almighty Lord,
And ending and sending to kind Mr. "caddel" - (3)

આ ગીત નવાબના શાહજાદાઓની સુન્નત શાદી સમયે ઇ.સ. ૧૯૩૩માં **મુકુંદરાય પુંજારામ જીકારે** રચી મોકલ્યું હતું.

## ૩.૪ શાદી :-

### ૩.૪.૧ પ્રસ્તાવના :-

જૂનાગઢનું બાબી રાજ્ય સ્થપાયાં પછી ૧૦૦ વર્ષ બાદ ધીરે-ધીરે વધુને વધુ વિકસિત, વ્યવસ્થિત અને આયોજનબદ્ધ રીતે આગળ વધતુ ગયું હતું. આથી રાજ્યના દરેક પ્રસંગો આયોજનબદ્ધ અને પાશ્ચાત્ય વહીવટી પદ્ધતિના લક્ષણોને બરાબર કાયમી સ્વરૂપે અનુસરીને ઉજવાતા હતાં.

જૂનાગઢ રાજ્યે જ્યારે-જ્યારે જે કોઇ સામાજિક પ્રસંગો ઉજવ્યા છે તેની પણ વ્યવસ્થિત અને ઝીણામાં ઝીણી વિગતો જાળવી રાખતું અને ભાવિ પેઢીને માર્ગદર્શન આપતું આયોજન થતુ હતું. આ શિરસ્તા મુજબ યુવરાજ દિલાવરખાનના લગ્ન મહોત્સવ વખતે સૌપ્રથમ રાજ્યના ઉચ્ચ અમલદારો, અમીરો, નગર શ્રેષ્ઠીઓ આ બધાની મળીને એક સાદી કમિટી રચવામાં આવી હતી અને આ કમિટીએ આખા લગ્ન મહોત્સવનું આયોજન પૂર્વ તૈયારીરૂપે વિચારીને ઘડ્યું હતું. આવી જ રીતે દરેક પ્રસંગ નમૂનેદાર અને વ્યવસ્થિત રીતે ઉજવી શકાયો હતો.

આપણા આ સંશોધનનો વિષય બાબી રાજ્ય વિશે રચાયેલા પદ્યાત્મક સાહિત્ય ઉપરનો હોવાથી સૌપ્રથમ આપણે અહીં જૂનાગઢના બાબી રાજવંશમાં ઉજવાયેલ સુન્નતશાદી મહોત્સવ, મંગની અને શાદી મહોત્સવને તલસ્પર્શી અને ઝીણવટપૂર્વક નિરૂપીને આ ત્રણેય પ્રસંગોમાં જે-જે મહત્વના ગીતો રચાયાં હતા તેને આલેખીને એ ગીતોના આધારે તેમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. એ રીતે બાબી રાજવંશના આ ત્રણેય પ્રસંગોમાંથી ઉચ્ચ પરંપરા અને તેને આધારે જૂનાગઢ રાજ્ય જ નહી પણ સમગ્ર ગુજરાતમાંથી આમ જનતા અને ચારણો, કવિઓ, બારોટોએ રચેલા ગીતો પ્રાપ્ત થાય છે.

### ૩.૪.૨ લગ્નનું આયોજન અને કમિટી :-

જ્યારે જ્યારે જૂનાગઢ રાજ્યમાં કોઇપણ સામાજિક પ્રસંગ ઉજવવાનો હોય ત્યારે સૌપ્રથમ આયોજન કરવામાં આવતું અને જે તે સંબંધિત ખાતાઓને જાણ કરવામાં આવતી અને તે બધાને કમિટીની રચના કરતી વખતે સૂચનો લઇને આવવાનું નિમંત્રણ આપવામાં આવતુ હતું. [૭૨] આ રીતે શરૂઆતમાં દરેક ખાતાઓના વડાઓની મિટિંગો અને બેઠક થયા બાદ એ સલાહસૂચનોને નોંધીને પછી આખરી કમિટી બનાવવામાં આવતી હતી. આ કમિટીમાં એક પ્રમુખ રહેતો, જે મોટે ભાગે દીવાન રહેતો [૭૩] અને બાકીના સભ્યો રાજ્યના ઉચ્ચ અધિકારીઓ, અમીરો, ઉમરાવો અને સદ્‌ગૃહસ્થો વગેરેમાંથી બનતી હતી. આ કમિટીની નિમણૂંક થઇ ગયા બાદ તે કમિટીના સદસ્યો પછી વારંવાર મળતા અને જે પ્રસંગ ઉજવવાનો હોય તેનો વિગતવાર કાર્યક્રમ ઘડતા અને જે તે ખાતાની આ પ્રસંગે જરૂરિયાત હોય તેમને કામગીરી સોંપીને તેને જાગૃત રાખી અને સુયોગ્ય કાર્ય થાય તેની ભલામણ કરતા હતાં. આ કમિટી જે તે ખાતાને જે જવાબદારી સોંપે તેને પૂર્ણપણે વળગી પ્રસંગને નમૂનેદાર અને યાદગાર બનાવવાની કોશિશ કરતા હતા. જે વ્યક્તિ કે ખાતુ શ્રેષ્ઠ કામગીરી બજાવે તેનું રાજ્ય સન્માન

---

૭૨. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

૭૩. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

પણ કરતું હતું.

### ૩.૪.૩ લગ્નખર્ચનું અંદાજપત્ર :-

કોઇપણ કાર્યમાં સૌપ્રથમ તો નાણાંની જરૂર પડે છે અને જો તે પ્રસંગ આયોજન વગર કે બજેટ બનાવ્યા વગર કરવામાં આવે તો કાં તો મુશ્કેલીમાં આવી પડાય અથવા તો દેવુ થઇ જાય તેવી પરિસ્થિતિ ઉભી થાય છે. આથી, બુદ્ધિશાળી લોકો અને ઉચ્ચ વહિવટી વ્યવસ્થા ધરાવતા રજવાડાઓ બજેટ બનાવવાની પ્રથાને અનુસરતા હતા. બાકી આજે ઇતિહાસ વિશે ઓછી જાણકારી ધરાવતા ઘણાં-ખરાં લોકો એમ માને છે કે રાજા-મહારાજાઓ તો લગ્ન-પ્રસંગે આડેધડ પાણીની જેમ પૈસા વાપરતા હશે, પણ હકીકતે એવુ મોટા રજવાડાઓમાં નહોતુ. તેઓ કોઇપણ પ્રસંગ ઉજવે તો સૌપ્રથમ તો તેનું આયોજન વિચારી અંદાજપત્ર બનાવતા અને તે મુજબ ખર્ચ કરવામાં આવતો હતો. જો છતાં પણ અંદાજપત્ર કરતાં વધુ ખર્ચ આવી પડે તો ફરીવાર નાણા મંજૂર કરાવવા પડતા હતા અને પછી જ જે તે ખર્ચના બિલો ચૂકવવામાં આવતા હતાં.

જ્યારે યુવરાજ દિલાવરખાનનો લગ્ન મહોત્સવ ઇ.સ. ૧૯૪૫માં ઉજવવાનું નક્કી કરાયું ત્યારે તરત જ આ અંગે કમિટીઓ નિમાઇ ગયા બાદ અંદાજપત્ર બનાવવામાં આવ્યું હતું, જેમાં લગ્ન અંગેના બધા જ પ્રકારનો ખર્ચ વિચારીને અંદાજપત્ર રજૂ કરવામાં આવ્યું હતું. જે અંદાજપત્ર સેક્રેટરિયેટ ઓફિસમાં રજૂ થતાં તા. ૨૪/૯/૧૯૪૫ના રોજ તેને મંજૂર કરી જે તે નાણા ફાળવવાનો હુકમ કરવામાં આવ્યો હતો. [૭૪] જે અંદાજપત્રમાં નીચે મુજબ ખર્ચનો અંદાજ બાંધી તે ખર્ચ મંજૂર કરાયા હતાં.

**લગ્નખર્ચનું અંદાજપત્ર**

| ક્રમ | નામ | રકમ |
|---|---|---|
| ૧ | દાગીના અને કપડાઓ | રૂા. ૩૪,૧૩૮/- |
| ૨ | મંડપ | રૂા. ૨૯,૮૬૬/- |
| ૩ | માજા | રૂા. ૧,૦૦૦/- |
| ૪ | બરી | રૂા. ૨,૦૦૦/- |
| ૫ | મેમાનદારી | રૂા. ૭૦,૦૦૦/- |
| ૬ | શહેર ખરચ | રૂા. ૨૫,૦૦૦/- |
| ૭ | સવારી / સરઘસ | રૂા. ૨,૦૦૦/- |
| ૮ | ભાટ-ચારણ દાન | રૂા. ૫,૦૦૦/- |
| ૯ | સંગીતકારો અને નૃત્યાંગનાઓ | રૂા. ૨૫,૦૦૦/- |
| ૧૦ | કચેરી | રૂા. ૫,૫૮૭/- |
| ૧૧ | ભોપાલ મહેમાન | રૂા. ૬,૦૦૦/- |
| ૧૨ | મોટરકાર | રૂા. ૧૩,૦૦૦/- |
| ૧૩ | આમંત્રણનો ખરચ | રૂા. ૩,૦૦૦/- |

૭૪. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૩, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

| | | |
|---|---|---|
| ૧૪ | મહેમાનોને વળતો પોશાક | રૂા. ૨૨,૦૦૦/- |
| ૧૫ | પરચુરણ ખર્ચ | રૂા. ૨૬,૦૧૩/- |
| ૧૬ | હિંદુ-મુસ્લીમ ગરીબોને દાન | રૂા. ૨૦,૦૦૦/- |
| ૧૭ | ફર્નિચર (વરરાજા માટે) | રૂા. ૭,૮૪૫/- |
| ૧૮ | મહેમાનો માટે | રૂા. ૩,૦૦૦/- |
| ૧૯ | રાજ્યના નોકરોને બક્ષીસ | રૂા. ૧૦,૦૦૦/- |
| ૨૦ | વરરાજાના ભાઇ-બહેનોને કપડા | રૂા. ૨૫,૦૦૦/- |
| ૨૧ | વળતો પોશાક અમીરોને અને ઓફિસોને | રૂા. ૨૫,૦૦૦/- |
| ૨૨ | લગ્ન ખર્ચ મૌલવીને | રૂા. ૨,૫૦૦/- |
| | કુલ સરવાળો | રૂા. ૩,૬૨,૯૪૯/- |

જો કે આ લગ્ન મહોત્સવનો ખર્ચ અંદાજપત્ર મુજબ પૂરો થયો નહી અને અંદાજપત્રની રકમો તબક્કે-તબક્કે વધારતી જવી પડી હતી અને તે રકમ પાંચ લાખે પહોંચી [૭૫] હતી. કારણ કે અંદાજપત્રમાં જે ધારણા અમુક બાબતોનાં ખર્ચની ધારણા બાંધવામાં આવી હતી તેના કરતા તેનો ડબલ ખર્ચ થઇ ગયો હતો. દા. ત. શહેર ખરચ માટે રૂા. ૨૫,૦૦૦/- ધારેલા પણ તે વધુ ખર્ચ થતા રૂા. ૪૨,૦૦૦/- થઇ ગયા હતાં.

### ૩.૪.૪ કંકોત્રી અને આગ્રહપ્રથા :-

રાજા રજવાડાંઓ અને ખાસ કરીને ક્ષત્રિયોમાં એક ખાસ વિશિષ્ટ રિવાજ હોય છે કે લગ્ન પ્રસંગે રૂબરૂ જ કંકોત્રી આપવા જવું. તેમાં મોટાં રજવાડાઓ તો કંકોત્રી આપવા માટે કોઇ એકાદ વ્યક્તિને જ નહીં પણ એક આખા પ્રતિનિધિ મંડળને જ મોકલતાં [૭૬] એ પ્રતિનિધિમંડળમાં એકાદ રાજકુટુંબ સંબંધિત વ્યક્તિ, એક ઉચ્ચ અધિકારી, અમીર અને નાનો નોકરિયાત રહેતો હતો. આ પ્રતિનિધિ મંડળવાળા માત્ર કંકોત્રી જ લઇને જતા એમ હતુ નહી, પણ જેવું રજવાડું કે વ્યક્તિ તેના માનમોભા મુજબ તે સાથે પોશાક પણ કંકોત્રી સાથે મોકલાતો. જે પોશાક જે તે રજવાડાને આપ્યા બાદ કંકોત્રી અપાતી અને સામે કંકોત્રી મેળવનાર વ્યક્તિ પણ વળતો પોશાક મોકલતું. જે પોશાક આગ્રહ કરવા જનાર પ્રતિનિધિ મંડળ પરત આવીને રાજ્યમાં જમા કરાવતું અને તેનો આખો અહેવાલ રજૂ કરતા હતાં. આવા લગ્નપ્રસંગો કે મરણ પ્રસંગોએ જે ડેપ્યુટેશનો કે પ્રતિનિધિમંડળો જાય એ પહેલા તેમને રાજ્યના જૂના રેકર્ડમાંથી જ્યાં જનાર હોય તેની સાથે જૂનાગઢ રાજ્યને ભૂતકાળમાં કેવો લેતીંદેતીનો વ્યવહાર હતો તેની જાણકારી મેળવીને જ વ્યવહાર કરવામાં આવતો હતો. આથી, ક્યારેય પણ કોઇ રજવાડાના જૂના વ્યવહારમાં ભૂલ ન થાય કે જેમની સાથે વ્યવહાર ન હોય તેને કશુંક વધારે ન અપાય જાય. દા.ત. નવાબ મહાબતખાન ત્રીજાના લગ્નપ્રસંગે પોરબંદર રાજ્યે **મોતીગંજ** નામનો એક હાથી ભેટ મોકલાવ્યો હતો.

જે પ્રતિનિધિ મંડળ આગ્રહ કરવા જાય તેના ભેગી છાપેલી કંકોત્રી પણ રહેતી અને તેમાંજ

૭૫. એજન, ફાઇલ નં. ૩, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૭૬. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૭૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

વચ્ચેની જગ્યા ખાલી રખાતી જેમાં દરેકના નામ અને હોદ્દા કંકોત્રીમાં લખેલા રખાતા હતા જેથી સામેવાળા કંકોત્રી વાંચીને આવનારને ઓળખી શકે.

આ રીતે આગ્રહ કરવા જવાનો વિશિષ્ટ રિવાજ હિંદુ રજવાડાઓમાં પ્રચલિત હતો તેવો જ રિવાજ જૂનાગઢના મુસ્લિમ રાજ્યમાં પણ હતો. આ બાબત બન્ને રજવાડાંઓ વચ્ચેની એકરૂપતા બતાવે છે.

સામાન્ય લોકોને ત્યાં લગ્ન પ્રસંગોએ કંકોત્રી દરેકને માટે એકસરખી જ રહેતી હોય છે અને તેના ઉપર વ્યક્તિનું નામ પેનથી અલગ લખતા હોય છે. જ્યારે અહીં તો દરેક રજવાડાંઓને અલગ અલગ પોતાના નામની છાપેલી કંકોત્રી અપાતી હતી, જેમાં બધી જ વિગત સરખી હોય પણ ઉપર નામ છાપેલુ રહેતું. જેમાં રાજા-મહારાજાઓને અલગ-અલગ સંબોધન હોય તે મુજબ અને તેમને જેટલા ઇલ્કાબો અને માનચાંદો મળ્યા હોય તે પણ લખાતા હતાં. જૂનાગઢના નવાબોની કંકોત્રી સીધી સાદી અને તેમાં કોઇપણ પ્રકારના ધાર્મિક ચિહ્નો ૭૮૬/૯૨ કે કોઇ ઇસ્લામી પંક્તિ કોતરાયેલી રહેતી નહીં, અને કંકોત્રીમાં લિખિતંગમાં પણ નવાબનું નામ નહીં પણ 'નવાબે રિયાસત જૂનાગઢ' લખેલું રહેતું. આ બાબત નવાબ બહાદુરખાન ત્રીજાની કંકોત્રી [૭૭] ઉપરથી એનો ખ્યાલ મળી રહે છે.

### ૩.૪.૫ રાજમહેલો અને જાહેરમાર્ગોની સજાવટો :-

જ્યારે જ્યારે જૂનાગઢ રાજ્યમાં લગ્ન પ્રસંગ હોય કે કોઇ ભવ્ય કાર્યક્રમ હોય કે પછી ગવર્નર જનરલ કે પોલિટિકલ એજન્ટ જેવા વ્યક્તિઓ આવવાના હોય ત્યારે બધા જ રાજમહેલો અને જાહેરમાર્ગોની સજાવટ અને રંગરોગાન આજની જેમ જ કરવામાં આવતા હતાં. આજે જ્યારે મુખ્યમંત્રી, વડાપ્રધાન કે રાષ્ટ્રપતિ અથવા કોઇ મહત્વની વ્યક્તિ આવવાની હોય ત્યારે તાત્કાલિક રસ્તાઓ વ્યવસ્થિત અને સાફસુથરા કરાય છે, તે જ રીતે રાજાશાહીના કાળમાં પણ આવું જ બનતું જણાય છે.

યુવરાજ દિલાવરખાનના લગ્નમાં જૂનાગઢમાં આવેલા રાજ્યનાં બધા જ રાજમહેલોને સજાવવા માટે રાજ્યનાં ઘણા વિભાગોને કામગીરી સોંપાઇ હતી આમ, તેમની મદદથી રાજમહેલોને શણગારવામાં આવ્યા હતાં. તેમાં ખાસ કરીને પરણનાર યુવરાજના રાજમહેલને ખાસ શણગારવાનું, સુશોભિત કરવાનું કામ જાહેર બાંધકામ ખાતાને અને હાઉસ હોલ્ડ કન્ટ્રોલને સોંપવામાં આવ્યું હતું. જેની કામગીરી ઉપર પ્રાઇવેટ સેક્રેટરી અને સ્ટેટ એન્જિનિયર ખાસ ધ્યાન રાખતા હતાં. વળી લગ્ન પ્રસંગ હોવાથી ખાસ રંગ પણ કરવામાં આવતો હતો.[૭૮] આથી જૂનાગઢના દરેક રાજમહેલો અને મકાનો સારા ને સારા જળવાયેલા રહેલા માલૂમ પડ્યા છે.

જે જે રસ્તાએથી લગ્ન પ્રસંગનુ સરઘસ નીકળવાનુ હોય તે રસ્તાઓ ઉપર પાણી છાંટવામાં આવતું અને જે તે રસ્તાઓ ઉપર આવતા મકાનોના માલિકોને પણ જે તે મકાનોને સુશોભિત કરવાનું જણાવવામાં આવતું હતું. દા. ત. યુવરાજ દિલાવરખાન ના લગ્ન પ્રસંગે પ્રજાજનોને મકાનોનું સુશોભન

૭૭. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૭/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૭૮. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

કરવાનું કહેવાયુ હતું.[૭૯]

### ૩.૪.૬ કપડાં અને ઘરેણાં વગેરેની ખરીદી :-

યુવરાજ દિલાવરખાનનો લગ્ન પ્રસંગ ખૂબ જ દબદબાપૂર્ણ અને યાદગાર રીતે ઉજવવામાં આવ્યો હતો. એ પ્રસંગે કપડાં, ઘરેણાં અને અન્ય સુશોભનની વસ્તુઓ ખૂબ જ આયોજનપૂર્વક વિચારીને તેમજ ભાવ અગાઉથી મંગાવીને ખરીદવામાં આવી હતી.

આ પ્રસંગે ખરીદ કરવાની ચીજવસ્તુઓના પૈસા માટે શાહી કમિટીએ સૂચવેલા અંદાજપત્ર મુજબ રકમ ચૂકવવામાં આવી હતી. તેમાંથી આ કમિટીના નિયુક્ત કરેલા સભ્યોની સહીથી પૈસા ઉપાડવામાં આવતાં હતાં.[૮૦] નાનામાં નાની રકમ અને ચીજવસ્તુના બિલ અને હિસાબ-કિતાબ રાખવામાં આવતા હતા.

આ લગ્ન - પ્રસંગે બધા જ ભારે જરિયાન કપડાંની પસંદગી સિનિયર બેગમ મુન્નવરજહાં એટલે કે યુવરાજની માતાએ જ કરી હતી, અને જે કપડાંઓ અને ઘરેણાંઓ દુકાનદારો પાસેથી અગાઉથી ભાવ મંગાવી અને જે સસ્તા તેમજ સારા લાગ્યા તેમની પાસેથી ખરીદ કરવામાં આવ્યા હતાં, કપડાં મોટાભાગના જૂનાગઢની દુકાનોમાંથી જ ખરીદ કરાયા હતા અને તેમાં ખરીદાયેલી બનારસી સાડીઓની કિંમત રૂા. ૫૦૦ હતી. આ જરિયાન કપડાંની ખરીદીનો ઓર્ડર જૂનાગઢના હાજી કાસમ હાજી આમદ કાપડવાલાને અપાયો હતો. આ કપડાંઓમાં સોનાનો ભાગ કેટલોક હતો તે પણ ખરીદતા પહેલા વેચનારે બાહેંધરી આપી હતી.

જૂનાગઢ રાજ્યના શુભ પ્રસંગોએ જૂનાગઢ, વાંકાનેર, મુંબઇ અને હૈદરાબાદના સોનીઓને અગાઉથી જાણ કરાતી કે રાજ્યમાં લગ્ન-પ્રસંગ છે તો આપ તૈયાર દાગીના બતાવવા આવો તો તેમાંથી ખરીદી થઇ શકે. આથી અનેક સોનીઓ સોના, હીરા, માણેકના દાગીના જૂનાગઢ લાવીને રાજમહેલમાં બતાવતા હતાં. જેમાંથી પછી યોગ્ય જણાયા તેને ખરીદીના ઓર્ડર અપાયા હતાં.

આ શુભ પ્રસંગે સરદારબાગ બંગલાને બહારગામથી અને મેમાનદારી વિભાગ પાસેથી સોફાસેટ, ગાલીચાઓ અને અન્ય વસ્તુઓ મેળવી ભવ્ય રીતે શણગારવામાં આવ્યો હતો. આ પ્રસંગે ભાવનગર રાજ્ય તરફથી મોટરો આપવામાં આવી હતી. થોડોક સામાન પોરબંદર રાજ્ય તરફથી પણ આવ્યો હતો.[૮૧] આ રીતે એકબીજા રજવાડાઓ પોતપોતાના પ્રસંગોએ ચીજવસ્તુઓ લેવા-દેવાનો વ્યવહાર ધરાવતા હતાં.

રાજકોટથી ૧૦૦૦ જેટલા ગાદલા, ગોદડા મંગાવવામાં આવ્યા હતાં. જે ભાડે આપનાર રાજકોટના પરમાર જેઠાલાલ રણછોડભાઇ, પરમાર હાઉસ, ન્યુ શાક માર્કેટ પાસે, ધર્મેન્દ્ર રોડવાળા હતાં. આ ગાદલાનો ભાવ ૧નો રૂા. ૩ અને રજાઇ ૧ના રૂા. ૧ ૨ અને ઓશિકાના ભાવ રૂા. દોઢ લેવાયો હતો. આ બધી જ નાની મોટી ચીજવસ્તુઓ અને ભાડાના સામાનના બિલો પ્રાપ્ય છે, જે કુલ

---

૭૯. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૮૦. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૭૦, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૮૧. દિલાવરખાનના શાદીના લખાણ પઠાણનો ચોપડો, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર,જૂનાગઢ.

૪,૪૦,૯૨૭ ના પાકા બિલ આ પ્રસંગે બન્યા હતાં.[૮૨]

આ શુભ પ્રસંગે મુંબઇના ઇન્ડિયન હરીસ એમ્પોરિયમમાંથી ગાલીચાઓ મંગાવવામાં આવ્યા હતાં.[૮૩]

**૩.૪.૭ મંડપ અને બેઠક વ્યવસ્થા :-**

ભારતનાં મુસ્લિમ શાસનકર્તાઓ વર્ષમાં સામાન્ય રીતે ત્રણ દરબાર ભરતા, જેમાં એક ઇદના તહેવાર નિમિત્તે, બીજો દરબાર રાજવીના જન્મદિવસ નિમિત્તે અને ત્રીજો દરબાર કોઇ પ્રસંગોપાત. ઇદના દરબારમાં હિંદુ અને મુસ્લિમો તથા અધિકારીઓ અને કુલીન વર્ગના લોકો ઉપસ્થિત રહેતા. જ્યારે રાજાના જન્મદિવસના દરબારમાં યુરોપિયન અધિકારીઓ અને અન્ય રાજ્યના શાસકો પણ હાજર રહેતાં. આ દરબાર બ્રિટિશ સરકારની પ્રતિકૃતિરૂપ હતો.

આ રીતે દિલાવરખાનનાં લગ્ન પ્રસંગ વખતે પણ દરબાર ભરવામાં આવ્યો હતો અને લગ્ન પ્રસંગે આયોજનપૂર્વક અગાઉથી જ બેઠક વ્યવસ્થા નામ-જોગ કરવામાં આવી હતી કે જેથી કરીને કોઇપણ પ્રકારની અવ્યવસ્થા ન સર્જાય કે નાના-મોટાં રાજવીઓના માન-મોભાને હાનિ ન પહોંચે તેની તકેદારી રાખવામાં આવી હતી. જેમાં નવાબસાહેબની મુખ્ય જગ્યાની આજુ બાજુ A,B,C,D,E,F જેવા વિભાગો પાડી તેમાં બેઠક વ્યવસ્થા નીચે મુજબ ગોઠવી હતી.[૮૪]

(એ) દીવાન અને અન્ય મંત્રીઓ બેસતા.

(બી) નજીકના સગા-સંબંધીઓ અને રાજવીઓ.

(સી) દરેક ખાતાના અધિકારીશ્રીઓ, સેક્રેટરી, મંત્રીઓ

(ડી) નિવૃત્ત દીવાન, મંત્રીઓ, ખાતાના અધ્યક્ષો, મંત્રીઓ

(ઇ) પ્રથમ વર્ગના તાઝીમી સરદારો

(એફ) રાજ્યના અમલદારો

(જી) બીજા વર્ગના સરદારો

(એચ) રાજ્યના રૂા. ૧૦૦ સુધીના માસિક પગારદારો.

(આઇ) પ્રજા પ્રતિનિધિઓ.

(જે) સૈન્યના નાના અધિકારીઓ

(કે) મિલિટરીના નાના અધિકારીઓ, સૂબેદારો અને જમાદાર.

**૩.૪.૮ લગ્ન નિમિત્તે નોકરોનો પોશાક :-**

કોઇપણ સ્થળે સૈન્ય કે પોલીસતંત્ર અને સુરક્ષા તંત્રમાં પોશાકની એકરૂપતા અને શણગાર સામા માણસ ઉપર બહુ મોટો પ્રભાવ પાડતા હોય છે. જેવી જેના પોશાકની પસંદગી એ મુજબ તે દળ કે પાર્ટીનો દેખાવ લાગતો હોય છે. આથી રાજા-રજવાડાઓમાં પણ બ્રિટિશરોના પ્રભાવ હેઠળ

---

૮૨. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

૮૩. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૧૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

૮૪. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૪૪, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

રાજમહેલના માણસોને પોશાક અપાયો હતો અને લગ્ન-પ્રસંગોએ પણ ભપકો અને એકરૂપતા તેમજ દેખાવ માટે દરેક નોકરો, માણસો, ડ્રાઇવરો[૮૫] છત્રીબરદારો[૮૬] ફરાસખાનાના[૮૭] ફરાસો, દરબાર હોલનો સ્ટાફ[૮૮] ચોબદાર [૮૯] વગેરેને અલગ-અલગ પ્રકારનો પોશાક આ લગ્ન-પ્રસંગ નિમિત્તે દરેકને આપવામાં આવ્યો હતો. જેમાં દરેકને અલગ પ્રકારનો પોશાક અપાયો હોવાથી વિવિધતામાં એક્તા જળવાતી હતી, અને તેમાંય ચોબદારો અને છત્રીદારોના પોશાકો રાજાને મળતા આવતાં. પાઘડીબંધ અંગરખાવાળો પોશાક છત્ર ઉપાડતો માણસ પહેરે તો તે રાજવી કે વરરાજા સાથે મળતો અને દેખાવડો લાગતો હતો. આમ, આ યુગમાં પણ પોશાકનો પ્રભાવ બતાવવાનું બાબી રાજ્ય ચુક્યું ન હોતું, અને તેનો જબરદસ્ત પ્રભાવ શહેરીજનો અને જાનૈયાઓ તેમજ રાજવીઓ અને બ્રિટિશ અધિકારી ઉપર પડી રહ્યો હતો. આ દરેક લોકોને પોશાક ખર્ચ પૂરો પાડવામાં આવતો અને જો જે-તે ખાતાને પોશાક ન મળ્યો હોય તો તેમણે પોશાકની માંગણી પણ સામેથી રાજ્ય પાસે મૂકતા, આમ દરેક જણ એકરૂપતા અને ભપકો બતાવવાની લાગણીવાળા માણસો હતાં.

**૩.૪.૯ લગ્ન પ્રસંગે સાંસ્કૃત્તિક કાર્યક્રમો :-**

આ પ્રસંગે રાજકુટુંબ અને પ્રજાજનોના મનોરંજન માટે વિવિધ પ્રકારના સાંસ્કૃત્તિક કાર્યક્રમો રાખવામાં આવ્યા હતાં. જેમાં ગાયન, વાદન, શારીરિક કસરતો, નાટકો અને ફિલ્મ શો રાખવામાં આવ્યા હતાં.

જૂનાગઢના પ્રખ્યાત અલી મહમદ ગુલામ મહમદ કે જે ભારતમાં **ઇન્ડિયન સેન્ડો** તરીકે વિખ્યાત હતાં, તેના વિવિધ દાવો ને પ્રયોગો આ પ્રસંગે રાખવામાં આવ્યા હતા. જેમ કે, ગરદન, હાથ ઉપર સળિયો વાળવો, તાંબાનો થાળ ચીરવો, બે આંગળી વચ્ચે ઉભુ ઇંડુ ફોડવું, ખુલ્લી છાતી ઉપર ચોરસ બે ઇંચ જેટલું જાડુ લોઢું કાપવું, આંખ ઉપર પાટા બાંધી તલવારથી લીંબુ કાપવું વગેરે પ્રયોગો બતાવાયા હતાં. [૯૦]

મુંબઇમાં લેમિંગ્ટન રોડ ઉપર આવેલ **સન સ્ટુડિયો**ના સનરાઇઝ પિક્ચર્સના સ્ટાફને પણ આ લગ્ન પ્રસંગે આમંત્રિત કરવામાં આવ્યા હતાં અને રાણકદેવી ફિલ્મના સર્જકો મિ. વી. એમ. વ્યાસઅને સ્ટાફ આ પ્રસંગની ફિલ્મ ઉતારવા આવ્યા હતાં. તેઓ પણ લોકોના ધ્યાનાકર્ષક બન્યા હતાં. આ શુભ-પ્રસંગે કાળવાચોકમાં આવેલ બન્ને સિનેમાગૃહો (રોયલ ટોકીઝ, ડાયમંડ ટોકીઝ) તથા વણજારી ચોકમાં આવેલ ડ્રામા થિયેટર (ચેતન નાટક સમાજ) માં ૨૯ નવેમ્બર ૧૯૪૫ના રોજ વિના મૂલ્યે ફિલ્મો અને નાટકો બતાવવામાં આવ્યા હતાં.

---

૮૫. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૭૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૮૬. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૩૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૮૭. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૧૫-એ, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૮૮. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૪૦, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૮૯. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૫૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૦. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૫, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

સિનેમાના ત્રણ શો દરરોજ રખાતા હતાં. જેમાં સ્ત્રી પુરૂષોને અલગ-અલગ નાટકો બતાવતા, જેમાં સ્ત્રીઓ સાથે માત્ર બાળકો જ જઇ શક્તા. કોઇપણ પુરૂષને તેમાં જવા દેવામાં આવતા નહી. કુલ ત્રણ શોની દરેક શોની ૬૦૦ ટિકીટો અલગ-અલગ રંગની બહાર પાડવામાં આવી હતી, અને આ કાર્યક્રમ દરમિયાન શાંતિ અને વ્યવસ્થા જળવાઇ રહે તે માટે પોલીસને ખાસ સૂચનાઓ અપાઇ હતી. કોઈપણ વ્યક્તિ એકથી વધુ ટિકિટ (જે ફ્રી હતી) રાખી શક્તો નહીં.

આ પ્રસંગે બહાઉદ્દીન કોલેજના પ્રિન્સિપાલ મિ. ઝહીરૂદ્દીન અહેમદે (તા. ૨૭/૧૧/૧૯૪૫ના રોજ) કોલેજના વિદ્યાર્થીઓ તરફથી ઉર્દૂમાં એક નાટક રજૂ કરવાની માંગણી કરતી વિનંતી કરી હતી. પણ તેમને નાટક રજૂ કરવા દેવાયુ કે કેમ તેની માહિતી પ્રાપ્ય બની નથી.

આ પ્રસંગે ચેતન નાટક સમાજના મેનેજર શંકરલાલ ગોવિંદરામે નાટકો બતાવ્યા હતા અને તેમને બે શો ના રૂા. ૬૦૦/- આપવામાં આવ્યા હતાં, પણ તે રકમથી તેઓને અસંતોષ થયો હતો.

આ પ્રસંગે સંગીતનો જલસો રાખવામાં આવ્યો હતો, તેમાં 'ઓલ ઇન્ડિયા રેડિયો'ના ગાયિકા બેગમ રોશનહારાને નિમંત્રણ અપાયું હતું, પણ તે આવ્યાં ન હતાં. ભારતભરના વિખ્યાત ગવૈયાઓને આ પ્રસંગે નિમંત્રિત કરવામાં આવ્યા હતાં, તે નીચે પ્રમાણે છે.

(૧) ચુન્નીજાન ઓફ ભોપાલ

(૨) કવ્વાલ અઝીઝ પ્રેમરણી - અજમેર

(૩) બિસ્મિલા એન્ડ પાર્ટી

(૪) ડાન્સર શીભા મહારાજ - બોમ્બે

(૫) હિરાબાઇ બરોડેકર - બોમ્બે

(૬) ઉસ્તાદ બંધુખાન - ઇન્દોર

(૭) કવ્વાલ મુબારક અલી જલંધરવાલા એન્ડ પાર્ટી - દિલ્હી [૯૧]

આ દરેક કલાકારોને રોજના રૂા. ૫૦૦ થી ૩૦૦ ચૂકવાયા હતાં.

આ લગ્ન - પ્રસંગની અને જૂનાગઢ રાજ્યની જાહોજલાલી અને સાંસ્કૃત્તિક કાર્યક્રમને ભારતભરમાં અખબાર દ્વારા ફેલાવવા માટે 'ધી ટાઇમ્સ ઓફ ઇન્ડિયા' ના ખબરપત્રીને પણ ખાસ નિમંત્રિત કરવામાં આવ્યા હતાં. આથી તે પણ આવ્યા હતા અને તેમણે આ બદલ નવાબનો ખાસ આભાર માન્યો હતો અને પોતે જૂનાગઢ આવશે ત્યારે શાકાહારી ભોજન જ લેશે[૯૨] તેનો ખ્યાલ રાખવા રાજ્યને જણાવ્યુ હતુ, અને સ્ટેશને ગાડી તેડવા મોકલવા જણાવ્યું હતું. આમ, અખબારોવાળા એ જમાનામાં પણ પોતાની જરૂરિયાતો મૂક્તા અને તેને સારી રીતે સાચવવામાં આવતા હતા તેમ જાણી શકાય છે.

### ૩.૪.૧૦ સુશોભન અને વ્યવસ્થા :-

યુવરાજ દિલાવરખાનના લગ્ન પ્રસંગે જાણે કે આખા જૂનાગઢમાં હરખની હેલી ચડી હતી અને આખા જૂનાગઢ શહેરને શણગારવામાં આવ્યુ હતું. જૂનાગઢનાં બધાં જ રાજમહેલો ઉપર

૯૧. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૯૨. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

વાવટાઓ[૯૩] ચડાવવામાં આવ્યા હતાં અને કીંગ્સ રોડ, ઢાલ રોડ વગેરેને કમાનો નાંખી શણગારાયા હતા, અને જે-જે રજવાડાના રાજવીઓ, મહેમાનો આવ્યા હતા તેમની મોટરકાર ઉપર પોતાના ધ્વજ સાથે જૂનાગઢનો ધ્વજ પણ રાખવામાં આવ્યો હતો, તેમજ જુમ્મા મસ્જિદ, મકબરાઓ અને ચિત્તાખાના મસ્જિદને સંપૂર્ણપણે રોશનીથી [૯૪] શણગારવામાં આવ્યા હતાં. અને ઝફરમેદાનમાં સાંજે આતશબાજી કરવામાં આવી હતી. [૯૫]

**૩.૪.૧૧ લગ્ન નિમિત્તે જાહેર રજા :-**

જૂનાગઢ રાજ્યના રિવાજ મુજબ જ્યારે-જ્યારે કોઇ પણ શુભ પ્રસંગ હોય ત્યારે જાહેર તહેવાર પાળવામાં આવતો હતો. આથી, આ યુવરાજના લગ્ન પ્રસંગે પણ તા. ૨૭/૧૧/૧૯૪૫થી તા. ૩૦/૧૧/૧૯૪૫ સુધી જાહેર રજા રાખવામાં આવી હતી.

**૩.૪.૧૨ પ્રસંગની ખુશાલીમાં બગીચા મિજબાની :-**

રાજા રજવાડામાં પ્રસંગોપાત્ત મોટી અને ભવ્ય મિજબાનીઓ થતી રહેતી હતી. આવી મિજબાની પાછળ બહુ મોટો ખર્ચ કરવામાં આવતો હતો અને ક્યારેયક તો રાજાઓ એકબીજાની સરખામણીમાં વધુને વધુ ભપકાવાળી મિજબાનીઓ ગોઠવતા હતાં. જૂનાગઢ રાજ્ય તો શરૂઆતથી જ ઉત્સવ અને મિજબાનીપ્રિય રાજ્ય હતું. બહાદૂરખાન ત્રીજાના લગ્ન વખતે તા. ૨૩/૫/૧૮૭૩ ના રોજ બહારગામથી ૬૦,૦૦૦ થી વધુ આમંત્રિતો હાજર રહ્યા હતાં.[૯૬] અને જૂનાગઢ આખાને શણગાર્યુ હતું અને માત્ર મંડપ પાછળ રૂા. ૫૫,૦૦૦/- નો ખર્ચ કરવામાં આવ્યો હતો.

આ લગ્ન પ્રસંગે મોતીબાગમાં ગાર્ડન પાર્ટી તા. ૧/૧૨/૧૯૪૫ના રોજ [૯૭] યોજવામાં આવી હતી. જેમાં સોફા, આલીશાન રજવાડી ફર્નિચર અને મોટા-મોટા ગાલીચાઓ બિછાવવામાં આવ્યા હતા અને લાઉડ - સ્પીકરો પણ ગોઠવવામાં આવ્યા હતાં.[૯૮] આ પ્રસંગે ત્યાં એકાદ-બે ગાનારીઓએ કાર્યક્રમો રજૂ કર્યા હતાં, તેમજ અમીર, ઉમરાવોએ ભાષણો કરી ખુશાલીની મિજબાની પૂર્ણ કરવામાં આવી હતી.આ પછી ઝફરમેદાનમાં રમત-ગમતનાં કાર્યક્રમો ઉજવાયા હતાં. આ મિજબાની બહુ જ ટૂંકા સમયમાં પૂર્ણ થઇ હતી.

**૩.૪.૧૩ શાહીખાણાનું આયોજન :-**

આ લગ્ન પ્રસંગે શાહીખાણાનું આયોજન કરાયું હતું, જે તા. ૨/૧૨/૧૯૪૫ના રોજ યોજાયું હતું, અને તેમાં જામનગરના જામ દિગ્વિજયસિંહજી ખાસ વ્યક્તિ હતાં, આ ઉપરાંત કુલ ૬૦ મહત્વના વ્યક્તિઓ હાજર રહ્યા હતાં.[૯૯] જેમાં જામસાહેબ, પોરબંદરના રાણાસાહેબ, યુવરાજ

---

૯૩. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૪. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૧૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૫. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૬. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૨૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૭. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૨૩, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૯૮. દસ્તૂરમલ અમલ સરકાર નવેમ્બર (વધારો ૧૦મો) ઇ.સ. ૧૯૪૫, પૃ. ૩૭.
૯૯. નગીનદાસ મંછારામ 'ચરિત્ર માલા' સુરત, ઇ.સ. ૧૯૮૦, પૃ. ૬૧.

ઉદયભાણસિંહજી, મૂળી ઠાકોર સાહેબ, માણાવદર ખાન સાહેબ, બીલખા દ. શ્રી રાવતવાળા સાહેબ, ગોંડલના કુંવર શિવરાજસિંહજી, બેગમ અબ્દુલ કાદીર સાહેબા, મિસિસ માર્ટિન, મિસિસ ધીવાલા અને ભોપાલના પાંચ-છ મહેમાનો હાજર રહ્યા હતાં.

આ શાહીખાણું મોટા ડાઈનીંગ ટેબલ ઉપર ચાંદીના વાસણોમાં યુરોપિયન પદ્ધતિ મુજબ પીરસાયુ હતું.

આ સિવાય પણ આ લગ્ન-પ્રસંગ નિમિત્તે ઇસ્લામી રિવાજ મુજબ પુત્રીવાળાઓ લગ્ન પછીના ચાર શુક્રવારે વરરાજાના સગાવહાલા, ભાઇ-બહેન, ભત્રીજા ભત્રીજીને અને પિયરિયાઓને જમાડે છે.[૧૦૦] તે જમાડવામાં આવ્યા હતાં.[૧૦૧] જેના પરથી તે યુગની જાહોજલાલી અને શાહીખાણાના નીતિ-નિયમો અને વ્યવસ્થા, આગવી પદ્ધતિ અને રજવાડાં ઉપરની બ્રિટિશરોની અસર સ્પષ્ટપણે જોવા મળે છે. જેથી કરીને રાજાઓ જૂની પદ્ધતિની જગ્યાએ આ નવી ઢબથી શાહીખાણાનું આયોજન કરી પ્રસંગોએ જમણવાર યોજતા રહ્યા હતાં.

### ૩.૪.૧૪ લગ્નની યાદગીરીદર્શક તસ્વીરો :-

જ્યારે જૂનાગઢ રાજ્યમાં કોઇ પ્રસંગો ઉજવવાના હોય તેની સૌરાષ્ટ્રમાં જે-તે ધંધાવાળાઓને ખબર પડતા જ તેઓ સામેથી રાજ્યનો સંપર્ક કરતા અને પોતાને કામ આપવા જણાવતા હતાં. આ રીતે જૂનાગઢમાં આવેલા એ.ટી. દારૂવાલા નામના આર્ટીસ્ટે આ લગ્ન-પ્રસંગની તસવીરો ખેંચવાનું કામ આપવાની માંગણી કરી હતી.[૧૦૨] પણ તેમ છતા રાજ્યે એક મુસ્લિમ તસ્વીરકારને બદલે રાજ્યના વિશ્વાસુ તસ્વીરકાર એવા **ભટ્ટ સ્ટુડીયો** (કીંગ્સ રોડ) વાળા શ્રી રતિભાઇ ભટ્ટને આ પ્રસંગની તસ્વીરો પાડવાનુ કામ સોંપવામાં આવ્યુ હતું અને શ્રી ભટ્ટે આ પ્રસંગ ૨×૧। ફૂટના મોટા આલ્બમમાં તૈયાર કર્યા હતા અને જેમાં દરેક પ્રકારની વિધિની તસવીરો મુકવામાં આવી હતી.

### ૩.૪.૧૫ પોશાક સ્વીકાર અને પહેરામણી :-

રાજવી પરિવારોમાં જ્યારે-જ્યારે લગ્ન-પ્રસંગો હોય ત્યારે સમગ્ર સૌરાષ્ટ્રના રજવાડામાં કંકોત્રીઓ, ખરીતાઓ મોકલાતી અને પ્રતિનિધિમંડળો જતાં, તેથી રાજા રજવાડામાંથી રાજવીઓ અથવા પ્રતિનિધિઓ આવતા જેમા સાફો, સુરવાલ, અચકન રહેતા અને તે અહીં લગ્નપ્રસંગે ભેટ અપાતા હતા. જ્યારે લગ્નવાળા પણ આ પોશાક સ્વીકારીને સામાવાળાને પહેરામણી કરતાં, જેમા પણ વળતો પોશાક આવનારને અપાતો હતો.આ પોશાક સાચા ભારે જરિયાનનો રહેતો અને તેની કિંમત રૂા. ૩૦૦ થી ૫૦૦ સુધીની રહેતી હતી. આ લગ્નમાં સૌરાષ્ટ્રના ૩૦ જેટલા નાના-મોટા રજવાડાઓના પોશાક આવ્યા હતા અને તેમને સામે વળતા પોશાક દેવાયા હતાં. આ બધા પોશાકોની લેતી-દેતીના વ્યવહારની બરાબર યાદી રખાતી હતી.

### ૩.૪.૧૬ લગ્ન પ્રસંગે આવેલ ચાંદલો :-

૧૦૦.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૩૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૧.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૪૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૨.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૦, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

આ લગ્ન-પ્રસંગે જે-જે રજવાડાઓ અને અધિકારીઓ, અને મહેમાનો તરફથી ચાંદલો આવ્યો હતો તેને વધાવાના નામથી નોંધવામાં આવ્યો હતો. આ ચાંદલો કરનારામાં રાજવીઓ, ભાયાતો, મૂળ ગરાસિયાઓ, મહાલોના પટેલો, ગામ-પટેલો, અધિકારીઓ, અમીરો, વેપારીઓ હતાં.[૧૦૩] જેમાં પ્રજાજનોના ચાંદલા હતા નહીં, તેથી કદાચ તેમને નિમંત્રણ હશે પણ તેઓનો ચાંદલો લેતા નહી હોય તેમ જણાય છે. આ વધાવાના ચોપડાનો અભ્યાસ કરતાં જણાય છે કે, જેમાં મોટાભાગના એ રૂા. ૧૦૧ / ૫૧ / ૨૧ અને ૫ નો ચાંદલો કરાવ્યો હતો, કોઇના પણ સવાયા સિવાયના આજની જેવા ૧૦૦/ ૫૦ / ૨૦ એવા હતા નહીં. આ વધાવો કરનારા દરેક વ્યક્તિનો પ્રસંગ પત્યા પછી રાજ્ય આભાર માની પત્ર પણ પાઠવતું હતું[૧૦૪] એવો રિવાજ હતો.

### ૩.૪.૧૭ બ્રિટિશર મહેમાનો :-

જૂનાગઢ રાજ્યના દરેક શુભ-પ્રસંગોએ પોલિટિકલ એજન્ટ, આસીસ્ટન્ટ પોલિટિકલ એજન્ટ અને અન્ય બ્રિટિશ અધિકારીઓને આમંત્રણ આપવામાં આવતું. તેમાંથી અનુકૂળતા મુજબ તેઓ પણ પ્રસંગે હાજર રહેતા હતા. તેમના માટે રાજ્યના મહેમાનદારી ખાતાને ખાસ સૂચના આપી તેની આગતા-સ્વાગતા કરવાનું કહેવામાં આવતું અને તેમને મહાબત-મંઝિલના ગેસ્ટ-હાઉસમાં ઉતારો અપાતો હતો. આ લગ્ન - પ્રસંગે આવા બ્રિટિશ મહેમાનો માટે રાજ્યે જાત-જાતના શિકાર કરાવી [૧૦૫] તેમના માટે ખાસ શાહીખાણું તૈયાર કરાવ્યું હતું, અને તેમને ખુશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો.

### ૩.૪.૧૮ ખુશાલીના તારપત્રો :-

આ લગ્ન-પ્રસંગે સૌરાષ્ટ્રના દરેક નાના-મોટા રજવાડાંઓ અને ગુજરાત બહારના પણ કેટલાંક રજવાડાઓને કંકોત્રીઓ લખાઇ હતી. આથી જે-જે લોકો લગ્નમાં આવી શક્યા ન હતા તેઓએ ખુશાલીના તાર પાઠવ્યા હતાં.[૧૦૬]

### ૩.૪.૧૯ ઉત્તમ કામગીરી કરનારનું સન્માન અને આભાર :-

જૂનાગઢ રાજ્યની કેટલીક પરંપરા અને નીતિનિયમો પ્રજાલક્ષી અને પ્રોત્સાહનલક્ષી હતા. જ્યારે - જ્યારે જૂનાગઢમાં કોઇ પ્રસંગો હોય ત્યારે ગુજરાત, મહારાષ્ટ્રમાંથી વેપારીઓ અને ઝવેરીઓને બોલાવવામાં આવતા હતા પણ જેનો માલ ન ખરીદાય તેને આવવા-જવાનું ભાડું જરૂર અપાતું હતું. એ રીતે શુભ પ્રસંગોએ જે વ્યક્તિઓ સારી કામગીરી કરે તેને રાજ્ય સન્માનતું હતું.[૧૦૭] આ લગ્ન-પ્રસંગે ગર્વમેન્ટ પોસ્ટ ખાતાના નોકરોને ઇનામ તેઓની કામગીરી બદલ આપવામાં આવ્યા હતાં [૧૦૮] જેમણે સારી કામગીરી કરી હતી તેને પણ શાદીની કામગીરી

---

૧૦૩.માસ્તર, કરીમ મહમદ, **'મહાગુજરાતના મુસલમાનો'** ભાગ-૧ / ૨, વડોદરા, પ્ર.આ.,ઇ.સ.૧૯૬૯, પૃ.-૫૭૭.
૧૦૪.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૫.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૭૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૬.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૭.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૫૦, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
૧૦૮.દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૩૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

બદલ આભારપત્ર ના પત્રો આપીને તેમના કાર્યની કદર કરવામાં આવી હતી.[૧૦૯] નવાબ મહાબ્તખાન ત્રીજાના લગ્ન વખતે પણ લગ્ન પછી તા. ૧૩/૪/૧૯૨૧ના રોજ નવાબે ખુદ રાત્રે ૮॥ વાગ્યે માંડવામાં આવી જેમણે લગ્નમાં સારી કામગીરી કરેલી તેને ઇનામો આપ્યા હતાં.

**૩.૪.૨૦ નોકરોને પાસ**

જૂનાગઢ રાજ્ય વ્યવસ્થા માટે ખાસ વખાણવાલાયક હતું અને તેમના દરેક પ્રસંગો ઉજવવા માટે શરૂઆતથી જ આયોજન કરતું હતું અને ઝીણામાં ઝીણી બાબતોની નોંધ રખાતી હતી, અને ભલે કામગીરી વધે પણ દરેક ખાતાને તેની જાણ કરાતી અને દફતરો સાચવતા અને દરેકને લેખિતમાં જ કામગીરી સોંપાતી અને કાર્ડ મળ્યા બદલ પણ સહી લેવાતી હતી અને કોઇને ન મળ્યું હોય તો તે વ્યક્તિ કેમ ન મળી તેનો ખુલાસો તેમાં જ લખવામાં આવતો. જેથી કરીને કોઇપણ વ્યક્તિ આ શુભ-પ્રસંગથી બાકાત ન રહે. કાર્ડ દેવાવાળા પણ કાર્ડ આડાઅવળાં ન કરી દે કે ન પહોંચાડે તેવું ક્યારેય બનતું નહીં.

આ રીતે રાજ્યે લગ્ન-પ્રસંગે જેને જે-જે કામગીરી સોંપી હોય તે કામગીરીમાં ત્યાં અલગ-અલગ દેખાઇ આવે અને તેમની શું કામગીરી છે તે જોઇ શકાય તે દરેક નોકરોને ડ્યુટીપાસ આપવામાં આવ્યાં હતાં.[૧૧૦] અને તેને ફરજીયાત ખિસ્સે લગાડવાના રહેતા હતાં. જેથી કરીને રાજ્યનો કોઇપણ અધિકારી તેને જોઇ શકે અને તેનું શું કાર્ય છે, તે કેવું કાર્ય કરે છે તે તપાસી શકે.

**૩.૪.૨૧ વરઘોડો**

જૂનાગઢ રાજ્યમાં પરંપરા મુજબ તેમના દરેક સામાજિક પ્રસંગોએ દબદબાભર્યુ સરઘસ કાઢવાની પરંપરા હતી. આ લગ્ન પ્રસંગે પણ ચાંદી મઢીત ચાર ઘોડા જોડેલી બગીમાં યુવરાજ દિલાવરખાન અને તેમની બાજુમાં જામસાહેબ દિગ્વિજયસિંહજી બેઠા હતાં. કારણ કે આ લગ્નમાં તેઓ દિલાવરખાનનાં કાકાસાહેબ તરીકે, વડીલ તરીકે રહ્યાં હતાં. આ વરઘોડો સરદારબાગમાંથી નીકળી દીવાન ચોક, સર્કલ ચોક, ઢાલ રોડ, વંથલી ગેટ થઇ સરદારબાગ પરત આવ્યુ હતું. આ સરઘસ બે-ત્રણ વખત જુદી-જુદી વિધિઓ માંઝા નિકાહ વખતે નીકળ્યા હતાં.

આ સરઘસમાં યુવરાજ અને જામસાહેબ એક છત્રમંડિત ભવ્ય બગીમાં બેઠા હતા અને તેના પાસવાનો અને અશ્વદળ તેમજ તેમની પાછળ બીજા અધિકારીઓ સરઘસમાં પાછળ ચાલતા હતા. જ્યારે સરઘસ તેના પ્રસંગની જગ્યાએ પહોંચ્યુ ત્યારે ઉપરકોટમાંથી તેની ખુશાલીમાં તોપોની સલામી અપાઇ હતી. ત્યાર પછી સરઘસ પૂર્ણ થયે રાજ-મહેલમાં દરબાર ગોઠવાયો હતો, જેમાં નવાબ સાહેબે પોતાનું સ્થાન ગ્રહણ કર્યુ ત્યાર પછી દીવાને તેમની અનુમતિથી દરબાર ખુલ્લો મુક્યો. આ પછી દીવાને તેમની સમક્ષ ખૂબ જ આદરપૂર્વક નજરાણું હાજર કર્યુ. ત્યારબાદ અગાઉથી ગોઠવાયેલી વ્યવસ્થા મુજબ તમામ લોકોએ પોતાના નજરાણા ધર્યા. ત્યારબાદ નવાબસાહેબે આ બધાને ઇનામ આપ્યા. ત્યારબાદ દીવાને દરબારની પરવાનગી લઇ દરબાર સમાપ્ત થયાનું જાહેર કર્યુ.

૧૦૯. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૫૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર – જૂનાગઢ.

૧૧૦. નામદાર બિમાશ્રી લાલબખ્તે સાહેબની મુબારક શાદી પ્રસંગની – જાવકબુક તા. ૩/૯/૧૯૨૩.

આ સરઘસ જ્યારે રાજમાર્ગો પર ફર્યુ એ વખતે ગરીબ લોકો ઉપર સિક્કાઓની વર્ષા કરી હતી.

**૩.૪.૨૨ ખુશાલીની નવાજેશો :-**

સૌરાષ્ટ્રના દરેક રજવાડાંઓની એક પરંપરા રહી છે કે જ્યારે-જ્યારે તેમને ત્યાં કોઇ શુભ-પ્રસંગો આવે ત્યારે તેઓ ખુશાલીમાં પ્રજાજોગ નવાજેશો બહાર પાડતા હતાં. પણ અહીં જુનાગઢ રાજ્યમાં તો નવાઇની વાત એક બાબત એ હતી કે નવાબો તો કોઇના અવસાન વખતે પણ પ્રજાજનોને કોઇક નવાજેશો આપતા અને સજાઓ માફ કરતા. દા. ત., નવાબ બહાદૂરખાન ત્રીજાના અવસાન સમયે ૬૩ કેદીઓને આ શોકજનક બનવાની દિલગીરી ખાતર છોડવામાં આવ્યા હતાં.[૧૧૧] આ રીતે જ નવાબ મહાબતખાન ત્રીજાના બહેન લાલબખ્તેના ઇ.સ. ૧૯૨૪માં અવસાન સમયે પણ ૧૨ કેદીઓને છોડવામાં આવ્યા હતાં.[૧૧૨]

આ લગ્ન પ્રસંગે પણ તા. ૧/૧૨/૧૯૪૫ના રોજ ભરાયેલ પોશાક દરબારમાં દીવાને નીચે મુજબની જાહેરાત કરી હતી.

(૧) જુનાગઢ રાજ્ય માટે એક હાઇકોર્ટની સ્થાપના કરવી કે જેના અધ્યક્ષ તરીકે વડા ન્યાયાધીશ અને બે સહાયક જજો રહેશે. સદરહું હાઇકોર્ટનું બંધારણ બ્રિટિશ હિંદુસ્તાનની હાઇકોર્ટના નમૂના પ્રમાણે ઘડવામાં આવ્યુ હતું.[૧૧૩]

(૨) જે નોકરોને બીજા વિશ્વયુદ્ધ પ્રસંગે અને સિલ્વર જ્યુબિલી વખતે નવાબ વધારાના મોંઘવારી ભથ્થાની જાહેરાત કરવાના હતા પણ તેમ ન થતા આખરે નવાબે જાહેરાત કરી કે માસિક રૂા. ૨૦૦ સુધીના રાજ્યના તમામ પગારદાર નોકરોને ૧ મહિનાનો પગાર, રૂા. ૫૦૦ સુધીના માસિક પગારદાર અમલદારોને તેઓના પગારનો ૩/૪ ભાગ અને રૂા. ૧૫૦૦ સુધીના પગારદારને ૧/૨ ભાગ અને બાકીનાને તેઓના માસિક પગારનો ૧/૪ ભાગ બક્ષીસ તરીકે અપાશે.

(૩) લાંબી સજાવાળા ૧૨ [૧૧૪] કેદીઓને છોડી મૂકવાનો અને બીજા કેદીઓના કિસ્સામાં તેની સજામાં અમુક ઘટાડો કરવાનું જાહેર કરવામાં આવ્યું હતું.

(૪) સાર્વજનિક હિતાર્થે ૭૦,૦૦૦/- રૂપિયા વાપરવાનું જાહેર કરવામાં આવ્યુ હતું.

**૩.૪.૨૩ લગ્નની પરંપરાગત વિધિ :-**

બાબીઓ મૂળ અફઘાનિસ્તાનના વતની હતા પણ પછી ભારતમાં વસવાટ કરીને, એમાંય ખાસ કરીનુ સૌરાષ્ટ્રના પોતાના વસવાટ દરમ્યાન પણ તેમના અમુક પરંપરાગત રીત-રિવાજો અને વિધિઓ જાળવી રાખી હતી. આથી અન્ય મુસ્લિમો કરતા સામાજિક-ધાર્મિક વિધિઓમાં થોડાક ફેરફારો જોવા મળે છે. સાથે-સાથે કેટલાક રીત-રિવાજોમાં અન્ય હિંદુ રજવાડાની અસર પણ જોવા

---

૧૧૧. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૬૨, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૧૧૨. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૪૯, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૧૧૩. દિલાવરખાન શાદી દફ્તર, ફાઇલ નં. ૫૭, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૧૧૪. **કાઠિયાવાડ ટાઇમ્સ**, તા. ૨૪/૧/૧૮૯૨.

મળે છે. આ લગ્ન-પ્રસંગ ઇ.સ. ૧૯૪૫માં નીચેની વિધિ અને પરંપરાવાળા પ્રસંગો સાથે ઉજવાયેલ હોવાનું માલૂમ પડે છે.

(૧) તોરણ :-

(૨) નોબત છપાઇ :-

(૩) માણેક સ્તંભ :-

(૪) મંડપ :-

(૫) માંજા (પીઠી) :-

(૬) બરી (છાબ) :-

(૭) નિકાહ :-

**★ તોરણ :-**

જ્યારે જ્યારે જૂનાગઢના બાબી રાજવંશમાં લગ્ન પ્રસંગ હોય ત્યારે માળણો રાજમહેલના દરવાજે તોરણ બાંધી જતી હતી અને તે તોરણ બાંધવાનો હક્ક આ માળણોને જ અપાયો હતો. તે હક્કના બદલામાં તેમને કપડાંની એક જોડી આપવામાં આવતી હતી. દિલાવરખાનના લગ્ન વખતે તેમને તોરણ બાંધવાનો હક્ક ન મળતાં આ માળણે પત્ર લખીને પોતાનો હક્ક માંગ્યો હતો [૧૧૫] અને તોરણ બંધાવવા કહ્યુ હતું. અન્ય મુસ્લિમો માંગલિક પ્રસંગોએ તોરણ બાંધતા નથી પણ આ રિવાજ અન્ય હિંદુ રજવાડાની અસરરૂપે આવ્યો જણાય છે.

**★ નોબત છપાઇ :-**

નોબત છપાઇ એટલે કંકોત્રી લખવાની વિધિ. જૂના વખતમાં જ્યારે પ્રેસની બહુ સુવિધા નહોતી ત્યારે માત્ર એક કાગળ ઉપર કંકુના છાંટણા કરીને હાથે જ કંકોત્રી લખવામાં આવતી હતી. આ ક્રિયાને બાબીઓએ રિવાજમાં જ સમાવી લીધી છે. અહીં દિલાવરખાનની કંકોત્રી લખતી સૌપ્રથમ સુતરિયા નગારા ઉપર પાનવતી અક્ષત કંકુ છાટી પ્રથમ નવાબસાહેબે છાંટણા નાખી વિધિ કરી હતી. આ સમયે સેહરા ગાવામાં આવ્યા અને સાકર તથા સોપારી વહેંચવામાં આવી હતી અને દરેકને અત્તર,પાન ગુલાબ અપાયા હતાં.

**★ માણેક સ્તંભ રોપવો :-**

જૂનાગઢના રાજકુટુંબમાં પણ હિંદુ પ્રણાલિકાની જેમ માણેક સ્થંભ લગ્ન-પ્રસંગોએ રોપવામાં આવે છે. માણેક સ્થંભ મંડપના નૈઋત્ય ખૂણે નંખાયો હતો, અને આ વિધિ મોટેભાગે રાજ્યના હિંદુ રાજ જ્યોતિષીના હાથે કરાવાતી હતી. દીવાન મહમદભાઇના લગ્ન પ્રસંગે પણ માણેક સ્તંભની વિધિ જોશી કેશવલાલે કરાવી હતી.[૧૧૬] આ સમયે મુસ્લિમ વિધિ કરાવનારને ઓઢણી અને સાફા હિંદુ વિધિ કરાવનાર ગોરને સાફો આપવામાં આવતો હતો. આ વિધિ વખતે પોર્ટુગીઝ બેન્ડે જૂનાગઢ રાજગીત વગાડ્યું અને આરબોએ બંદૂકોના બહાર અને પોલીસ તથા લેન્સર્સે સલામી આપી હતી.

---

૧૧૫. રાજકુટુંબ દફ્તર ફાઇલ નં. ૧/લાલબખ્તે ઇન્કાલ ઇ.સ. ૧૯૨૪, ગુ.રા.અભિલેખાગાર-જૂનાગઢ.

૧૧૬. દસ્તુરલ અમલ, જૂનાગઢ, નવેમ્બર વધારો ૧૦મો, ઇ.સ. ૧૯૪૫- પૃ. ૫૪.

★ **મંડપ :-**

મોટેભાગે માંડવો ઘર-આંગણે જ નાખવામાં આવે છે. મંડપનો પહેલો થાંભલો જમીનમાં રોપતા પહેલા તેના છેડાને સુખડનું તેલ લગાવે છે અને તેના ઉપર એક નવા લાલ કપડામાં પાન-સોપારી અને મીંઢળ બાંધી ને કટકો થાંભલાના છેડે બાંધે છે.[૧૧૭] તે પછી નાળિયેર વધેરી તેનું કોપરું માંડવો બાંધનારા અને કુટુંબીઓમાં વહેંચી દે છે. આ સમયે રંગ પણ ઉડાડવામાં આવે છે. રાજ પરિવારોના લગ્નમાં પિચકારીથી રંગ ઉડાડવામાં આવતો હતો.

દિલાવરખાનના માંડવાનું અગાઉથી મોડેલ બનાવવામાં આવ્યું હતું, જે આજે પણ દરબારહોલ મ્યુઝિયમ જૂનાગઢમાં પ્રદર્શિત છે. [૧૧૮] આ મંડપને કાચના અરીસાઓ, ઝુંમરો અને લાઇટોથી સુશોભિત કરવામાં આવતાં હતાં. નવાબ મહાબતખાનનો લગ્ન મંડપ કીટસન લાઇટ અને ઝુંમરો તેમજ અરીસાઓથી ભવ્ય રીતે શણગારવામાં આવ્યો હતો. [૧૧૯] એમ દિલાવરખાનનો મંડપ પણ ભવ્ય રીતે ઝાકમઝોળવાળો શણગારાયો હતો. નવાબ મહાબતખાન ત્રીજાના લગ્ન વખતે તા. ૬/૩/૧૯૨૧ના રવિવારના રોજ માણેક સ્તંભ પણ રોપાયો હતો. [૧૨૦]

★ **માંજા (પીઠી) :-**

માંજા એટલે પીઠી. માંજા સામાન્ય રીતે ચણાનો લોટ, ઘઉંનો મેંદો, મગનો લોટ, હળદર, તલનું તેલ અને અન્ય સુગંધી તેલ અને અત્તર ભેગા કરી બનાવવામાં આવે છે. મુસ્લિમોમાં પીઠી ચોળવા પાછળ એવી માન્યતા જોવા મળે છે કે તેનાથી વર કન્યા ઉપર ભૂતપલિતની નજર રાખી હોય તો તે દૂર થઇ જાય છે. એટલે જ પીઠી દળતી કે તૈયાર કરતી વખતે ખરાબ નજરવાળા કોઇપણ ખરાબ સ્ત્રી-પુરૂષની નજર ન પડી જાય તેની ખાસ તકેદારી રાખવામાં આવે છે. જે ઘંટીમાં પીઠી દળવામાં આવે છે તેના હાથાને સુખડનું તેલ લગાડી નવા લાલ કપડામાં પાન, સોપારી અને મીંઢળ મૂકીને કપડું બાંધવામાં આવે છે. આ પીઠી સૌભાગ્યવતી સ્ત્રીઓ જ દળી શકે છે.

વર કે કન્યાને બાજોઠ પર બેસાડી તેને ફરતી ચોખાની કિનારી બાંધી, પછી સ્ત્રીઓ ગીત ગાય અને સાત સૌભાગ્યવતી સ્ત્રીઓ પીઠી ચોળે છે. વર કન્યાને પછી સાકરથી મોં મીઠુ કરાવે છે અને ચોખાથી વધાવે છે ત્યાર પછી વર કે કન્યાની ઉપર સાત વખત રાઇના દાણા ફેરવીને નાંખે છે. પીઠી ચોળાઇ રહ્યા બાદ વર કે કન્યાને ધારદાર હથિયાર છરી કે જમૈયો અપાય છે તે તેને લગ્નના દિવસ સુધી રાખે છે. લગ્ન સમયે કડું કે સોનાના દાગીના તેને નજર ન લાગે તે માટે પહેરાવવામાં આવે છે.

અહીં આ પ્રસંગે તા. ૨૪/૧૧/૪૫ માંજાની વિધિમાં ૨ નાળિયેર, ૧ મીંઢળ, લોબાન ૧૦ શેર, ગોધમ ૧ મણ, રાળ ૧૦ શેર, ગોધમનો લોટ અડધો મણ, મસુરની દાળ ૫ શેર, ચમેલીનું તેલ,

---

૧૧૭. દિલાવરખાન શાદી દફ્તર ફાઇલ નં. ૪૮, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.
આ ફાઇલમાં અહી કેદીની સંખ્યા ૧૭ની બતાવી છે અને કેદીઓના નામ પણ લખેલા છે.

૧૧૮. દિલાવરખાન શાદી દફ્તર ફાઇલ નં. ૨૬, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર - જૂનાગઢ.

૧૧૯. શાદી દફ્તર ફાઇલ નં. ૪ (દિવાન મહમદભાઇ)ઇ.સ. ૧૯૨૩, ગુ.રા.અભિલેખાગાર-જૂનાગઢ.

૧૨૦. માસ્તર કરીમ મહમદ,**'મહાગુજરાતના મુસલમાનો'** ભાગ-૧/૨, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૫૭૧.

૮ શીશા અત્તર, સોહણ ૫ તોલા, રાંગને ચમેલી ૨॥ શેર, ખુશ્બુદાર મસાલો અને ૧ મણ પીડિયા (નંગ ૨૫૦) અને ૧૬ વાર મધરાશી કાપડ વપરાયું હતું. તેમાંથી દિલાવરખાનને લગાડવવાની પીઠી બની હતી.

આ વિધિ વખતે સૌપ્રથમ ગીતો ગવાયા અને ચા પવાયો અને અત્તર ગુલાલ થયા પછી મીરાસણોએ ફટાણાઓ ગાયા અને બધાને કેસરથી રસબોળ નવડાવ્યા, હારડાઓ અપાયા અને પછી પીઠી ચોળવામાં આવી હતી.

આ વિધિ વખતે લંધીઓને અને મીરાસણોને ઉમરાણાના વધાવા તરીકે રૂ. સવા પાંચ રોકડા અને અઢી શેર ચોખા અને બે નાળિયેર અપાયા હતાં.[૧૨૧]

આ પ્રસંગે જૂનાગઢ શહેરમાં જાહેર તહેવાર પળાયો હતો અને માંજા સરઘસ નીકળ્યું હતું. આ સરઘસ સરદારબાગથી ગુલામ મોહયુદીન મંઝિલ સુધી વાયા વંથલી ગેટ, કિંગ્સ રોડ, કાળવા ગેટ થઈને પહોંચ્યુ હતું. ગુલામ મોહયુદીન મંઝિલમાં માંઝા વિધિ પૂર્ણ થઇ હતી.

**★ બરી (છાબ) :-**

બરી એટલે છાબ લઇ જવાનો પ્રસંગ. આ પ્રસંગે વરપક્ષના સ્ત્રી સભ્યો શાહી ઠાઠમાઠથી ગાતા ગાતા મોટા મોટા ચાંદીના થાળોમાં છાબના કપડાં, મીઠાઇ, સૂકો મેવો અને દાગીનાઓ લઇ તા. ૨૯/૧૧/૪૫ના રોજ સાંજે ૪:૩૦ વાગ્યે સરઘસરૂપે સરદારબાગથી ગુલામ મોહયુદીન મંઝિલે ગયા હતાં કારણ કે ભોપાલવાળા શફીકજહાંને દિલાવરખાન સાથે પરણાવવા સામે આવ્યા હતા અને તેનો ઉતારો ત્યાં હતો.

**★ નિકાહ :-**

વર કન્યાના ઘર પાસે પહોંચતા કન્યા ઉપરની બારીમાંથી ચોખાથી વરને વધાવે છે અને મુખ્ય દરવાજા આગળ વરનો સાળો તેને ખાંડનું સરબત પાય છે. વર લગ્ન મંડપમાં આવ્યા પછી મંડપની એકબાજુ કન્યા તરફના પુરૂષો અને બીજી બાજુ વર તરફના પુરૂષો બેસે છે બન્ને પક્ષો વચ્ચે મંડપની જગ્યામાં ત્રણ બેઠકો હોય છે.

(૧) વર (૨) વહુ (૩) નિકાહ પઢાવનાર કાઝી આ સમયે મેહરની રકમ બે સાહેદોની વચ્ચે નક્કી થાય છે. કાઝી વરને ઇસ્લામની કલમો પઢાવે છે અને કન્યાને તેના વકીલ મારફત પૂછેલો સવાલ વરને પૂછે છે કે આ કન્યા માટે તમે આટલી મેહર અને તેને પત્નિ તરીકે કબુલ કરો છો, જો વર હા પાડે તો તેનુ રોજકામ કરવામાં આવે છે અને આ સમયે કાઝીને નિશ્ચિત રકમ નિકાહ પઢાવવા માટે મળે છે. આટલી વિધિ થયા પૂર્વે ઢોલી કે બેન્ડવાજાવાળઓ શાન્ત હોય છે. આ વિધિ બાદ તેઓ મોટા મોટા અવાજે નિકાહની સલામતી વગાડે છે.

જો કે અહીં તો રાજા અને રાજકુટુંબના લગ્ન વિશે આપણે જોઇએ છીએ પરંતુ ત્યાં આ જ પ્રકારે વિધિ થઇ હશે કે કેમ તે આપણે કશું જાણી શક્યા નથી પરંતુ ઇસ્લામી રિવાજ આ પ્રકારનો હોય છે. તા. ૩૦/૧૧/૧૯૪૫ના રોજ રાત્રે ૧૧ વાગ્યે સરદારબાગમાં નિકાહવિધિ થઇ હતી.

---

૧૨૧. દરબાર હોલ મ્યુઝિયમ જૂનાગઢની રૂબરૂ મુલાકાતને આધારે.

**નવાબ મહાબતખાન ત્રીજાનો વિશિષ્ટ લગ્ન મહોત્સવ**

નવાબ મહાબતખાનજી ત્રીજાના લગ્ન ભોપાલ ખાતે મુન્નવરજહાં સાથે ઇ.સ. ૧૯૨૧માં ઝાકમઝોળ અને ભપકાભેર થયા હતા. જુનાગઢની ખાસ ટ્રેઇનમાં ભોપાલ જાન ગઇ હતી, અને તે જાનમાં અધિકારીઓ, અમીરો સામેલ હતાં. જાનમાં કોઇપણ વ્યક્તિને સાથે હથિયાર નહિ રાખવા દેવામાં જણાવ્યું હતું. આમ છતાં જો કોઇને હથિયાર રાખવું હોય તો તેને રાજ્યનો ખાસ પરવાનો મેળવવો પડતો હતો. [૧૨૨]

આ લગ્ન પ્રસંગે ભાટ ચારણોએ અનેક પ્રકારના ગીતો રચ્યા હતાં, તે ગીત તપાસવા માટે ગુજરાતી, ઉર્દૂ, હિન્દી, સંસ્કૃત, અંગ્રેજી એમ ચાર-ચાર વિદ્વાનોની કમિટીઓ બનાવવામાં આવી હતી. એક કમિટીના અભિપ્રાય મુજબ કવિઓને રૂપિયા ૨૫,૮૦૦ના ઇનામો આપવામાં આવ્યા હતાં. જેમાં ૨૦૦ વ્યક્તિઓને સોનાના કડાં અને ૨૦૦ વ્યક્તિઓને સોનાની વીંટી અપાઇ હતી. [૧૨૩] આ લગ્ન પ્રસંગે ગાર્ડન પાર્ટી નિમિત્તે રાજકોટના જાદુગર પ્રો. એચ. એલ. શાહને બોલાવવામાં આવ્યા હતાં. આ લગ્ન વખતે ૧૯ રાજ્યના પ્રતિનિધિ મંડળો હાજર રહ્યા હતાં. તેમના ઉતારાની ખાસ નમૂનેદાર આયોજનબધ્ધ વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી.

આ લગ્ન પ્રસંગની ખાસ વિશિષ્ટતા એ હતી કે રાજ્યે ૩૫ જેટલી અલગ-અલગ જ્ઞાતિઓને અલગ-અલગ દિવસોએ તેમજ દરેક જ્ઞાતિજનોની ઇચ્છા મુજબ પસંદગીનું ભોજન કરાવ્યું હતું. આ જમણવાર માટે પ્રથમ દરેક જ્ઞાતિના આગેવાનોને બોલાવવામાં આવ્યા હતાં અને તેમની ઇચ્છા મુજબ તેમને જુદા-જુદા સ્થળોએ માલ આપી દેવાયો હતો. [૧૨૪] આ પ્રસંગોએ ૧૨,૦૦૦ સાધુઓ જમ્યા હતાં. અન્ય જ્ઞાતિજનોની સંખ્યા ૭૫ થી ૪૦૦ સુધીની હતી. આ પ્રસંગે એક જ જ્ઞાતિના હોવા છતાં અલગ પેટા જ્ઞાતિ હોવાથી અલગ-અલગ ભોજન માંગ્યા હતાં. આ બાબત તે સમયની પેટા જ્ઞાતિ વચ્ચેની ભેદરેખા બતાવે છે.

**૩.૪.૨૪ આ પ્રસંગે રચાયેલા ગીતો :-**

આ સંશોધનનો સમયગાળો ઇ.સ. ૧૮૮૨ થી ઇ.સ. ૧૯૪૮ નો હોવાથી આ સમયગાળા દરમ્યાન જૂનાગઢના બાબી રાજ્યનાં અનેક લગ્ન પ્રસંગો ઉજવાયેલા હોવાની માહિતી વિશ્વસનીય અને પ્રમાણભૂત પ્રથમકક્ષાનાં સાધનો દ્વારા પ્રાપ્ત થાય છે. તેનો અભ્યાસ કરતાં માલૂમ પડે છે કે બાબી રાજ્યે પોતાના લગ્ન પ્રસંગોમાં ધીરે-ધીરે વધુને વધુ સુવિધાઓ, સગવડતાઓ અને આયોજન વિચારવાનું શરૂ કરેલ જણાય છે. આ સંશોધનના સમયગાળા દરમ્યાન નવાબ બહાદુરખાનજી, નવાબ રસુલખાનજી નવાબ મહાબતખાનજી ત્રીજા અને યુવરાજ શેરજૂમાખાન, યુવરાજ દિલાવરખાન અને અનેક

---

૧૨૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'બાબી રાજવંશના ગીતો'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૭.

૧૨૩. શાદી દફ્તર - નવાબ મહાબતખાનજી ત્રીજા, ફાઇલ નં. ૧૮, માંડવા સંબંધી ફાઇલ, ઇ.સ. ૧૯૨૧, ગુ. રા. અભિલેખાગાર-જૂનાગઢ.

૧૨૪. શાદી દફ્તર ફાઇલ નં. નથી (નવાબ મહાબતખાનજી), ઇ.સ. ૧૯૨૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

શાહજાદા, શાહજાદીઓના લગ્ન પ્રસંગો ઉજવાયેલા હોવાનું માલુમ પડે છે પણ તેમાં ખાસ કરીને વિશેષ પ્રમાણમાં નવાબ મહોબતખાન ત્રીજાના કાળથી જ લગ્ન-પ્રસંગે વધુને વધુ ગીતો રચાયેલા હોવાનું માલૂમ પડે છે. જેમાં નવાબ બહાદુરખાન ત્રીજા અને નવાબ રસૂલખાનના લગ્ન-પ્રસંગે આવા કોઇ ગીતો રચાયેલા હોવાનું માલૂમ પડ્યુ નથી. પરંતુ ઇ.સ.૧૮૯૯ માં યુવરાજ શેરજૂમાખાનના લગ્ન-પ્રસંગથી લગ્ન-પ્રસંગો નિમિત્તે રચાયેલા ગીતો પ્રાપ્ત થાય છે. જેમાં નવાબ મહાબતખાન ત્રીજા અને તેમના યુવરાજ દિલાવરખાનના લગ્ન-પ્રસંગે ૧૦૦ થી વધારે ગીતો રચાયેલા માલૂમ પડે છે જેમાંથી અહીં બંનેના લગ્ન-પ્રસંગે રચાયેલા થોડાંક ગીતોનો અભ્યાસ કરીશું. સૌપ્રથમ નવાબ મહાબતખાન ત્રીજાના લગ્ન-પ્રસંગના ગીતો જોઇશું, ત્યારબાદ યુવરાજ દિલાવરખાનના લગ્ન-પ્રસંગે ઇ.સ. ૧૯૪૫માં આમ જનતામાંથી કુલ ૨૫ ગીતો રચાયેલા પ્રાપ્ત થાય છે. આ ગીતોનો સાહિત્યિક રીતે અને ઐતિહાસિક અગત્યતાની રીતે તેનો અભ્યાસ કરીને તેમાંથી પ્રાપ્ય ઇતિહાસ બહાર લાવીને સમાજ સમક્ષ મુકવામાં આવ્યો છે. આ ગીતોના રચયિતા હિન્દુ, મુસ્લિમ બંને ધર્મમમાંથી આવનારા હતા. જેમા ચારણ, બારોટ, બ્રાહ્મણ, નાગર બ્રાહ્મણ તેમજ મુસ્લિમો જણાય છે. જેમાના અમુક તો વ્યવસાયે જ આ સાહિત્યિક પરંપરા સાથે જોડાયેલા હતા તો બીજા કેટલાક વ્યવસાયે શિક્ષક, પોલીસ અને કોઇપણ વ્યવસાય કરનારા હોવાનું માલુમ પડે છે. આનો અર્થ એમ કરી શકાય કે આ ગીતો આમજનતાના રાજદર્શન અને સમગ્ર નવાબીને અવલોક્યા પછી રચાયેલા હોવાનું માલૂમ પડે છે.

પહેલા નવાબ મહાબતખાન ત્રીજાનાં લગ્ન પ્રસંગે રચાયેલાં ગીતો જોઇશું અને તેનો અભ્યાસ કરી તેમાંથી બહાર આવતા નવાબીરાજના લક્ષણો તપાસીશું.

( ૧ ) આ ગીત મહુવા ન્યાય કોર્ટના જેલર **હાજી મામદમિયા હુસેનમિયા દુવાગીરે** રચ્યું હતું. આ ગીત ગુજરાતી ભાષામાં રચાયું હતું.

**ઉમંગ ઘણો સાદી તણો, જૂનાગઢ શહેર માંહે દિપી રહ્યો,**
**રવી સાદી નવાબ શાહે બનિ, ઘર ઘરખું શાલી ઢોલ વાગી રહ્યો,**
**ઘણી ધામ-ધુમથી સોભાર રહ્યો, ઠાર ઠાર ઉછરંગ સુગાજી રહ્યો,**
**વળી નત નવા વાઝીંનત્રો વજબાય, ઘણા જોસ માંહે બેન્ડ વાગી રહ્યો,**
**સોરઠ સરકારના સબગસ્ત તણી, શોભા ઘણી સું અત્તર ગુલાબ બંકી રહ્યો,**
**બહુ ભાગ્યશાળી બુલંદ ઇકબાલ, વા-ઇન્દુ અવતાર સું-ઘોડે દીપી રહ્યો,**
**ચવટે-ચોક ખૂણે જોવા ઉભી મેદની, શું-સાદી તણા ઉમંગ દેખાઇ રહ્યો,**
**દેશ-દેશના ભૂપ અધિકારી બોલાવિ, મંડપ માહે ઉછરંગ સું-છાઇ રહ્યો,**
**રહે જોડી સલામત મોહોબતખાનજી, આમદ દુઆ શાહી માહેરબાની આપી રહ્યો,**
**આપ ખુદાવિન્દના નેક અધિકારો, ત્રિભોવિન્દ રાણા શાદી કાર્યો દિપાવી રહ્યો.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં રચનાકાર લગ્નનો ઉમંગ-ઉછરંગ અને જાહોજલાલી વર્ણવી અને લગ્નમાં સમગ્ર

સૌરાષ્ટ્રના રાજવીઓ અને અધિકારીઓ આવ્યાનો ઉલ્લેખ કરે છે. બાકી કોઇ ઇતિહાસ ઉલ્લેખી શક્યા નથી, પણ આ લગ્ન-પ્રસંગ **ત્રિભુવન રાણા**એ સંપૂર્ણ જવાબદારીથી યોજ્યો હતો તેનો ઉલ્લેખ કર્યો હતો.

( ૨ ) આ ગીત જૂનાગઢના બ્રહ્મભટ્ટ **કવિ ગોવિંદજી રણછોડજી**એ ગુજરાતી ભાષામાં રચ્યુ છે.

**શેરખાન બાબી સોરઠમાં ગાદી સ્થાપી અમર થનાર,**
**બહાદૂરીના સૌ કામથી નામ બહાદરખા ધરનાર,**
**જોરતલબી જગોજગ થાપી કર સોરઠ માંહી કરનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**શેરખાન સુત મહાબતખાન રાજ્યની આબાદી કરનાર,**
**જેણે સુશય સારો જમાવ્યો વળી ઇન્સાફ અદલ કરનાર,**
**રાજ્યકાજ સારું ચલાવ્યું વળી ઇનામ ઘણું દેનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**મહાબતખાન સુત હામદખાન સોરઠનું રાજ્ય કરનાર,**
**જેની શે થી દુશ્મનો ડરી કદમમાં કુરનીસ કરનાર,**
**દયા કરી દુશ્મનો પરવળી આબરૂ આબાદી કરનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણુ જીવો મહાબતખાન,**
**હામદ સુત બહાદૂરખાન ખસિયા સાદુળને લાવનાર,**
**બારોટ દેવસંગની મહેનતમાં ગોલાણું ગામ દેનાર,**
**સૌ જનોને દુકાળમાં દુખ ટાળવામાં મદદ કરનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**બહાદૂર સુત હામદખાન સમશેર હાથમાં ધરનાર,**
**છોગાળો નામ જાહેર છે હામદપરને વસાવનાર,**
**રૂપાળીબાથી શાદી કરી ગામ માલણકું દેનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**હામદબંધુ મહાબતખાન જેની માનતા જાહેરાત,**
**લોઇડ મારફતે ગામોની ચોખવટ રાણાથી કરનાર,**
**કાઠીઓ અને મૈયા ભાયાતો પર સુધારો કર નાંખનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**મહાબત સુત બહાદૂરખાન જેની ખ્યાતિ જાહેરાત,**
**હંટર હથ્થુ માંગરોલ શંખ સાથે ગામ જુદાં કરનાર,**
**મૈયા, મકરાણી તોફાનીને બરાબર બેસાડી દેનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**

**બહાદૂરબંધુ રસુલખાન દીલાવરી ભોજ સમાન,**
**ઈનામ ખેરાત જમીનદાર સાથે સેટલમેન્ટ કરનાર,**
**અરજી અરજદારોની સુણી ઈન્સાફી હાથથી કરનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**રસુલ સુત મહાબતખાન મુસાફરી યુરોપે જનાર,**
**અભ્યાસ ઘણો અંગ્રેજી કરી ખ્યાતિ વિલાયતમાં થનાર,**
**સારું જ્ઞાન સગીરપણામાંથી અનુભવ ખૂબ લેનાર,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**ગાદી જીરણગઢની ઉપર થયા છે નવ બાબી નરેશ,**
**બહાદૂરખા બાબી ત્રણ થયા ત્રણ થયા છે મહાબતખાન,**
**થયા હામદખાન બેઇ વળી થયા છે રસૂલખાન સુજાણ,**
**ગોવિંદનો આશિર્વાદ છે ઘણું જીવો મહાબતખાન,**
**માતુ આયશાબીબીના ઉદરથી જૂનાગઢ જન્મ ધર્યો નિર્ધાર,**
**બહુ બાબી કુટુંબ દીપાવ્યું સોરઠમાં થયો જે જે કાર.**

**ગીતની સમજૂતી :-**

આ રચનાકાર પોતાની રચનામાં છેક શેરખાન બાબીએ જુનાગઢમાં બાબી વંશની સ્થાપના કરી તેનો ઉલ્લેખ કરી સૌરાષ્ટ્રમાં વિવિધ સ્થળે જોરતલબી ઉઘરાવી તેનો ઉલ્લેખ કરી બાબીઓના રાજ્યને આબાદ કરનાર, અદલ ઈન્સાફ કરનાર, યોગ્ય વ્યક્તિની કદર કરનાર અને હામદખાનના પુત્ર, બહાદુરખાન બીજાએ સાર્દુળ ખસીયાના બહારવટનો અંત કરેલો અને બારોટ દેવીસંગને તેની મહેનતમાં ગેલાણા ગામ આપ્યું હતું, અને દુષ્કાળ વખતે લોકોને મદદ કરી તેને યાદ કર્યા છે. હામદખાને હામદપર ગામ વસાવ્યુ અને રૂપાળીબા સાથે લગ્ન કરી માલણકા ગામ દેનાર તરીકે ઉલ્લેખ કર્યો છે. મહાબતખાન બીજાએ અંગ્રેજ અધિકારી લોઇડ મારફત પોરબંદર રાજ્ય સાથે ગામડાઓની તકરાર ચાલતી હતી તેનો નિવેડો લાવ્યો હતો અને કાઠીઓ અને મૈયાઓ ઉપર સુધારા કર નાખ્યો હતો. મહાબતખાન બીજાના પછી ગાદીએ આવનાર બહાદૂરખાન ત્રીજાએ અંગ્રેજ અધિકારી હંટરને સાથે રાખી માંગરોળના શેખ સાથે ઝઘડાને ઉકેલ્યો હતો અને મૈયાઓ અને મકરાણીઓના બહારવટા સમાવ્યા હતા તેનો ઉલ્લેખ કર્યો હતો. રચનાકારે બહાદૂરખાન ત્રીજાના ભાઇ નવાબ રસૂલખાનજીની દાતારી અને દિલાવરી રાજા ભોજ સાથે સરખાવી હતી. સેટલમેન્ટ ખાતુ શરૂ કરનાર અને અરજદારની અરજી સાંભળી ન્યાય આપનાર રાજવી તરીકે પણ તેનો ઉલ્લેખ કર્યો છે.

ગીતના અંતમાં નવાબ મહાબતખાન ત્રીજાનો ઉલ્લેખ કરી તેમણે ઇંગ્લેન્ડમાં કેળવણી લીધાનો અને સગીરપણાનો ઉલ્લેખ કર્યો છે. છેલ્લે રચનાકારે જૂનાગઢ રાજ્યના નવેય બાબી શાસકોનો ઉલ્લેખ કરી બતાવ્યો છે. જેમાં ત્રણ બહાદૂરખાન, ત્રણ મહાબતખાન, બે હામદખાન અને એક રસુલખાન એમ કુલ નવ શાસકો આવ્યાનું ઐતિહાસિક રીતે બતાવે છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ રચનાકાર જૂનાગઢ રાજ્યના બાબી રાજ્યનો સંપૂર્ણ ઈતિહાસ જાણનાર વ્યક્તિ જણાય છે. આથી તેણે બાબી રાજવંશની સ્થાપના કરનાર શેર-ખાન બાબીનો ઉલ્લેખ કરી તેમણે સૌરાષ્ટ્રમાં 'જોરતલબી' નામનો કર ઉઘરાવવાનું શરૂ કરેલું તેનો ઉલ્લેખ કર્યો છે, અને હામદખાને પોતાના નામે હામદપર ગામ વસાવ્યું અને રૂપાળીબા સાથે લગ્ન કર્યાનો ઉલ્લેખ કરે છે.[૧૨૫] પોરબંદર અને જૂનાગઢ રાજ્ય વચ્ચે ગામોનો ઝઘડો ચાલતો હતો તે ઇ.સ. ૧૮૬૫માં ઉકેલવામાં આવ્યો અને પોરબંદર રાજ્યને ચાર સુવાંગ ગામ આપી દેવામાં આવ્યા હતાં. [૧૨૬] માંગરોળ વર્ષોથી જૂનાગઢનું ખંડીયુ રાજ્ય હતું, પણ એક વખત જૂનાગઢથી સ્વતંત્ર હોવાની તકરાર કરી હતી ત્યારે બ્રિટિશ સરકારે વચ્ચે પડી હંટર નામના અધિકારીની નિમણુંક કરી હતી. જે. એમ. હંટરે ઇ.સ. ૧૮૮૬માં ૨૧ ગામો જૂનાગઢ રાજ્યથી અલગ પાડ્યા હતાં. [૧૨૭] આ સિવાય રચનાકારે મહાબતખાન ત્રીજાએ ઇંગ્લેન્ડમાં અભ્યાસ કર્યો હતો [૧૨૮] તેનો પણ ઉલ્લેખ કર્યો છે.

**ગીતનું પૃથ્થકરણ :-**

રચનાકારનું આ ગીત આવા રચનાકારોમાં સૌથી ઉત્તમ અને સંપૂર્ણપણે ઇતિહાસને વફાદાર રહીને ઇતિહાસનું વર્ણન કરનારું છે. રચનાકારનું ઇતિહાસ અંગેનું જ્ઞાન ગીતના શબ્દે-શબ્દે ડોકાય છે. તેમજ ઇતિહાસની સાથે બરાબર વફાદાર રહીને જરા પણ અતિશયોક્તિ કર્યા વગર સંપૂર્ણપણે ગીતને ઇતિહાસસભર અને રોચક બનાવ્યું છે, અને જે વ્યક્તિઓ જૂનાગઢનો ઇતિહાસ ન જાણતા હોય તે પણ ગીતની મદદથી ઇતિહાસ જાણી શકે એવી સરળ ભાષામાં રચ્યુ છે.

( ૩ ) આ ગીત કાલાવડના અને જામનગરના રાજકવિ **માવદાનજી ભીમજી રત્નુ**એ ગુજરાતી ભાષામાં રચ્યું છે.

**શ્રી શ્રીજી મહારાજ કે ચરણકમલ શિરનાય,**
**કર જોડી વિનંતી કરું સમર થહો હું સહાય,**
**બહાદૂર મહાબતખાનજી સોરઠ સરકાર,**
**દીવાનજી સાહેબકે તામ્બે દીલ ઉદાર,**
**મહમદભાઇ મહાન હે વજીરસાહેબ સોય,**
**સદા અવિચળ સાહેબી દિન દિન બઢતી હોય,**
**ફકીર સાહેબ સદ્‌ગુણી રાણા ત્રિભુવનરાય,**
**સો સોરઠ સરકાર કે પરસિધ સારુ પાયા,**
**મિલી ચાર મંત્રી મહા તત્પર હુવે તૈયાર,**

---

૧૨૫. મહાબતખાન શાહી દફ્તર ફાઇલ નં. ૧૭, ભાંડભગડ કવિ વગેરેને આપવા સંબંધી ફાઇલ, ઇ.સ. ૧૯૨૧.
૧૨૬. મહાબતખાન શાહી દફ્તર, ફાઇલ નં. ૧૯, શહેર ખરચ અને જ્ઞાતિભોજનની ફાઇલ, ઇ.સ. ૧૯૨૧.
૧૨૭. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'બાબી રાજવંશના ગીતો'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૫.
૧૨૮. એજન, પૃ. ૫.

શ્રી સોરઠ સરકાર કી શાદી કરન વિચાર,
શુભ મુહૂર્તમે શોભતો મંડપ રચ્યો મહાન,
મીનાકારી નકશી કરી ફર્નિચર મનમાન,
મહામંડપ ખંડ પ્રચંડ કિયો અદ્‌ભુત અનુપન આપ દિયો,
કુલ તાક કમાન પચાસ કિયે ઉત લાઈટ ઈલેક્ટ્રીકલ ગાય દિયો,
દર તાક સુ તાક ચિરાગ જરે લખરૂખ દ્રોણા ચળકો નજરે,
કુલ તાક સે ઝુમ્મર ગ્લાસ રખે લગી છાંસઠ નંગ કિનારે લખો,
બિચ ઝુમ્મર નંગ ઈકાદશ હૈ તેહી મધ્ય ગલાસ અનેક બસો,
ફરકત જરી કે નિશાન બડે કહું નંગ સિતેર કિનાર જડે,
અતિઓપત કાચ બિલોલીત હાજરી ચંદ નિઝૂલ બિછાત જહાં,
ચહુ દીશ હૈ ચાંદી કી ખુરશી દિલબહાર સિંહાસનસે દરસી,
તેહી મધ્ય વજીર બિરાજત હૈ દિલદાર દીવાનજી રાજત હૈ,
સરદાર અમીર સુધીર મહા અતિઓપત અમલદાર ચિહા,
સબ રૈયત શેઠ શ્રીમંત મિલે અગણિત ઉછાહ ધર્યો સઘળો,
છડીદાર ઉચ્ચાર અનેક કરે ચહુ દીશ જમાદાર સેન ફીરે,
તહા નૃત્ય કલા કરીકે ગુનિકા ગુન ગાવત હૈ શ્રી સોરઠ કા,
તહા નાટક રોજ રમંત અતિ અરૂ હોત સિનેમા ફિલ્મ છતી,
ઈનભાતિ અનુપમ મંડપ સે ઉછરંગ ઉતંગ અભંગ દીશે,
ભુવપાલ ભુપાલ કી બેગમ કી બરકી હું કિલાવન તાહેનીકી,
તિન સાથ સરકાર હી શાદી કીયે તબ દામ ઈનામ અનેક દિયે,
જુગ બીચ જોડી અખંડ રહો સુખસાહેબી રાજ અપાર રહો,
ગઢ જીરણ તાજ અખંડ તપો માવદાન યુહી નીત જાપ જપે,
રહો અખંડ તવરાજ સાહેબી સુખ જહાં લગ,
રહો અખંડ તવરાજ રવિ શશી રહત હાં લગ,
રહો અખંડ તવરાજ અવની ધ્રુવ ગંગા જહાં લગ,
રહો અખંડ તવરાજ રહે ગિરનાર મહા નગ,
યે હી જુગલ જોડી અવિચલ રહો રાજપાટ સુખ સંપત્તિ,
કવિ માવદાન આશિષ કે દિન દિન ચઢતી દંપત્તિ,
સોરઠ સરકાર બાબી બહાદૂર મહાબતખાન,
તખતપે બિરાજી બોત રૈયત સુખ દીનો હૈ,
શહેર કુ સુધારી નળ ટાંકી જળાશય કી,
બાંધી કે જીરણગઢ અમોલ જશ તીનો કહૈ,

**ખેતી કી આબાદી કરી આપખુદ મહાલ ફીટી,**
**કેળવણી ઉત્તેજન આપખુદ કીનો હૈ,**
**ભણે માવદાન કરાવું તે ધરમાદે કે,**
**અસલ સેલીનો વહ માફ કરદી નો હૈ.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર સ્વામિનારાયણ સંપ્રદાયમાં માનનારા હોવાથી ગીતની પંક્તિની શરૂઆત શ્રીજી મહારાજથી કરી છે. નવાબના દરેકના નાના-મોટા અધિકારીનો ઉલ્લેખ કરી ખાસ કરીને નવાબના આ પ્રસંગે રચાયેલા મંડપનું આંખે દેખ્યું વર્ણન કર્યુ છે. નવાબના આ મંડપમાં લાઇટ, અરીસાઓ, ઝુંમરો ગોઠવીને સુશોભિત બનાવવામાં આવ્યો હતો તેનુ વર્ણન કર્યુ છે અને ચાંદીની ખુરશીઓ મૂકવામાં આવી છે અને જૂનાગઢને શણગારવામાં આવ્યુ છે તેનો ઉલ્લેખ કર્યો છે અને આશીર્વાદ ઉચ્ચાર્યા છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતના રચયિતા રાજકવિ અને ઇતિહાસના બહુ મોટા ગજાના જાણકાર અને વિદ્વાન હોવા છતા કદાચ જૂનાગઢનો ઇતિહાસ બહુ જાણતા ન હોવાને લીધે માત્ર જૂનાગઢના અધિકારીઓના નામ અને મંડપનું વર્ણન કરી સંતોષ માન્યો છે. માત્ર નવાબ મહાબતખાનજીએ જૂનાગઢમાં થોડાક સુધારા કર્યા અને ખેતીની આબાદી માટે ખેતીવાડી ખાતુ સ્થાપ્યું. ખેતીની આબાદી કરવાનો પ્રયત્ન કર્યો અને કેળવણીને ઉત્તેજન આપ્યું તેનો સંક્ષિપ્તમાં ઉલ્લેખ કર્યો છે.

**ગીતનું પૃથ્થકરણ :-**

આ ગીતમાં રચયિતાએ નવાબના લગ્ન-મંડપનું જે વર્ણન કર્યુ છે તે જોતાં એમ જણાય છે કે તેઓ લગ્ન-પ્રસંગે હાજર હતા અને લગ્ન-મંડપના દેખાવને આબેહૂબ રીતે આ ગીતમાં ઢાળ્યો છે. અને ગીતમાં તેમની બુદ્ધિમત્તા અને શીઘ્ર કાવ્ય રચવાની વૃત્તિના દર્શન થાય છે.

(૪) આ ગીત જૂનાગઢના **કવિ રણછોડ પુરૂષોત્તમે** ગુજરાતી ભાષામાં લગ્ન-પ્રસંગના આખા અહેવાલરૂપે લખેલો જણાય છે.

**રૂડા નગ્ન નૃપાળા મોતીયુંવાળા છો જી રૂપાળા સોરઠનાં,**
**સરકાર, શહેરના વાસી સરવે જમાડ્યા ભાવના ભોજન વીર,**
**અઢારે આલમ આનંદ લેતી રૂડા છે આપ વજીર,**
**મામદભાઈ જ્ઞાનવાળા વચમાં બાબા નગ્ન નૃપાળા સોરઠના,**
**સરકાર, માંડવો શોભીત કીધો શણગાર્યો છે બેશ,**
**વિજળીની લાઇટ ગોઠવી દેતા શોભા આવી વિશેષ,**
**વારાંગના ગાન ગાતા નામે શોભતા મનો લોભાવતા,**
**આવી બિરાજે અમીર મોટા મોતીયુવાળા મોતીયુવાળા છો જી,**
**રૂપાળા સોરઠના સરકાર,સિનેમેટોગ્રાફ નાટકો રૂડા રાખ્યા જે,**
**માંડવા પાસ, ફી માફી આપે તેની કરતા જોવે લોકો થઈ હુલાસ,**

છુટતો સહુને આપી પ્રેમને થાપી પ્રિત લ્યો માપી,
વ્યાપી આનંદની લહેર મોટાં મોતીયુંવાળા છો જી રૂપાળા,
સોરઠના સરકાર, બંદીજનો બહુ દેશના આવ્યા કરતા ગુણના,
ગાન, ભાંડ ભવાયા ચારણ લોકો રહીને રૂડા ગુલતાન,
કચેરી ખુશ કરે છે સ્નેહ ધરે છે રંગે ફરે છે,
માંડવામાં મહારાજ મોટા મોતીયુવાળા છો જી રૂપાળા સોરઠના,
સરકાર, પ્રભુ મારો છે પ્રાણના પોશાક સાચુ લખુ સરકાર,
અઢારે આલમ મોટરે માણે ન્યનતા નહી લગાર,
પ્રજાને પુત્ર જ જાણો પ્રિત પ્રમાણે હરખે ભરાણો રાજી થયો,
મહારાજ, મોટા મોતીયુવાળા છો જી રૂપાળા સોરઠના સરકાર,
કોઇ વધુ નહીં ઓછુ રે કોઇ નહી સહુ પર સરખુ હેત,
આનંદ અતિશો આપો બધાને વધતો કરી વિવેક વચન,
નવુ-નવુ નિત્યરે કીધુ સુખડું દીધું અઢળક લીધુ આશિર્વાદ,
બાબીના કૂળને જેની ઉપર કરતા હોશે ઝાલે જેનો હાથ,
દાળદર કાઢી નાંખો આપો છો લાખો બાકી ન રાખો
શણગારી આપો શરીર મોટા મોતીયુંવાળા છો જી રૂપાળાં સોરઠના સરકાર,
આયશાબીબી માતો આપન મુખને જોતા હર્ષ ઉભરાય,
બીજા માને મુખ આપનુ જોતા આનંદ ઉર ન માય,
વધાવી મોતીયે લેતા આશીષ દેતા સુખમાં રહેતા,
જીવો કે વરસો હજાર મોટા મોતીયુવાળા છો જી રૂપાળા સોરઠના સરકાર,
વ્યાસ ગુરૂના ચરણનો સેવક પીંગડા કીધુ પાઠ,
આનંદ ઉરમાં માયન મારે નિત્ય નવા કહું ઠાઠ,
નોકરી આપની કીદી મોજ બહુ લીધી આશીષ દીધી,
જીવો ઘણુ જગરાય મોટા મોતીયુવાળા છો જી રૂપાળા સોરઠના સરકાર,
જગાત માફી ડુંગર માફી કીધો જાત્રાળુનો કર,
છોકરાની ફી માફી કરીને પ્રિતી કરો ખેડૂ પર,
લાખેલા લાવ લઇ આવો અમી વરસાવો લોક રીઝાવો,
ભરશે આપ ભંડાર મોટા મોતીયુવાળા છો જી રૂપાળા સોરઠના સરકાર,
જલેબી જમે કંઇક લાડુ જમે છે કોઇ નાતને ભાત મીઠો ગમે છે,
કોઇ લાડવા ખાવ હર્ષે અપારી,
સોરઠના બાદશાહ કીરતી જગમાં વધારી કઇ નાત તો વેડમી ખાયે વહાલે,
જમે દૂધ પાકો પીવે દૂધ પ્યાલે,

**બનાવી કળી સેવો શાક સુધારી સોરઠના બાદશાહ જગમાં કિરતી વધારી,**
**કીધા રાયતાને બટેટાની પતરી, જમ્યા વાણિયા ખંતથી ખાય ખતરી,**
**લુવાણા જમ્યા નાત જાજી વધારી, સોરઠ બાદશાહ જગમા કીરતી વધારી,**
**ચોરાશી તણા બ્રાહ્મણો અહી જમ્યા છે નવાબ માનવંતા ઉરે,**
**એ ગમ્યા છે, જમે રાજપૂતો કોમ કોળી હજારી, સોરઠ બાદશાહ**
**જગમાં કીરતી વધારી, અઢારે વરણ ઉર આનંદ લેતા, તમોને**
**રૂડી એહ આશિષ દેતા, મેમાનો ઘણા તો જમ્યા પ્રેમધારી,**
**સોરઠ બાદશાહ જગમા કીરતી વધારી, અતીતો જમ્યા બ્રહ્મચારી જમ્યા**
**છે, સાધુ સર્વેપંથી જમ્યા તે ગમ્યા છે, ફકીરો મુસલમાન જમતાં**
**હજારી, સોરઠ બાદશાહ જગમાં કીરતી વધારી.**

**ગીતની સમજૂતી :-**

આ રચનાકારે નવાબના લગ્ન કેવા ઉત્સાહથી અને કઇ રીતે ઉજવાયા હતા તેનું આબેહૂબ વર્ણન કર્યુ છે. આ લગ્નમાં નવાબે જૂનાગઢની તમામ જ્ઞાતિને તેમની ઇચ્છા મુજબ ભાવતા ભોજન કરાવ્યા હતાં અને વિજળીથી મંડપ શણગાર્યો હતો. સ્ત્રીઓ ચારેય બાજુ ટહુકતા કંઠે ગીતો ગાતી હતી. મંડપ જોવા માટે મફત પાસ અપાયા હતા. લગ્નના દિવસો દરમ્યાન રાત્રે સિનેમા અને નાટકો પ્રજાજનોને મનોરંજન ખાતર બતાવવામાં આવતા હતાં જેથી જૂનાગઢના અઢારે વર્ણના લોકો ખુશખુશાલ હતાં. દરેકને એક સરખું માન અને હેત લગ્ન–પ્રસંગે રાજ્ય તરફથી પ્રાપ્ત થયા હતાં.આ લગ્ન બાબી કુળને શોભાવી સૌરાષ્ટ્રમાં જાહોજલાલીવાળા અને અનોખા લગ્ન તરીકે ઉજવાયાનો ડંકો વગાડી દીધો હતો.

રચનાકાર આવુ વર્ણન કરી ગીતના આગળના ભાગમાં નવાબના સ્વભાવ અને કાર્યનો ઉલ્લેખ કરે છે. રચનાકાર જણાવે છે કે નવાબ જેના પર મીઠી નજર કરતા કે જેનો હાથ ઝાલતા તેના તમામ દુઃખ, દારિદ્રય દૂર થઇ જતા હતા. નવાબના અંગત માણસો, માનીતા માણસો અને તેનો પ્રેમ સંપાદન કરેલા માણસો, બાબત આ સર્વાશે સત્ય છે. કારણ કે નવાબે અનેક લોકોને મકાનો, જમીનો ઇનામ તરીકે આપ્યા હતાં.[૧૨૯] પાલીતાણા નાટ્ય મંડળીને અકસ્માત થતા તેનું બધુ બળી જતા આ નાટ્ય શોખીને નાટ્યમંડળીના માલિક મણીભાઇ રાજગોરને જૂનાગઢ લાવી વસાવ્યા હતાં. [૧૩૦] તેમજ તેમને મોટુ , મકાન આપ્યુ હતું. આવી ઘટનાઓને રચનાકારો યાદ રાખી અહી ઉલ્લેખી છે.

રચનાકારે નવાબના કાર્યમાં ગાદીએ બેસતાંની સાથે જ યાત્રા કર માફ કરી દીધો હતો. પ્રાથમિક શિક્ષણ મફત કર્યુ અને ખેડૂતો ઉપર મીઠી નજર રાખી હતી તેનો પણ ઉલ્લેખ કર્યો હતો. આ સિવાય આ લગ્નમાં નવાબે કઇ–કઇ જ્ઞાતિઓને કેવા–કેવા પ્રકારના ભોજનો દીધા તેનું પણ વર્ણન કર્યુ છે. આ લગ્નથી સમગ્ર સૌરાષ્ટ્રમાં જૂનાગઢની કીર્તિ અને જાહોજલાલી વખણાઇ હતી તેમ રચનાકાર કહે છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

---

૧૨૯. દેસાઇ, શંભુપ્રસાદ, **'જૂનાગઢ અને ગિરનાર'**, પૂર્વોકત ગ્રંથ, પૃ. ૨૪૫.
૧૩૦. Junagadh State Administration Report, 1932/33 A.D., Page - 3.

રચનાકાર બુદ્ધિશાળી અને ઇતિહાસના જ્ઞાતા તેમજ જાણકાર હોય તેમ જણાય છે. તેમણે નવાબના વિશિષ્ટ ભોજન સમારંભને આબેહૂબ વર્ણવ્યો છે. આ ગીતમાંથી આપણને જાણવા મળે છે કે નવાબે ગાદીએ બેસતાની સાથે જ જે નવાજેશો તા. ૩૧ / ૩ / ૧૯૨૦ના રોજ જાહેર કરી તેમાં ગિરનાર, પ્રાચી વગેરે યાત્રાના સ્થળે લેવાતો કર લેવાનું બંધ કર્યુ તે ખરેખર સાચું છે. ત્યાર પછી નવાબે શિક્ષણ તરફ ધ્યાન આપી પ્રાથમિક શિક્ષણ મફત કર્યુ હતું. ખેડૂતો માટે અનેકવિધ યોજનાઓ કરી હતી જેવી કે લોકોના જૂના લેણા માફ કરવા, નવા કૂવા ગળાવવા, દુષ્કાળ વખતે મદદ કરવી, સિંચાઇની સુવિધા વધારવી, સુધારેલું બિયારણ વાપરવા જણાવવું વગેરે નવાબના વખતમાં થયુ હતું. તેને અહીં ગીતના સ્વરૂપમાં રચનાકારે આલેખ્યુ છે. આ સિવાય ભોજનનું જે વર્ણન કર્યુ છે તે પણ સર્વાંશે સત્ય અને અતિશયોક્તિ વગરનું છે એમ અન્ય સાધનોની મદદથી જાણી શકાય છે.

**ગીતનું પૃથ્થકરણ :-**

રચનાકાર બુદ્ધિશાળી, શીઘ્ર કવિ અને ઇતિહાસના જાણકાર અને પ્રસંગને ગીતના રૂપમાં આબેહૂબ ઢાળનાર છે. વળી, કોઇપણ જગ્યાએ તેમણે એક પણ બાબતની જરાપણ અતિશયોક્તિ કરેલી જણાતી નથી, ઉલ્ટાના ઇતિહાસ અને સત્યને બરાબર વફાદાર રહીને ગીત રચનારકર્તા તરીકેનું માન પામ્યા છે.

(૫) આ ગીત જૂનાગઢના **છગનલાલ ભુવા**એ ગુજરાતી ભાષામાં રચ્યું છે.

**આનંદ આજ અપાર છે, જનવૃંદમાં ઝળકી રહ્યો,**
**મુકરાય કધ્ધી ઉરમાં, મુખથી ન જે તે જાયે કહ્યો,**
**ધન્ય આજના ઘડી પળ પ્રતાપી ગાય ગુણજન ગાનજી,**
**બહુ વર્ષ જીવો બાબીકુળ ભૂપાળ મહાબતખાનજી,**
**હરખે સહળ દરબારને નરનાર નરવટ પ્રેમથી,**
**મંગળ મનોહર અવસરે મળતા દીસે શુભ નેમથી,**
**રૈયત અને સહુ રાજય સેવક આપતા બહુ માનજી,**
**બહુ વર્ષ જીવો બાબીકુળ ભૂપાળ મહાબતખાનજી,**
**જયઘોષણા પરિતોષથી બહુ જોશથી બોલાય છે,**
**કવિઓ અને વિદ્વાનથી આશિષ આજ અપાય છે.**
**કુળ રીત મુજબ પ્રિતથી દેવાય છે બહુ દાનજી,**
**બહુ વર્ષ જીવો બાબીકુળ ભૂપાળ મહાબતખાનજી,**
**દિન દિન અધિક પ્રતાપ પામી, વિવિધ વૈભવ પામજો,**
**યશવંતનો યશ વિશ્વમાં ચિર સ્થિર થઇને નીમજો,**
**રાજા અને વળી રાજ્યમાતા આરોગ્ય રાખજો રામજી,**
**બહુ વર્ષ જીવો બાબીકુળ ભૂપાળ મહાબતખાનજી.**

**ગીતની સમજૂતી :-**

રચનાકાર આ ગીતમાં બતાવવા માંગે છે કે, આ લગ્નપ્રસંગથી બધા જ પ્રજાજનો ખૂબ જ ખુશ છે. રાજ્ય પણ રૈયતને ખૂબ જ માન-પાન આપી રહ્યું છે અને કવિઓ અને વિદ્વાનોના આશીર્વાદ લેવાય છે. રાજકુળની રીત મુજબ આ લોકોને ખૂબ જ દાન પ્રાપ્ત થઇ રહ્યું છે. આ જોઇ રચનાકાર કહે છે કે આવા નવાબનો યશ વિશ્વમાં ફેલાજો અને ચિરકાળ સુધી તેમનું રાજ્ય ચાલજો તેમ કહી નવાબનું દીર્ઘાયુ થાય તેમ ઇચ્છે છે.

બાકી આ ગીતમાં કોઇ રાજકીય ઇતિહાસ પ્રાપ્ત થતો નથી.

( ૬ ) આ ગીત કુતિયાણા મહાલના ઓલીયાણા ગામના **દામોદર કુંવરજીભાઇ**એ હિન્દી, ગુજરાતીમિશ્રિત ભાષામાં રચ્યું છે.

**અહમદ ઓર નબી મહમદ પીર પેગંબર સબ સાથે હૈ,**
**મદદ પીર મદાર મદદ જમીયલશા દાતાર આપ હૈ,**
**મક્કા-શરીફ અલા હજરત અબરક્ષા કરને ત્યાર હૈ,**
**અઠયાસી હજાર સમરથ ઓલીયા મીર દાતાર હૈ,**
**ત્યાં નહી આનકો ઉપાય લાખ કરોડ દુશ્મન આય રહે,**
**હક હલાલ ઇનસાફ, અન્યાય કોઇ દીન કો નહી કહે,**
**સબ પ્રકાર સુખી રહો આપકી બસ્તી સબ સુખપાય હૈ,**
**હિંદુ મુસલમાન સબ એક એવી ઘરે ટેક મોનીયે વધાય હૈ,**
**કદરદાન મહાબતખાન સમુદ્રરાય ભરપુર રહે,**
**એમ કહત હે કવિદાસ માંગત હૈ સનમાન આશ ઉર હૈ,**

**---**

**નવાબ બાબી મહાબતખાનકો રક્ષા કરે જમીયલશા દાતાર,**
**ઇબ્રાહીમ મહમદ રસુલઅલા રક્ષા કરે દાડામાં દશવાર.**

**---**

**મહાબતખા મહાવીર રઘુવીર સમર મેહે સુરા,**
**બાબી કુળમાં લીયો અવતાર કુળ બહોતેર તુ તારક,**
**હે કુલ દીપક જોન ઉમસ સબકો દુઃખહારનહારા,**
**કીયો વિવાહ સુખસાર દીયો ભાટ ચારન કો માન અપાર,**
**જો આવે જાયન કોઇ સો સુખપર્વ નહીકુ અલગારા,**
**ખાનપાન કરાવે બોત માગે સો આપે મહારા,**
**માગન પામે માન, નહી અપમાન સરદાર હૈ સારા,**
**કવે કવિદાસ હૈયા માંહે હામ આપો સીરપાવ સારા,**

**---**

**નગર ઢંઢેરો ફેરવો, મોહબતખાન મહારાજ,**

ખાન-પાન ઈનામ દીયો, સુખકીયો સબ દો રગતાજ,
સવંત ૧૯૭૮ તરે વસંતઋતુ ફાગણ માસ,
કૃષ્ણ પક્ષ વદી ૫મી વાર સોમે સબકી પૂરી આસ,
એક ગીરનાર દુજો દાતાર હે સબ તીર્થકો ધામ,
અમર રહો સુખ બહો કહે છુ કવિ હરખન દાસ,
નહી કવી કારમો, નહી પીગળતો અભીઆસ,
હિંમત ધરી કાવ રચી મારી પુરી પાડો આશ,
જીરણગઢ રળીયામણો ઉપર ગઢ ગીરનાર,
સર્વ પ્રકારે સુખકાર હે સાય જમીયલશા દાતાર,
મંડપ શોભા સારી કરી વરણ હરીન સર્ક કોઈ,
ઠાઠમાઠથી કરી રોશની ચડતી દીન પ્રત હોઈ,
રોશની શેર બાહર બહુ કરી મોતીયુનાં ચોક પુરાય,
મુલકો મુલકથી આવીયા જોતાને બહુ બાઈને ભાય,

**ગીતની સમજૂતી :-**

અહીં રચનાકારે જૂનાગઢની હિન્દુ મુસ્લિમની એક્તાને ઉલ્લેખી છે. આ ઉપરાંત બાકી અન્ય રચનાકારોએ જે રીતે લગ્નનું વર્ણન કર્યુ છે એવી રીતે સાલ, સંવત, માસ અને વાર આપી વર્ણન કર્યુ છે.

(૭) આ ગીત જૂનાગઢના **જયાશંકર જટાશંકરે** ગુજરાતી ભાષામાં રચ્યુ છે.

કૃપા કીર્તિની થાતા સદા સોરઠ મુબારક હો,
મહાબતખાન મહિપતિથી સુરક્ષિતને મુબારક હો,
ઈસવીસન ઓગણીશે વીસ દીન માર્ચ એકત્રીસ,
નવાબે તાજ ધર્યો શિશ મહાબતને મુબારક હો,
થઈ ઓગષ્ટ પંદરમી પ્રજાને હર્ષ અંતરથી,
મળ્યા મહાદાન નૃપહરથી સુ રૈયતને મુબારક હો,
કર્યા કર માફ યાચના દિલે દરિયાવ દેખાણા,
તરેહ તહસીલના લ્હાણા એ ખેડૂતને મુબારક હો,
કરી છે ગ્રામ પંચાયત સીધો સંબંધ શું મહાબત,
કૃષિકારોની હિફાજત એ દોલતને મુબારક હો જો,
નોકરિયાતોની તનખા જે એકેકી બક્ષી છે રાજે,
ખુશાલી તાજને કાજ સખાવતને મુબારક હો,
મુસારો જે અલ્પ જાણ્યો વધારો સર્વને આલ્યા,
બગીચો દાસનો ફાલ્યો ગરીબોને મુબારક હો,
જૂનાગઢ શહેરને સુધરાઈ પ્રજાને સોપી છે ચાહી,

બતાવી ઓર આગાહી પ્રજામતને મુબારક હો,
તોફાની વાયુ વરસાદે પડ્યા ઘર છાપરા ખાડે,
ગરીબ લાચારની મદદે એ ભૂપતનો મુબારક હો,
જૂનાગઢ શહેર છે જંગી પડતા પાણીની તંગી,
કરી છે યોજના અંગી ઇનાયતને મુબારક હો,
પ્રજાના ઢોરની જાણી પીડ દયાવંતને મુબારક હો,
કહું છું કેટલું આવું ગુણો શી રીતથી ગાઉં,
મતિ થોડી નીધિ તાગુ નિહાયતને મુબારક હો,
ડિસેમ્બર દીન પંદરમે સાલગ્રેહ ઉજવી ધર્મે,
ઉંમર એકવીસનને શેરે મહાબતને મુબારક હો,
વીતી આ સાલ સત્કાર્યો સદા એવી અધિક ચાહે યે,
જયકર જીગરથી ગાયે મહાબતને મુબારક હો,
સોરઠ સરકારની શાદી મહામંગળ મુબારક હો,
ઇસવીસન ઓગણીસોને મુબારક સાલ એકવીસે,
મળ્યું સન્માન શરૂ દિવસે બ્રિટીશ તાજે મુબારક હો,
આગાહી અમ તણી ફળતી અમર અમ રાજ શું ભક્તિ,
વધાવે છે પંદર તોપો ગગન ગાજે મુબારક હો,
જયવંત જાન્યુઆરીની છઠ્ઠી તારીખ ગુરૂવાર,
મંડપ શુભ લગ્નનો ધારી મંગળ મુહુર્તે મુબારક હો,
કરે છે કામ કારીગર દિવસ રાત્રિ ખરે જીગર,
દ્વિ માસે માંડવો સદ્ધર રચ્યો મહેલે મુબારક હો,
અગણિત આરકાવાળી ભભકતી ભવ્યતા ભાળી,
દિસે હયા રોજ દિવાળી વિજય ધ્વજને મુબારક હો,
ખરિતા પત્રિકા કુમકુમ આમંત્રણ મિત્રને રાજન,
કૃષિકારો પટેલોને મહાજનને મુબારક હો,
મણિમય તખ્ત છે ઉંચે સુવર્ણાસન છે નીચે,
બધી બાજુ કેસર સિંચે મંડપ જનને મુબારક હો,
અમીરોને સગા સ્નેહી પ્રજાજન રાજ્ય અન્યેથી,
વધાવા થયા શરૂ તેથી જૂએ જનને મુબારક હો,
સરકસ સરબત દીએ આશિષ અંતરગન,
બાપુ નરનારીને બાળક તણા હર્ષે મુબારક હો,
ગવૈયા ગાય વાજીયે કવિ કવિતો કહેવાયે,

વળી વારાંગના નાચે સભાજનને મુબારક હો,
દીધા પોશાક ઇનામો સિધાવ્યા સર્વ મિજબાનો,
કર્યા સન્માન જશ પામ્યો મહાબતને મુબારક હો,
જમાડ્યા હિંદુ મુસલમાન બધી નાતોને બંધી જ,
સંતોષ્યા બહુ માંગણ સખાવતને મુબારક હો,
ઓગણીસ માર્ચ મંગળવાર કઇ સૌરાષ્ટ્રના સરકાર,
સિધાવી જાન જયાં ભોપાલ સુકન્યાને મુબારક હો,
દિવસ ત્રીજી એપ્રિલે મુબારક શાદી,
વધુવર રહો રૂડી રીતે ઘણુ જીવો મુબારક હો,
ફળી આશા મા આયશાની માસાહેબને મુબારક હો,
ગુરૂ શુભ સાતમી એપ્રિલ પધાર્યા વરવધુ,
કર્યુ સરકસ પ્રજાજનમાં વધાવે તે મુબારક હો,
અહી રાજા પ્રજાના ભાવ નીજે રૈયતની ઐક્યતા છે,
દીસે સત્યુગ સૌરાષ્ટ્રે સુમવીને મુબારક હો,
ઘણું જીવો યુગલ જોડુ પરિવારોને પ્રસારો રે,
કરો કલ્યાણ જય કર કે પ્રજા વ્યક્તિ મુબારક હો,
સોરઠના સરકાર તમારો થયા ઉપકારમાં ઓર વધારો,
ધન્ય મહાબતખાન માયાળુ રાજ પ્રતિનિધિ નિજજન ધાર્યો,
રૈયતના રાજયનું રત્ન પારખી ત્રિભુવન રક્ષક મૂક્યો અમારો,
અખિલ પ્રજા તણી આજ આબરૂ વધારી વ્હાલા વધારી એ રાણો અમારો,
સુખ શાંતિમય તાજ અવિચળ જયકર રૈયતના ઉદ્ગારો.

**ગીતની સમજૂતી :-**

આ રચનાકારે ગીતમાં નવાબના રાજ્યાભિષેકની તારીખથી માંડીને તેમની ગ્રામ પંચાયત, ખેડૂતો, શહેર સુધરાઇ અને પશુ પ્રત્યેની મમતાને વર્ણવી છે. આ સિવાય આ લગ્ન-પ્રસંગમાં જે કાંઇ બન્યું તેનો અહેવાલ વર્ણવ્યો છે, જે અન્ય રચનાકારોએ વર્ણવ્યો છે. બે મહિના સુધી મંડપનું કામ કારીગરોએ કર્યુ હતુ અને ભોપાલ જાન ગઇ હતી તે બધાની તારીખો પણ ગીતમાં સમાવી લીધી છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ ગીતમાં રચનાકારે જૂનાગઢ રાજ્યે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, ગ્રામ પંચાયતો સ્થાપી હતી તેનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરાંત ગ્રામ પંચાયતોને દિવાની અને મહેસૂલી સત્તાઓ આપી હતી અને તેની ચૂંટણીઓ પણ કરવામાં આવતી હતી તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ સિવાય રાજ્યમાં શહેર સુધરાઇ પણ ઘણા બધા સ્થળોમાં સ્થપાઇ હતી તેનો પણ ઉલ્લેખ કર્યો છે. આ ઉપરાંત નવાબને મૂંગા પ્રાણીઓ અને પક્ષીઓ ઉપર ખૂબ જ દયા હતી તેનો નિર્દેશ કર્યો છે. આ નવાબે સિંહના શિકાર

ઉપર કડક પ્રતિબંધ મૂક્યો હતો. પશુઓ માટે દુષ્કાળ વખતે ઘાસચારાની વ્યવસ્થા કરી હતી અને ઢોર ચરિયાણ માટેના મસવાડી નામનો લેવાતો વેરો હતો તે અહીં જાણવા મળે છે. બાકીનું લગ્નનું વર્ણન પણ ઐતિહાસિક જ અને બિલકુલ અતિશયોક્તિ વિનાનું જ છે.

**ગીતનું પૃથ્થકરણ :-**

આ રચનાકારની રચના ખૂબ જ સરસ અને ક્રમશઃ જૂનાગઢ રાજ્યના ઇતિહાસને આલેખતી છે. રચનાકાર અતિશયોક્તિમાં ડૂબ્યા નથી અને ખૂબ જ મહેનત લઇ એકસરખા પ્રાસ મેળવી ગીત રચ્યું હોય તેમ જણાય છે.

(૮) આ ગીત અમરેલીના મહાત્મા મૂળદાસજી જગ્યાના **મહંત કવિ ઓધવદાસજી ગુરૂ શ્રી મોતીરામજી** મહારાજે રચ્યું છે આ ગીતની ભાષા હિન્દી છે.

**ન્યાય મે નિપુન હે નિપુન રાજ કાજન મેં,**
**રૈયત કે મન મહાબત કોહિનુર લેખાણો હે,**
**જીતી સુજવરાવ તો ભયો મહોબતખાનજી બંકો,**
**જૂનાગઢ ગાદી પે બાબી કિ કીર્તિ કમાને કુ આયો હે,**
**પ્રેમ પ્રતિતી યુત અબ રૈયત સબ આમીત રહે,**
**કંપતિ રહે અરીકી દેહ વિદ્યાવિનોદ મે સવાયો હે,**
**પ્રજાહિત નીતિ ન્યાયમે પ્રમાની રાજા ધર્મ જૈસે,**
**જીર્ણગઢ ગાદી પે મહાબતખાન જસવંતો કહાયો હે,**
**દિવ્ય ગુન વરી નેક નીધી હે તિહારી પાસ,**
**લીધી રે બિબેક દાન વૈભવ મે વિહારી હે,**
**રીતિ હે તિહારી સત્ય નીતિ હે ન્યાય યુકત,**
**પ્રિતી સહ પ્રજાપે મીઠી નજર સે નીહારી હે,**
**કહે ઓધવદાસ સુનો શ્રી મહાબતખાનજી આપ,**
**ઉપકાર કરને કુ તેને દિવ્ય નર દેહ ધારી હે,**
**મહાગુન સુખાકારી તપધારી શ્રી મહાબતખાનજી,**
**પુરન પ્યારી મોકો સદા મરુતી તીહારી હે,**
**સાગર મતી કો અમોલ કવિતા કો કદરદાન,**
**દિલાવર શાંત ચતુરતા કી મહાબતમેં અધિકાઇ હે,**
**રાજકાજ આદી મેં પ્રૌઢ નિપુન સત્ય વકતા,**
**જીર્ણગઢ મેં મહાબતખાનજી કી અધિક સરસાઇ હે,**
**ગુનીજન કે હેયા હાર દયાજન સૌ પ્રજા હુપે,**
**બીધી કે બીલાસી મહાબત જામે ભલમનસાઇ હે,**
**ઓધવદાસ કહે સુણો ટી. ડી. રાણાસાહેબ તમે,**

**રાજ રજવાડે મેં તમેરી બ્હોત કીર્તિ ફુલાઇ હે,**
**દેખ્યો દુઃખ ભજનમે વિક્રમ સમાન બાબી ભૂપ,**
**ભોજ સમ શ્રી મહાબતખાનજી વિદ્યા કો વિલાસી હે,**
**રાજવી કરણ જૈસો દુનિયા મે દાની મહા,**
**ટેકે હરિશ્ચંદ્ર સમ સત્ય કો પ્રકાશી હે,**
**ધ્રુવ સમાન ધ્યાની જ્ઞાની આત્મસ્વરૂપ હુકો,**
**માની નહી મનમે તન હરદમ હુલાસી હે,**
**કહે ઓધવદાસ એક જીભ મે કહા કહુ હું,**
**મહા મૂલ્યવાન મણી જૂનાગઢકો વાસી હે,**
**મહંત મનની મીઠડી અમૃત સમ આશિષ,**
**અવિચળ ગાદી ભોગવો સહાયક શ્રી જગદીશ.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચયિતા જૂનાગઢ રાજ્ય બ્હારના છે અને વળી એક ધાર્મિક જગ્યાના મહંત છે. પરંતુ સ્વભાવે કવિ હોવાથી તેમણે ગીત રચી મોકલેલું જણાય છે. આ ગીતમાં રચનાકાર નવાબને રાજકાજમાં ખૂબ જ નિપુણ અને હોશિયાર ગણાવે છે અને જાણે કે તે જૂનાગઢની ગાદી પર કીર્તિ કમાવા જ આવ્યા છે. નવાબનો સ્વભાવ વિનોદપ્રિય છે અને દાની છે, પ્રજા ઉપર સારી નજર રાખે છે અને કહે છે કે દીવાન ટી. ડી. રાણાએ જૂનાગઢની કીર્તિ ખૂબ જ ફેલાવી છે અને મહાબતખાનને પરદુઃખભંજન વિક્રમરાજા સાથે સરખાવે છે અને રાજ્યાભિષેક પ્રસંગે નવાબને તેઓ અવિચળ ગાદી ભોગવવાના આશિષ આપે છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ ગીતમાંથી નવાબના અંગત સ્વભાવ, રહેણીકરણી અને પ્રજા પ્રત્યેના તેમના દષ્ટિકોણનો ખ્યાલ મળે છે બાકી આ સિવાય કોઇ વધુ ઇતિહાસ તેમાંથી પ્રાપ્ત થતો નથી.

**ગીતનું પૃથ્થકરણ :-**

આ ગીત એક સાધુ પુરૂષે લખ્યું હોવાથી તેનું વિશેષ મહત્ત્વ છે, વળી નવાબીનો યશ સૌરાષ્ટ્રનાં અન્ય ભાગોમાં પ્રસર્યો હતો તેના પુરાવારૂપે આ ગીત છે. જો કે આ ગીતમાં રચનાકારે નવાબની બાબતે થોડીક અતિશયોક્તિ જરૂર કરેલી છે. જેમ કે, નવાબને પરદુઃખભંજન વિક્રમરાજાની સાથે સરખાવ્યા છે.

(૯) આ ગીત જૂનાગઢના ૧૪ વર્ષના **વિદ્યાર્થી મનસુખલાલ રૂગનાથે** ગુજરાતી ભાષામાં લખ્યું છે.

**જૂનું જૂનાગઢ અતિ વિશાળ રે,**
**ગણતરી કરતાં છે પેલુ રાજય રે,**
**જૂનાગઢમાં રાજય કરે છે નવાબ સાહેબ રે,**

ગણે છે સરખા રૈયતને અતિ દયાળુ રે,
જીવો જુગો જુગ એવું માંગુ છું હું રે,
વો રચ્યું ને કર્યુ શોભામણું જૂનાગઢ રે,
નકામુ ન ગણી લઈ સાંભળજો રંકની વિનંતી રે,
વાંક મનમાં ન આપી લાવજો દયા રે,
બનો દંપત્તિ માંગુ એવું પરમેશ્વર પાસ રે,
સારું કરવામાં આપ લાભ લ્યો છો રે,
હેત આપી ગણજો તમારું બાળ રે,
બનાવનાર મનસુખ ચૌદ વરસનો છોકરો,
ભૂલચૂક માફ કરજો.

**ગીતની સમજૂતી :-**

આ ગીત એક ૧૪ વર્ષના વિદ્યાર્થીએ લખ્યુ હોવા છતાં પણ તેમાં જૂનાગઢની વિશાળતા દર્શાવવામાં આવી છે. વળી ખાસ મહત્ત્વની બાબત એ છે કે આ ગીતની કડીઓના પ્રથમ અક્ષર વાંચતા **જુગ-જુગ જીવો નવાબ સાહેબ** એમ થાય છે, એ દષ્ટિએ જોતા આવા ગીતનો પ્રાસ મેળવવામાં આ કિશોર કવિએ પોતાનું કૌશલ્ય દાખવ્યું છે.

(૧૦) આ ગીત કરાંચીના **ભવાનીશંકર ભૂપતસંગ બ્રહ્મભટ્ટે** રચ્યું છે.

જૂનાણાની જાન પધારી છે પરણવા,
નામ મહાબતખાન વરરાજા પોતે ખરા,
ગજ તણી છે સાહેબી ડંકા વાગે ઘણાં,
ઢમઢમ ઢોલ ત્રાંબાળુ વાજા નાદ આકરા,
નવા પોશાક કરાવ્યા નોકર ચાકર તણા,
વાપરવાની છે છૂટ પૈસા સાથે ઘણા,
બહુ શિરબંધી સાથે જ ચાંપદાર પણ છે ખરા,
સાથે ગાનારી વળી તબલચી છે ઘણા,
હૈ તેસો ચાલીયા મંગળ શુકન છે ખરા,
બહાદુરી હિંદમાં થઈ વાજીંત્ર વાગે ઘણા,
મન માનતા મન મળે સરભરામાં નૈ મણા,
હાકેમને હરખ છે તણો જાનૈયા હરખે ખરા,
બહુ હરખ છે મા તણો બેનનો અપરંપાર,
તમ જોડુ અમર રહો આરોપો વરમાળ,
ખાવાનું સૌને ઘણુ પીવા શરબત સાર,
ન ખામી કંઈ જાતની સૌને સગવડ અપાર,

**જીરણગઢનો રાજીયો પરણે છે ભોપાળ,**
**ભવાનીશંકરની ભલે માફ કરશો સરદાર,**
**કવિનો આશીર્વાદ છે આયુશ વધો અપાર,**
**બ્રહ્મભટ્ટ એમ વહે રાજ કરો અપરંપાર**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં આ લગ્નમાં કેવી વ્યવસ્થા હતી, કેવા કેવા ચોપદારો અને ગાનારીઓ હતી, વાજીંત્રો વાગતા હતા, મહેમાનોની કઇ રીતે આગતા–સ્વાગતા કરવામાં આવી છે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વળી, નવાઇની બાબત તો એ છે કે **દરેક પંક્તિનો પ્રથમ અક્ષર લેતા જૂનાગઢ નવાબ સાહેબ મહાબતખાનજી એમ વંચાય છે** કે જે બહુ મહત્ત્વની અને રચનાકારે પ્રાસ મેળવવામાં લીધેલી જહેમત દર્શાવે છે.

(૧૧) આ ગીત જૂનાગઢના **સમરથબેન મોતીચંદે** રચ્યું છે.

**ભલે ભલે પધાર્યા નવાબ સાહેબ સુખકારી,**
**છો રૈયતના શિરતાજ કર્યા ઉપકારી,**
**આ દિવસ આજનો અતિ અલૌકિક લાગે,**
**જોઇ આપ કૃપાળુ મુખ ભીડ સૌ ભાગે,**
**સાથે રાણાસાહેબે ઉત્કંઠા બહુ કીધી,**
**બહુ સ્નેહધરી સંભાળ નગરની લીધી,**
**આ પુષ્પ થકી અમે વધાવીએ છીએ આજે,**
**ખુદાવિંદ નવાબસાહેબ અખંડ બિરાજે,**
**નગરીને આનંદ આજે નવાબ સાહેબ સુખદાતા,**
**અમ પાવન કીધા આજ દીધા સુખ સાચા,**
**પુનિત પગલે સ્વારી પધારી કીધા બહુ ઉપકારો રે,**
**વજીરસાહેબને રાણાસાહેબે કરી રૈયત હિતકારી,**
**દીવાનચોકની શાળા બાળા બોલે ઉમંગ આણી રે,**
**બાબીકૂળની જય જય થાઓ આશિષ એ જ અમારી.**

**ગીતની સમજૂતી :-**

આ ગીત જૂનાગઢની **શાળાની વિદ્યાર્થીનીએ** રચ્યું હતું. જેમાં નવાબનું પ્રજાના હૃદયમાં કેવું સ્થાન રહેલુ છે અને પ્રજા તરફથી તેને કેવો આવકાર આપવામાં આવ્યો છે તેની વાત કરી છે. બાબીકૂળની જયગાથા ગાવામાં આવી છે.

(૧૨) આ ગીત જૂનાગઢના ઉપરકોટની કન્યાશાળાની **શિક્ષિકા કસુંબાબાઇએ** રચ્યું છે.

**ઘણું જીવો મહારાજ ધિરાજ,**
**નવાબસાહેબ સોરઠ તણા,**

**નવાબસાહેબને વજીરસાહેબને,**
**કીધા બહુ ઉપકાર રે,**
**શાદી પ્રસંગે રૈયત જમાડી,**
**લીધા આશીર્વાદ નવાબસાહેબ,**
**દયા રૈયતની હૈયે લાવી,**
**સુધારા કર્યા અતિ ભારી રે,**
**પ્રભુ મહાબતખાનની ચડતી કળા રાખે,**
**આશિષ એ જ અમારી નવાબસાહેબ,**
**ઉપરકોટની સર્વે બાળા,**
**બોલે ઉમંગ વધારી રે,**
**બાબી કૂળની જય જય થાઓ,**
**ચડતી રાખે પ્રભુ સારી નવાબ સાહેબ.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં રચનાકારે નવાબને માટે આશીર્વાદ ઉચ્ચારી નવાબે આ લગ્ન-પ્રસંગે દરેક જ્ઞાતિને અલગ-અલગ જમાડ્યા તેની વાત કહી છે. શાળાની બધી બાળાઓ વતી બાબીકુળનો જયવિજય થાઓ તેવા આશીર્વાદ ઉચ્ચાર્યા છે.

(૧૩) આ ગીત જૂનાગઢના **વૈકુંઠરાય રેવાશંકરે** રચેલું છે.

**આજ અતિ આનંદ થયો છે દેશ અને દેશાવર માય,**
**નવાબ સાહેબ મહાબતખાનની શાદી મુબારક થાય છે,**
**ખડો કર્યો ગંજાવર મંડપ રાજમહેલની પાસોપાસ,**
**શણગાર્યો પુરા ભપકાથી વિજળીના દિવાની રોશનીથી બહુ આજ,**
**મંડપની શોભા જોવાને તે આવ્યા લોક અપરંપાર,**
**શોભા જોઈ વખાણ કરે છે દેશાવર માય,**
**છતી સેવાજી મો વાગે ગાનારીઓ કરે છે ગાન,**
**અમર ફૂલને રંગ ઉડે છે આપે છે સોપારી પાન,**
**મહેર કરી સર્વે પ્રજા પર નાતો જમાડી અપરંપાર,**
**મોઢે માંગ્યા ભોજન આપી ખુશી કર્યા છે અપરંપાર,**
**તૃપ્ત થઈ સર્વે મનુષ્યનો આશીર્વાદ દે છે વારંવાર,**
**નવાબ સાહેબ મહાબતખાનની શાદી મુબારક થઈ છે આજ.**

**ગીતની સમજૂતી :-**

રચનાકાર અહીં જણાવે છે કે નવાબના લગ્ન વખતે મોટો મંડપ ઉભો કર્યો છે અને તેને રોશનીથી શણગારવામાં આવ્યો છે. મંડપની શોભા જોવા ખૂબ જ લોકો આવતા રહ્યાં છે. સમગ્ર સૌરાષ્ટ્રમાં

નવાબનાં આ લગ્ન–મંડપનાં વખાણ  થાય છે અને નવાબે દરેક જ્ઞાતિઓને મોઢે માંગ્યા ભોજન આપી ખૂબ જ ખુશ કરી પ્રજાજનોના આશીર્વાદ લીધા છે.

નવાબ મહાબતખાનજી ત્રીજાના લગ્ન–પ્રસંગના ગુજરાતી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષામાં આ પ્રકારના ૪૦ ગીતો પ્રાપ્ત થાય છે એ દરેક ગીતોના અભ્યાસ પરથી આપણે નવાબના આ લગ્ન–પ્રસંગનો તલસ્પર્શી અને ઝીણવટભર્યો તેમજ સચોટ ઇતિહાસ પ્રાપ્ત કરી શક્યા છીએ.

(૧૪) આ ગીત વંથલી મહાલના મેઘપુરના **શામજી જેઠાભાઇ કનોજિયા**એ ગુજરાતી ભાષામાં રચ્યું હતું.

**ખુદાવંદ ખેરાતથી, ખસુસ ખુદા ખુશ થાય,**
**દા બદરીના દુઃખ સહુ, આપો આપ કપાય...** (૧)
**વંશ વિરાજીત છો સદા, બાબી ભાણ સમાન,**
**દલન કરો દળિદર તણુ, દઇ યાશકને દાન...** (૨)
**નવાબ સાહેબ આપની, કીર્તિ ઝાકઝમાળ,**
**વારિજ નયન પ્રભા ભર્યો, દૃષ્ટિ મધુર રસાળ...** (૩)
**બળ વિદ્યા શૌર્યા દિનો, મુખશ્રીમાં ચળકાટ,**
**સારા સાર વિવેચિકા, શક્તિ વૃન્તિ શો ઘાટ...** (૪)
**હેત થકી કવિવર તણી, કદર કરો જુણજાણ,**
**બક્ષિ સદો ભભકે ભરી, રેલેશી ? સુખ લાણ...** (૫)
**શ્રી ભરપુર નિજ કોષમાં, શુભકૃત પુન્ય પ્રતાપ,**
**સા નંદે કરી આપતા, ન્યાય આપ અમાપ...** (૬)
**ત લસે કવિ યાચક અને, અન્ય પ્રજા ભરી ભાવ,**
**મહાબતખાનજી ખુશબો, ગુણ પસરે નિજભાવ...** (૭)
**હા ટક હીરાને વળી, કડા કુંડળ નહિ પાર,**
**બ તીશી ઝરીથી ભરી, આપો ભેટ અપાર...** (૮)
**તન તેજે વિલસી રહે, મુખ ઇંદુ મુદકાર,**
**ખા સી કરશી ! કૌમુદા, પસરી વારંવાર...** (૯)
**નરપતિ પદ ભુષિત સદા, જયે પ્રજા તમ જાપ,**
**શ્રી વન સાર્થકતા ખરે, દરશે  પુન્ય પ્રતાપ...** (૧૦)
**ચિરંજીવી ચારૂપ છે, યશ વધુ શાંય વખાણ,**
**રં જનકર ચારિત્ર હો, આપનુ ઉદિત ભાણ...** (૧૧)
**વરમાળા આરોપતી, વિજયશ્રી સુખ આશા...** (૧૨)
**રત્ન પરીક્ષક પૂર્ણ છો, કવિ, કોવિંદ આધાર,**
**હો રાજ્યે આબાદી ને, ફળો ફૂલો વિસ્તાર...** (૧૩)

**આદિ ચરણથી ષડ્વિશે, ચરણ લહો અભિરાય,**
**અધિક્ષરથી ઉપજતો, અર્થ સરો સુખધામ... (૧૪)**
**અલ્પમતિ અનુસારમ્યા, વહુ ન ગણશો દોષ,**
**શ્યામ કવિ ચિન્તચાહના, મળવાને પરિતોષ... (૧૫)**

**ગીતની સમજૂતી :-**

આ રચનાકાર કહે છે કે નવાબની ખેરાતથી ખુદા પણ ખુશ થાય છે તેમના દાનથી લોકોના દારિદ્ય દૂર થાય છે અને નવાબનો રાજકોષ શુભકાર્યોમાં વપરાય છે. કવિ અને યાચકોને ખૂબ જ માન પાન મળે છે એમ કહી અન્ય વર્ણન કરે છે. આ ગીતની દરેક પંક્તિનો પ્રથમ અક્ષર લેતા **ખુદાવંદ નવાબ સાહેબ શ્રી સાત મહાબતખાનજી ચિરંજીવ રહો** તેમ વંચાય છે, રચનાકાર માટે પહેલો અક્ષર આ પ્રકારે જ પંક્તિઓ લખવી તે પ્રાસ મેળવવામાં રચનાકારની વિશેષ સિદ્ધિ દર્શાવે છે.

**યુવરાજ દિલાવરખાનજીના લગ્ન-પ્રસંગે રચાયેલ ગીતો :-**

યુવરાજ દિલાવરખાનજીના લગ્ન–પ્રસંગે રચાયેલા ૩૦ ગીતો પ્રાપ્ત થાય છે. જે ગીત **ગુજરાતી અને હિન્દી** બંને ભાષામાં પ્રાપ્ત થાય છે. તેમાંથી અહીં નમૂના રૂપે ૧૯ ગીતો આપ્યા છે, અને તેની ઐતિહાસિકતા અને ભાષા સમૃદ્ધિને તપાસ્યા છે.

(૧) આ ગીત જૂનાગઢની તાલુકા સ્કુલના **માસ્તર આદમભાઈ લલ્લુભાઈ મુનશી**એ રચ્યુ હતું.

**બાપુ દિલાવરખાનજીની શાદી શુભ ઉજવાય છે,**
**બિરદ દેવા લ્હાવ લેવા રસિકજન ઉભરાય છે,**
**તારીખ ત્રીસ અગિયાર પિસ્તાલીસ શુક્રવાર છે,**
**જણાયો સુંદર સમય દીન આ થયો નિરધાર છે,**
**નાગરિક સોરઠ તણા ઇદ આજ દિવાળી ગણે,**
**વધુ મહાબતખાન બાપુનો શુભાષિસ મળે,**
**લીધો લ્હાવો બાપુ હિંમતખાનજી હરખાય છે,**
**અહો પ્રિન્સો સર્વના ઉર પ્રેમથી છલકાય છે,**
**હજૂરે આવ્યા અમીરો શેઠિયાઓ આજ છે,**
**દરબારી પ્રેમે પધાર્યા નાના મોટા રાજ્ય છે,**
**દીવાનો સોગાત લઇ અન્ય દેશોના શોભાય છે,**
**લાગે અનુપમ આ સભા સંગીત સૂર સંભળાય છે,**
**વધાઈ દે બંડવાળા ગાય ગુણ સરકારના,**
**રહ્યા છે બંધાઈના સેહરા પુષ્પ ખુશ્બોદારના,**
**ખાસ લઇ ભેટો દિસે મોસાળિયા ભોપાળના,**
**નજર નઝરાણા ધરે કર કમળમાં હેતાળના,**
**જીવનની છે આ ઘડી અમૃતસમી લેખાય છે,**

શાદી મુબારક તાર આવ્યા સેંકડો સન્માન છે,
દીધો આશીર્વાદ તારે શાહ ઇંગ્લીસસ્તાન છે,
મુખ્ય અબ્દુલ કાદીરે લીધુ કામ શાદી હાથમાં,
બની છે શાદી કમિટી અબ્રેહાની સાથમાં,
રહ્યા વર્કર કમર બાંધી આજ્ઞા પાલન થવા,
કર્યું ખર્ચ શહેરનું દે પ્રજાજન પ્રિતે દુઆ,
હજો યુગલ સખીયું અચુબાપુનું ફાલો ફળો,
જોઈ લે રબ સાત પેઢી અરજ આદમ ઉર ધરો.

**ગીતની સમજૂતી :-**

રચનાકાર આ અલબેલા અને જાહોજલાલીથી સમૃદ્ધ લગ્નની તારીખ પણ ગીતમાં વર્ણવે છે. તા. ૩૦/૧૧/૧૯૪૫ ને શુક્રવાર. આ લગ્ન-પ્રસંગથી નવાબ અને અન્ય રાજકુમારો પ્રેમ અને હર્ષથી છલકાય છે. આ પ્રસંગમાં રજવાડાંઓ, અમીરો, શેઠીયાઓ, દીવાનો વગેરે પધાર્યા છે અને તેઓ જાત-જાતની ભેટ સોગાદો લાવ્યા છે. બેન્ડના મીઠા મધુરા સૂરો સંભળાય છે અને યુવરાજ દિલાવરખાનના ભોપાલના મોસાળપક્ષના માણસો ખાસ નજરાણા લઇને આવેલ છે જે લોકો નથી આવી શક્યા તેવા અસંખ્ય મહાનુભાવોના તાર આવ્યા છે અને આ લગ્નનું સંપૂર્ણ કામ મુખ્ય દીવાન અબ્દુલ કાદીરે અને શાદી કમિટીના અબ્રેહાનીએ સ્વીકાર્યુ છે, આમ કહી અંતમાં રચનાકારે નવદંપત્તિને આશીર્વાદ આપ્યા છે. આ ગીતની દરેક પંક્તિનાં પ્રથમ અક્ષરો લેતાં **'બાબી તાજના વલી અહદ દિલાવરખાનજી શાદી મુબારક હજો'** વંચાય છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

અહીં રચનાકારે રચનામાં લગ્નની નિશ્ચિત તારીખ આપી છે. સાથે-સાથે દેશી રજવાડામાં કેવી-કેવી રીતે લગ્ન-પ્રસંગો ઉજવાતા હતા અને રાજા મહારાજાઓ, દીવાનો, અમીરો ત્યારે ભેટ-સોગાદો રજૂ કરતા તે જાણવા મળે છે અને આ લગ્નની તમામ કામગીરી બે વ્યક્તિના શિરે હતી. તેનો ખ્યાલ આવે છે. આ ઉપરાંત દિલાવરખાનજીનું હુલામણું નામ અચુબાપુ હતું તે પણ અહીંથી જાણવા મળે છે.

**ગીતનું પૃથ્થકરણ :-**

આ રચનાકાર વ્યવસાયે શિક્ષક છે, કદાચ તેથી તેમના મનમાં આ પ્રસંગે આનંદ અને ઉલ્લાસ છલકાયાના હિસાબે સામાન્ય એવી જાણકારીથી અને સામાન્ય એવા શબ્દોથી ગીત રચાયેલું જણાયછે.

( ૨ ) આ ગીત દિલાવરગઢના કવિરાજ **બારોટ ભનુ કાનજી**એ રચ્યું હતું. આ ગીત ગુજરાતીમાં રચ્યું છે.

બાબીઓ કુલ બંકા દિલાવરખાન વંકા,
સનમી ભૂપ અટંકા સોરઠ તો સોહાયો રે,
પ્રજા કા પ્રતિપાલ કરતા હો ખરા ખ્યાલ,
નર ભેટે હોવે ન્યાલ પુરણ સુખ પાયો હે,

**રૂડું હે નવાબી રાજ ધરમના કરો કાજ,**
**અમર રહો કીર્તિ આજ સુજનો સવાયો હે,**
**બાબી કા કરૂ બખાન સુન હો ચતુર સુજાન,**

**દુહો**

**સુમન ઉત્તમ સુગંધથી દિલાવર નામદાર,**
**આપ દરશન આનંદ થિયો કવિ ભનુ કાંત કહંત.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં રચનાકારે બાબીકુળને વિખ્યાત અને નેકીટેકીવાળા સોરઠપતિ તરીકે વર્ણવેલ છે. નવાબી રાજ્ય સારું રાજ્ય હોવાથી તેને વધુ સારુ રાજ્ય બનાવવાની વિનંતી કરતા ખુદ રચનાકાર કહે છે કે બાબી તમારા વખાણ કરૂ છુ તો ચતુર બની સાંભળજો. આ રચનામાં કોઇપણ પ્રકારનો ઇતિહાસ કે મહત્ત્વની બાબત જાણવા મળતી નથી. માત્ર રચનાકારે રચના કરવા ખાતર કરી હોય તેમ જણાય છે. ઘણી વખત તો આવી રચનાઓ એકબીજા રચયિતાઓ એકબીજા પ્રસંગે એની એ રચના કે ગીત નામ-ઠામ બદલીને મૂક્તા પણ જોવા મળે છે.

( ૩ ) આ ગીત ઉનાના **સીદીક સરફુદીન મહમુદભાઇ**એ ગુજરાતી ભાષામાં રચેલું છે.

**સોરઠ દેશ સોહામણો બાબી કૂળ બળવાન,**
**અચળ અમર અમ પર રહો પ્યારા મહાબતખાન,**
**હમારી હૈયે દુઆ સુબહાન,**
**સુભાગી દુલા દિલાવરખાન,**
**બહુ જસવંતા જુગ જુગ જીવો,**
**પામો સુજસ સન્માન,**
**પુત્ર પરિવાર અમર સમ વધજો,**
**વળી વધજો ધનધાન,**
**શાહી કુટુંબ નિરાદીન રહે સુખમાં**
**હરદમ અમનો અમાન,**
**દીન દીન ચડતી કળાણે જગમાં,**
**રહેમ કરે રહેમાન,**
**હોજો મુબારક શાદી સુભાગી,**
**સોરઠના સુલતાન,**
**દિલથી દુઆ છે સરફુદ્દીનની,**
**પૂર્ણ થજો અરમાન.**

**ગીતની સમજૂતી :-**

રચનાકાર જૂનાગઢ રાજ્યને સોહામણું અને બાબીકુળને બળવાન ગણી અચળ અમર રહેવાનું

કહે છે અને વરરાજા દિલાવરખાન અને શાહી કુટુંબની ચડતી ઇચ્છે છે. બાકી તો એમ લાગે છે કે રચનાકાર કંઇપણ ઇતિહાસ જાણતા નથી અને તેનો કંઇ પણ ઉલ્લેખ પણ કરી શક્યા નથી. ગીતની રચના અને ભાષા અત્યંત નબળી માલૂમ પડે છે.

(૪) આ ગીત જૂનાગઢના **રાજમીર જમુભાઇ નથુભાઇ**એ ગુજરાતી ભાષામાં રચેલુ છે.

**છેલ છલમાં છબીલ દિલાવરખાન છે,**
**શિરે શોભે સોનેરી સાફો,**
**શીશી પે ચંદે જડાવ જગી રોશની રે,**
**છેલ છલમાં છબીલ દિલાવરખાન છે,**
**કોન મુરબ્બી છે કંઠમાં હીરાનો હાર જી,**
**માણેક મોતી નીલમ જગા જાત અપાર છે,**
**શેરવાની ભરગચી ઝાડ બુંટીયુ છે રે જી,**
**બાજુ બને કડાને વીંટીયુ રે હો જી,**
**છેલ છલમાં છબીલ દિલાવરખાનજી છે,**
**તમારી માતા સિનિયર બેગમસાહેબા રે જી,**
**તમારા પિતા નવાબ મહાબતખાન છે રે જી,**
**છેલ છલમાં છબીલ દિલાવરખાન છે,**
**તમને મોટર, ટ્રોલી, ઘણી શોભતી રે જી,**
**તમારે માથે જમિયલશાનો હાથ છે રે જી,**
**છેલ છેલમાં છબીલ દિલાવરખાન છે,**
**તમારો રાસડો જમુ મીર ગણાય છે રે જી,**
**તમને પંજેતન પાકના ઇમાન છે રે જી.**

**ગીતની સમજૂતી :-**

રચનાકાર રચનાની શરૂઆતમાં રૂપાળા વરરાજા એવા દિલાવરખાનના બાહ્ય દેખાવ અને પોશાક અને જર, ઝવેરાતનું વર્ણન કરે છે. તેમજ દિલાવરખાનના મોટર ટ્રોલી ચલાવવાના શોખનું વર્ણન કરે છે. સાથે-સાથે તેમને માથે જમિયલશાહ પીરના આશીર્વાદ હોવાનું કહેવાય છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ રચનામાં રચનાકારે દિલાવરખાનના રૂપરંગનું વર્ણન કરેલ છે, તે સત્ય છે. નવાબ મહાબતખાનને જુદા જુદા સમયે મળીને કુલ નવ બેગમો હતા. તેમાં દિલાવરખાનના માતા બેગમ મુન્નવરજહાં જે ભોપાલનાં હતા, તેમને સિનિયર બેગમ તરીકે ઓળખવામાં આવતા હતા. રચનાકાર કહે છે કે તમને મોટર ટ્રોલી ઘણી શોભતી રહે તે બાબત પણ ઐતિહાસિક પુરાવાથી સિદ્ધ થયેલી છે. દિલાવરખાનને રમત-ગમત અને ક્રિકેટ જેટલો શોખ ટ્રેન ચલાવવાનો હતો. તેમણે આ બાબતે ટ્રેનીંગ પણ લીધી હતી અને રેલવે ચલાવવાનું પ્રમાણપત્ર (લાયસન્સ) પણ મળ્યું હતું. ઘણી વખત

જૂનાગઢથી ખાલી ટ્રોલી ચલાવીને તેઓ વેરાવળ જતા હતા આ બાબત કવિએ ઉલ્લેખી છે.

(૫) આ ગીત કેશોદ મહાલના માણેકવાડા ગામનાં **કવિ નાગ કાને** ગુજરાતીમાં રચ્યું છે.

**દિલજાન દિલાવરખાન નીરખીને નેણાં ઠરે,**
**મહાબત કે દુલા રે નવ સામત વારે,**
**બલવંત બુદ્ધિ નિધાન નીરખીને નેણા ઠરે,**
**આદ અનાદી અવિચળ ગાદી બાબી બુદ્ધિ નિધાન.**
**દુલહ દુલારી મે બલિહારી મુખ મે ચતુર સુજાન,**
**નિરખ્યા નેણા ઠરે દિલાવરખાન નીરખીને,**
**શૂરવીર સધીર અમીર અલબેલા,**
**પિતા છે મહાબતખાન નીરખીને નેણા ઠરે,**
**સોરઠપતિ ચતુર સવંદા,**
**કહે કવિ નાગર દાન નીરખીને નેણા ઠરે.**
**દિલાવર બુદ્ધિ નિધાન,**
**જાન ખૂબ અમર રેવે,**
**કહે કવિ નાગર દાન,**
**મહાન કવિ પન કો દેવે,**
**સોરઠ દિલાવર કવિ નાગ કાન.**

**ગીતની સમજૂતી :-**

રચનાકારે આ ગીતમાં માત્ર દિલાવરખાનના રૂપનાં વખાણ કર્યા છે જે યથાર્થ છે બાકી અન્ય કોઇ ઇતિહાસ કે બોધ કે આશીર્વાદ આપતા હોય તેવું આ ગીતમાંથી જાણવા મળતું નથી.

(૬) આ ગીત ભેંસાણ મહાલના ગોરવીયાળી ગામના **ચારણ કાળુભાઇ માત્રાભાઇએ** ગુજરાતી ભાષામાં રચ્યું છે.

**બળવંત જૂનાગઢ બેસણું તખ્ત અવિચળ તાજ,**
**પેઢી દર પેઢી રહેશે બાબી અવિચળ રાજ,**
**ધન અવિચળ ધરા અવિચળ પુત્ર અવિચળ,**
**સૂર અવિચળ તેજ ધરો મહોબતખાન દેહ,**
**રંગફૂલથી વિવા રચાવ્યા હેમથી ઘોડા હજારા,**
**બાલીયા નાથધરે ઝડે રૂડા મહિપતિ મે'માન આપ.**
**રાજશ કીર્તિ અવિચળ નામો જૂનાણા તખ્ત પર,**
**વરરાજા અવિચળ જામો.**

**ગીતની સમજૂતી :-**

આ રચના સાવ સામાન્ય કક્ષાની છે, જે માત્ર લખવા ખાતર અને ઇનામની લાલચે વેઠ ઉતારતા

હોય તેવી રીતે લખેલી જણાય છે, આ ગીતમાંથી કાંઇ પણ ઇતિહાસ પ્રાપ્ત થતો નથી. માત્ર બાબીકુળના ધન, તાજ, પ્રદેશ, પુત્ર, શૌર્ય અવિચળ રહો તેમ કહ્યુ છે, બીજી કોઇ માહિતી મળતી નથી.

(૭) આ ગીત ચોરવાડના કવિ **મીર દાદુભાઈ જમાલભાઈએ** હિન્દી ભાષામાં લખેલું છે.

**દિલ્હી હય ઇન્દોર શહેર જયપુર ઉદેપુર દેખો,**
**જોધપુર બંદી કોટા ઔરંગાબાદ જાનો હય,**
**જબલપુર હૈદરાબાદ પુના હી સતારા દેખા,**
**મહમદ દિલાવરખાન નામ તેરો એ તો પેમાનો હય,**
**લંડન હી વિલાત વધુ થયો તેરો જર કો સુનાયો હય,**
**ગુનજાન મહમદ દિલાવરખાન કો દાદુ જસ ગાયો હૈ.**

**ગીતની સમજૂતી :-**

ઘણાં રચનાકારો ભારતના અને સૌરાષ્ટ્રનાં એકબીજા શહેરો એકબીજા સાથે સરખાવતા હોય છે. આ રીતે રચનાકારે દિલાવરખાનનું નામ આવા શહેરોની સાથે તેમના ઇંગ્લેન્ડના અભ્યાસને લીધે સરખાવ્યું છે. આ ગીતમાંથી માત્ર એટલો જ ઇતિહાસ પ્રાપ્ત થાય છે કે દિલાવરખાનએ ઇંગ્લેન્ડમાં શિક્ષણ મેળવ્યું હતું. આ ગીત પણ ખૂબ જ સામાન્ય કક્ષાનું અને રચનાકારની શબ્દ-ભંડોળની માયાજાળ વિનાનું સીધું, સાદું અને સરળ છે.

(૮) આ ગીત જૂનાગઢના **હિંમતલાલ દેવશંકર વોરાએ** ગુજરાતીમાં રચેલું છે.

**ઘણું જીવો ઘણું જીવો ઘણુ દિલાવરખાન,**
**જૂનાગઢ રાજયના વીરા ઘણું જીવો દિલાવરખાન,**
**ખુદાની રહેમ તમ હોજો સદા આનંદમાં રહેજો,**
**રહમ હરદમ હૃદય વસજો ઘણું જીવો દિલાવરખાન,**
**વધો ભંડારમાં રિદ્ધિ સુયશની પામજો સિદ્ધિ,**
**થજો સંતાનની વૃદ્ધિ ઘણું જીવો દિલાવરખાન,**
**અહાહા દંપતિ વચ્ચે જીગરનો પ્રેમ બસ જાઓ,**
**કરો પરમાર્થના કામો ઘણું જીવો દિલાવરખાન,**
**તમારા કષ્ટ સૌ જાઓ, કુટુંબ માતાનું સુખ પામો,**
**સગા સ્નેહી લ્યો લહાવો ઘણું જીવો દિલાવરખાન.**
**સદા સુખ સંપતિ યશમાન પિતા છે પ્રિય મહાબતખાન,**
**રહો રસ પ્રેમમાં ગુલતાન ઘણુ જીવો દિલાવરખાન,**
**મુબારક શાદી હો આપની ખુદા આશા પુરે મનની,**
**ફળો આશિષ હિંમતની ઘણું જીવો દિલાવરખાન.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં રચનાકારે નવાબી રાજના કોઇપણ પ્રકારનાં ઇતિહાસને આલેખ્યા વિના માત્ર દિલાવરખાનજીના દીર્ઘાયુની પ્રાર્થના અને તેમની સુખશાંતિના ગુણગાન ગાઇને સંતોષ માન્યો છે. આ રચના સાવ ચીલાચાલુ તેમજ કોઇ પણ પ્રકારના નાવિન્ય વિનાની શુષ્ક છે.

(૯) આ ગીત ભોપાલના **દાઇયુલ ખયર ઉર્ફે હામિદે હિન્દી** એ ઉર્દૂ મિશ્રિત ભાષામાં રચ્યું છે.

**આકે શેહજાદેએ ઝીજાહ કે રૂખ પર સેહરા, બન ગયા અપને નસીબ કા સીકંદર,**
**આપકી જાતે તમન્ના હય તો માં કી ઉમ્મીદ, અલ્લાહ અલ્લાહ, યેપુરનરો મુનવ્વર સેહરા,**
**એહલે દિલ લાએ હંય તેરે રૂખે ઝેબા કે લીયે, કુલહુવલ્લાહ કી ખુશ્બુ મેં બસા કર સેહરા,**
**બારકલ્લાહ યેહ ખુશબખ્તીયે શાહે સોરઠ, કેહ વલીએ હદ હકુમતે કે હય સરપર સેહરા,**
**મોતીયું હી કો નથા હક કેહ સરફરાઝ બને, ફુલ ભી બન ગયે રૂખ પર તેરે આકર સેહરા,**
**કાહકુશા અબ્રકે પરદોમે છુપી જાતી હય, દેખકર રૂએ પુર અનવાર કે સરપર સેહરા,**
**અલ્લાહ અલ્લાહ તેરા મરતબએ ઇઝઝો વિકાર, કે કદમ ચૂમ રહા હય તેરે ઝૂકકર સેહરા,**
**તેરે મા-બાપ જો ચાહે તો સિતારે લાએ, ચાંદ કી કશ્તીએ પુરનુર મે રખકર સેહરા,**
**તુજે નવશાહે જવાં બખ્ત કે બનતા હય અગર, તુ બદલ દેતા હય લોગો કે મુકદર,**
**હર લડી હય શહે સોરઠ કી નજર કા મસ્કન, આજ દુનિયા મે નહિ ઇસકે બરાબર સેહરા,**
**હો ગયા ઓર ભી સોરંગ સે માશાઅલ્લાહ, જલ્વે મેહરે મુન્નવર સેહરા,**
**પરમે પુરશવક સે બેહનો કે જો નિકલે અન્વાર, બન ગયા ઓર ભી એક સેહરે કે ઉપર સેહરા,**
**ઝમાને મે ખુદા તુઝકો હયાતે અબદી, ઇતના મસઉદો મુબારક હો યેહ તુઝપર સેહરા,**
**કેઅશઆર મે હામિદ પે જો ઇલહામ હુવા, ઉસી ઇલહા કા લાયા હે બનાકર સેહરા.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર ભોપાલના હોવાથી જૂનાગઢના બાબીઓ કે તેમના ઇતિહાસ વિશે વધુ કશું જાણતા ન હોવાથી માત્ર લગ્ન પ્રસંગને બિરદાવતું અને ભરપૂર ઇસ્લામી શબ્દોથી ગીત આલેખ્યુ છે. આ સિવાય તેમાંથી કોઇપણ પ્રકારનો ઇતિહાસ કે તારીખ પ્રાપ્ત થતા નથી.

આ સિવાય નીચે મુજબના કવિઓના ગીતો પ્રાપ્ત થાય છે પરંતુ તેમાં કોઇ નવીનતા જણાતી નથી.

(૧) ભગવાનજી ડાયા પરમાર – જૂનાગઢ

(૨) રણછોડ ધનજીભાઇ વાઢિયા – જૂનાગઢ

(૩) કવિ નાગ લાખણશી – મધરવાડા

(૪) ભીલ લક્ષ્મણ નાનજીભાઇ – જૂનાગઢ

(૫) ચારણ નવલદાન રાજદેભાઇ – (સ્થળની માહિતી પ્રાપ્ત નથી)

નવાબ મહાબતખાનના યુવરાજ દિલાવરખાનના ઇ.સ.૧૯૪૫માં થયેલ લગ્ન-મહોત્સવ પ્રસંગનાં ૩૦ ગીતો ગુજરાતી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજી ભાષામાં રચાયેલા પ્રાપ્ત થાય છે. દરેક ગીતોના ઉંડાણપૂર્વકના અભ્યાસ પરથી અને અન્ય પ્રથમકક્ષાના સાધનોના આધારે આ લગ્ન મહોત્સવ

અંગે જાણે કે આપણે જ આ લગ્ન મહોત્સવમાં ઉપસ્થિત હોઇએ એવી માહિતી મળે છે.

## ૩.૫ ઉપસંહાર

જૂનાગઢના બાબી રાજ્યના સામાજિક ઇતિહાસનાં ત્રણ પ્રસંગો સુન્નતશાદી, મંગની અને શાદી વિશે આપણે અહીં ખૂબ જ ઉંડાણપૂર્વક સંશોધનાત્મક દ્રષ્ટિથી ઘણી માહિતી મેળવી શક્યા છીએ. આ પ્રસંગોનો અભ્યાસ કરતાં એમ જણાય છે કે નવાબી રાજ્યમાં દરેક પ્રસંગો ખૂબ જ ભપકાભેર, બહુ મોટા ખર્ચથી, આયોજનપૂર્ણ રીતે તેમજ સમગ્ર સૌરાષ્ટ્રના દેશી રજવાડાંઓ અને બ્રિટિશ સત્તાધીશોને આમંત્રણો મોકલીને ઉજવાતા હતાં. આ પ્રસંગોમાં રાજવીઓ નાણાનો બેફામ રીતે ઉપયોગ કરતા હતા અને દરેક પ્રસંગોનો દબદબો કરી બીજા ઉપર છાપ પાડવાની વૃત્તિવાળા જણાય છે.

નવાબના આ પ્રસંગો યોજાતા હોય તે દરમિયાન લોકોને એ ફાયદો થતો હતો કે તેમને આવા પ્રસંગોએ કેટલાક સુધારાઓ અને દેવા માફીઓ મળતી હતી. જેલના કેદીઓની સજામાં ઘટાડો થતો હતો. નવી સુવિધા પ્રાપ્ત થતી હતી. ગરીબ ગુરબાઓ કવિઓ અને સાહિત્યકારોને આ પ્રસંગોની કૃતિઓ રચવાની તક મળતી હતી. જેવી જેની કૃતિ અને જેવું રાજ્યમાં તેનું માન તેવુ તેને ઇનામ મળતું હતું. આ રીતે આવા પ્રસંગોથી આડકતરી રીતે સાંસ્કૃતિક ઇતિહાસ રચાતો જતો હતો, અને તેને જાળવી રાખનાર એક વર્ગ પણ ઉભો થતો જતો હતો. આ રીતે નવાબના આ ત્રણેય પ્રસંગોના આધારે સૌરાષ્ટ્રની સાહિત્યિક પરંપરાને ઉત્તેજન મળ્યું હતું તેમ કહી શકાય.

નવાબના આ ત્રણ પ્રસંગોથી ખરાબ અસર એટલી જ પડતી હતી કે ક્યારેક રાજવીઓ ચડસા-ચડસીથી આવા પ્રસંગો યોજતા અને રાજ્યો દેવાદાર પરિસ્થિતિમાં આવી જતા હતાં. ઘણી વખત પ્રજાજનોને આવા પ્રસંગો વખતે શોષાવાનું થતું હતું. તેમના પર પણ કરનો બોજ આવતો હતો. જો કે જૂનાગઢ રાજ્ય બહુ મોટુ અને બહુ મોટી આવક ધરાવનાર હોવાથી તેના માટે આવો સવાલ રહેતો નથી.

આજના યુગમાં પણ નવાબી રાજ્યના આ ત્રણ પ્રસંગોમાંથી આપણે બોધપાઠ લઇ શકીએ તેમ છીએ. એ સમયના સાધન-વિહોણા યુગમાં પણ સૌપ્રથમ અંદાજપત્રથી માંડીને રાજા-મહારાજાઓ, અંગ્રેજ આમંત્રિતોને રહેવા-બેસવા માટેની ચોક્કસ વ્યવસ્થા આયોજન મુજબ વિચારવામાં આવતી હતી. આયોજન પ્રમાણે તેઓ જે-તે જગ્યાએ જ બેસતા અને રહેતા તેથી ક્યારેય પણ અવ્યવસ્થા કે મુશ્કેલી સર્જાતી નહી. એ બાબતે આજના યુગમાં યોજાતા પ્રસંગોએ ધડો લીધા જેવો છે. આમ, જૂનાગઢ રાજ્યના વહિવટતંત્રમાં આયોજનનાં વિવિધ પાસાઓનું મહત્ત્વ સમજીને તેના અમલદારો તેનો કાર્યદક્ષ રીતે અમલ કરી રાજ્યને કીર્તિ અપાવતાં હતાં એમ કહી શકાય.

# પ્રકરણ - ૪

## સમકાલીન પદ્ય સાહિત્યમાંથી પ્રાપ્ત થતો બાબી રાજવીઓનો રાજકીય ઈતિહાસ

૪.૪.૭ કાસ્કેટ.

૪.૪.૮ સિલ્વર જ્યુબિલીની યાદગીરીરૂપ ખાસ કેલેન્ડર.

૪.૪.૯ નવાબની ચાંદીથી તુલા વિધિ.

૪.૪.૧૦ અખબારોના અહેવાલો.

૪.૪.૧૧ નવી નિશાળો ખોલવા બાબત.

૪.૪.૧૨ નવાબનો ઢંઢેરો

૪.૪.૧૩ નવાજેશો

૪.૪.૧૪ ભાષણ

૪.૪.૧૫ નોકરોને ઇનામ, બક્ષીસ

૪.૪.૧૬ ફંડમાંથી રકમની માંગણીઓ

૪.૪.૧૭ ૨૫ વર્ષના શાસનકાળનો અહેવાલ.

૪.૪.૧૮ આ પ્રસંગે રચાયેલા જુદાં-જુદાં ગીતો.

૪.૫ ઉપસંહાર.

## ૪.૧ પ્રસ્તાવના :-

સમકાલિન પદ્યસાહિત્ય અને અન્ય પ્રથમકક્ષાનાં સાધનોને આધારે આ પ્રકરણમાં જૂનાગઢનાં બાબી રાજ્યનાં રાજકીય ઇતિહાસના ત્રણ મુદ્દાઓને આલેખવાનો, તપાસવાનો ઉપક્રમ રાખ્યો છે. તેમાંથી જૂનાગઢ રાજ્યનાં ત્રણ મહત્ત્વના પ્રસંગોનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે, આ ત્રણેય પ્રસંગો વખતે લોકોમાંથી ઘણાં બધાં ગીતો રચાઇને આવ્યા હતા. તે ગીત આજે આપણને દિશાસૂચક અને એ પ્રસંગની આભા અને ઇતિહાસ દર્શાવતા થઇ પડ્યા છે. તેનાં પ્રથમ વિભાગમાં આપણે નવાબ મહાબતખાનના રાજ્યારોહણ પ્રસંગને પૂર્ણરૂપે આલેખ્યો છે. જેમાંથી રાજ્યારોહણ સમયની વિધિ અને અન્ય બાબતો ઉપર પ્રકાશ પાડી શકાયો છે. નવાબના આ રાજ્યારોહણ પ્રસંગે પ્રજાજનો અને બહારના લોકોમાંથી ૧૦ જેટલા ગીતો રચાઇને આવ્યા હતાં તેને અહીં મૂલવવાનો અને તપાસવાનો ઉપક્રમ રાખી તેમાંથી પ્રાપ્ત થતા ઇતિહાસને પણ બહાર લાવવાનો પ્રયત્ન કરાયો છે.

બીજા વિભાગમાં જૂનાગઢના નવાબોને બ્રિટિશસત્તા તરફથી વિવિધ પ્રકારના માનચાંદ અને ઇલકાબો આપવામાં આવ્યા હતાં તેનો ઇતિહાસ આલેખીને તે પ્રસંગે પણ એકલ-દોકલ ગીત લોકોમાંથી રચાઇને નવાબની પ્રશસ્તિરૂપે રાજ્યને મળ્યા હતાં, તેને તપાસી, મૂલવી અને સત્યતાની એરણે ચડાવીને તેનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે અને બ્રિટિશસત્તાનું આવા ઇલકાબો આપવા પાછળનું ધ્યેય છતું કરવામાં આવ્યું છે.

ત્રીજા વિભાગમાં જૂનાગઢના અંતિમ શાસક નવાબ મહાબતખાન ત્રીજાના શાસનને ૨૫ વર્ષ પૂર્ણ થતાં ગોંડલ, પાલિતાણા વગેરે રજવાડાઓની જેમ જ જૂનાગઢ રાજ્યે પણ તેનો સળંગ સિલસિલાબંધ ઇતિહાસ અને તે વખતે રચાયેલા પદ્ય સાહિત્યને શોધીને તેમાંથી અને પ્રથમકક્ષાનાં અન્ય આધાર સાધનોથી આ પ્રસંગને તલસ્પર્શી અને ઝીણવટપૂર્વક તટસ્થપણે આલેખવામાં આવ્યો છે.

ટૂંકમાં જૂનાગઢ રાજ્યના રાજકીય ઇતિહાસને લગતા ત્રણ પ્રસંગોને વિસ્તૃત રીતે અહીંથી જાણી અને સમજી શકાય છે અને એ સમયનું પ્રજામાનસ અને એ પ્રસંગને અનુરૂપ ગીતો રચવાની ભૂમિકા દર્શાવવામાં આવી છે.

## ૪.૨ નવાબ મહાબતખાન ત્રીજાનું રાજ્યારોહણ :-

નવાબ મહાબતખાનજી ત્રીજાએ જૂનાગઢનાં સાતમા નવાબ રસુલખાનનાં તા. ૨-૮-૧૯૦૦ ના રોજ જન્મેલા પુત્ર હતા. તેમણે અંગ્રેજી કેળવણી લીધી હતી અને ઇંગ્લેન્ડમાં અને અજમેરની મેયો કોલેજમાં અભ્યાસ કર્યો હતો, બ્રિટિશ અધિકારી એવા કેપ્ટન બેલ અને મિ. એચ. એ. ડબલ્યુ. બ્લેડનનાં હાથ હેઠળ તેઓ તૈયાર થયા હતા, તેમણે ઉર્દુ શિક્ષણ રાજ્યના સેશન્સ જજ ફકિહ પાસેથી મેળવ્યું હતું, તેઓ અંગ્રેજી ભાષા ઉપર સારૂં એવું પ્રભુત્વ ધરાવતાં હતાં. નવાબ રસુલખાનના અવસાન સમયે તેઓની ઉંમર માત્ર ૧૧ વર્ષની હોવાથી બ્રિટિશ સત્તાના ધારાધોરણો અને નિયમો મુજબ જૂનાગઢ રાજ્યને વહીવટદાર (એડ મિનિસ્ટ્રેટર)ના હાથ હેઠળ ઇ.સ. ૧૯૧૧ થી ઇ.સ. ૧૯૨૦ સુધી મૂકવામાં આવ્યું

હતું અને એ અરસામાં નવ વર્ષના શાસનકાળ દરમિયાન પાંચ બ્રિટિશ અધિકારીઓએ(૧) મેજર જે. બી. કાર્ટર (માત્ર એક દિવસ),(૨)કેપ્ટન એચ. એચ. સ્ટ્રોંગ (૧૪ દિવસ),(૩)એચ. ડી. રેન્ડોલ (તા. ૬-૨-૧૯૧૧ થી ૧૪-૧૧-૧૯૧૧)(૪) મિ. એલ. રોબર્ટસન (૧૪-૧૧-૧૯૧૧ થી ૧૯-૩-૧૯૧૩)(૫)મિ. એચ. ડી. રેન્ડોલ (૧૯-૩-૧૯૧૩ થી ૩૦-૩-૧૯૨૦) જૂનાગઢનું શાસન ચલાવ્યું હતું. જેમાં સૌથી વધુ સમય રેન્ડોલે ગાળ્યો હતો અને જૂનાગઢ રાજ્યને તેમણે આધુનિક્તાના પંથે દોરી જઇ નમૂનેદાર બનાવ્યું હતું.

આખરે નવાબ મહાબતખાન સગીર વય વટાવી ઉંમરલાયક થતા તા. ૩૧-૩-૧૯૨૦ના રોજ જૂનાગઢ રાજ્યનો પૂર્ણ અખત્યાર તેમને સોંપી દેવામાં આવ્યો હતો.

**૪.૨.૧ રાજ્યારોહણવિધિ:-**

આ સંશોધનના સમયગાળા દરમિયાન જૂનાગઢની ગાદી ઉપર ચાર નવાબો ગાદી ઉપર આવ્યા હતાં તેમાંથી માત્ર નવાબ મહાબતખાન બીજાના રાજ્યાભિષેક પ્રસંગ વિશે એટલું જાણી શકાય છે કે, તેઓ તેમના ભાઇ એવા નવાબ હામદખાન બીજાના અવસાન સમયે ૧૪ વર્ષનાં હોવાથી [૧] પોલિટિકલ એજન્ટ કર્નલ લેંગે એક રિજન્સી કાઉન્સિલની નિમણૂંક કરી હતી અને તે રાજ્ય ચલાવતી. ઇ.સ. ૧૮૫૮માં મહાબતખાન બીજા ૨૧ વર્ષના થતાં રિજન્સી કાઉન્સિલ બરખાસ્ત કરી તેમને પૂર્ણ અખત્યાર સોંપવામાં આવ્યો હતો [૨] પરંતુ આ સિવાય રાજ્યાભિષેક વિધિ કેવી રીતે કરવામાં આવી હતી તે સાધનોને અભાવે જાણી શકાતું નથી.

નવાબ બહાદુરખાન ત્રીજાને તા. ૧૭-૯-૧૮૮૨નાં રોજ રાજગાદીએ બેસાડવામાં આવ્યા હતાં. જૂનાગઢના બાબી નવાબોની રાજકીય પ્રણાલિકા મુજબ તેમને તે દિવસે સફેદ પોશાક પહેરાવવામાં આવ્યો હતો અને આજના સૈયદવાડા વિસ્તારમાં **ગાદી ઓટા** તરીકે ઓળખાતી જગ્યાએ એ ઓટા ઉપર રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો જૂનાગઢના નવાબોની આ એક વિશિષ્ટ અને પરંપરાગત પ્રણાલિકા હતી. નવાબ બહાદુરખાન ત્રીજા ગાદીએ બેઠા ત્યારે અજમેર તારાગઢ મીરાસાહેબની દરગાહના મુંજાવર આશીર્વાદ આપવા આવેલા, તેમને પોશાકની ૩૦૦ કોરી અને સોનાનો હાર [૩] ભેટ આપવામાં આવ્યો હતો. નવાબ રસુલખાન ગાદીએ બેઠા એ વખતે ૨૦૦ કોરી પોશાક માટે આપવામાં આવી હતી. આ સિવાય ઇસ્લામી ધર્મગુરૂઓમાં ચાર-પાંચ જણાને પાકા સીધા આપવામાં આવ્યા હતાં.

જૂનાગઢના નવાબોની નીતિ સહિષ્ણુતાની હતી અને અનેક હિંદુ રિવાજોનું પણ તેઓ અનુસરણ કરતા હતા જેવા કે, મુહૂર્ત જોવડાવવું, શાહજાદાઓના જન્માક્ષર બનાવવા, તિથિ ચોઘડીયા જોવા તથા શુભપ્રસંગોએ ગણેશપૂજન કરવું વગેરે... પરંતુ રાજ્યાભિષેક સમયે હિંદુ રાજ્યારોહણની કોઇ પદ્ધતિઓ કે રિવાજો આચરવામાં આવ્યા હોય એવું માલુમ પડતું નથી.

---

૧. State Publication, **'The Babi Rulers of Sorath'**, Junagadh, 1903 A.D., Page - 50.

૨. દેસાઇ, શંભુપ્રસાદ હ., **'જૂનાગઢ અને ગિરનાર'**, રાજકોટ, બીજી આવૃત્તિ, ઇ.સ.૧૯૯૦, પૃ-૧૯૯.

૩. **ગાદી દફતર**, ફા.નં.-૨૪, ઇ.સ. ૧૯૨૦, ગુ.રા.અભિ., જૂનાગઢ.

રાજગાદીના ઓટા ઉપર રાજ્યાભિષેક થયા બાદનો કાર્યક્રમ અન્ય સ્થળોએ યોજાતો હતો. જેમ કે, નવાબ રસુલખાનના રાજ્યાભિષેક બાદનો કાર્યક્રમ મહાબત મદ્રેસા (આજનું નરસિંહ વિદ્યામંદિર)માં અને નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યાભિષેક બાદનો કાર્યક્રમ બહાઉદ્દીન કોલેજના મધ્યસ્થખંડમાં ઉજવાયો હતો.

### ૪.૨.૨ રાજ્યારોહણની આમંત્રણપત્રિકા અને આગ્રહપ્રથા :-

રાજ્યારોહણનો જે ચોક્કસ દિવસ નિર્ધારિત કરાયો હોય તે દિવસની સીધી સાદી એ જમાનાને અનુરૂપ લાલ અક્ષરોથી [૪] છપાયેલી કંકોત્રી બનાવવામાં આવતી હતી તે દીવાનના નામે છપાતી હતી અને લાગતા-વળગતાઓ, સગા-સંબંધીઓ અને ભારતના અન્ય દેશી રજવાડાઓમાં મોકલવામાં આવતી હતી તે કંકોત્રી બહુ ઓછી જગ્યાઓએ પોસ્ટ મારફત મોકલાતી બાકીની બધી જ કંકોત્રીઓ જે વર્ગનો રાજવી કે વ્યક્તિ તેના મોભા અનુસાર જૂનાગઢ રાજ્યના કોઇને કોઇ અધિકારીઓ કે નોકરિયાતો[૫] તે રૂબરૂ લઇને આપવા જતા હતાં. આ કંકોત્રીની સાથે સાથે પૂર્ણ પોશાક, સાફો, અચકન, સુરવાલ વગેરે પણ મોકલવામાં આવતા હતા [૬] જો કે, આ રિવાજ સૌરાષ્ટ્રના લગભગ મોટાભાગના બધા જ દેશી રજવાડાઓમાં હતો. જે વ્યક્તિઓ આ પત્રિકા લઇને જાય તેને ડેપ્યુટેશન કહેવામાં આવતું હતું. જે વ્યક્તિને નિમંત્રણ આપવા ગયા હોય તે વ્યક્તિઓ પણ સામે જૂનાગઢને વળતો પોશાક અને ડેપ્યુટેશનમાં આવનાર વ્યક્તિઓને ઇનામ આપતાં હતાં.

ટૂંકમાં એક પ્રકારની આ રૂબરૂ આગ્રહ કરવા જવાની પ્રથા હતી એમ કહીએ તો કશું ખોટુ નહિં ગણાય. જૂનાગઢના છેલ્લા ત્રણ નવાબોના રાજ્યાભિષેક વખતે સૌરાષ્ટ્રનાં પાંચ ગામ સુધીના દરેક રજવાડાઓ અને ભારતના મોટાં-મોટાં દરેક રજવાડાઓને નિમંત્રણો આપવામાં આવ્યા હતાં.

### ૪.૨.૩ નિમંત્રિત મહેમાનો :-

રાજ્યાભિષેક પ્રસંગમાં ખાસ કરીને કોઇપણ બ્રિટિશ અધિકારી હાજર રહેતો હતો. મોટેભાગે એજન્ટ ટુ ધી ગવર્નર રાજ્યાભિષેક પ્રસંગે હાજર રહેતો. નવાબ રસુલખાનના રાજ્યાભિષેક વખતે પોલિટિકલ એજન્ટ સર ચાર્લ્સ ઓલિવન્ટ હાજર રહ્યા હતાં. તો નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યાભિષેક વખતે એજન્ટ ટુ ધી ગવર્નર મેકોનિકી હાજર રહ્યાં હતાં. આ સિવાય પોતાના જ કુળના એવા બાબી શાસકોમાંથી માણાવદર, બાંટવા, સરદારગઢના રાજવીઓ અને રાધનપુર, વાડાસિનોર વગેરેના રાજવીઓને ખાસ આમંત્રણ હોવા છતાં તેઓ છેલ્લાં ત્રણ નવાબોના રાજ્યાભિષેક વખતે હાજર રહ્યાનું જણાયુ નથી તે એમ સૂચવે છે કે તેઓ પોતાના પ્રતિનિધિ દ્વારા જ ચલાવી લેતા હતા અથવા કોઇપણ કારણોસર હાજર રહ્યા જણાતા નથી. એવી જ રીતે કદાચ જૂનાગઢના નવાબ પણ અન્યત્ર નહિ જતા હોય. દા.ત. તા. ૨૯-૬-૧૯૦૮નાં રોજ માંગરોળના શેખ જહાંગીર મિયાંના રાજ્યાભિષેક વખતે નવાબ રસુલખાને પોતાના દીવાન મિર્ઝા અબ્બાસઅલી બેગને મોકલી દીધા

---

૪. **શાહી દફતર** (દીલાવરખાન) ફાઇલ નં. ૭/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫. **શાહી દફતર** (દીલાવરખાન) ફાઇલ નં. ૭/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૬. **શાહી દફતર** ફાઇલ નં. ૨૬ (દીવાન મહમદભાઇ), ઇ.સ. ૧૯૨૩, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

હતાં.[૭] યુરોપિયન મહેમાનોની સરભરા માટે મુંબઇની તાજ હોટલને કામગીરી સોંપાઇ હતી.[૮]

**૪.૨.૪ શહેર શણગાર :-**

મુઘલ બાદશાહો જાહોજલાલીના રોશની, બાગબગીચાઓના જેવા શોખીન હતા તેવા જ શોખીન જૂનાગઢના નવાબો હતા અને એટલે જ જૂનાગઢ રાજ્યને **'છોટી મુગલાઇ'** કહેવામાં આવતું હતું [૯] આથી જૂનાગઢ રાજ્યના દરેક પ્રસંગને ખાસ કરીને છેલ્લા ચાર નવાબોના કાર્યકાળ દરમિયાનના દરેક પ્રસંગો જેવા કે, રાજ્યાભિષેક, સુન્નતશાદી, મંગની, શાદી, ઉદ્‌ઘાટનો વગેરે સમયે શહેરને શણગારવામાં આવતું નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યાભિષેક વખતે જૂનાગઢ શહેરના મુખ્ય રસ્તાઓ ઉપર 'ઘણું જીવો નવાબ સાહેબ' એવા આશીર્વાદના સૂત્રો લખેલી મંડપની કમાનોથી સજાવવામાં આવ્યો હતો અને ગવર્નરના કાફલાને વધાવવા રેલવે સ્ટેશનને શણગારવામાં આવ્યું હતું [૧૦] અને તેના આગમન વખતે તોપની સલામી આપવામાં આવી હતી. પછી ગવર્નરને રૂપાની ચાર ઘોડાવાળી બગીમાં જૂનાગઢના સુશોભિત રસ્તાઓ ઉપરથી ઉતારે લઇ જવાયા હતાં.

જૂનાગઢની રાજ્યની મુખ્ય મુખ્ય ઇમારતો અને મકબરાઓને રોશનીથી ઝળહળતા કરવામાં આવ્યાં હતાં. એ રોશની કરવાનો ઇજારો જૂનાગઢના એ.કે. દારૂવાલાને [૧૧] આપવામાં આવતો હતો.

**૪.૨.૫ ખુશાલીના વિવિધ કાર્યક્રમો :-**

રાજા રજવાડાઓ ખુશાલી પ્રસંગે વિવિધ પ્રકારનાં આનંદોત્સવ ઉજવતા તેમાનાં ઘણાં કાર્યક્રમો જાહેર જનતાને હિતાર્થે કરવામાં આવતા હતા. તો અમુક કાર્યક્રમો રાજમહેલની અંદર થતા હતાં. જો કે, નવાબ મહાબતખાન બીજા કે બહાદુરખાન ત્રીજાના સમયના આવા કોઇ આનંદોત્સવ કે ખુશીના કાર્યક્રમો થયા હોવાનું જણાયું નથી. જ્યારે નવાબ રસુલખાન તો અલગારી અને ઓલિયા સ્વરૂપનું વ્યક્તિત્વ ધરાવતા હોવાથી તેમના કાળમાં આવા પ્રસંગો બહુ ઉજવાયેલા જોવા મળતા નથી. પરંતુ નવાબ મહાબતખાન ત્રીજા તો ખૂબ જ શોખીન અને પોતે પણ નાટ્ય પ્રવૃત્તિમાં રસ ધરાવનારા હોવાથી દરેક પ્રસંગોમાં રાજ્ય તરફથી નાટકો, સિનેમેટોગ્રાફ અને સિનેમાના શોના કાર્યક્રમ યોજાયા હતાં. પરંતુ નવાબના રાજ્યાભિષેક પ્રસંગે અન્ય પ્રસંગો જેવા નાટકો કે સિનેમેટોગ્રાફ બતાવાયા ન હતા પણ ગાયનવાદના કાર્યક્રમો થયા હતાં. આ પ્રસંગે વડોદરાથી ધ ચાર્મીંગ સિનેમા હેડ ઓફિસ ફાઇન આર્ટ ગેલેરી પાસેથી સિનેમેટોગ્રાફ મિ. ઇ. એમ. પટેલ પાસેથી મંગાવીને બતાવવામાં આવ્યા હતાં.[૧૨]

**૪.૨.૬ ખુશાલીની નવાજેશો :-**

દેશી રાજ્યોના પ્રજાજનો કોઇ ખાસ પ્રસંગોની કાગડોળે રાહ જોતા હતાં, કારણ કે, દરેક રજવાડાની

---

૭. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સં.-૧૯૬૪, અષાઢ, (વધારો), પૃ.-૨૨૮.

૮. **કાઠિયાવાડ ટાઇમ્સ** - તા. ૨૮-૩-૧૯૨૦.

૯. દવે, નૌતમભાઇ કે., જૂનાગઢ, ઉ.વ. ૮૦, ની રૂબરૂ મુલાકાતના આધારે.

૧૦. **કાઠિયાવાડ ટાઇમ્સ,** તા. ૩૧-૩-૧૯૨૦.

૧૧. **પેલેસ ઓફિસ કેશબુક** ઇ.સ. ૧૯૩૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૨. **ગાદી દફતર,** ફા. નં. ૬, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

રીતરસમ મુજબ પ્રસંગો વખતે પ્રજા ઉપયોગી અને પ્રજાકલ્યાણકારી કેટલીક જાહેરાતો કરવામાં આવતી હતી. આથી નવાબ મહાબતખાન ત્રીજાએ પોતાના રાજ્યાભિષેક પ્રસંગે પ્રજા માટે ખુશાલીમાં નીચે[૧૩] મુજબની નવાજેશોની જાહેરાત કરી હતી.–

(૧) ૧ સપ્ટેમ્બર – ૧૯૨૦ થી જૂનાગઢ રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવશે અને સાથે સાથે અંગ્રેજી પાંચમાં ધોરણ સુધીનું શિક્ષણ પણ મફત આપવામાં આવશે.

(૨) જે નોકરો નવાબ રસુલખાનના સમયથી કામ કરતા હોય તેઓને એક માસનો પગાર ઇનામ તરીકે આપવામાં આવશે.

(૩) ગિરનાર અને દામોદરકુંડેથી લેવાતો યાત્રાવેરો રદ કરાશે.

(૪) કન્યાચોરીની લેત્રી માફ કરવામાં આવશે.

(૫) તા. ૩૧–૮–૧૯૧૮ સુધીનું ખેડૂતોનું લેણું માફ કરવાની જાહેરાત કરવામાં આવી હતી.

જો કે, આ લેણાની માફીમાં રાજ્યે થોડીક બુદ્ધિ વાપરી પ્રજાજનોની વાહવાહ મેળવવા ઉદારતાભરી જાહેરાત જ કરી હતી. બાકી આ માફીમાં નીચેના લેણાઓની માફી કરવામાં આવી ન હતી.– જેમ કે, તગાવીનું લેણું, ઇજારા તેમજ ઘાસ વેચાણ, ખાતેદારોને નામે મંડાઇ ગયા હોય તેવા કબૂલાતના લેણા, નજરાણાના લેણા, જમીન–મકાન–વેચાણના લેણા, પટલાઇના નજરાણાના લેણા, મોકસલી બાબતના લેણા, દંડ અંગેના લેણાં.

એ સમયની દેશી રાજ્યોની પ્રજા કુટિલ અંગ્રેજો અને રાજાઓની પ્રજાવત્સલ નવાજેશોને પૂર્ણપણે સમજી શક્તી નહી અને પ્રજામાનસમાં એવું ફેલાઇ જતું કે નવાબે આપણા લેણા માફ કરી દીધા છે. હકીકતે બધા એમ માનતા થઇ જતા કે, આપણા લેણા માફ થઇ ગયા છે. જો કે, એ વાત સાચી છે કે નવાબના આ રાજ્યાભિષેકની લેણા માફીની આ જાહેરાતથી નાના ખેડૂતોને ખૂબ જ ફાયદો થયો હતો અને જૂનું લેણું માંડવાળ કરવામાં આવ્યું હતું. દા.ત. પાટણ મહાલમાં જ રૂા. ૩૨૬૪નું ખેડૂતોનું લેણું માફ કરવામાં આવ્યું હતું.[૧૩]

## ૪.૨.૭ રાજ્યાભિષેક સ્થળની વ્યવસ્થા અને તસવીરો અને અખબારો :-

જૂનાગઢની નવાબીની શાહી રીતરસમ મુજબ નવાબ મહાબતખાન ત્રીજાનો મૂળ રાજ્યાભિષેક ગાદી ઓટાએ કરાયા બાદનો કાર્યક્રમ જૂનાગઢની બહાઉદ્દીન કોલેજના મધ્યસ્થખંડમાં ઉજવવામાં આવ્યો હતો અને ત્યાં ચુસ્ત કડક બંદોબસ્તની વ્યવસ્થા કરવામાં આવી હતી. સાથે સાથે રાજ્યના તમામ ખાતાઓને સજાગ બનાવવામાં આવ્યા હતાં. રાજ્યના ચીફ એન્જીનિયરની દેખરેખ હેઠળ કોલેજના મધ્યસ્થખંડમાં ૨૪×૧૬ ફૂટનો [૧૪] મંચ બનાવવામાં આવ્યો હતો અને ખંડમાં બેસનાર દરેક મહાનુભાવોની જગ્યા બતાવતો પ્લાન બનાવવામાં આવ્યો હતો અને તેમાં ચોક્કસ વિભાગો પાડી કોને ક્યાં બેસવાનું છે તે નક્કી કરી આપવામાં આવ્યું હતું જેથી કરીને નાના–મોટા કે દરજ્જા સંબંધી કોઇ પ્રશ્ન ન ઉપસ્થિત થાય.

---

૧૩. **ગાદી દફ્તર,** ફા. નં. ૬, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૪. **ગાદી દફ્તર,** ફા. નં. ૧૨, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

આ શુભ પ્રસંગની યાદગાર તસવીરો ખેંચવા માટેનું કામ મેળવવા માટે મુંબઇના વર્નોન્સ સ્ટુડીયોઝ અને જામનગરવાળા જામનગર ફોટો કંપની અને જામનગરવાળા જોશી અને વારાએ પણ માંગણી કરી હતી અને પછી ઇ.સ. ૧૯૧૨માં સ્થપાયેલ વારા કંપની જામનગરને એ કામ સોંપવામાં આવ્યું હતું.[૧૫] જો કે, આજે કદાચ કાળની ગર્તામાં એ યાદગાર તસવીરો વિલિન થઇ ગઇ લાગે છે તેથી એ તસવીરો ક્યાંય પણ શોધખોળ કર્યા પછી પણ મળતી નથી. નવાબના આ રાજ્યાભિષેકનો અહેવાલ સૌરાષ્ટ્ર-ગુજરાતના તથા મુંબઇથી પ્રસિદ્ધ થતા 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'એ છાપ્યો હતો.[૧૬] આ ઉપરાંત 'ટાઇમ્સ ઓફ ઇન્ડીયા'એ પોતાના પ્રતિનિધિને પણ ઉપસ્થિત રાખ્યો હતો. આ સિવાય રાધનપુર રાજ્યે પોતાના જ બાબી વંશનું રાજ્ય જૂનાગઢ હોવાને નાતે પોતાના રાધનપુર ગેઝેટમાં ખાસ વધારો બહાર પાડી આખો અહેવાલ છાપ્યો હતો.[૧૭] અને ખુશાલી વ્યક્ત કરી હતી. સાથે-સાથે રાધનપુર રાજ્યની નિશાળો અને ઓફિસમાં ૩૧-માર્ચ અને ૧- એપ્રિલ એમ બે દિવસની રજા જાહેર કરવામાં આવી હતી અને કેદી જીવરાજ રામજી અને કેદી જગશી અબાને છોડી મૂકી એનો દંડ માફ કરવામાં આવ્યો હતો.

### ૪.૨.૮ ગાદીધારકના ઉદ્ગારો:-

રાજ્યાભિષેક થયા બાદ સાંજે ૫ વાગ્યે કોલેજના મધ્યસ્થખંડમાં રાવબહાદુર અનંત સદાશિવ તામ્બેએ અન્ય દેશી રજવાડાઓમાંથી આવેલ ડેપ્યુટેશનો પાસેથી પોશાક સ્વીકાર્યો અને દીવાને ડેપ્યુટેશનના સભ્યોને સ્ટેટ તરફથી વળતો પોશાક આપ્યો હતો.[૧૮] ગવર્નરના એજન્ટ મેકોનિકીએ નવાબને સિંહાસને બેસાડી એડમિનિસ્ટ્રેશન પુરૂ થયાની જાહેરાત કરી અને કહ્યું કે, બ્રિટિશ રાજ્યકાળ દરમિયાન રાજ્યની સ્થિતિ સુધરી છે અને રાજ્યની ઉપજ ૨૬ લાખમાંથી ૫૫ લાખ થવા પામી છે. ત્યારબાદ નવાબે છટાદાર શબ્દોમાં અંગ્રેજીમાં પ્રજાજોગ પોતાનું પ્રવચન આપ્યુ હતુ અને તેનો ઉર્દુ તરજુમો રાજ્યના નાયબ દીવાને વાંચી સંભળાવ્યો હતો.

સૌરાષ્ટ્રના કોઇપણ રાજાઓ બ્રિટિશરોના સંપર્કમાં આવ્યા પછી પોતાનો રાજ્યાભિષેક પ્રસંગ ઉજવે ત્યારે મોટેભાગે આ પ્રકારની નીતિને અનુસરતા હતા. સૌપ્રથમ તો પોતાના પિતા, કાકા કે ભાઇની તેને ગાદી મળી રહી હોય તેથી તેમના અવસાન અંગે દિલગીરી પ્રદર્શિત કરતા હતા. ત્યારબાદ સદ્ગત રાજવીના અવસાન પછી વહીવટદાર નિમાયા હોય કે અન્ય કોઇએ સત્તા સંભાળી હોય અને પોતાને રાજગાદી મેળવવામાં ઉપયોગી થયા હોય એવા વ્યક્તિઓને ગાદીધારક આ પ્રસંગે ખાસ યાદ કરી તેનું શબ્દોરૂપી સન્માન કરતા હતા. આ સમયે પ્રજાજનો પણ એક નવી આશા અને મિટ માંડીને બેઠા હોય છે કે રાજ્ય કાંઇક નવાજેશો કરશે. આથી રાજગાદી ધારણ કરનાર રાજા પોતાની નીતિની અને નવાજેશોની જાહેરાત પણ આ પ્રસંગે કરાતી હતી.

---

૧૫. **ગાદી દફ્તર,** ફા. નં. ૧૪, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૬. **ગાદી દફ્તર,** ફા. નં. ૨૨, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૭. **રાધનપુર સ્ટેટ ગેઝેટ,** તા. ૧૫-૩-૧૯૨૦, પૃ.-૧.
૧૮. **કાઠિયાવાડ ટાઇમ્સ,** તા. ૪-૪-૧૯૨૦.

તા.૧૭-૯-૧૮૮૨ના રોજ નવાબ બહાદુરખાન ત્રીજા રાજ્યની પ્રથા મુજબ સફેદ પોશાક ધારણ કરી રાજગાદીના ઓટા ઉપર રાજસિંહાસને બેઠા અને પોતાના સદ્‌ગત પિતાશ્રીને યાદ કરી વજીર બહાઉદ્દીનભાઇ અને દીવાન સાલેહ હિંદીનો આભાર માન્યો હતો. પછી પોતાની રાજ્યનીતિની જાહેરાત કરી કહ્યું હતું કે, એ બન્ને વ્યક્તિઓ જે રીતે રાજ્યસત્તા ચલાવે છે એવી જ મારી ઇચ્છા રાજ્ય કારભાર ચલાવવાની છે અને રાજ્યના તમામ નાના-મોટા નોકરોનો માન મરતબો હું બરાબર જાળવીશ તેમજ તમામ રૈયત જેવી રીતે પ્રેમભાવથી પહેલા વર્તતી હતી એવી રીતે હજુ વર્તે એવી આશા રાખું છું.

તા. ૨૦-૬-૧૮૯૨ના રોજ નવાબ રસુલખાનએ ગાદી સ્વીકારતી વખતે અલ્લાહને યાદ કરી **''બિસ્મિલ્લાહ હિર રહેમાન નિર રહિમ''** બોલીને પોતાના ભાષણની શરૂઆત કરી હતી અને પોતાની રાજનીતિ અને પ્રજાપ્રેમને વ્યક્ત કર્યો હતો. વિશેષમાં તેમણે એ જાહેરાત કરી હતી કે, ગીરનું જંગલ મને વ્હાલું છે અને તેની સંભાળ રાખવાનો હું પ્રયત્ન કરીશ અને કૈસરે હિંદ રાણી વિક્ટોરીયાની લાંબી જીંદગી અને સુખ ઇચ્છવાની પોતે જાહેરાત કરી થોડી ખુશામત પણ કરી હતી.

જ્યારે તા. ૩૧-૩-૧૯૨૦ના રોજ નવાબ મહાબતખાન ત્રીજાએ રાજગાદી સ્વીકારતી વખતે પોતાના બાળપણ, અભ્યાસ અને રાજ્ય માટે બ્રિટિશ સત્તાએ લીધેલા સારા પગલાઓને યાદ કરી તેમનો આભાર વ્યક્ત કર્યો હતો અને પોતાની રાજનીતિની જાહેરાત કરતા કહ્યું કે,''મારા પૂર્વજોના કેટલાક ગુણો મને વારસામાં મળેલા છે તે સાચા છે અને પ્રજા સાથેનો સમભાવ તથા બ્રિટિશ સત્તા સાથેની વફાદારીને હું ચાલુ રાખીશ અને સંપૂર્ણ ભરોસા સાથે મારી વ્હાલી પ્રજાને ફરમાવું છુ કે મારા કૂળ પ્રત્યે જે પ્રમાણે હંમેશા તે વફાદાર રહ્યા છે તે પ્રમાણે વફાદાર રહેજો અને મારા નિમેલા અધિકારીઓને માન આપજો અને શાંતિ અને એક્તાથી રહેવાથી જ એકબીજાને સુખ પ્રાપ્ત થાય છે એમ માનીને ચાલજો.''

આ રીતે રાજગાદી સ્વીકારતી વખતે રાજાઓ પોતાના ઉદ્‌ગારો અને ભાવિ નીતિની જાહેરાત કરતા માલૂમ પડે છે.

### ૪.૨.૯ મુખ્ય નિમંત્રિતોના ઉદ્‌ગારો :-

રાજ્યારોહણ સમયે ખાસ મુખ્ય નિમંત્રિતો તરીકે ગવર્નર પોલિટિકલ એજન્ટ કે આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ અને અન્ય રાજવીઓને જ બોલાવવામાં આવતા હતા એમાં મોટે ભાગે અંગ્રેજ અધિકારીઓને જ બોલાવવામાં આવતા હતા. તેનું કારણ મુખ્યત્વે એ હતુ કે સૌરાષ્ટ્રનાં બધા જ રજવાડાઓ બ્રિટિશ સત્તાની હેઠળ હતા અને તેથી બ્રિટિશરોને ખુશ રાખવા અને સારા સંબંધો જાળવી રાખવા જરૂરી હતાં. તેથી આવા પ્રસંગોએ તેમને એવા બહાનાસર તેડાવવામાં આવતા હતા ત્યારે બ્રિટિશરો પણ રાજ્યારોહણ પ્રસંગે નવા રાજાને બ્રિટિશરોની નીતિથી એ પ્રસંગે જ વાકેફ કરી દેતા હતા અને નવા રાજાને પોતાની તરફ ખેંચવા માટે મીઠું મીઠું પ્રવચન કરતા અને મૃતક રાજવીનું ઇંગ્લેન્ડની મહારાણી સુધીના બ્રિટિશ અધિકારીઓના શોક પ્રગટ કરતા હતા અને તેમના પૂર્વ રાજવીઓની નીતિ અને બ્રિટિશ સત્તા સાથેના ભૂતકાળના સંબંધોને ખાસ ઉલ્લેખિત કરી ખાસ આ પ્રસંગે નવા રાજાને બ્રિટિશ સત્તાથી અભિભૂત થયા હોવાનો પ્રયત્ન કરતા હતાં. સાથે-સાથે પોતાની સરકાર અને રાજાના

વખાણ કરવાની તક પણ ચૂકતા નહિ. આ પ્રસંગના પ્રવચનના અંતે ઉપરોક્ત અધિકારીઓ રાજાને સલાહ સૂચન આપતા પણ માલુમ પડ્યા છે. જેમ કે નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યારોહણ સમયે એજન્ટ ટુ ધી ગવર્નર મેકોનીકીએ ઉપરોક્ત બધા જ પાસાંઓનો પોતાના પ્રવચનમાં પરિચય કરાવ્યો હતો.

તેમાં મેકોનીકીએ નવાબને એવા ખુશ કર્યા કે આપને સગીરવયમાં મિસ્ટર એન્ડ મિસીસ ટ્યુડન ઓવન જેવા માયાળુ અને કાબેલ વાલી અને બ્લેડન જેવા મિત્ર અને સલાહકાર મળ્યા હતા અને જૂનાગઢ રાજ્યે પ્રથમ વિશ્વયુદ્ધમાં બ્રિટિશ સરકારને સારી એવી મદદ કરી હતી અને વહિવટદાર રેન્ડોલે નવ વર્ષ રાત-દિવસ જોયા વિના જૂનાગઢ રાજ્યના હિત ખાતર ઘણી વખત પોતાની તંદુરસ્તીના ભોગે નિષ્ઠાથી એકધારૂ કામ કર્યુ હતુ. ગવર્નરના આ પ્રવચનનાં અંશોમાં જ તેમની રાજ્ય તરફની નીતિ, ખુશાલી અને વાહવાહનો આપણને ખ્યાલ મળી રહે છે.

**૪.૨.૧૦ રાજ્યાભિષેક પ્રસંગે રચાયેલા ગીતો :-**

સૌરાષ્ટ્રમાં અનાદિકાળથી ચારણી, બારોટી અને ભાટ પરંપરા મુજબ એ જ્ઞાતિના લોકો કોઇ નાના મોટા રજવાડાઓમાં પોતાના સાહિત્યપ્રેમનો શોખ પોષી રહ્યા હતાં અને પોતપોતાની પ્રસંગોપાત કૃતિઓ રચતા હતા અને એ કૃતિઓને જે તે રાજાઓ જ પ્રકાશિત પણ કરી આપતા હતાં. આ પ્રકારની કૃતિઓ રચનાર ચારણ ,બારોટ નાગર, બ્રાહ્મણ, સાધુ અને અન્ય કોમોના વ્યક્તિઓ પણ હતા. જો કે, આ પ્રકારના રચનાકારોની સૌથી મોટી મર્યાદા એ હતી કે, એ ગીતોમાં મોટે ભાગે વખાણ જ આવતા હતા નહિ કે કોઇપણ પ્રકારનો કડવો બોધ જો કે, એટલું નોંધ્યા વિના ચાલે પણ તેમ નથી કે, આ રચનાકારોએ ઇતિહાસને વફાદાર રહીને ગીતો રચીને વખાણ કર્યા છે.

નવાબ મહાબતખાન ત્રીજાના રાજ્યાભિષેક વખતે નીચે મુજબના બે કવિઓએ રચેલા ગીતો પ્રાપ્ત થયા છે. પ્રથમ કવિ હતા **કવિ રણછોડભાઈ પુરૂષોતમભાઈ** જૂનાગઢવાળા હતાં.

**મહાબત નરેશ કી તેરી કોન હે સમાન આજ,**
**દાતા નૃપ રાજ કવ્ય દેન માનદાતા તું**
**ખંડખંડ ખ્યાતા ઓ વિખ્યાતા સમરથ વીર,**
**મહાગુન જ્ઞાતા જગ જાહીર જનતા તું,**
**જાતા કવ્ય ગાવે કો અસંખ્ય ગુન આતા અરૂ,**
**સિંધુ પાર પુગ્યો જશ દ્વીપ ઘર શાતા તું,**
**કહે રણછોડ કબુ અનાદર હોતા તોયે,**
**અસંતોષ નોત મોકુ હોત જો અદાતા તું,**
**દેતે સતકાર ખાન મહાબત નરેશ આજે,**
**પસયો જહાન જશ કુલીન કહાતા તું,**
**કલિ વર્તમાન વામે કર્ણભોજ વિક્રમ જ તું,**
**છત્રી બટ બીર તાકો ઘુમંડ જનાતા તું,**

**ધર્મ ઉર ધીરજ ભંડાર જ્ઞાન હુકો આપ,**
**રસુલખાન લાલા બાબી કુલ કો ઉજાલાતું,**
**કહે રણછોડ કવિ આશરો તું હારો મેરે,**
**ઓરકુન યાચું મેરો પ્રાણ સુખ દાતા તું.**

**ગીતની સમજૂતિ :-**

આ ગીતની ભાષા સીધી સાદી અને સરળ છે. જેમાં રચનાકાર જણાવે છે કે,નવાબ તમારી જેવો બીજો કોઇ રાજા દાતા અને માનદાતા છે કે જેમની ખ્યાતિ ખંડખંડમાં પહોંચી હોય ? કે જેમનો યશ અને દાતારી સિંધુ નદી પાર પહોંચી ચૂકી છે નવાબને તેઓ કર્ણ, ભોજ અને વિક્રમ જેવા ગણાવે છે.

આ ગીતમાં રચનાકાર નવાબની દાનવૃત્તિ અને તેમની કીર્તિ સિંધ સુધી પ્રખ્યાત હોવાની વાત સંપૂર્ણ સત્ય જણાય છે બાકી તેમના બે–ત્રણ ગુણ–અવગુણ અને ભૂલને ધ્યાનમાં ન લઇએ તો રચનાકારે ઇતિહાસને વફાદાર રહેવા પ્રયત્ન કર્યો છે.

બીજા રચનાકાર **મંગળપ્રસાદ નર્મદાશંકર વસાવડા** – ભેંસાણવાળાએ આ ગીત રચ્યું હતું.–

**સદભાગ્યે સર્વે પ્રજાજનતણા, ધન્ય દિવસ આ શુભ આજનો,**
**ધન્ય ધન્ય તિથી શુભવારને, ધન્ય ધન્ય સકળ સભાજનો,**
**ધન્ય જીર્ણદુર્ગ ભૂમિ વિશે, આનંદ વરસાવીયા,**
**બહાદુર મહાબતખાન નીજ તખ્ત પર બિરાજીયા,**
**છમક છમક છમકે છોલડા જય નાદ વંબાળુ તણા,**
**હણહણાટ રૂપ બહુ હણહણે સહુ નૃત્ય થનનન થેરિયા,**
**મળી મેદની આનંદથી, સુખકંદ સુયશ બોલીયો,**
**બહાદૂર મહાબતખાનજી, નિજ તખ્ત પર બિરાજીયા,**
**બળવંત બાબી કૂળદિપક, સૂર નૂર નરેશને,**
**કાબેલ કદરદાનને દીનતા દયામાં શ્રેષ્ઠ છે,**
**એવા અનુપમ આપ નૃપતિ હર્ષમય વધાવિયા,**
**સૌરાષ્ટ્રના શિરતાજ થઇ અવિચળ રહો અમ ભૂપતિ,**
**ગુણવાન શ્રેષ્ઠ શિરોમણી, પાળો પ્રજાને પ્રેમથી,**
**કિરતારની કરૂણા થકી, મંગળ અતિ વર્તાવિયા,**
**આશિષ અંતરના આપતા ઉમંગ ઉર ઉભરાય છે,**
**,સુખ સંપત્તિ આરોગ્યતા ચડતી કળા ઇચ્છાય છે,**
**આનંદ ઓત્સવને મહોત્સવ સહુ સ્થળે વ્યાપી રહ્યા,**
**ખુદ ખાવિંદને મુશ્કીલ તણી મનહોશી જૂનાગઢ ધણી,**
**જનકોડ પૂરા પાડિયા આશા વધારી અતિ ઘણી,**
**બલીષ્ટ બાબીકૂળનો વિજય કરો પ્રભુ સર્વદા,**

**દીનદીન અધિક તપો તમારું રાજ્ય આ અવની વિશે,**
**વ્રષ્ટિ કરો પ્રભુપ્રેમથી સુખસંપતિ આવી વસે,**
**ઉર્મિ અમો અંતરની અંતરવણી આનંદમય ઉભરાવવા,**
**આ કાવ્ય માંની ભૂલ માટે ક્ષમા યાચી કરગરૂ,**
**પીંગળ અને નહી પ્રાસ જાણું માનજો એ તો ખરૂ,**
**સુત નર્મદાશંકર તણો મંગળ કહે મંગળ થયા,**
**પંદરથી પરવશ કર્યો નહોતું મુજને ભાન,**
**પિસ્તાલીસે પહોંચિયો જીવો મહાબતખાન.**

**ગીતની સમજૂતિ :-**

આ રચનામાં ગીતકાર રાજ્યાભિષેક પ્રસંગને સર્વ પ્રજાજનોનો સદ્ભાગી શુભ પ્રસંગ ગણાવે છે. સાથે સાથે ગીતમાં રચનાકાર નવાબની કદરદાની અને દયાળુતાને વર્ણવે છે. સાથે સાથે એમ પણ જણાવે છે કે, આ નવાબે પ્રજાની બધી આશા પુરી પાડી છે તેને અતિશયોક્તિભર્યા વખાણ કહી શકાય. સાથે સાથે સૌરાષ્ટ્રના શિરતાજ થઇ બાબી રાજ્યનો મોભો વધારો એવી આશા સેવે છે. સાથે સાથે રચનાકાર એમ પણ જણાવે છે કે, હું કોઇ કાવ્યશાસ્ત્ર કે પિંગળશાસ્ત્રનો જાણકાર નથી તો આ રચનામાં ખરૂં-ખોટું થયાની માફી આપજો.

**૪.૨.૧૧ રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાજનોનો પ્રતિભાવ :-**

રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાજનોને પણ ઘણીબધી આશા હોય છે તેથી તેઓ પણ રાજ્યાભિષેક પ્રસંગે પોતાની ખુશાલી વ્યકત કરતા હતા. આ ખુશાલી વ્યકત કરનારાઓમાં મહાજનો તથા વિવિધ જ્ઞાતિઓ તથા શિયા અને સુન્ની મુસ્લિમો વગેરે રહેતા હતાં. આ સન્માન કોઇક બીજા પ્રસંગમાં વચ્ચે કરવામાં આવતુ હતુ. તેના માટેનો ખાસ મેળાવડો યોજવામાં આવેલો હોવાનું માલુમ પડ્યુ નથી. નવાબ મહાબતખાન ત્રીજા ગાદીએ બેઠા પછી જૂનાગઢના પ્રજાજનોએ તા. ૧૫-૮-૧૯૨૦ના રોજ નવાબના હસ્તે મ્યુનિસિપલ હોલ ખુલ્લો મુકાયો એ પ્રસંગે તેમનું સન્માન કર્યુ હતું અને જૂનાગઢના પ્રજાજનોએ જાહેર કર્યુ કે, આપ આપના નામાંકિત પૂર્વજોની ગાદી ઉપર બિરાજમાન થયા તે પ્રસંગે અમારા અંતઃકરણપૂર્વક તથા માનપૂર્વક અભિનંદન આપીએ છીએ. આ સિવાય પ્રજાજનોએ નવાબને આ પ્રસંગે પિતાતુલ્ય કાળજી રાખનારા તથા પ્રત્યેક ધર્મ અને મજહબ માટે સમાનતાની દષ્ટિથી જોનાર વ્યક્તિ ગણાવ્યા હતાં.[૧૯]

નવાબે પોતાના આ સન્માનના પ્રત્યુત્તરમાં જણાવ્યું હતું કે, મારી વ્હાલી પ્રજાને માટે હું બનતું બધું જ કરીશ.

**૪.૩ જૂનાગઢના છેલ્લા ચાર નવાબોને મળેલા ઇલકાબો :-**

ભારતમાં આવીને અંગ્રેજોએ પોતાનું રાજ્ય સ્થાપ્યા પછી એ રાજ્યને ટકાવી રાખવા માટે વિવિધ

૧૯. દસ્તુરલ અમલ,જૂનાગઢ, સં.-૧૯૭૬, શ્રાવણ બીજો, પૃ-૫૧૭.

પ્રકારના નુસખાઓ અને ઉપાયો શોધવાની શરૂઆત કરી દીધી હતી અને ભારતીય રાજાઓને નમાવવા અને ખુશ કરવા માટે કેટલાક પ્રયત્નો કર્યા હતા. તેમાનો એક પ્રયત્ન એટલે ભારતીય રાજાઓને વિવિધ પ્રકારના માન, ચાંદ અને ઇલકાબો આપવાની શરૂઆત કરી હતી. લશ્કરના વડાઓને આ ઇલકાબ અપાતા હતા તેનાં જેવા જ ઇલકાબો રાજાઓને આપવાનું તેમણે શરૂ કર્યુ હતું અને લશ્કરના માનદ્ હોદ્દાઓ જેવા કે, કર્નલ, લેફ્ટેનન્ટ કર્નલ વગેરે આપવાનુ શરૂ કર્યુ હતુ. તેથી કરીને એ હોદ્દો કે ઇલકાબ મેળવનાર રાજા ખુશ રહે.

સૌરાષ્ટ્રમાં આવા ઇલકાબો મેળવનારમાં ધ્રાંગધ્રાનાં પ્રથમ રાજવી રણમલજી ઇ.સ. ૧૮૪૩થી ઇ.સ. ૧૮૬૯ જેમને ઇ.સ. ૧૮૬૩માં K.C.S.I. નો ઇલ્કાબ મળ્યો હતો.

### ૪.૩.૧ નવાબ મહાબ્બતખાન બીજા :-

જૂનાગઢના છઠ્ઠા નવાબ મહાબ્બતખાન બીજાથી ઇલ્કાબો મળવાની શરૂઆત થઇ હતી તેમ જાણી શકાય છે. નવાબ મહાબ્બતખાન બીજાએ ઇ.સ. ૧૮૭૦, ૧૮૭૨, ૧૮૭૬ અને ૧૮૭૭ના દિલ્હી દરબારમાં હાજરી આપી બ્રિટિશ સત્તાને ખુશ કરી હતી.[૨૦] તેઓને તા. ૨૭/૧૨/૧૮૭૧ના રોજ રાજકોટમાં દરબાર ભરીને K.C.S.I.નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.[૨૧] પછી ઇ.સ. ૧૮૭૭માં તા. ૧/૧/૧૮૭૭ના રોજ તેમને દિલ્હી દરબારમાં ગોલ્ડ મેડલ અને શાહી ધ્વજ એનાયત કરવામાં આવ્યા હતાં.[૨૨]

### ૪.૩.૨ નવાબ બહાદુરખાનજી ત્રીજા :-

જૂનાગઢના ૭માં નવાબ બહાદુરખાન ત્રીજાને તા. ૬/૧૧/૧૮૯૦નાં રોજ રાજકોટમાં G.C.I.E. નો ઇલ્કાબ જાહેર કરાયો હતો અને તા. ૨૦/૧૧/૧૮૯૦ના રોજ પોલિટિકલ એજન્ટે તેમને અર્પણ કર્યો હતો.

### ૪.૩.૩ નવાબ રસુલખાન :-

જૂનાગઢના ૮મા નવાબ રસુલખાનને ઇલ્કાબ જાહેર થયો ત્યારે દુષ્કાળ હોવાથી ઇ.સ. ૧૮૯૯માં ખાનગી રીતે K.C.S.I.નો ઇલ્કાબ આપી દેવાયો હતો. પછી ૧જાન્યુઆરી ૧૯૦૮ના રોજ તેમને G.C.I.E. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.[૨૩]

### ૪.૩.૪ નવાબ મહાબ્બતખાન ત્રીજા :-

જૂનાગઢના છેલ્લા નવાબ મહાબ્બતખાન ત્રીજાને તેમની બાળવયે ઇ.સ. ૧૯૧૨માં સુન્નત શાદી વખતે એડમિનિસ્ટ્રેટર રેન્ડોલે સોનાનો ચાંદ આપ્યો હતો. પછી તા. ૨૮/૧/૧૯૨૬નાં રોજ તેમને K.C.S.I. અને તા. ૧/૧/૧૯૨૬ના રોજ G.C.I.E. નો ઇલ્કાબ આપવામાં આવ્યો

---

૨૦. State Publication, **'The Babi Rulers of Sorath'**, Op. Cit., Page - 50.

૨૧. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૨૭, પોષ, પૃ-૧૦.

૨૨. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૦૯.

૨૩. Junagadh State Administration Report, 1908/09 A.D., Page - 3.

હતો.

આ પછી તેમને ઇ.સ. ૧૯૩૭માં બ્રિટિશ સેનાના માનદ્ કેપ્ટનની પદવી અપાઇ તથા તા. ૧૮/૭/૧૯૩૭ના રોજ સેન્ટ જહોન એમ્બ્યુલન્સ એસોસીએશને ગોલ્ડ મેડલ આપ્યો હતો. ઇ.સ. ૧૯૪૨માં માનદ મેજર અને ઇ.સ. ૧૯૪૬માં માનદ્ કર્નલની પદવી મળી હતી.

**૪.૩.૫ ઇલ્કાબોની જાહેરાત અને અર્પણવિધિ :-**

આ ઇલ્કાબો આપવાની જાહેરાત મુંબઇના ગવર્નર તરફથી કરવામાં આવતી અને જે તે રાજાને ઇલ્કાબ મળ્યાના સમાચાર ત્યારે તારથી [૨૪] આપવામાં આવતા હતા. આ સમાચાર રાજ્યમાં પહોંચતા જ રાજ્યમાં ઉત્સવનો માહોલ સર્જાતો હતો. રાજ્યની તમામ ઓફિસો, શાળાઓ અને સંસ્થાઓમાં રજા પાળી જાહેર તહેવાર તરીકે ઉજવવામાં આવતો હતો અને ધર્મસ્થાનકોમાં પ્રાર્થના કરવામાં આવતી કે અમારા રાજા દીઘર્જીવી બને અને રાજાના ગુણગાન ગાવામાં આવતા હતા, જેમાં આ ઇલ્કાબ પહેલા જે કાર્યો કર્યા હોય તેને જાહેર કરવામાં આવતા હતાં.

આ ઇલ્કાબની જાહેરાત થયા બાદ તે સમાચાર વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ એજન્સી ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવતા હતાં.[૨૫]

ચંદ્રકની જાહેરાતનું પોલિટિકલ ડિપાર્ટમેન્ટ મુંબઇ દ્વારા નોટીફીકેશન બહાર પાડવામાં આવતું હતું. નવાબ બહાદુરખાન ત્રીજાના ઇલ્કાબનું નોટીફિકેશન તા. ૩/૧૧/૧૮૯૦ના રોજ બહાર પાડવામાં આવ્યુ હતું. [૨૬]

આ ઇલ્કાબ રાજવીને ક્યા સ્થળે સ્વીકારવો ગમશે તે ક્યારેક પૂછવામાં આવતું હતું.[૨૭] અન્યથા જો બ્રિટિશ સત્તાધીશોનો કોઇ મોટો કાર્યક્રમ હોય તો ત્યાં જ એ ભેગા ભેગા આ ઇલ્કાબો આપવામાં આવતા હતા જેથી તેનો વધુ દબદબો બતાવી શકાય જો ઇલ્કાબની જાહેરાત પછી અર્પણવિધિ સમયે કોઇ આપત્તિ કે અસામાન્ય પરિસ્થિતિ ઉભી થઇ હોય તો તે સાદી રીતે રાજમહેલમાં જ અંગત રીતે અર્પણ કરી દેવામાં આવતો હતો. દા.ત. નવાબ રસુલખાનને K.C.S.I. નો ઇલ્કાબ ૧૮૯૯માં મળ્યો ત્યારે દુષ્કાળનુ વર્ષ હોવાથી ખાનગી રીતે જ તેમને ઇલ્કાબ આપી દેવાયો હતો.

રાજાઓ કોઇ મોટી બહાદુરીનું કાર્ય કર્યુ હોય અને ઇલ્કાબ મળ્યો હોય તેવા હાવભાવ અને ઠઠારાથી ઇલ્કાબ લેવા મોટી શાહી સવારી કાઢીને જતા હતા. દા.ત. બહાદૂરખાન ત્રીજાને રાજકોટ મુકામે જી.સી.આઇ.ઇ.નો ઇલ્કાબ મળ્યો ત્યારે તેઓ રાજકોટ સ્પેશ્યલ ટ્રેનમાં ૬૯૮ [૨૮] માણસોનો કાફલો લઇને [૨૯] ગયા હતા આ સવારીમાં તેમની સાથે એદલખાન, રસુલખાન, બહાઉદ્દીનભાઇ,

---

૨૪. **ચાંદ દફતર** ફાઇલ નં.૯, ઇ.સ. ૧૯૪૨, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૫. **ચાંદ દફતર** ફાઇલ નં. નથી. ઇ.સ. ૧૯૦૮, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૬. **દીવાન અંગ્રેજી દફતર**–ફાઇલ નં. નથી. ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૭. **ચાંદ દફતર** ફાઇલ નં.–૧, ઇ.સ. ૧૯૨૬, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૨૮. **દીવાન અંગ્રેજી દફતર**, ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

પૂ. સું. ઝાલા, ડૉ. ત્રિભોવનદાસ, રાજ જ્યોતિષી કાશીનાથ, ચોપદાર, છત્રીદાર તંબોળી, રસોયા કોતલ ઘોડાઓ ગાડીઓ વગેરે સામેલ હતાં.

વળી પ્રજાજનો પણ પોતાના રાજવીને આવો મોટો ભપકાદાર ઇલ્કાબ બ્રિટિશ સત્તા તરફથી મળતા પોતાની ખુશાલી વ્યક્ત કરતા હતા અને તેના માટેના સન્માન કાર્યક્રમો ગોઠવતા અને પ્રજાજનોના પ્રતિનિધિઓ ભાષણ કરતા અને રાજાને મુબારકબાદી અને અભિનંદન આપતા હતા. બહાદુરખાન ત્રીજાને ઇલ્કાબ મળ્યો ત્યારે આવો કાર્યક્રમ થયેલ અને જેમાં હાજર ન રહી શકેલ ૨૦૦ રાજવીઓ અને પ્રતિષ્ઠિતોના તથા પ્રજાજનોના [૩૦] તાર આવ્યા હતા.

આ પ્રસંગે કેટલાક વ્યક્તિઓએ નવાબના પ્રશસ્તિ ગીતો રજૂ કર્યા હતા તે રાજ્યે કવિ મયાશંકરને રૂા. ૫ – કવિ ઉમિયાશંકરને રૂા. ૭, કવિ શીવદાસને રૂા. ૧૫, કવિ માવજીને રૂા. ૧૦, ગઢવી નથુભાઇને રૂા. ૭, કવિ રામશંકરને રૂા. ૨૬, ગઢવી મધુભાઇને રૂા. ૨૦, શાસ્ત્રી જીવણદાસને રૂા. ૩૫, શેખ તથા મહેતાને રૂા. ૩૫, આમ, કવિઓને ગીતો રચી મોકલવા બદલ ઇનામો આપવામાં આવ્યા હતાં.

નવાબ બહાદુરખાન ત્રીજાને ઇલ્કાબ રાજકોટ ખાતે તા. ૨૦/૧૧/૧૮૯૦ના રોજ લોર્ડ હેરિસના હસ્તે કોઠી બંગલા સામેના મેદાનના સમિયાણામાં અપાયો હતો. આ સ્થળે અગાઉથી સુંદર આયોજન કરવામાં આવ્યુ હતું અને પાર્કિંગ વ્યવસ્થા ૨૬ વિભાગોમાં કરવામાં આવી હતી તેમાં જુદા જુદા રજવાડાઓના રાજાઓના વાહનો પાર્ક કરવામાં આવ્યા હતા. આ પ્રસંગે દેશી રજવાડાઓ પોતાના બેન્ડ સહિત ઉપસ્થિત રહ્યા હતા. આ પ્રસંગે ભાવનગર, જામનગર, રાજકોટ, ધ્રાંગધ્રા, મોરબી, પાલીતાણા, ધ્રોલ, લીંબડી, વઢવાણ, સાયલા, ચુડા, વળા, જસદણ, મૂળી, બજાણા, વીરપુર, માળીયા, જેતપુર, પાટડી, સરદારગઢ (ગીદડ) ગોંડલના રાજવીઓ હાજર રહ્યા હતાં.

ગવર્નર લોર્ડ હેરિસ ઇલ્કાબ અર્પણ કરવા સમિયાણામાં આવ્યા ત્યારે દરેક રાજાઓને ઉભા થવાની સૂચના અગાઉથી આપવામાં આવી હતી તેથી ઉભા થયા હતા અને ગવર્નર બેસી ગયા પછી બધા રાજાઓ પાછા બેઠા હતાં.

આ પછી નવાબ બહાદુરખાને ઇલ્કાબ સ્વીકાર્યા પછી નવાબે આ પ્રસંગની યાદગીરી રાખવા રૂા. ૧૫,૦૦૦ના દાનની જાહેરાત કરી હતી તેમાંથી રાજકોટમાં બહાદુરખાનના નામની પાણીની ટાંકી બાંધવાની હતી જેનો પાયો ગવર્નર લોર્ડ હેરિસના હસ્તે તરત જ તા. ૨૧/૧૧/૧૮૯૦ના રોજ નંખાયો હતો.

આ ઇલ્કાબ અર્પણવિધિ પૂર્ણ થયા પછી પણ જુદા જુદા ૮ દિવસ સુધી કાર્યક્રમ ચાલ્યો હતો. આ ઇલ્કાબ અર્પણવિધિ થયા પહેલા નવાબ બહાદુરખાન ગવર્નરશ્રીને કોઠી બંગલે મળ્યા હતા અને તે વખતે નવાબ ૧૦૧ સોનામહોર કિનખાબની કોથળીમાં નાંખી ગવર્નરને ભેટ આપી હતી જે ગવર્નરે

---

૨૯. **ચાંદ દફ્તર** નવાબ મહાબતખાન ત્રીજા પોતાને મળેલ G.C.I.E. નો ઇલ્કાબ ખાસ સ્પેશ્યલ ટ્રેનમાં દિલ્હી લેવા ગયા હતા અને લોર્ડ રિડીંગ વાઇસરોયના હસ્તે ૧૨/૨/૩૧ના રોજ તેમણે ઇલ્કાબ સ્વીકાર્યો હતો.

૩૦. **દીવાન અંગ્રેજી દફ્તર**, ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

હાથ અડાડી પરત કરી હતી.

આ ઇલ્કાબ લેવા જતી વખતે જેટલા દિવસ નવાબ રાજકોટ રોકાયા, તેમનો ઉતારો રાજકુમાર કોલેજના સામેના મેદાનમાં રખાયો હતો. આ ઇલ્કાબ લઇ તેઓ ૨૬ નવેમ્બરે ૧૧ તોપોની સલામી લઇ જૂનાગઢ આવવા રવાના થયા. રાજકોટથી વચ્ચે નવાગઢ ખાતે ૨૭ નવેમ્બરે પ્રજાજનોએ આ ખુશાલીમાં માનપત્ર આપ્યું પછી તા. ૨૮ નવેમ્બરે શુક્રવારે જેતલસરથી ટ્રેનમાં બેસી તેઓ જૂનાગઢ પરત ફર્યા આ સમયે જૂનાગઢની બજારોમાં તથા સર્કલ ચોકમાં, દીવાન ઓફીસે રોશની કરવામાં આવી હતી. [૩૧]

નવાબને આવા ઇલ્કાબ મળ્યા બદલ તારીખ ૧૦/૧૨/૧૮૯૦ના રોજ વઝીર બહાઉદ્દીનભાઇની હવેલીના ચોકમાં એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યો અને તેમાં પ્રત્યેક મહાલની પ્રજાના આગેવાનો હાજર રહ્યા હતાં અને ચાંદીના માનપત્રો નવાબને અપાયા હતાં.

નવાબો આવો ઇલ્કાબો ધારણ કરતી વખતે ખાસ સ્વારી કાઢતા અને કાફલો ભેગો તો લેતા પણ તેમાં સારૂં કાર્ય કરનાર માણસોને સન્માનિત પણ કરતા હતા હોવાનું જાણવા મળે છે. નવાબ મહાબતખાન ત્રીજા સાથે ગયેલ મુખ્ય ૧૭ વ્યક્તિઓના રૂા. ૫ થી રૂા. ૨૯ ઇનામ આપી સન્માનિત કરવામાં આવ્યા હતાં.[૩૨] નવાબ મહાબતખાનજી ત્રીજાને ૧૯૩૧માં ઇલ્કાબ મળ્યો ત્યારે દીવાન ઓફીસના મેનેજર અબ્દુલ કરીમ યુસુફ અબ્રેહાનીને રૂા. ૫૦૦૦/-નું ઇનામ આપ્યું હતું. [૩૩]

આ સિવાય પણ આ પ્રસંગની ખુશાલીમાં લોકો અને અધિકારીઓના લેણાં માફ કરવાનો રિવાજ હતો. ઇ.સ. ૧૯૩૧માં નવાગઢ તાબાના ગામ ગુંદાળામાં જમીન ખાનાર શેખ સીદીભાઇને રૂા. ૬૦૦૦ ની લોન લીધી હતી તે માફ કરવામાં આવી હતી તે રકમ દીવાન ઓફીસના ચાલુ સાલના બજેટ હેડ મદદ ઇનામ ખાતે ખર્ચે લખી લોન ખાતામાં જમાં કરવામાં આવી હતી.

દરેક નવાબો પોતાના મળેલ ઇલ્કાબ પછી તેની ખુશાલીમાં ટી પાર્ટી યોજતા અને લોકો અને અધિકારીઓમાં તેની જાણ થતી. નવાબ મહાબતખાન ત્રીજાને કેપ્ટનની પદવી મળતા તા. ૮/૭/૧૯૩૭ના રોજ મહાબત મંઝીલ[૩૪]માં ટી પાર્ટી અને ગાર્ડ ઓફ ઓનર અપાયુ હતું. [૩૫]

રાજવીઓ પોતાનાં મળતા આવા ઇલ્કાબો વખતે જે ખર્ચ કરે તે માટે હજુર ડિસ્ક્રેશનરી ગ્રાન્ટમાંથી ખર્ચ કરવામાં આવતો અને નવાબ મહાબતખાનજીને ઇલ્કાબ મળ્યો ત્યારે રૂા. ૩૦,૦૦૦નો ખર્ચ [૩૬] આ ગ્રાંટમાંથી કરવામાં આવ્યો હતો.

---

૩૧. **ચાંદ દફ્તર,** ફાઇલ નં. ૪, ઇ.સ. ૧૮૯૧, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.
૩૨. **ચાંદ દફ્તર,** ફાઇલ નં. ૧૨, ઇ.સ. ૧૯૨૬, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.
૩૩. **ચાંદ દફ્તર,** ફાઇલ નં. ૪, ઇ.સ. ૧૯૩૧, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.
૩૪. મહાબત મંઝીલ એટલે હાલનું જૂનાગઢનું સરકીટ હાઉસ.
૩૫. **ચાંદ દફ્તર,** ફાઇલ નં. ૨, ઇ.સ. ૧૯૩૭, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.
૩૬. **ચાંદ દફ્તર,** ફાઇલ નં. ૧૨, ઇ.સ. ૧૯૩૧, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.

### ૪.૩.૬ ઇલ્કાબનું વર્ણન :-

જૂનાગઢના જે નવાબોને K.C.S.I., G.C.I.C. કે અન્ય આવા ઇલ્કાબો મળતા હતા તેને તેઓ શુભ પ્રસંગોએ પોતાના રજવાડી ઝરિયન ભારે પોશાકમાં પોતાની ડાબી બાજુએ લટકાવતા હતા જેમાં જૂનાગઢના નવાબોમાં પ્રથમ આવો ઇલ્કાબ મેળવનાર મહાબ્બતખાન બીજાનો ઇલ્કાબનો દેખાવ આ પ્રકારનો હતો.

આ ઇલ્કાબ સોનાના લંબગોળ આકૃતિમાં હતાં તેના વચ્ચેના ભાગમાં કિરમ્ચી અક્કીના ચકતામાં રાણી વિક્ટોરિયાનો ફોટો હતો, તેને ફરતી સોનાની કિનારી હતી અને તેની ફરતી પટ્ટીમાં અંગ્રેજી અક્ષરો હતા આ અક્ષરો બ્લુ રંગના હતા તે અક્ષરોમાં ઝીણા હીરાનું જડતર કરવામાં આવ્યું હતું તેની ઉપર પણ સોનાની ક્નિારી હતી તેની ચારેય બાજુએ સોનાના ફૂલ હતાં. ઉપર ચાંદીની કડી ઉપર એક પંચકોણી ચાંદીનું ફૂલ હતું. ચાંદીવાળા ભાગમાં લખેલ અંગ્રેજી વાક્યનો અર્થ પરમેશ્વરનો પ્રકાશ સાથેનો સંબંધ રાખવો એવો હતો તે સાથે બીજો એક તારો હતો જેમાં ચાંદીના ગોળ ચકતા ઉપર પંચકોણનું એક ફૂલ હતું તે પછીની ફરતી પટ્ટીમાં ઝીણા હીરાનું જડતર હતુ અને તેની પછી ચાંદીની લાંબી હારો હતી જે કિરણ જેવી દેખાતી હતી.

જો કે અહીં નવાઇની બાબત એ જાણવા મળે છે કે આ ઇલ્કાબ આપે તો બ્રિટિશ સરકાર પણ તેની ખરીદી રાજાએ પોતે કરવાની અને તેની રકમ પણ રાજ્યે જ ચૂકવવાની રહેતી હતી. જે ઇલ્કાબોના ભાવ નીચે મુજબ રહેતા હતાં.[૩૭]

(૧) G.C.S.I. રૂા. ૫૦૮-૧૦=૦૦
(૨) K.C.S.I. રૂા. ૨૯૧=૦૦
(૩) G.C.I.E. રૂા. ૧૫૩=૦૦
(૪) G.C.S.I. ડાયમંડ બેઇઝ રૂા.૮૨૭=૦૦
(૫) G.C.S.I. સ્ટાર રૂા. ૩૫૫=૦૦
(૬) C.S.I. રૂા. ૧૬૦=૦૦
(૭) K.C.I.E. રૂા. ૧૦૭=૦૦
(૮) C.I.E. રૂા. ૩૯=૦૦

આ ખરીદી કરવામાં બ્રિટિશ એજન્સી જ લખીને મોકલતી કે અહીથી ખરીદી લેવા નવાબ મહાબ્બતખાન ત્રીજાને જે G.C.I.E નો ઇલ્કાબ મળ્યો તે મેસર્સ રાનકેન એન્ડ કંપની દિલ્હી પાસેથી રૂા. ૧૫૦૦માં ખરીદ કરવામાં આવ્યો હતો.[૩૮]

આથી પણ વિશેષ નવાઇ પમાડે તેવી બાબત આ ઇલ્કાબ માટે એ જાણવા મળે છે કે જ્યારે રાજવીનું અવસાન થાય ત્યારે એ ઇલ્કાબ કદાચ પાછો બ્રિટિશરો પાસે જમા લેવામાં આવતો

---

૩૭. **ચાંદ દફ્તર,** ફા. નં. ૧૨, ઇ.સ. ૧૯૨૬, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૮. **ચાંદ દફ્તર,** ફા. નં. ૫, ઇ.સ. ૧૯૩૧, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૯. **દીવાન અંગ્રેજી દફ્તર,** ફાઇલ નં. ૯, ઇ.સ. ૧૮૯૨, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

હતો. દા.ત. નવાબ બહાદુરખાન ત્રીજાના અવસાન વખતે તેમનો ઇલ્કાબ પાછો રજૂ કરવામાં આવ્યો હતો.[૩૯]

### ૪.૩.૭ ઇલ્કાબો આપવા પાછળની બ્રિટિશરોની મનોવૃત્તિ :-

બ્રિટિશરોએ ભારતમાં રાજ્ય કરવા માટે પોતાની કેટલીક નીતિ રીતીઓ ઘડી હતી જેમ કે ભાગલા પાડો અને રાજ કરો, તથા દેશી રજવાડાઓને ખુશ રાખવા અને ખોટા અભિમાનો અને માન મરતબામાં રાચતા રાખવા કે જેથી કરીને તેના ઉપર સહેલાઇથી લગામ રાખી શકાય.

આથી તેમણે સમગ્ર ભારતના એકથી ચાર વર્ગના રાજ્યોને નીચે મુજબ ઇલ્કાબો આપ્યા હતાં.

(૧) C.I.E. (Companion of Indian Empire)
(૨) C.S.I. (Companion of the State of India)
(૩) K.C.I.E. (Knight Commander of the India Empire)
(૪) K.C.S.I. (Knight Commander of the Star of India)
(૫) G.C.S.I. (Grand Commander of the Star of India)

અંગ્રેજ સત્તાએ ઇલ્કાબો આપવાની શરૂઆત કરી દીધી હતી, રાજવીઓ એ ઇલ્કાબ કે પદ મેળવવા માટે યોગ્ય હોય કે ન હોય તેમ છતાં તેમને K.C.S.I. કે કેપ્ટન, કર્નલના માનદ હોદ્દાઓ આપીને તેમને એ રીતે માનના ખોટા ખ્યાલમાં રાચતા કરી દીધા હતાં. રાજાના પૈસે જ તેને ખુશ કરવાની નીતિ અપનાવી તેઓ ખોટી વાહવાહ અને પદના મદમાં પડ્યા રહે તેવી આ ઇલ્કાબો અને પદો આપવા પાછળ બ્રિટિશરોએ અદ્‌ભુત કુટનીતિક કૌશલ્ય દાખવ્યું હતું.

વળી બ્રિટિશરોએ પણ ભારતમાં પોતાના શરૂઆતના રાજ્યકાળ દરમ્યાન એ જાણી લીધેલુ કે આ રાજવીઓ કેવા કેવા શોખ અને માનમોભાના શોખીન છે, તેથી તેમણે આવા ઇલ્કાબો અને માનદ પદવીઓ આપવાની શરૂઆત કરી હતી.

આ રીતે આ ઇલ્કાબો અને માનદ પદો આપવા પાછળ રાજાઓને ખુશ રાખી નબળા બનાવી પોતાના કાર્યો સરળતાથી તેમના જ ખર્ચે કરાવી લેવાની મનોવૃત્તિ અહીં સ્પષ્ટ થયા વિના રહેતી નથી.

વળી આવા ઇલ્કાબો અંગ્રેજો રાજાઓને તેમના જ ખર્ચે અને તેમના કોઇ ભવ્ય પ્રસંગોએ મોટે ભાગે આપ્યા હતા જેમ કે ૧૮૭૭-૧૮૮૮ અને ૧૮૯૯ ના દરબાર વખતે આવા ઇલ્કાબો રાજાને અર્પણ કરવામાં આવ્યા હતાં. વળી એ સમયે આવા ઇલ્કાબોની અર્પણવિધિ રાખેલ હોવાથી રાજા હોંશેહોંશે હાજર પણ રહેતા અને જાણે કે આ રાજાઓને આ પ્રસંગે ખૂબ જ ગમ્યું છે અને સમગ્ર ભારતના રાજવીઓ અંગ્રેજસત્તા તરફ અનુરાગ રાખીને હાજર રહ્યા છે તેવુ બહાર આવતુ હતું. આ કાર્યની સફળતા માટે જ તેમણે ઇલ્કાબો આ રીતે આપ્યા હતા એમ જણાય છે.

### ૪.૩.૮ નવાબોને અપાતા તોપના માનમાં વધારો :-

બ્રિટિશરોએ દેશી રાજાઓને કોઇને કોઇ પ્રકારે ખોટી રીતે ખુશ કરી અને વધારેને વધારે ને વધારે માનપાનના મદ અને કેફમાં રાખવા માંગતા હતા આથી બ્રિટિશરો તેમને જુદા જુદા પ્રકારના માન મોભા બતાવતા જુદા જુદા રિવાજો તરફ દોળી રહ્યા હતાં.

તેથી તેમણે સૌ પ્રથમ રજવાડાના ૧ થી ૭ વર્ગો નક્કી કરી આપ્યા અને પ્રથમ અને બીજા વર્ગના રજવાડાઓને કોઇ પણ ખુશાલીના પ્રસંગે તોપની સલામીનું માન આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું તેથી એ રાજાઓને કોઇને ૧૫ / ૧૪ / ૧૩ / ૧૨ / ૯ એમ તોપનું માન આપવાનુ કાયદેસર રીતે જાહેર કરવામાં આવ્યું હતુ, અને જે તે રાજ્યના શુભ પ્રસંગે તેમને તોપના માનની મળતી સંખ્યા પ્રમાણે એટલી તોપના અવાજ કરવામાં આવતા હતા જેમ વધારે તોપનું માન તેમ રાજા પોતાનો વધુ મોભો છે એવુ માનતા હતાં.

જો કોઇ રાજવી કોઇ ગુનો કરે કે કાયદા વિરૂદ્ધનું કાર્ય કરે તો તેને મળતી તોપનું માન ઘટાડી નાંખવામાં આવતું હતું અને રાજ્યનો વર્ગ પણ ઘટાડી નાખવામાં આવતો હતો આવી ઘટના પોરબંદરમાં ઇ.સ. ૧૮૬૯માં બની હતી.[૪૦] એ સમયે વિકમાતજી યાત્રાએ જતા રાજ્ય કારભાર તેમના કુંવર માધવસિંહજી ચલાવતા હતા અને તેઓ લક્ષ્મણ ખવાસની ખરાબ સોબતમાં આવી દારૂના વ્યસની બની ગયા હતા આથી વિકમાતજી યાત્રાએથી પરત આવી આ બાબત જાણ થતા લક્ષ્મણ ખવાસના નાક, કાન કપાવી નાંખ્યા હતાં આથી તે ખવાસે આબરૂ જવાની બીકે આત્મહત્યા કરતા અંગ્રેજોએ પોરબંદર રાજ્યને પ્રથમ વર્ગમાંથી નીચલા મૂકી દીધેલ.

આ તોપના માનમાં રાજાઓ પોતાને હવે વધારો કરી દેવાની જરૂર છે એવી અરજીઓ [૪૧] કરતા અને જેના યોગ્ય કારણો જણાય તો બ્રિટિશ સત્તાધીશો તોપના માનમાં વધારો કરી આપતા હતાં.[૪૨] વળી જ્યારે રાજવીને આવી તોપના માનમાં વધારો મંજૂર થઇને આવે ત્યારે રાજ્યમાં ઉત્સવ ઉજવાતો અને લોકો પણ તે અંગે પોતાની ખુશાલી વ્યક્ત કરતા અને જેઓ હાજર ન રહી શકે તેઓ શુભેચ્છાના તાર મોકલતા હતાં. [૪૩]

આથી આપણા રાજવીઓ અંગ્રેજોની આવી વાહિયાત અને નકામી વાતોના વળગણમાં આવી જતા અને તેને પોતાનો માન મોભો સમજી બેઠા હતાં.

### ૪.૩.૯ આ પ્રસંગે રચાયેલ ગીતો :-

(૧) આ ગીત લીંબડીના **ભવાની શંકર નરસિંહરામે** 'શ્રી સૌરાષ્ટ્રનો પ્રકાશ' નામે લખ્યું હતું.

**તારા મંડલ માહી અનેક તારા તગ તૂગે**
**ભવાની તેમાં પ્રકાશમાન ભાણ પાસે છે**
**અનેક જનોને જેથી થાય છે આનંદ અને**
**નિશ્ચિય નિમીર તેજે કરી તેથી નહાસે છે**
**ભૂમંડલ તણા મોટા મોટા ભૂપતિઓ માહિ**
**પૃથ્વીપતિ જીર્ણગઢ ભૂપાલ પ્રકાશે છે**

---

૪૦. જાની, (ડૉ.) એસ. વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'** અમદાવાદ, પ્ર.આ. ઇ.સ. ૨૦૦૩, પૃ.-૨૬૯.
૪૧. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નં. ૭, ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૪૨. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નં. ૪, ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૪૩. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નં. ૧, ઇ.સ. ૧૮૯૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

દેવની સમાન રૂડા રાજવી બિરાજે તેમાં
વડા ઇંદ્ર જેવા બાબી રાજાઓ વિકાસે છે
વૃક્ષ જે ફળો સહીત પંખીઓ તજે ખરૂ
છોડીને જશે પ્રજા કદી ન લાભ જો કરૂ
એમ જાણીને પ્રજાની રૂચિએ અનુસરે
તેજ ભૂપતિ ભણેલ રાજય સિંધુને તટે
સુંદર આ સૌરાષ્ટ્રની રાજયધાની રમણીક
જૂનાગઢ પતિએ જુઓ ઠાઠ રચાવ્યો ઠીક
શ્રી હેરીસ હાકેમને કરી રીઝવવા કાજ
રાજસુયયજ્ઞ થકી રૂડી અતિશય રચના આજ
આજ સ્વયંવરથી અધિક જોતા ઠાઠ જણાય
રચના ઠાઠ તણી રૂડી લેખણથી ન લખાય
ભારત ભૂમિના ભેળા થયા મોટા ભૂપતિઓ
લીલા જોતા જાણે આજ ઇન્દ્રના લગન છે
સુબા સાથે મળ્યા લાખ એકઠા સાહેબ લોક
સૌરાષ્ટ્રપતિના રાજયમાંહિ એ શુકન છે
ગગનથી ભૂમિ સુધી આનંદ છવાઇ ગયો
મસ મહિયાળ તણા મનમાં મગન છે
રાજકોટમાં ભવાની રાજયસુ જગત જેવી
જી.સી.આઇ.ઇ. તણી ક્રિયા કે આ જગત છે
ઇન્દ્રની સમાન રૂડી ઉપમા અપાય એવી
વિશ્વ વિશે વિકટોરિયા દેવી વખણાય છે
નૃપતિ તમામ તેજ તાપ થકી જેને નમે
સાર્વભૌમપણુ એવુ જેનુ સંભળાય છે
ચાંદ એવી દેવી જેવી રાણી તણી ચાહનાથી
અમીર હેરીસ તણા હાથથી અપાય છે
જૂનાગઢ પતિ બડભાગી છે ભવાની જુઓ
ગવર્નર જેવા ગુણ જેના આજ ગાય છે
ખિતાબ દેવા કાજ, બાબી બહાદુરખાનને
મુંબઇના મહારાજા પધારિયા બહુ પ્રેમથી
સૌરાષ્ટ્રમાં હેરિસ સરખા ગુણી ગવર્નર આવતા
ભાવે જમ્યા કંસારને ભોજન અમે મન ભાવતા

સહુ અંગ રંગ ઉમંગને વિધવિધ વાજા વાજતા
હાકેમ ગુણી હેરીસના ગુણનાદ સઘળે ગાજતા
સૌરાષ્ટ્રના આ શહેર મધ્યે આજ આપ પધારતા
છાતી વિશે ન છુપાઇ એવા પ્રજાભાવ થતા છતાં
પચરંગી પરમ વિશાળ આ કરૂ કે પતાકા પવનમાં
કયમ જય ધ્વજાની સરસ શોભા કથન થાયે કવનમાં
દીવા તણી દીપમાળ વળી દેખાય છે દસ દિશામાં
કિરતીરૂપી કિરણો વડે ઝળકે વિશેષ પ્રકાશમાં
સહુ અંગ રંગ ઉમંગને વિધ વિધ વાજા વાજતાં
હાકેમ ગુણી હેરીસના ગુણનાદ સઘળે ગાજતા
ચારૂ પુરી ધર ચોક લોક તમામ ચિત્તમાં ચ્હાય છે
નજરે કરીને નિરખવા જનસમૂહ હોંશે જાય છે
મહારાણીના શાણ સુબાના પવિત્ર પગલા પ્રગટતા
પરિપૂર્ણ પ્રફુલ્લિત થઇ પ્રજાને પામી પૂરણ પ્રસન્નતા
મુંબઇ તણા મહારાજ આજ નવાજ પારસમણી મળ્યા
પરિતાપ આમ પ્રતાપથી જન ગરીબના જલદી ટળ્યા
સુખકારી આ સૌરાષ્ટ્રમાં હેરીસ સુખે સંચરી
કવિતા વિશે ન કયાય એવી આ કૃપા અતિશય કરી
ગ્રહરાજ ગગને ગમન કરતા તિમિર ટાઢ ટળી જશે
અન્યાયના અંકોર આપ પ્રતાપથી સળગા થશે
બદલા વડે ન વળાય એવા ગવર્નરના ગુણ બહુ
શત વર્ષ સુધી સ્મરણ કરી સંભારશે સૌરાષ્ટ્ર સૌ
હાકેમ હેરીસથી ભવાની સૌને સંતોષ છે
હક નવા હિન્દુસ્તાનને મળવા તણી મદહોંશ છે
આ પેર કરી ઉપકારને વળી ફેર પાછા આવશો
અધિરાજને આ થકી ઉત્તમ આપ યશ અતિ આપશો
આધાર સે નેવુનો આજે માસ નવેમ્બર નકી મનાય
વિજયવંત તારીખ વિસમી, વિવા હોય એવી વરતાય
સોરઠની સરકાર તણુ શુભ આબરૂ કેરુ વધવા આખ
જી.સી.આઇ.ઇ. તણો જાહેર એ દિન મળ્યો ઉત્તમ ઇલ્કાબ
દિવાળીથી દશ ગણો દિસેને વિવાથી દિવસ સરસ વરતાય
પ્રતાપવંતા પશ્ચિમ પતિના ગુણના ગીત કવિ મળી ગાય

જોવા જોગ જૂનાગઢમાં પણ અપાર ચરના કીદી આજ
તપે તેજવંતો સૂરજ ત્યંમ તપો બહાદુરખાનનું તાજ
કિશોરવયમાં રહીને કોલેજ ભણ્યા ગણ્યા ભાષા ભરપૂર
પ્રવીણ પુરૂષની પીછાણને છે પોતે પ્રવિણતાઇનુ પૂર
ઝળળળ ઝાગુ જે ઝળકે છે ઝાઝા શુભ ગુણ કેરુ ઝાઝ
તપે તેજવંતો સૂરજ ત્યંમ તણો બહાદુરખાનનું તાજ
ગુણ કદરમાં કુશળ ગણાતા જસ જગમાં જેનો જાહેર
મનમાં મમતા મુલક તણીને મસ રાખે છે દીનપર મહેર
આવી નિર્મળ કીર્તિના અતિ યુરોપ સુધી થાય અવાજ
તપે તેજવંતો................................
બાવદીન છે વજીર વિવેકી મોટી કીર્તિ જેની મનાય
કારભાર શ્રીકાર કરે ને વળી સખાવતમાં વખણાય
સાફ કરે ઈન્સાફ સકળનો શાંત ક્ષમાનો પ્હેરી સાજ
તપે તેજવંતો................................
જોતા હર્ષ જણાય સુંદર આ સૌરાષ્ટ્રમાં
વિજય વિજય વરતાય બાબી બહાદુરખાનનો
વિજય વિજય આજે કાઠી ભૂમિ વિષે છે
વિવિધ વિવિધ વાજે ઢોલ ત્રાસા વિશેષે
જીરણગઢ વિશે તો આજથી મોજ જામી
પરમ હરશ આણીને પ્રજા સુખ પામી
વિજય વિજય આજે બાબીના રાજયમાં છે
દિવસ સરસ જાણે આ દિવાળી દિસે છે
ઘર ઘર માંહી તો દિવસે ધામધૂમે
ગમત રમત માંહી દીન તો થાય ગુમ
ધન ધન ધન ભાઈ આજનો દિન ધારો
વિજય વિજય આજે ખુશીમાં છે વધારો
બહુ બહુ બહુ જીવો બાબી બહાદુરખાન
મહિપતિ મસ પામો આ થકી મોટુ માન
ખિતાબ તણી ખુશાલીની જીરણગઢે થઈ જાણ
પ્રજા હર્ષ બહુ પામીને વિધવિધ ગાય વખાણ
ધન્ય ધન્ય આજનો સુદીન ધન્ય ધારો
વિવાથી વિશેષ દિવસ આજનો વિચારો

સરસ સમય આજનો સુદીન વાર સારો
કેવો ખિલ્યો આજ શ્રી સૌરાષ્ટ્રનો કિનારો
વિમળ ખુશીનો થયો વિવા થકી વધારો
ઠીક ઠાક આજ જીર્ણગઢ વિશે થનારો
બેર ધામધૂમથી દીપી રહી બજારો
સરસ થયો આજ જીર્ણગઢ વિશે સુધારો
હોશ આણીને હરેફરે જનો હજારો
ઈન્દ્રે લીધા જીર્ણગઢ વિશે ઉતારો
અમર રહો નૃપતિ આશીર્વાદ એ અમારો
હિંદી પ્રજાથી મળો ભવાની કીર્તિહારો
આજે વરસાદ તણી એલી વરતા એ તો
આનંદની એલી બાબી રાજ્ય વિશે આજે છે
ગાજે છે ગગન ધન આજે ગિરનાર પર
બાવદીન તણા એ તો ગુણનાદ ગાજે છે
બોલે છે બપૈયા ને મયુર આ મધુરા બોલ
છડીદાર કાંતો એ નવાબ તણા છાજે છે
જૂનાગઢ જોતા તો જણાય છે અયોધ્યા જેવુ
રામની સમાન બાબી રાજ્ય આજ રાજે છે
અહીયા ભલી ભવાની આ જય હળ જ્યોત જણાય
બાબી બહાદુરખાનના કીર્તિ કિરણ કળાય
વાજે વાજા આજે જૂનાગઢમાં ઉછાહમાને
ગુણતણા ગીત કવિ ટોળે મળી ગાય છે
હવામાં હલાઈને ગગનમાં ગભારા ઉડી
દેવોને વધામણી દેવોને જાણે જાય છે
બપોરિયા છોડીને બતાવે છે ખરૂ બપોર
સારુ અજવાળુ જેના રાજ્યમાં સદાય છે
દિવાળી સમાન રૂડી રોશની દેખાય છે તે
બહાદુરખાનના કીર્તિ કિરણો કળાય છે
પાંડવોનુ પંકાયેલુ જેવું હતું ઈન્દ્રપ્રસ્થ
જૂનાગઢ આજ એથી અધિક જણાય છે
પાંડવોનો રથ હાંકનાર હતા વિષ્ણુ પોતે
મોટો જય પાંડવોનો એ થકી મનાય છે

ચાતુરીથી રાજ્યરૂપી રથને ચલાવનાર
વજીર સાહેબ ને દીવાન વખણાય છે
રાજ્ય સુયજ્ઞથી આજ ભવાની અધિક રૂડી
જી.સી.આઈ.ઈ. ની રૂડી ક્રિયા આ ગણાય છે
વિવાથી વિશેષને દિવાળી થકી દશ ગણા
ધામધૂમવાળા રૂડા પરવ ગણાય છે
ભેળા થયા હશે ઘણીવાર ઘણા ભૂપતિઓ
ભભકો ભવાની એથી આજન ભળાય છે
જય કરી પાંડવે રચાવ્યો હતો જેવો યજ્ઞ
આજનો સુદીન એથી અધિક અંકાય છે
જી.સી.આઈ.ઈ. તણા ખિતાબ કેરી આજ જુઓ
જયુબીલી થકી અધિક રચના જણાય છે
રૂડા બાબી રાજમાં ચળકે રત્નો બાર
ઠીક એ ચારે રત્નથી શોભે રાજ્ય શ્રીકાર
પહેલુ રત્ન પ્રધાન છે વડુ રત્ન છે વજીર
ઝાલા ત્રીજુ ઝળકતુ નિર્મળ તાજનુ નીર
મનહર મનસુખ રામજી કિંમતી રત્ન કળાય
એવા રત્ન થકી અધિક શોભે રાજ્ય સદાય
જૂનાગઢ મધ્યે વિદ્યા વાટિકા સુધારી જેણે
કરાવ્યા વિશાળ ત્યાં નિશાળરૂપી કયારડા
કલમ વધારી સારે છોડવા સુધારવાને
ઘડી ઘડી પાયા વિત્ત વારીના ઘણા ઘડા
છોટા હતા છોડવારૂપી વિશેષ છોકરા તે
વિદ્યામાં વધારી વ્હાલ આણીને કર્યા વડા
બાવદીનભાઈ તેથી પામશે ભવાની બહુ
હોંશથી હંમેશ કીર્તિ પુષ્પ તણા હારડા
સાંભળ સજની બહુ બહુ કીર્તિ આજ વધી બાવદીનની
દીનને રજની હરકત બહુ દીન જન કેરી જેણે હણી
પરમારથ કરી દીન જન પાળે સ્ત્રી કેળવણી પણ સંભાળે
દીનને વળગાડી દે ડાળે સાંભળ સજની
શ્રી ખરચી કીધી બહુ શાળા બહુ ભણતા જ્યાં બાળક બાળા
ઠેલે નહી દીન જનને ઠાલા સાંભળ જનની

ચિતમાં શુભ રાજ્યતણુ ચાહે, મગરૂરી ન જેના મનમાંહે
શુભ કારજમાં કરતા રહાયે સાંભળ સજની
ગુણનાદ રહ્યા જેના ગાજી તપી રહી જેની કીર્તિ તાજી
રાખે કવિજનને જેરાજી સાંભળ સજની
શુભ દાનમાં કલ્પતરૂ સરખા પરદુઃખભંજન વિક્રમ પરખ્યા
નયણે હાતમ સરખા નિરખ્યા સાંભળ સજની
શ્રી ખરચે શુભ સખાવતમાં વધતુ વિત વાપરતા વટમાં
ઘણી કરૂણા છે જેના ઘટમાં સાંભળ સજની
અતિ જયમ વધી જાય અમરવેલી વધો તેમ વજીરની વંશવેલી
બહુ વર્ષો જીવો દીનનો બેલી સાંભળ સજની
જશ બાવદીનભાઈનો જાણીને એ યશ કવિતામાં આણીને
ભલો આનંદ થાય ભવાનીને સાંભળવા સજની
શુદ્ધ ન્યા છે સર્વદા નૃપતિ તાજનું નંગ
ડહાપણવંત દીવાન છે અધિપતિ કેરૂ અંગ
દામતણા દાસમે અનેક દુનિયામાં દીઠા
ખલકમાં દામ એજ ખુદા જેનો ખાસ છે
દામના ગુલામને ગમે ન હરિ કથા કામ
ફકીરીએ દામ તણા દાસને તો ફાંસ છે
ખોટી ખોટી ખુશામો કરીને કમાઈ ખાય
ખચીત એ ખલકમાં દાનના ખવાસ છે
હરેક રીતિએ કરી હરેકની પીડા હરે
હજારોમાં એક તો ભવાની હરિદાસ છે
હરિતણા દાસ તો હજારોમાંથી એક હોય
દુનિયામાં ઘણા જણા દામતણા દાસ છે
હરિતણા દાસહોય તે તણો હરેક રીલે
ખલકની પીડા હરવાતણો ખવાસ છે
દામ ખરચીને હરિદાસ તો સુધારે દેશ
પંડિત કવિજનો પટેલ જેની પાસ છે
ગીત હરિદાસના ભવાની હોંશે ગાય
હજારોમાં એક તો દીવાન હરિદાસ છે
પુરૂષોત્તમરાય પ્રસિદ્ધ ખુદ સદગુણની ખાણ
ઝળકે ઝાલાવંશમાં ભલો શરદનો ભાણ

ઉત્તમ ગુણ જેના અધિક મહિપતિ પાસ મનાય
જશ જેનો જાહેરને પ્રજામધ્યે પંકાય
પંડિતજનને આપે પ્રેમથી આદરમાન
હોંશ વડે નિજૂ હાથથી દે દિન જનને દાન
મનને કરે છે સુખ માટે મનસુખ રામ
મહિપતિ પાસે મુખ્ય એજન્ટ મનાય છે
રાજયનું અને પ્રજાતણું સદાય ચાહે રૂડું
જેની જશ કીર્તિ જગતમાં જણાય છે.
દેશને સુધારવાને બેશ બેશ ગ્રંથ બાંધે
ગુજરાતી ગિરાતણા મહંત ગણાય છે
કિંમત ન થાય ન અંકાય મૂલ્ય જેનું એવું
વડુ રત્ન બાબી રાજ વિશે વખણાય છે
રૂડા જૂનાગઢ રાજયમાં ઠીક સુધાર થાય
અગ્નિરથને તારથી લે જન બહુધા લાવ
કવિ ટેલીગ્રાફ તણુ દોરડુ નિહાળી કહે
બાંધ્યુ હશે તોરણ નવાબે જળ બળમાં
વિજળીના થાંભલા વિલોકીને વિચાર કરે
થાવા કીર્તિ સ્થિર કીધા કીર્તિસ્તંભ થળમાં
હાથીથી હજાર ગણુ જોરમાં ઉઠાવી જાય
પાવકનો ઘોડો પચવીશ મૈલ પળમાં
શ્રવણે ન સુણ્યો એવો આંખથી અંચળો દીઠો
આજ બહાદુરખાનજી તણા અમલમાં
ભવાની જે ભૂપાળને જોતા દરિદર જાય
બહાદુર બહાદુરખાનના ગુણ કવિ તેથી ગાય
શ્રીભૂમિ પર શોભતા ભવાની ગ્રહ રાજથી
રૂડી દિપે સૌરાષ્ટ્ર ભૂમિ બાબી તણા શુભ રાજથી
પ્રભુના પ્રતાપ તણી પ્રસાદી પરમ પ્રેમે પામજો
જુગજુગના બહાદુરખાનનો જશ જગત મધ્યે જામજો
જાહેર જનતામાં નામ જેનુ જગતમાં જાહેર છે
પિતાની પેર પ્રજાપતિના નિજ પ્રજા પર પ્યાર છે
ઠિક ઠામ ઠામે નામના બહાદુરખાનજી તણી થજો
જુગ જુગ બહાદુરખાનનો જશ જગે જગત મધ્યે જામજો

મહિપત કેરી મ્હેરથી મળશે મહાસુખની મજા
સૃષ્ટિ ઉપર સૌરાષ્ટ્રપતિના વિજયની ઉડશે ધજા
જનપતિના બહુ જતનથી જંજાળ જજ કેરી જજો
જુગ જુગ બહાદુરખાનનો જશ જગ જગ મધ્યે જામજો
સૌરાષ્ટ્ર પતિ કેરા પ્રતાપો પૃથ્વી પર પંકાય છે
વધતા વખાણ ભવાની જેના વિશ્વમાં વંચાય છે
સૌરાષ્ટ્ર તણી સરકારની હિંમત તણી કિંમત હજો
જુગ જુગે બહાદુરખાનનો જશ જગ જગ મધ્યે જામજો
વધતા સુખ બીજ બહુ તજવીજ કરીને વાવતા
ભલી મદદથી મળશે ભવાની ભલા સુખ મન ભાવતા
તરવારના બળવડે તસ્કર તણી બીક પ્રજા તજો
જુગ જુગ બહાદુરખાનનો જશ જગત મધ્યે જામજો
જૂઓ તમે જીર્ણગઢે જઈને ઠરી અને સ્થિર ચિત્ત થઈને
નવી સુધારેલી જૂઓ નવાબી બહુ જીવો બહાદુરખાન બાબી
પ્રજા પિતા પેર સદાય પાળે ખરાબ ચાલો ખુશી આપી ખાળે
દયા વડે દે જન દોશ દાબી બહુ જીવો બહાદુરખાન બાબી
કદી દમે નાહી કરે કરીને દમામથી દુષ્ટ રહે ડરીને
રહો ખિલી ભૂમિરૂપી રકાબી બહુ જીવો બહાદુરખાન બાબી
રૂડી પ્રજા હિત ગ્રહો રચાવે બહુ રીતેથી જનને બચાવે
ખચીત ત્યાં કેમ રહે ખરાબી બહુ જીવો બહાદુરખાન બાબી
વિદ્યારૂપી વૃક્ષ વિશાળ વાવે ભવાની ભૂપાળ સદાય ભાવે
સુધારવાને કરતા શિતાબી બહુ જીવો બહાદુરખાન બાબી

ગરબી

સારું સારુ રે સુરત શહેર વડોદરૂં અલબેલું

(એ રાગ)

જૂઓ જૂઓ જૂનાગઢમાંય આનંદની એલી છે
મસ જનમંડલની માય મોજ મચેલી છે
આલી જૂનાગઢમાં આનંદની એલી મચી રહી આજ રે
મયુર સમાન કવિ મંડળના આવે મધુર અવાજ
વ્યોમ છવાઈ રહી વાદળથી વરસે પછી વરસાદ રે
છત્રપતિ તણી કીર્તિ છવાય નવખંડ થાયે નાદ
મોર બપૈયા દાદુર માફક તનમાં આણી તાન રે

**કવિ પંડિતજન રીઝી કરે છે, ગુણનીધી ના ગુણગાન**
**દેવમંદિરમાં વાગે દુંદુભીને ઠીક નારારંગ થાય રે**
**ઈન્દ્ર સમાન અધિપતિના અત્તિ ઉત્તમ યશ ઉચરાય**
**પળેમાં આનંદધનનો પડઘો પહોંચ્યો જઈ પાતાળ રે**
**વળી જન જય જયકાર વદેને રહી ખિલી ભૂમિ રશાળ**
**યુરોપખંડ સુધી અધિપતિના વિધવિધ થાય વખાણ રે**
**ભરતખંડમાં દીઠો ભવાની ભળકતો જશ ભાણ**
**શોભે ખગે શરદનો ગ્રહરાજ જેમ**
**તેજે કરી બહુ તપો નૃપતાજ તેમ**
**વાજો વિશાળ ગુણતણા વિધવિધ વાજા**
**રાખો ખુદા અમર બહાદુરખાન રાજા**

**ગીતની સમજૂતી :-**

લેખકે આ ગીતમાં જૂનાગઢનું પ્રાચીન નામ જિરણગઢ તરીકે ઉલ્લેખ કરીને નવાબ બહાદુરખાનને ઇંદ્ર જેવા રાજવીની ઉપમા આપી છે અને કહે છે કે બહાદુરખાન એવા ઠાઠમાઠથી રાજ્ય ચલાવ્યુ કે ગવર્નર લોર્ડ હેરીસ રીઝી ગયા હતા અને વધુ વખાણ કરતા લખે છે કે બહાદુરખાનના ઠાઠમાઠનું મારી કલમથી વર્ણન થઇ શકે તેમ નથી. લેખક વિક્ટોરીયાને દેવી તરીકે ઓળખાવે છે આ ઇલ્કાબ લોર્ડ હેરીસના હસ્તે અપાયાનો પણ ઉલ્લેખ કરીને, પ્રસંગની જાહોજલાલી અને શોભાનું વર્ણન કરે છે. આ પ્રસંગની લેખકે ગીતમાં સાલ, સંવત, માસ અને તારીખ પણ સરસ રીતે પ્રાસ મેળવી વર્ણવી છે.બહાદુરખાને રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યું હતું તેનો પણ ઉલ્લેખ કર્યો છે. તેમના વજીર તરીકે બહાઉદ્દીનભાઇ છે તેમ વર્ણવે છે આ ઇલ્કાબથી આખા જૂનાગઢના લોકો હરખાયા છે અને નવાબ બહાદુરખાનના વખાણ કરે છે તેથી લેખક આ પ્રસંગને લગ્નથી વધારે સારો દિવસ ગણાવે છે. સાથે સાથે જૂનાગઢની બજારોની રોશનીનુ વર્ણન કરે છે. ઇંદ્ર પણ આ રોશની જોવા જૂનાગઢ આવ્યા એવી ઉપમા આપે છે અને જૂનાગઢ અયોધ્યા જેવુ લાગે છે. રામ સમાન બહાદુરખાન બાબી રાજ્ય કરે છે.અહી લેખક આજ નવાબ બહાદુરખાનના કાળમાં કનડાનો હત્યાકાંડ થયાની વાત જાણી જોઇને બહાદુરખાનજીના ગુણ બતાવવા છુપાવે છે. સાથે સાથે ગીતમાં કવિ રાજ્યના અધિકારીઓને પણ વર્ણવે છે. ટૂંકમાં ગીતમાં કવિ નવાબ, વજીર, પ્રધાનો, અંગ્રેજો કોઇને પણ વખાણવાનું ચૂકતા નથી સાથે સાથે જૂનાગઢ રાજ્યએ રેલવે, ટેલીગ્રાફ, વિજળીની સુવિધા ઉભી કરી તેનો પણ ઉલ્લેખ કરે છે.

ટૂંકમાં આ ગીતમાં લેખકે નવાબ બહાદુરખાનના કાળની સારી સારી નાની મોટી ઘટનાઓ અને આ ઇલ્કાબ મળ્યા સમયનું વર્ણન કરે છે. પરંતુ આખા ગીતમાં ક્યાંય પણ નવાબની કે રાજ્યની કોઇપણ કચાસ કે ભૂલ અણઆવડતને લેખકે બતાવી નથી. તેનો અર્થ એમ કરી શકાય કે માત્ર મોટી ઉપમાઓ આપીને વખાણો કરીને વાહ વાહ ખાટવાનો તેમનો ઇરાદો જણાય છે.

તેથી તેમણે કનડા જેવી અમાનુષી ઘટનાને આલેખવાનું ટાળ્યું છે.

( ૨ ) આ ગીત જૂનાગઢના અને વ્યવસાયે કારકુન એવા **પુરૂષોત્તમરાય અંબાશંકર બુચે** રચ્યું હતું.

**જય જગ કરતા ભવ ભય હરતા વિશ્વંભર તુજ નામ અનૂપ**
**વિશ્વ વિદારણ ભક્ત ઓધારણ અવિનાશી પ્રભુ સત્ય સ્વરૂપ**
**અમ પર મહેર કરી પરમેશ્વર મુખ માંગ્યુ આપો વરદાન**
**અજર અમર અમપર નૃપ રહેજો બહાદુર બાબી બહાદુરખાન**
**દ્યો સુખશાંતિ સંપત્તિ સંતત્તિ કિરતી જામે ગામોગામ**
**દેશ વિદેશે ખ્યાતિ પ્રસરે અધિક પામે સન્માન**
**ઈચ્છે એવુ સહુજન મનમાં દિરઘાયુ સોરઠ સુલતાન**
**અજર અમર અમપર...**
**સહેલેથી રૈયત સુખ થાવા કામ કરવા ખરચી બહુદામ**
**રેલ વધારી જેતલસરથી વેરાવળ કીધુ મુકામ**
**ધંધાદારી વેપારી વસ્તીને કરી સગવડ દીધુ સુખદાન**
**અજર અમર અમપર...**
**ખાનદાન કુળ ખરેખરા છે સહનશીલ હરિદાસ પ્રધાન**
**જેના જશ જગમાંહે ગવાયા દેશ છતાં વિદ્વાન દીવાન**
**છે પુરૂષોત્તમરાય ગુણીજન ઝાલાકુળના ઉપપ્રધાન**
**અજર અમર અમપર...**
**ગર્વ રહિત ગુણવંતા કચ્છી કુળદીપક અમરજી નામ**
**રાજકાજમાં કુશળ રહે છે ખાનગી ખાસ હજુર દીવાન**
**થઇ વિશ્વાસુ આમ ખાસમાં પામે અધિક અધિક સન્માન**
**અજર અમર અમપર...**
**રહે ન નજરથી પ્રેમ કરીને સૌરાષ્ટ્રી જન એક સમાન**
**થાળ ગણી સંભાળ લયે છે સહુનુ રાખી સરખુ માન**
**સંરક્ષણ સહુ ધર્મનું સખી પરમાર્થ ખરચે બહુ દામ**
**અજર અમર અમપર...**
**સર સાથે જી.સી.આઇ.ઇ.નો ખેતાબ બક્ષ્યો બહુ ખૂબીદાર**
**ભરી કચેરી લોર્ડ હેરિસે રાજકોટ રૂડે મુકામ**
**અજર અમર અમપર...**
**અતિરંજન સોરઠજન મનથી માને ઈશ્વરનો ઉપકાર**
**વરસ બેસતે બેસુ થયુ છે કાર્તિક સુદ નવમી ગુરૂવાર**

**શત અઢાર નેવુ ઈસવીસન વિસમી નેક નવેમ્બર નામ**
**અજર અમર અમપર...**
**સોરઠપતિ અતિ સુખશાંતિથી જગમાં પામે જય જયકાર**
**જગપતિ સંપતિ સંતતિ આપો દીર્ઘાયુષ દેજો કિરતાર**
**કહે પુરૂષોત્તમરાય બુચ બહુ બહુ જીવો બાબી સુલતાન**
**અજર અમર અમપર...**

**ગીતની સમજૂતી :-**

આ ગીતની ભાષા સીધી સાદી અને અમુક અંશે જૂનાગઢનો ઇતિહાસ ઉલ્લેખતી છે. લેખક અહી જેતલસરથી વેરાવળ રેલવે વધારી ધંધા વેપાર વધારવાને આવકારે છે. સાથે સાથે વજીર બહાઉદ્દીનભાઇને દીવાન હરિદાસનો ઉલ્લેખ કરે છે અને તેમની કામગીરીને વખાણે છે. બહાદુરખાનને મહારાણી વિક્ટોરિયાએ શુભ ગુણિયલ જાણી આ ઇલ્કાબ આપ્યો એમ કહે છે અને રાજકોટમાં આ ઇલ્કાબ તેમને કંઇ સાલ, સંવતના રોજ મળ્યો તેમ લેખકે ઉલ્લેખ કર્યા છે.

## ૪.૪ સિલ્વર જ્યુબિલી (રજત જયંતિ)

ભારતના દરેક રાજવીઓ બ્રિટિશરોની એવી જાળમાં ફસાયા હતા કે દરેક બાબતોમાં રહેણી કરણી, શિક્ષણ, વ્યવસ્થા, રાજ્ય વહિવટ વગેરેમાં તેમના ઉપર બ્રિટિશરોની ઉંડી સ્પષ્ટ અસર દેખાતી હતી. આથી જે જે પરંપરાઓ રીતરિવાજો બ્રિટિશરોએ ઉભા કર્યા તેને રાજાઓ અનુસર્યા હતાં.

બ્રિટિશરો પોતાના રાજ્યના જ્યારે જ્યાર ૨૫/૫૦/૭૫/૧૦૦ વર્ષ પૂર્ણ થતાં ત્યારે તેઓ તેમના ઉત્સવો ઉજવતા હતા. આ મુજબ અંગ્રેજોએ ઇ.સ. ૧૮૭૭માં રાણી વિક્ટોરિયાના શાસનકાળને તે ૪૦ વર્ષ પૂર્ણ થતાં દિલ્હીમાં દરબાર ભર્યો હતો. ઇ.સ. ૧૮૮૭માં રાણી વિક્ટોરિયાના શાસનની સુવર્ણ જયંતિ લંડનમાં ઉજવવામાં આવી હતી. એ સમયે સૌરાષ્ટ્રના રાજવીઓના પ્રતિનિધિરૂપે ગોંડલના ભગવતસિંહજી, મોરબીના વાઘજી ઠાકોર અને લીંબડીના જસવંતસિંહજી તેમાં હાજર રહ્યા હતાં. ઇ.સ. ૧૮૯૭માં મહારાણી વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલી લંડનમાં યોજવામાં આવી હતી, તે વખતે પણ તેમાં ગોંડલના ભગવતસિંહજી હાજર રહ્યા હતાં. વળી જે જે રાજવીઓ ઉપરોક્ત જ્યુબિલી મહોત્સવમાં હાજર રહી શક્યા નહોતા તેમણે પણ પોતાના રાજ્યમાં આવા જ્યુબિલી મહોત્સવ ઉજવ્યા હતાં. [૪૪]

આથી સૌરાષ્ટ્રના રાજવીઓને પણ પોતાના શાસનકાળના ૨૫/૪૦ કે ૫૦ વર્ષ પૂર્ણ થતા આ જ્યુબિલી ઉજવવાની ઇચ્છા થઇ આવી હતી તેમ કહી શકાય.

સૌરાષ્ટ્ર દેશી રજવાડાઓમાં પણ ઘણા રાજ્યો સક્ષમ અને સદ્ધર બની ગયા હતા અને ઘણા રાજવીઓએ પોતાના રાજ્યકાળના ૨૫ વર્ષ પૂરા કર્યા હતા, તેવા રાજવીઓ સિલ્વર જ્યુબિલી (રજત જયંતિ) ઉજવતા હતાં, તેમાં જામનગરના રણજીતસિંહનાં શાસનની રજત જયંતિ ઇ.સ. ૧૯૩૨માં ઉજવાઇ હતી. ગોંડલના મહારાજા ભગવતસિંહજીના શાસનકાળના ૫૦ વર્ષ પૂર્ણ થતા રાજ્યની પ્રજાએ સુવર્ણ જયંતિ મહોત્સવ તા. ૧૩/૧૨/૧૯૩૪ના રોજ ઉજવ્યો હતો,

૪૪. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૫૩, જેઠ, પૃ.-૧૩૩.

તેમના ૬૦ કિલોના વજન મુજબ સોનાથી તેમને તોળવામાં આવ્યા હતાં, જે સોનાની કિંમત રૂા. ૧,૮૧,૫૧૫ થઇ હતી, તે રકમ પ્રજા કલ્યાણમાં વાપરવાની હતી.[૪૫] તથા પાલિતાણાના બહાદુરસિંહજીએ પોતાના રાજ્યના ૨૫ વર્ષ પૂર્ણ થતાં સિલ્વર જ્યુબિલી ઉજવી હતી. રાજાઓ જાણે કે આ રીતે અંગ્રેજોની દેખાદેખીથી આવા ઉત્સવો ઉજવતા હતા. આવા પ્રસંગો ઉજવવા માટેનો પૈસો લોકફાળાથી એકત્રિત કરાતો, પ્રજાજનોમાં મુંગો અસંતોષ પણ ઉભો થતો હશે અને અખબારો રાજવીઓની ટીકા[૪૬] કરતા હતા. પોરબંદરના મહારાણા નટવરસિંહજીએ પણ તા. ૧૫/૧/૧૯૪૫ના રોજ પોતાના રાજ્યનો સિલ્વર જ્યુબિલી મહોત્સવ ઉજવ્યો હતો.[૪૭]

પરંતુ કોઇ કોઇ રાજાઓની આ ઉત્સવો ઉજવી પ્રજાની સુખ-સુવિધા વધારવાની પણ ઇચ્છા રહેતી અને જેટલો લોકફાળો થયો હોય તેટલી જ રકમનો પોતે ઉમેરો કરતા હતા અને તે રકમ પ્રજાના કલ્યાણના કાર્યમાં વાપરવામાં આવતી હતી.

બ્રિટન, ભારત અને સૌરાષ્ટ્રના રાજાઓએ ઉજવેલા આવા પ્રસંગો ઉપરથી નવાબ મહાબતખાન ત્રીજાએ પણ પોતાના રાજ્યકાળના ૨૫ વર્ષ ઇ.સ. ૧૯૪૫માં પૂર્ણ કરતાં સિલ્વર જ્યુબિલી મહોત્સવ ઉજવ્યો હતો.

### ૪.૪.૨ સિલ્વર જ્યુબિલીની ઉજવણી માટે કમિટીની રચના

સિલ્વર જ્યુબિલીની ઉજવણી કરવા માટે સૌપ્રથમ તો એક કમિટીની રચના કરવામાં આવી અને તેમાં દરેક મહાલના પ્રતિષ્ઠિત પાંચ, દસ, આગેવાનોને રાખવામાં આવ્યા હતાં. આ કમિટીના સભ્યોએ દીવાનને વળી એવી ઇચ્છા વ્યક્ત કરી કે આપણા નવાબના રાજ્યને ૨૫ વર્ષ પૂર્ણ થતાં તેનો **રૌપ્ય મહોત્સવ** ઉજવવો છે. આ વાત નવાબ પાસે દીવાને પહોંચાડતા નવાબ મહાબતખાન ત્રીજાએ કહ્યુ કે, 'હાલ યુદ્ધની તેમજ અનાજની માપબંધીની પરિસ્થિતિ ચાલતી હોવાથી કોઇપણ જાતનો નકામો દેખાવ ન કરવો [૪૮] અને જે રકમ એકઠી થાય તે સાર્વજનિક લાભાર્થે એવી સંસ્થાઓ સ્થાપવી કે જે પ્રજાને આશીર્વાદરૂપ અને ચિરાયુ નિવડે.'

નવાબ અને દીવાનનો પ્રતિભાવ જાણ્યા બાદ આ કમિટી રચાણી અને મુખ્ય ત્રણ કમિટીઓ બનાવવામાં આવી. (૧) જનરલ કમિટી, (૨) સેન્ટ્રલ કમિટી, (૩) વર્કિંગ કમિટી. જેમાં જનરલ કમિટી મુખ્યરૂપે કામ કરતી હતી અને તેના પ્રમુખ તરીકે ખાનશ્રી મહમદખાનજી ખડિયાને રાખવામાં આવ્યા હતાં. [૪૯] વળી આ કમિટીનું કાયદેસરનું બંધારણ પણ બનાવવામાં આવ્યું હતું.

આ પછી આ ત્રણેય કમિટીએ મળીને લોકફાળો કરવાનું ચાલુ કર્યુ અને ચાર દિવસના વિવિધ કાર્યક્રમો ગોઠવ્યા હતાં.

---

૪૫. જાની, (ડૉ.) એસ. વી. **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ',** પૂર્વોક્ત ઇતિહાસ, પૃ.-૨૩૫.
૪૬. **જન્મભૂમિ,** તા. ૯/૧૨/૧૯૪૪.
૪૭. **ધ ટાઇમ્સ ઓફ ઇન્ડિયા,** તા. ૨૫/૧/૧૯૪૫.
૪૮. દસ્તુરલ અમલ, જૂનાગઢ, જાન્યુઆરી વધારો સાતમો, ઇ.સ. ૧૯૪૫, પૃ-૮૯.
૪૯. દસ્તુરલ અમલ, જૂનાગઢ, ડિસેમ્બર વધારો ચોથો, ઇ.સ. ૧૯૪૪, પૃ-૪૭.

### ૪.૪.૩ સિલ્વર જ્યુબિલીના કાર્યક્રમો :-

સિલ્વર જ્યુબિલીની ઉજવણીની કમિટીએ ચાર દિવસના નીચે મુજબના વિવિધ કાર્યક્રમો જાહેર કર્યા હતાં.[૫૦] તેને રાજ્યના ગેઝેટમાં લોકો અને અન્ય રજવાડાઓ અને પોલિટિકલ એજન્સીની જાણ ખાતર તેમાં છાપવામાં આવ્યો હતો.

તા. ૨૮/૩/૧૯૪૫ બુધવારે રાત્રે ૯ વાગ્યે

સ્કૂલના બાળકો દ્વારા વિવિધ કાર્યક્રમો, પુસ્તકાલય ચોકના ખુલ્લા મેદાનમાં.

તા. ૨૯/૩/૧૯૪૫, ગુરૂવાર, સાંજે ૬=૩૦

પોલીસ પરેડ ગ્રાઉન્ડમાં પોલીસની રમતગમત

તા. ૩૦/૩/૧૯૪૫, શુક્રવાર, સાંજે ૬=૩૦

પોલીસ પરેડ ગ્રાઉન્ડમાં સ્કૂલના બાળકોનો રમતગમતનો કાર્યક્રમ.

તા. ૩૧/૩/૧૯૪૫,શનિવાર, સવારે ૧૦=૦૦

પ્રાર્થના મુસ્લિમોએ જુમ્મા મસ્જિદમાં અને હિંદુઓએ દેવમંદિરોમાં, ખ્રિસ્તીઓએ ચર્ચમાં તથા સાંજે ૬=૩૦ વાગ્યે મોતીબાગમાં ગાર્ડન પાર્ટી તથા રાત્રે ઝફર મેદાનમાં એમ. કે. દારૂવાલાનો આતશબાજીનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. [૫૧]

આ મુજબ ચાર દિવસના કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતાં.

### ૪.૪.૪ લોકફંડ (ફાળા)ની પહોંચ :-

આવા ભપકાદાર કાર્યક્રમના ખર્ચ માટે સમગ્ર રાજ્યમાંથી લોકફાળો કરવાનું કમિટીએ નક્કી કર્યુ હતું અને રૂા. ૧૦ લાખની રકમ ભેગી કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. જો કે નવાબની આ બાબતે ખાસ સૂચના હતી કે, 'ફંડ બિલકુલ રાજીખુશીથી આપતા હોવા જોઇએ અને તવંગર લોકો પાસેથી જ, ફંડ લેવું અને કોઇપણ સંજોગોમાં ગરીબ કે ખેડૂત પાસેથી ફંડ લેવાનું નથી' પરંતુ જો કે એ રકમ ૧૦ લાખને બદલે ૬ લાખ સુધી જ પહોંચી હતી.

સિલ્વર જ્યુબિલી ફંડમાં જે લોકો ફાળો આપે તેમને જૂનાગઢ રાજ્યના રાજ્યચિન્હવાળી છાપેલી ચીફ સેક્રેટરી ટુ ગવર્મેન્ટ જૂનાગઢ રાજ્ય લખેલી પાકી પહોંચ આપવામાં આવતી હતી.[૫૨]

આ રૌપ્ય મહોત્સવ ફંડમાં જૂનાગઢના અલી મહમદ એન્ડ કું. હબીબ બ્રધર્સે રૂા. ૧૦ હજારનો ફાળો આપ્યો હતો [૫૩] તેમને રાજ્યે આભાર પત્ર પણ લખ્યો હતો. આ સિવાય કુતિયાણાની મેમણ જ્ઞાતિ તરફથી ૧લાખ ૨૭ હજારનું ફંડ થયુ હતું. આ સિવાય શેઠ હાજી અબ્દુલ મહોમદ એન્ડ કાં કોલંબો તથા હાજી ઇબ્રાહિમ એન્ડ કાં. મુંબઇએ પણ મોટો ફાળો આપ્યો હતો.

---

૫૦. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૨, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૧. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૨૨, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૨. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૧૪, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૩. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૧૪/૨, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**૪.૪.૫ સરઘસ:-**

નવાબ મહાબતખાન ત્રીજાને ચાંદીથી મોતીબાગમાં જોખ્યા બાદ સરઘસ જૂનાગઢમાં નીકળ્યું જે મોતીબાગથી કોલેજ રોડ, ફરગ્યુસન પુલ (હાલનો સરદારપુલ), કાળવા ચોક, કડિયા રોડ, સિલ્વર જ્યુબિલી રોડ (હાલનો જવાહર રોડ), સીટી રાજમહેલ, દીવાન ચોક, માંડવી ચોક, ઢાલ ચોક, કિંગ્ઝ રોડ (આજના મહાત્મા ગાંધી રોડ) ઉપરથી કોર્ટ પાસેથી રે ગેઇટથી (હાલનો સરદાર દરવાજો) નીકળી વંથલી દરવાજે થઇ પાછુ સરદારબાગના બંગલા ઉમરાવ મંઝિલે પહોંચ્યુ હતું.[૫૪]

આ સરઘસમાં નવાબી રાજ્યનો વાવટો અને રાજચિન્હો અને ચાંદીની, બે ઘોડા જોડેલી બગી અને સુંદર એવા ડ્રેસમાં રાજ્યના પોલીસ સીબંદીઓ અને બેન્ડવાળા હતાં, સરઘસનો નજારો અનેરો હતો અને જૂનાગઢના લોકોમાં આ દશ્ય જોવા માટે થનગનાટ હતો.

**૪.૪.૬ તસવીરો:-**

જૂનાગઢમાં નવાબ મહાબતખાન ત્રીજાના દરેક યાદગાર પ્રસંગોની તસવીરો રાખવાનો રિવાજ હતો અને પાલનપુરના સૈયદ ફોટોગ્રાફર અને ભટ્ટ સ્ટુડિયો-જૂનાગઢવાળાને આ કાર્ય મુખ્યત્વે સોંપવામાં આવતું હતું પરંતુ આ કાર્યક્રમ વખતે જૂનાગઢ ફોટોગ્રાફર એ. ટી. દારૂવાલા અને પાલનપુર રાજ્યના ફોટોગ્રાફર કે.એલ. સૈયદે આ પ્રસંગની ફોટોગ્રાફી કરવાની સામેથી લેખિત સ્વરૂપે[૫૫] માંગણી કરી હતી પણ તેમને એવો જવાબ આપવામાં આવ્યો હતો કે અગાઉથી જ આ વ્યવસ્થા થઇ ગઇ છે પછીથી જૂનાગઢના ભટ્ટ આર્ટ સ્ટુડિયોને આ પ્રસંગની તસવીરો લેવાની તક આપવામાં આવી હતી અને ભટ્ટ સ્ટુડિયોવાળા રતિભાઇ ભટ્ટે આ પ્રસંગનો ૭૦ જેટલી તસ્વીરોવાળો સરસ આલ્બમ તૈયાર કરીને આ પ્રસંગના દરેક યાદગાર દશ્યોને કચકડામાં કંડારી લીધા હતા આ સિવાય ભટ્ટ આર્ટ સ્ટુડીયોએ ૪૦×૬૦નું નવાબને ચાંદીથી જોખ્યા તે સમયનું કેન્વાસ પેન્ટીંગ રૂા. ૧૦,૦૦૦/-માં બનાવ્યું હતું.

**૪.૪.૭ કાસ્કેટ:-**

સૌરાષ્ટ્રના દેશી રજવાડાઓના રાજાઓએ વિવિધ પ્રકારની કલા કારીગરીને પ્રોત્સાહન આપ્યુ હતું અને સોના, ચાંદીની ઉત્તમ ટ્રોફીઓ માનપત્રો રાજાઓ વિવિધ પ્રસંગોએ તૈયાર કરાવતા હતા અને આપણા જ સોનીઓ તેવા સુંદર કાસ્કેટ તૈયાર કરી આપતા હતા તેમાનાં કલાના ઘણાં નમૂનાઓ આજે પણ આપણે જૂનાગઢના દરબાર હોલ મ્યુઝિયમ અને સક્કરબાગ (જૂનાગઢ મ્યુઝિયમ) મ્યુઝિયમ જૂનાગઢમાં જોઇ શકીએ છીએ.

આ પ્રસંગે કમિટીએ જે કાસ્કેટ તૈયાર કરાવ્યું તે પોરબંદરના વિશ્વકર્મા એન્જિનિયરીંગવાળા જી.જી. ગજ્જરે રૂા. ૮૦૦૦નાં ખર્ચે બનાવ્યુ હતું અને તે રકમનું બીલ આપતા તે રકમ તરત ચૂકવવામાં આવી હતી.

---

૫૪. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૨૧, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૫. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૧૧, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**૪.૪.૮ સિલ્વર જ્યુબિલીના યાદગીરીરૂપ ખાસ કેલેન્ડર :-**

પંચાગવાળા કે કોઇ કોઇ માસિકવાળા જે પ્રકારે ૧૦૦ વર્ષ ચાલે તેવુ કાયમી કેલેન્ડર પ્રસિદ્ધ કરતા હોય છે તે જ પ્રકારનું આ સમયે સિલ્વર જ્યુબિલી પરમેનન્ટ કેલેન્ડર બહાર પાડવામાં આવ્યું હતું.[૫૬]

**૪.૪.૯ નવાબની ચાંદીથી તુલાવિધિ :-**

સૌરાષ્ટ્રમાં એક પરંપરા રહી છે કે જે કોઇ વ્યક્તિની જે પ્રકારે તેમણે માનતા કરી હોય કે ખુશાલી વ્યક્ત કરવાની હોય તેમને ગોળ, સાકર, ચાંદી, સુવર્ણથી તુલા કરવામાં આવતી હતી. સામાન્ય લોકોમાં આવી તુલા મોટેભાગે માનતાના સ્વરૂપે મંદિરોમાં ગોળ કે સાકરથી તુલા કરવામાં આવતી હતી જ્યારે રાજા-મહારાજાઓને તેમના રાજ્યના કોઇ ખુશાલીના પ્રસંગોમાં ચાંદી તુલા કે એકલદોકલ પ્રસંગે સુવર્ણતુલા ગોંડલ જેવા રાજ્યમાં થઇ હતી.

જ્યારે જૂનાગઢમાં આ પ્રસંગે નવાબ મહાબતખાન ત્રીજાની ચાંદીથી તુલા મોતીબાગમાં મોટા વિશાળ સમિયાણામાં સાંજે ૬ વાગ્યે કરવામાં આવી હતી. ચાંદીથી તુલા થયા બાદ ૨૫ તોપોની સલામી આપવામાં આવી હતી.

**૪.૪.૧૦ અખબારના અહેવાલ :-**

સૌરાષ્ટ્રમાં વીસમી સદીની શરૂઆતથી સ્વાતંત્ર્યની ભાવનાએ જોર પકડેલુ હોવાથી અખબારો લગભગ રાજાઓના ખોટા ખર્ચના વિરોધમાં લખતા હતા અનેક અખબારોમાં રાજાશાહી અને રાજાની ટીકાઓ કરવામાં આવતી હતી તેમાં ક્યારેક અખબારનો એકપક્ષીય રીતે રાજા અને રાજાશાહીઓને ચિતરવાના અભિગમ અખબારોએ રાખેલ જણાય છે.

આથી જ્યારથી જૂનાગઢમાં નવાબનો રૌપ્ય મહોત્સવ ઉજવવાની વાત શરૂ થઇ ત્યારથી રાજ્યની અને નવાબની ટીકાઓ અખબારોમાં આવવા માંડી હતી કે બીજુ વિશ્વયુદ્ધ ચાલે છે અને નવાબના રાજ્યમાં ખેડૂતો પાસેથી રૂા. ૧૦ લાખની રકમ ઉઘરાવી લેવામાં આવશે તેમ 'જન્મભૂમિ'એ લખ્યું હતું.

પરંતુ આ કોઇ અખબારોએ છાપ્યું નહોતું કે નવાબે પરાણે અને ગરીબો કે ખેડૂતો પાસેથી ફાળો લેવાની ગેઝેટમાં જાહેરાત કરીને મનાઇ ફરમાવી છે. સાથે-સાથે નવાબે એ પણ જાહેરાત કરી હતી કે જેટલો લોકફાળો થશે તેટલો સામો ફાળો રાજ્ય ઉમેરશે અને તેમાંથી લોકહિતના કાર્યો થશે પણ અખબારોમાં આ વિગતો આવી નહોતી અને માત્ર એકપક્ષીય ટીકાઓ જ કરેલી જોવા મળે છે.

સિલ્વર જ્યુબિલી ઉજવાયા પછી પણ માત્ર નાના એવા સમાચાર અખબારોમાં આવ્યા બાકી કોઇ નોંધ લીધી જણાતી નથી પણ રાજ્યે પોતાના ખર્ચે ૫૦ થી ૬૦ પેઇઝનું અંગ્રેજીમાં આ પ્રસંગે એક સોવેનિયર પ્રસિદ્ધ કરી તેમાં રાજ્યની આવક જાવક અને સમગ્ર પ્રગતિનો અહેવાલ પ્રજાજનોને આપ્યો હતો.

રાજ્યે પોતાની સિલ્વર જ્યુબિલીની ઉજવણીનો અહેવાલ મુંબઇ, કલકત્તા, દિલ્હી, કરાંચી,

---

૫૬. **સિલ્વર જ્યુબિલી દફતર,** ફાઇલ નં. ૮, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

જયપુર, અજમેર, લાહોર, શ્રીરંગમ, અમદાવાદ, રાજકોટ, ભોપાલ, બીજનોર, મુરાદાબાદ, આગ્રા, ઝાંસી, લખનૌ, સિકંદરાબાદ, નડિયાદ વગેરે શહેરોના અંગ્રેજી દૈનિક, સાપ્તાહિક, ગુજરાતી દૈનિક, અઠવાડિક, પાક્ષિક, ઉર્દુ દૈનિક, પાક્ષિક, સાપ્તાહિક વગેરે મળીને ૫૬ [૫૭] જેટલી અખબારો કે સાપ્તાહિક અને પાક્ષિકને મોકલવામાં આવ્યો હતો. આ સિવાય ભારતના દરેક ઇન્ફોર્મેશન બ્યૂરો અને નેશનલ ન્યૂઝ સર્વિસ દિલ્હીને પણ સમાચાર મોકલવામાં આવ્યા હતાં.

પછી આ અખબારોમાં કેવો અને કેટલા પ્રમાણમાં તસવીરો સહિત અહેવાલ આપ્યો હતો તે જાણી શકાયું નથી.

**૪.૪.૧૧ નવી નિશાળો ખોલવા બાબત :-**

સિલ્વર જ્યુબિલી પ્રસંગની ખુશાલીમાં નવાબે પોતાની ઉદારતા અને પ્રજાપ્રેમ દર્શાવવા માટે નીચે મુજબના ગામોમાં નવી સ્કૂલો ખોલવાની જાહેરાત કરી હતી. (૧) બરૂલા, (૨) ખેરા, (૩) વિસણવેલ, (૪) મહોબતગઢ, (૫) ઉંટવાળા, (૬) કોદિયા, (૭) ઇવનગર, (૮) જામવાળા, (૯) મોરૂક્કા, (૧૦) ધુસીયા

જો કે નવાબની આ બધી જાહેરાતો માત્ર જાહેરાતો [૫૮] જ રહી હતી અને કશું જ નવું થયુ નહોતું જો કે અહીં એ પણ આપણે નોંધવું રહ્યુ કે ત્યાર પછી ૨ વર્ષના ટૂંકાગાળામાં આઝાદી આવી ગઇ હતી.

આ પ્રસંગે હરિજન ઉદ્ધાર માટે હરિજન સોરઠ સેવા સમિતિની વિનંતીથી રૂા. ૨૫,૦૦૦/-નું દાન [૫૯] આપવામાં આવ્યુ હતું અને ટૂંક સમયમાં હરિજન બોર્ડીંગ શરૂ કરવામાં આવનાર હતી.

**૪.૪.૧૨ નવાબનો ઢંઢેરો :-**

રાજાઓ જ્યારે-જ્યારે પ્રજાને ખુશ કરવા માંગતા હોય ત્યારે તેઓ પ્રજાજોગ ઢંઢેરો જાહેર કરતા હતા અને તેને પ્રજામાં પ્રસરાવતા હતા આ પ્રસંગે નવાબે પોતાનો પ્રજાજોગ સંદેશો કે ઢંઢેરો જાહેર કરી રાજ્ય ગેઝેટમાં પ્રસિદ્ધ કરાવ્યો હતો.

જેના શબ્દો નીચે મુજબ હતાં.–

'સર્વશક્તિમાન પરવરદિગારની મહેરબાનીથી આ રાજયની સંપૂર્ણ સત્તા સાથે મારા રાજ્યાધિકારના પચીસ વર્ષો આજે પુરા થાય છે.

જ્યારથી મે રાજ્યાધિકાર સંભાળેલ છે ત્યારથી તમારા સુખ અને કલ્યાણ માટે કાળજી રાખી તથા સાર્વભૌમ સત્તા સાથેની મિત્રતા અને ઘાટા સંબંધની ગ્રંથિ મજબૂત કરવા મારા પૂર્વજોની શુભ પ્રણાલિકાઓ ચાલુ રાખવામાં ખુદાની મમદથી મે બનતો પ્રયાસ કર્યો છે.

આ ૨૫ વર્ષની કારકિર્દીમાં તમે બતાવેલ વફાદારી શુભ આશય અને શાંતિમય જીવન જીવવાની શુભેચ્છાની મે હંમેશા કદર કરી છે અને તે પ્રમાણે તમે કાયમ વર્તણુંક રાખશો એવો મને સંપૂર્ણ વિશ્વાસ છે.

---

૫૭. **સિલ્વર જ્યુબિલી દફ્તર,** ફાઇલ નં. ૧૯/૧, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૫૮. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૫૫૫.

૫૯. **સિલ્વર જ્યુબિલી દફ્તર**, ફાઇલ નં. ૨૬, ઇ.સ. ૧૯૪૫, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

હું મારી વહાલી પ્રજાને ખાતરી આપુ છુ કે મારી જીંદગી પર્યંત ભવિષ્યમાં પણ હુ એવી જ રીતે તમારી ઉન્નતિ અને કલ્યાણ માટે મારાથી બનતુ કરીશ તમારી ઉન્નતિમાં મારી ઉન્નતિ રહેલી છે અને તમારા સુખમાં મારુ સુખ સમાયેલુ છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

જેમાં નવાબે સૌપ્રથમ ઇશ્વરને યાદ કરી પૂજા માટે વહાલી પ્રજા અને સારા સાંત્વનાના શબ્દો વાપરી વધુ લોકપ્રિય અને પ્રજાવત્સલ રાજવી તરીકે બહાર આવવાની કોશિષ કરી હતી તેમ જણાય છે.

**૪.૪.૧૩ નવાજેશો:-**

આ પ્રસંગે નવાબ મહાબતખાનજી ત્રીજાએ ખુશ થઇને નીચે મુજબની ૧૯ નવાજેશો જાહેર કરીને પ્રજાને ખુશ કરવાનો પ્રયત્ન કર્યો હતો.

(૧) નામ. હઝુરશ્રીના ખાનગી ખર્ચમાંથી રૂપિયા એક લાખ નીચે પ્રમાણે વહેંચી આપવા.

અ. રૂા. ૨૫૦૦૦ અંકે પચ્ચીસ હજાર સેન્ટડન્સટન હોમમાં અંધ થયેલા હિન્દના સિપાઇઓ માટે મોકલવા.

બ. રૂા. ૨૫૦૦૦ અંકે પચ્ચીસ હજાર આ રાજ્યના હરિજનોના ઉધ્ધાર માટે ખર્ચ કરવા.

ક. રૂા. ૨૫૦૦૦ અંકે પચ્ચીસ હજાર આ રાજ્યમાં રહેતી ગરીબ હિંદુ વિધવાઓ અને અનાથ બાળકોના હિતાર્થે વાપરવાં.

ડ. રૂા. ૨૫૦૦૦ અંકે પચ્ચીસ હજાર આ રાજ્યમાં રહેતી ગરીબ મુસલમાન વિધવાઓ અને અનાથ બાળકોના હિતાર્થે વાપરવાં.

(૨) રૂા. ૧૦,૦૦૦ અંકે દસ હજાર લડાઇ ચાલુ રહે ત્યાં સુધી દર વર્ષે રાજ્યની બહાર લડાઇના મેદાનમાં જનારા આ રાજ્યના બધા લશ્કરી સિપાઇઓના કુટુંબોમાં વહેંચવા.

(૩) રૂા. ૧૨,૫૦૦ અંકે બાર હજાર પાંચસો રાજ્યની મોટી હોસ્પિટલમાં ગરીબોનું ફંડ છે તેમાં આપવાં.

(૪) રૂા. ૫૦૦૦ અંકે પાંચ હજાર કોરોનેશન મેમોરિયલ ઝનાના હોસ્પિટલમાનાં ગરીબોના ફંડમાં તેવા ફંડની શરૂઆત કરવા માટે આપવાં.

(૫) રૂા. ૨૫૦૦ અંકે બે હજાર પાંચસો પ્રિન્સ આલ્બર્ટ કોઢની હોસ્પિટલમાં મફત દવા અને ખાસ ખોરાક દેવા માટે આપવાં.

(૬) રાજ્યમાં બાળહિત સંસ્થાઓના નિભાવ તેમજ તેનાં કાર્ય વધારવા માટે ઇન્ફન્ટ વેલફેર સેન્ટર રેડક્રોસની શાખાની વાર્ષિક મદદમાં હાલ રૂા. ૫૦૦ અપાય છે તેને બદલે રૂા. ૫૦૦૦ પાંચ હજાર આપવાં.

(૭) સ્ટેટ યતીમખાનામાં મુસ્લિમ યતીમોની હાલમાં જે સંખ્યા મુકરર્ર થયેલી છે તેને વધારી બમણી કરવી.

(૮) રાજ્યના ખાલસા ગામોમાં આવતા પાંચ વર્ષોની અંદર પચાસ નવી પ્રાથમિક શાળાઓ ખોલવી.

(૯) બહાઉદ્દીન કોલેજમાં બી.એસસી. નો ક્લાસ ખોલવો.

(૧૦) બારખલીદારો તથા ગરાસિયાઓને ખાતે બાકી રહેતી લોન ઉપર ચાલુ સાલની શરુઆતથી પાંચ વર્ષ સુધી વધારેમાં વધારે વ્યાજનો દર હોય તેથી અર્ધો દર લેવો.

(૧૧)રાજ્યના ખાલસા ગામોના ખેડૂતો પાસેથી તગાવીના લેણા ઉપર તા. ૩૧ માર્ચ ૧૯૪૫ સુધી જે વ્યાજ લેણું થતું હોય તે બધું માફ કરવું.

(૧૨) ખાલસા જમીનના ખેડૂતોને હવે પછી પ્રસિદ્ધ કરવામાં આવશે તે શરતો અને ધારા ધોરણ મુજબ જમીન હેરફેર કરવાના અને વારસાઇ હક્ક આપવાં.

(૧૩) ઉભડ હકથી જે ઉભડ લોકો પાસે જમીન હોય તેમને ચાલુ બજાર ભાવ કરતાં અર્ધી કિંમતે સદરહુ જમીનના વારસાઇ અને હેરફેરના હક્ક આપવાં.

(૧૪) રાજ્યના ખાલસા ગામોમાં દુઝણાં ઢોર ઉપર લેવાતી દોઝ જકાતની લેણી તા. ૧લી એપ્રિલ ૧૯૪૫ થી કાઢી નાંખવી.

(૧૫) ગામતળની જમીનના રૂક્કા ઉપર મહોર કરવા માટે મહોરાણા ફી નામની જે લેત્રી લેવાય છે તે તા. ૧લી એપ્રિલે ૧૯૪૫ થી લેવાનું બંધ કરવું.

(૧૬) સેન્ટ્રલ જેલમાં સજા ભોગવતા ૨૫ કેદીઓને બાકી રહેતી સજા માફ કરવી અને તેમને તુરત છોડી મૂકવા.

(૧૭) કહેવાતા પ્રજામંડળની ચળવળ કરનારાઓ કે જેમની સામે કાંઇ પગલાં લેવાતાં હોય કે જેમના પર કોઇપણ પ્રકારના પ્રતિબંધ હોય તેમને બધાને માફી આપવી.

(૧૮) રાજ્યના સરકારી નોકરોને ગયા ઓક્ટોબર અને સને ૧૯૪૪માં મોંઘવારી ભથ્થુ વધારી આપેલ છે તે પ્રમાણે હાલ મળતા મોંઘવારી ભથ્થામાં ૨૫ ટકાનો વધારો કરવો.

(૧૯) માસિક રૂા. ૧૦ સુધીના પરવશીદારોને ચાલુ મોંઘવારીને અંગે તેમને મળતી પરવશીમાં પચીસ ટકાનો વધારો કરી આપવો.

**૪.૪.૧૪ ભાષણ:-**

નવાબે આ પ્રસંગે જે પ્રવચન કર્યુ તેમાં તેમના દરેક શબ્દોમાં લાગણી જોવા મળે છે ને તેમણે મારા વ્હાલા પ્રજાજનો એવું સંબોધન કર્યુ હતુ પછી પોતે પોતાના શાસનકાળ દરમ્યાન રાજયમાં થયેલ પ્રગતિનો અહેવાલ આપ્યો કે ઇ.સ. ૧૯૧૧માં રાજયની વાર્ષિક આવક ૩૪ લાખ હતી તે આજે વધીને ૧ કરોડને ૪૦ લાખે પહોંચી છે. વળી તમારા સુખમાં જ મારૂં સુખ સમાયેલું છે, આ મારા જીવનનો મુખ્ય મંત્ર છે તે હંમેશા ચાલુ રહેશે. આ સિવાય તેમણે આ પ્રવચનમાં દીવાન અબ્દુલ કાદીરની કુશળતા અને કારભારને વખાણ્યા હતાં.[૬૦] અને પ્રજાજનોને ઉદાર હાથે ફાળો આપવા બદલ આભાર માની અંતમાં કહ્યું કે, મારી પ્રજાને માટે સુખ અને આબાદી ઇચ્છું છું અને મારાથી બનતી સેવા ઉત્તમ રીતે કરવા માટે ખુદાપાક મને તંદુરસ્તી અને શક્તિ અર્પણ કરે એવી પ્રાર્થના કરી પોતાનું પ્રવચન પૂર્ણ કર્યુ હતું.

૬૦. Junagadh State Administration Report, 1944/45 A.D., Page - 11.

**૪.૪.૧૫ નોકરોને ઇનામ, બક્ષીસ :-**

રજવાડાઓ અને રાજાઓની પરંપરા મુજબ આ પ્રસંગે પણ નવાબે તેમના નાના મોટા નોકરોને રૂપિયા ૫૦ / ૨૫ / ૧૦ એવી રકમના બોનસ જાહેર કર્યા હતાં. [૬૧] આ રીતે જૂનાગઢ રાજ્યની નોકરો પ્રત્યે ઉદારતા તેમના દરેક પ્રસંગમાં રહેલી જોવા મળે છે.

**૪.૪.૧૬ ફંડમાંથી રકમની માંગણીઓ :-**

જૂનાગઢ રાજ્યના ગરીબ પ્રજાજનોને તથા સંસ્થાઓને ખબર પડી કે રાજ્ય પાસે ૬ લાખનું ભંડોળ એકત્રિત થયું છે.ત્યારે તે ભંડોળમાંથી પોતાને કોઇ રકમ મળે તેવી માંગણીઓ થવા માંડી હતી. છાયાના મુસ્લિમોએ મદ્રેસો બાંધવા આ ફંડમાંથી મદદ માંગી હતી, કેટલાક મીર મીરાસણોએ ઇનામની માંગણી કરી હતી અને કહ્યું હતું કે, ઇનામ ન મળે તો અમારૂં પુરૂં પણ ક્યાંથી થાય અમારે આવકનું બીજુ કોઇ સાધન નથી.

એક વિધવાએ પણ આ ફંડમાંથી થોડીક રકમ મેળવવા અરજી કરી હતી કે હું પડદાનશીન છુ મને આંખે ઓછુ દેખાય છે મને આ ફંડમાંથી મદદ કરશો.

જો કે આવી કોઇ માંગણીઓ ત્યારે સંતોષવામાં આવી હોય એમ જણાતું નથી.

**૪.૪.૧૭ ૨૫ વર્ષના શાસનકાળનો અહેવાલ :-**

નવાબ મહાબતખાન ત્રીજા ઇ.સ. ૧૯૨૦માં ગાદીએ બેઠા ત્યાંથી ઇ.સ. ૧૯૪૫ સુધીનો ૨૫ વર્ષના સિલસિલાબંધ આંકડાઓ સહિત રાજ્યના દરેક ખાતાઓનો એક લિખિત અહેવાલ પ્રગટ કરવામાં આવ્યો હતો જેથી કરીને લોકોને નવાબના શાસનકાળ દરમ્યાન થયેલી પ્રવૃત્તિ અને પ્રગતિનો ખ્યાલ આવે. આ અહેવાલમાં જંગલખાતું, ટેલીફોન સેવા, સિંચાઇ સેવા, ન્યાયખાતું, રેલવે, ઇલેક્ટ્રીક વિભાગ, શિક્ષણ વિભાગ, નાણાખાતુ વગેરેનો વ્યવસ્થિત મુદ્દાસર વર્ષવાર આંકડાકીય માહિતી આપતો વિશ્વસનીય અને પ્રમાણભૂત અહેવાલ તૈયાર કરવામાં આવ્યો હતો.

**૪.૪.૧૮ આ પ્રસંગે રચાયેલા જુદા જુદા ગીતો :-**

આ પ્રસંગે સૌરાષ્ટ્ર, ગુજરાતના લોકકવિઓએ રચેલા ૪૨ જેટલા ગીતો આજે આપણને હાથવગા થાય છે જે ગીત કવિઓએ જૂનાગઢ રાજ્યના ઇતિહાસને નજરમાં રાખીને તટસ્થતા દાખવીને રચેલા હોવાનુ માલુમ પડે છે. આ પ્રસંગે જેમણે જેમણે ગીત કે કવિતા મોકલી હતી એવા વ્યક્તિઓના ગીત, રચના કે કવિતાની રાજ્યે નીમેલી નિષ્ણાત કમિટી દ્વારા તપાસાયા પછી તેમાંથી ૧૭ વ્યક્તિઓને ઇનામ આપવામાં આવ્યા હતાં.

( ૧ ) આ ગીત જૂનાગઢના **નયનસુખરાય માધવરાય ઘોડાએ** સિલ્વર જ્યુબિલીના પ્રસંગે લખી મોકલ્યું હતું.

**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના શિરતાજ,**
**વધાવો રાજ અમ ઉર આનંદ આજ,**

૬૧. **સિલ્વર જ્યુબિલી દફ્તર** ફાઇલ નં. ૨૩, ઇ.સ. ૧૯૪૫, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**બાબીવંશના નરેહ ભૂપતિના પુત્ર પૌત્ર પરિવાર,**
**રાજ હજૂર શ્રી જ્યુબિલી સિલ્વર મહોત્સવની અતિ હર્ષ પ્રસરો,**
**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના શિરતાજ,**
**સૂર્યચંદ્ર સમ તપો અવિચળ જગમાં આપની ખ્યાત,**
**અન્નદાતા આપને જુગજુગ કીર્તિ પ્રસરાવો મહારાજ,**
**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના શિરતાજ,**
**અમ રૈયતના દાતા આપ છો ધર્મધુરંધરનાથ,**
**નેક નીતિના દાતા આપ છો કરૂણાના કિરતાર,**
**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના શિરતાજ,**
**ધર્માદા હોસ્પિટલો બનાવી, આપ્યુ ગરીબોને જીવનદાન,**
**વળી બનાવી નિશાળ કોલેજ, દીધુ કેળવણીને માન,**
**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના શિરતાજ,**
**મેળવી માનચાંદ સરકારથી થયા છો કીર્તિવાન મહારાજ,**
**થાય ઓર બઢતી એમ માંગે પ્રભુ પાસ નેનસુખરાય.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર જૂનાગઢ રાજ્યમાં નાના હોદ્દા પર નોકરી કરી રહ્યા હતાં અને જૂનાગઢ રાજ્યના દરેક પ્રસંગોએ તેમણે આ પ્રકારના ગીતો રચી મોકલેલ માલુમ પડે છે. રચનાકારનો હેતુ નવાબની કીર્તિ જ ગાવાનો જ અને ઇનામ મેળવવાની લાલચનો જણાય છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

રચનાકારે આ ગીતમાં જૂનાગઢ રાજ્યનો પ્રચલિત ઇતિહાસ આલેખ્યો છે જેમાં તેઓ નવાબને કરૂણાવાન અને ગરીબોને જીવનદાન આપનારા ગણાવે છે, સાથે સાથે જૂનાગઢ રાજ્યએ કેળવણીનું મહત્ત્વ સમજી અનેક નિશાળો અને ધર્માદા હોસ્પિટલ બાંધી હતી તેનો તેમણે ઉલ્લેખ કર્યો છે. જો કે રચનાકારે નવાબોએ જે જે સારા કાર્યો કર્યા તેની વાત જ અહીં તેના ઇતિહાસને બરાબર વફાદાર રહીને આલેખી છે. નવાબ મહાબતખાનજી ખરેખર દયાળુ અને ધાર્મિક વ્યક્તિ હતા અને તેમના રાજ્યમાં ત્રણ હોસ્પિટલો હતી. તેમાં પહેલા ટોકન ચાર્જ લઇને આરોગ્યની સુવિધા મળતી તે પણ નવાબે બંધ કરાવી મફત આરોગ્યની સુવિધા પુરી પાડી હતી. તથા અનેક પ્રકારની શિષ્યવૃત્તિઓ રાજ્ય આપતું પણ તેમાં શરત એક રહેતી કે રાજ્યની શિષ્યવૃત્તિ લેનાર વિદ્યાર્થીએ જો જૂનાગઢ રાજ્યમાં નોકરી મળે તો બીજે ક્યાંય ન જવું [૬૨] બહાઉદ્દીન કોલેજનાં ગરીબ મુસલમાન વિદ્યાર્થીઓને ૧૩ મુસ્લિમ વ્યક્તિઓ તરફથી રૂા. ૧૪,૮૫૫ની શિષ્યવૃત્તિઓ ઇ.સ. ૧૯૪૧માં અપાતી હતી. [૬૩] નવાબ મહાબતખાનજીએ

૬૨. દસ્તુર અમલ, જૂનાગઢ,સંવત ૧૯૩૯ કારતક પૃ.-૨૧.

૬૩. પ્રો. વાય.એસ.તાહેરઅલી બહાઉદ્દીન કોલેજના વિદ્યાર્થીઓને મદદ માટે અપીલ અને વાર્ષિક રીપોર્ટ ઇ.સ. ૧૯૪૧/૪૨.

પોતે ગાદીએ બેઠા ત્યારથી ૧/૯/૧૯૨૦થી આખા રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત કરી દીધી હતી.[૬૪]

**ગીતનું પૃથ્થકરણ:-**

ગીતની ભાષા સીધી સાદી છે અને તેમણે અમુક પંક્તિઓમાં સરખા પ્રાશ મેળવ્યા છે પરંતુ તેમણે ગીતમાં જૂનાગઢ રાજ્યની નીતિ અને ઇતિહાસને વર્ણવેલો હોવાથી તેનું મહત્ત્વ વધી જાય છે.

(૨) આ ગીત જૂનાગઢના **રાજકવિ લક્ષ્મણ નાનજી**એ આ પ્રસંગે રચી મોકલ્યું હતું.

**રૂપેરી જ્યુબિલી આવી, સોરઠના વાલી ઘણું જીવો,**
**રૂપેરી જયુબીલી દીપાવી, ઘણું જીવો ઘણું જીવો,**
**ઘણો થયો છે ફાળો, લોકો ઉપયોગી આલો,**
**સરકારી ઓર્ડર વાલો, મહાબતખાન ઘણું જીવો,**
**જે રકમ ભેગ થાએ, સાર્વજનિકમાં વપરાઓ,**
**એવી સંસ્થા સ્થાપાએ, સરકાર ઘણું જીવો,**
**નવાબસાહેબના વિચારો, નકામો ખર્ચ ઠઠારો,**
**આ પસાર કર્યો ધારો, બુધ્ધિશાળી ઘણું જીવો,**
**પ્રજાને કાયમી લાભ મળે, મોંઘવારીનું મોઢું બળે,**
**સંકટ ગરીબોના ટળે, પાલનહાર ઘણું જીવો,**
**જુવાર બાજરી સસ્તી, બહુ સુખી છે વસ્તી,**
**સૌની સારી તંદુરસ્તી, દુલા દાતાર ઘણું જીવો,**
**કેટલાક ગામમાં મોંઘુ, જૂનાગઢમાં અનાજ સોંઘું,**
**ઈન્સાફી રાજય ચોખ્ખુ, પરાક્રમી ઘણું જીવો,**
**ભલા આનંદી હાકેમ, પોતાની પ્રજા ઉપર પ્રેમ,**
**દરેક લોકો ઉપર રહેમ, કૃપા સાગર ઘણું જીવો,**
**બહુ ભારે ભાગ્યવાન, રાજ વહીવટમાં છે ધ્યાન,**
**કરે પ્રજાનું કલ્યાણ, ઉદાર નવાબ ઘણું જીવો,**
**રાજકુટુંબ પરિવારો, લાંબુ આયુષ્ય ગુજારો,**
**નામદાર બેગમસાહેબા, શાહજાદી શાહજાદા જીવો,**
**નામદાર પ્રિન્સ કાબેલ, ઉંચી કેળવણી લીધેલ,**
**રાજ કાજમાં સામેલ, દિલાવરખાન ઘણું જીવો,**
**નામદાર દીવાન લાયક, રાજની વધારી આવક,**
**અતિશે ચતુર બેસક, ઘણું જીવો, ઘણું જીવો,**
**સાંભળે અરજ ફરિયાદ, યહાં નથી કોમવાદ,**

૬૪. ગાદી દફ્તર ફાઇલ નં. ૩૧, ઇ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**અપાવ્યો ધીવાલાને ચાંદ, કદરદાન ઘણું જીવો,**
**રાજ્યના અમલદારો, છે ચંચલ હુશિયારો,**
**ભાયાતો કુશળ સરદારો, ગુણના ભંડાર ઘણું જીવો,**
**રાજ્યમાં સુધારો વધારો, સરકારનો તેજ સિતારો,**
**તંદુરસ્ત વર્ષ હજારો , મહાપ્રતાપી ઘણું જીવો,**
**રૈયત પ્રાણથી પ્યારી ગુણ ગાએ નરનારી,**
**સરકારની બલિહારી, પ્રજાપ્રેમી ઘણું જીવો,**
**પધાર્યા રાજા મહારાજા, વાગે નોબત બેંડવાજા,**
**શરણાળ તોપોના અવાજો, સરકાર ઘણું જીવો.**

**ગીતની સમજૂતી :-**

ગીતની ભાષા સીધીસાદી અને બહુ સરળતાથી સમજાય જાય તેવી છે. રચનાકાર અહીં નવાબના શાસનને વખાણે છે અને બીજા વિશ્વયુદ્ધની પરિસ્થિતિનો ઉલ્લેખ કરી મોંઘવારી જૂનાગઢમાં ન હોવાનું કહે છે તથા તેઓ જૂનાગઢ રાજ્યના ઇતિહાસના સારા એવા જાણકાર હોવાથી એ બાબતોને એમણે ગીતમાં ઢાળી છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

રચનાકારે સિલ્વર જ્યુબિલીને રૂપેરી ગણાવી ને કહ્યુ કે, આ પ્રસંગ માટે ઘણો જ ફાળો થયો છે તે સાર્વજનિક કાર્યમાં વપરાશે વળી જૂનાગઢ રાજ્યમાં જુવાર, બાજરી ખૂબ જ સસ્તા છે જ્યારે બીજા રાજ્યોમાં અનાજની તંગી અને મોંઘવારી ચાલે છે સાથે સાથે તેમણે યુવરાજ દિલાવરખાનજી ઊંચી કેળવણી લીધેલા છે. દીવાન અબ્દુલ કાદર સહિતના અમલદારો સારા અને કદરદાન છે એમ જણાવે છે. રચનાકારે ગીતમાં જરાય પણ અતિશયોક્તિ કર્યા વિના રાજ્યની ઇ.સ. ૧૯૪૫ આસપાસની સાચી પરિસ્થિતિ વર્ણવી છે. જેમ કે, વિશ્વયુદ્ધની શરૂઆત વખતે જૂનાગઢ રાજ્યમાં એક ખાંડી બાજરાનો ભાવ ૫૭[૬૫] રૂપિયા હતો જે જ્યારે ઇ.સ. ૧૯૪૦માં તે ભાવ નીચે લાવીને ખાંડીનો ભાવ ૨૭ થઇ ગયો હતો.[૬૬]

( ૩ ) આ ગીત લીંબુડા ગામના **કણબી કરશન પ્રેમજી**એ રચ્યું હતું.

**આજે આનંદ રહ્યો ઉભરાય, ધન્ય ખુદાવિંદ મહાબતખાન હમારે હૈયે હરખ ન માંય**
**સોના વરણો ઉગ્યો સૂર પ્રેમ તણા વહ્યા પૂર જગમાં જળકી રહ્યું તમારું નૂર,**
**સિલ્વર જ્યુબેલી આજે થાય ખુદાવિંદ મહારાજા તોળાય સુખશાંતિ સર્વને થાય,**
**ઇ.સ. ઓગણીસો પિસ્તાલીસ માર્ચની તા. એકત્રીસ પ્રસરી કીર્તિ દિશ,**
**શણગાર્યું જૂનાગઢ શહેર છે ખુદાની પૂર્ણ મહેર થઇ રહ્યા છે લીલાલહેર,**
**આજે વિધવિધ વાજા અપાર રૂડા સૂર શરણાઇ સાર ખામી રહી નથી લગાર,**

૬૫. Junagadh State Administration Report,1938/39 A.D., Apendix, XVIII.
૬૬. Junagadh State Administration Report,1940/41 A.D., Apendix, XVIII.

દર્શને લાખો મનુષ્યોના વૃંદ તોળાય નવાબસાહેબ સુખ કર શોભે તારે પીરાણું જેમ ચંદ,
સાથે શોભે પાટવી કુંવર રૂડું નામ દિલાવર સૌરાષ્ટ્ર તણા સુખકર ધન્ય

--- --- ---

ખુદાવિંદ મહાબતખાન

કરોડોના દીધા દાન મહેમાનોના કર્યા બહુ સન્માન ધન્ય અબ્દુલ કાદર સાહેબ દીવાન,
કેળવણીને બહુમાન લાખોના દીયો છો દાન, ધન્ય અબ્રેહાની સાહેબના જ્ઞાન,
જૂનાગઢનો મહિમા અપાર, શોભે જ્યાં ગરવો ગિરનાર રક્ષા કરી રહ્યા દાતાર,
લીલો દેશ સોરઠ સોહામણો, ફળદ્રુપ ઉપજમાં ઘણો, મૂલ્યવાન ભારતભૂમિ તણો,
અડસઠ તીરથ આવી રહ્યા, ગુરૂ દતાત્રી અંબાજી, જ્યાં અશોકનો લેખ પણ છે ત્યાં,
તમારી તોલે ન આવે કોઈ ભલેને મહારાજા હોઈ, ખરી વાત છે સોયે સોય,
દેશકાળ અપાર સોરઠમાં નથી લગાર, અનાજના ભર્યા છે કોઠાર,
ધન્ય ઓલીયા બાદશાહ તમારી અપાર છે નીગાહ, ધન્ય દિલાવરખાનજી,
ખુદા સાનુકૂળ રહેજો તેના શત્રુ સંહારી દેજો, વધતા સદાય રહે તેજો,
અવિચળ રહો તમારું રાજ કરો છો પરોપકારના કાજ, ઘણું જીવો ગરીબ નિવાજ,
સુવર્ણ હીરક મહોત્સવની આશ ખુદા પુરી કરે,
ખાસ કર જોડી માંગે કરશનદાસ.

--- --- ---

સોરઠા

ખુદા તારી રહેમ સોરઠ ઉપર છે સદા,
તુજ ને ભુલીએ કેમ વિશ્વંભર તું એક છો,
સોરઠના શણગાર જૂનાગઢના રાજવી,
અમારા તારણહાર ખુદાવિંદ મહાબતખાનજી,
રૂડા પાટવી કુંવર દિલડાના દાતાર છો,
નામ ખુદાવિંદ દિલાવર, ઘણું જીવો દિલાવરખાનજી.
ન્યાય નીતિનું રાજ રામ રાજની ઉપમા દઈએ,
ઘણું જીવો ગરીબ નિવાજ ખુદાવિંદ મહાબતખાનજી,
રૈયતને છે સુખ બીજે આવુ ન મળે,
દીધા નથી દુઃખ ખુદાવિંદ મહાબતખાનજી,
ખેડૂત સોનાના ઝાડ શોભાવે છે રાજ્યને,
તેને રક્ષારૂપી તમારી વાડ ખુદાવિંદ મહાબતખાનજી,
પ્રેમ તણો પ્રવાહ મૂળ વાટે પાઈ રહ્યા,
લાગવા નથી દીધો દાટ ખુદાવિંદ મહાબતખાનજી,

**આજનો વિષમ કાળ, સોરઠમાં લેશ નથી,**
**વર્તે છે સુકાળ, ધન્ય ખુદાવિંદ મહાબતખાનજી,**
**અનાજનો ભર્યો કોઠાર, સસ્તે ભાવે સર્વને મળે,**
**બીજે મણના રૂપિયા બાર, ખુદાવિંદ મહાબતખાનજી,**
**સદાય મન પ્રસન્ન તમારો છે રાજવી,**
**ગુણ ગાય કરશન કૃતાર્થ આજે થયો.**

**ગીતની સમજૂતી :-**

આ ગીતમાં રચનાકાર આ પ્રસંગનો આનંદ વર્ણવે છે અને જૂનાગઢ રાજ્યમાં ચારેય બાજુ આનંદ છવાઇ રહ્યાનું જણાવે છે. આ ઈતિહાસ સભર ભાવવાહી ગીત છે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર નવાબ મહાબતખાનને કરોડોના દાન કરનાર જણાવે છે તે ખરેખર સાચું છે, કારણ કે, નવાબ મહાબતખાન ત્રીજાએ પોતાના રાજ્યકાળ દરમ્યાન જ ૧ કરોડ જેટલી રકમના દાન કર્યા હતા. જેમાનાં થોડાક વર્ષોમાં કરેલ દાન નીચે મુજબ જોઇ શકાય છે.

ઈ.સ. ૧૯૧૫/૧૬ દરમ્યાન રૂા. ૧,૫૯,૮૯૭નું દાન.[૬૭]

ઈ.સ. ૧૯૧૬/૧૭ દરમ્યાન રૂા. ૭૦,૮૭૬નું દાન.[૬૮]

ઈ.સ. ૧૯૧૭/૧૮ દરમ્યાન રૂા. ૭૫,૬૮૯નું દાન.[૬૯]

ઈ.સ. ૧૯૧૮/૧૯ દરમ્યાન રૂા. ૭૨,૦૩૦નું દાન.[૭૦]

ઈ.સ. ૧૯૧૯/૨૦ દરમ્યાન રૂા. ૩૩,૨૩૮નું દાન.[૭૧]

ઈ.સ. ૧૯૨૦/૨૧ દરમ્યાન રૂા. ૧,૧૫,૪૧૫નું દાન.[૭૨]

ઈ.સ. ૧૯૨૧/૨૨ દરમ્યાન રૂા. ૭૫,૭૫૦નું દાન.[૭૩]

ઈ.સ. ૧૯૨૨/૨૩ દરમ્યાન રૂા. ૮૭,૮૫૩નું દાન.[૭૪]

ઈ.સ. ૧૯૨૩/૨૪ દરમ્યાન રૂા. ૬૮,૮૬૯નું દાન.[૭૫]

ઈ.સ. ૧૯૨૮/૨૯ દરમ્યાન રૂા. ૧,૨૬,૦૦૭ નું દાન.[૭૬]

૬૭. Junagadh State Administration Report, 1915/16 A.D., Page-13.
૬૮. Junagadh State Administration Report, 1916/17 A.D., Page-7.
૬૯. Junagadh State Administration Report, 1917/18 A.D., Page-8.
૭૦. Junagadh State Administration Report, 1918/19 A.D., Page-7.
૭૧. Junagadh State Administration Report, 1919/20 A.D., Page-10.
૭૨. Junagadh State Administration Report, 1920/21 A.D., Page-8.
૭૩. Junagadh State Administration Report, 1921/22A.D., Page-10.
૭૪. Junagadh State Administration Report, 1922/23A.D., Page-12.
૭૫. Junagadh State Administration Report, 1923/24 A.D., Page-8.
૭૬. Junagadh State Administration Report, 1928/29A.D., Page-6.

ઈ.સ. ૧૯૨૯/૩૦ દરમ્યાન રૂા. ૨,૪૫,૪૨૭ નું દાન.[૭૭]

આ રીતે દર વર્ષે છેલ્લા નવાબ મહાબતખાન ત્રીજાએ પોતાની દાનવૃત્તિને આગળ વધારી હતી. બીજા વિશ્વયુદ્ધ સમયે બ્રિટિશ સરકારની વિનંતીથી અંગ્રેજોને છેલ્લામાં છેલ્લી ઢબનાં રોલ્સ રોય મેરલીન એન્જીનવાળા ત્રણ વિમાનો ભેટ આપ્યા હતાં. [૭૮]

(૪) આ ગીત જેતપુરનાં **વ્રજલાલ કાનજી આચાર્યે** આ પ્રસંગે રચી મોકલ્યું હતું.

**શુભ રૌપ્ય મહોત્સવ ઉજવે, આજે પ્રજા અતિહર્ષથી,**
**પરદુઃખભંજન બાબીકૂળના ભાણને અભિવદંતી,**
**પાળે પ્રજાને પુત્રસમ, દિલ જેનું દરિયાવ છે,**
**એ શાહ અમ સિરતાજ છે, ઉચ્ચરે પ્રજામાં આનંદ છે,**
**શુભહસ્તથી તેણે કર્યા કાર્યો પ્રજા કલ્યાણના,**
**મ્હારી પ્રજા કહી જનહૃદય જેણે સદા જીતી લીધા,**
**નિજ રાજ્યમાં ખેતી અને વેપાર હુન્નરને કલા ઉત્તેજના**
**સુખ શાંતિને સગવડ તણા દીધા બીજા સાધન ઘણા,**
**સુસંસ્કૃતિથી સંસ્કારથી આજે જૂનાગઢ શોભતુ,**
**એ યશ બધો છે આપનો, છે ધન્ય માનસ આપનું,**
**જ્યાં ત્યાં નિશાળો સ્થાપીને નેત્રો દીધા સુજ્ઞાનના,**
**વળી શિષ્યવૃત્તિ યોગ્ય અને ઉદાર હસ્તે આપતા,**
**અક્ષત કુમકુમો વળી મધુર પુષ્પના હાર,**
**વધાવતા પ્રેમથી સોરઠના સરકાર,**
**રાજા મહારાજા અને બીજા વળી સરદાર,**
**મંડપની શોભા વધી સોરઠના સરકાર,**
**પડઘમ વાજા બેંડના, મીઠા સૂર રસાળ,**
**આનંદ ઉર ઉભરાય છે, સોરઠના સરકાર,**
**વિધવિધ રંગેરોશની, દીપે ઝાકમઝમાળ,**
**કવિજન ગુણગાતા વળી, સોરઠના સરકાર,**
**વેલી વધજો વંશની, વર્તો જય જયકાર.**
**તપો અવિચળ રાજ્ય આ, ધન્ય સોરઠ સરકાર.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર નવાબ મહાબતખાનને પરદુઃખભંજન અને પોતાની પ્રજાને પુત્ર સમાન પાળતા હોવાનુ તથા ખેતી, વેપાર, શિક્ષણ વગેરેને વિકસાવનાર જૂનાગઢ રાજ્યને બિરદાવે છે. અહી

૭૭. Junagadh State Administration Report, 1929/30 A.D., Page-10.
૭૮. File No 34 (10) 1942, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

રચનાકારે ઇતિહાસને વફાદાર રહીને જ પોતાની રચનામાં નવાબના ગુણગાન ગાયા છે. નવાબને પરદુઃખભંજન કહેવા માટે તેમની પાસે નજરે જોયેલી ઘટનાઓ છે જેમ કે નવાબે ૪૦ જેટલા લોકોને તેમની પરિસ્થિતિ અને વર્તન જોઇને ખુશ થઇને મકાનો બક્ષીસ આપ્યા હતાં. [૭૯] આ સિવાય તેમણે પાલીતાણા ભક્તિ પ્રદર્શક નાટક મંડળીના માલિક મણિશંકર ભટ્ટને તેમની મંડળીને ઇ.સ. ૧૯૩૭માં ભાયાવદરમાં આગ લાગી ખાખ થઇ જતા જૂનાગઢ બોલાવી લઇને માસિક પેન્શન બાંધી એક મકાન બક્ષીસ આપ્યું હતું. [૮૦] નવાબ દયાળુ વૃત્તિના હોવાના અનેક દાખલા મળે છે અને તેઓ ગરીબોના દુઃખ જોઇ દુઃખી થતા તેમને શકય એટલી મદદ તરત જ કરતા હતા. એક વખત સરદારબાગ સામે એક ગરીબ ખેડૂતને નબળા બળદો ચલાવતો જોઇને તરત જ તેને નવા બળદો ખરીદી આપ્યા હતાં. [૮૧]

રચનાકારે આ ગીતમાં નવાબ પોતાની પ્રજાને પુત્રસમા પાળતા હોય તેમ કહે છે તે પણ થોડાઘણા અંશે સાચુ છે. જેમ કે તેમણે પોતાના પ્રજાજનો માટે પોતાના દરેક ભાષણોમાં મારા વ્હાલા અને પ્રાણપ્યારા જેવા શબ્દો વાપર્યા હતા એ જ રીતે પોતે જ્યારે પાકિસ્તાન ચાલ્યા ગયા અને જૂનાગઢમાં અંધાધૂંધી ફેલાણી ત્યારે તેને અટકાવવા માટે તેણે દીવાન ભૂટો ઉપર પ્રજાની લાગણી સભર તાર કર્યો હતો. [૮૨] આવા પ્રસંગે તેમને પ્રજાને પુત્રસમ પાળતા હોવાનું કહેવાનુ કવિને પ્રેરે છે.

(૫) આ ગીત જૂનાગઢનાં **માર્કંડરાય બી. વૈષ્ણવે** આ પ્રસંગે રચી મોકલ્યું હતું.

**સોરઠના શિરતાજ અમારા, બાબી મહાબતખાન,**
**હિંદુ મુસ્લિમ ઐક્ય થઈને, ગાયે તવ ગુણગાન,**
**સરવો સોરઠ દેશ અમારો, જ્યાં લીલી નાઘેર,**
**સરર સરિતા સાગર ગંભીર, કુદરતની જ્યાં મહેર,**
**જમિયલશા દાતાર બિરાજે, ગિરનારી ગિરનાર,**
**અમર નરસી નર જ્યાં નિપજ્યા, ધન્ય ધન્ય સોરઠ ભોમ**
**રૌપ્ય મહોત્સવ રાજવી કેરો, રૈયત ઉજવે આજ,**
**ઘરઘર આનંદ છાઈ રહ્યો છે, ગરીબને ધનવાન,**
**આનંદ મંગલ થાય અનેરા, જીર્ણદુર્ગ ઓઝાર,**
**ઘર આંગણિયે સાથ પુરીને, નરનારી હરખાય,**
**સોરઠના સરકાર દયાળુ જુગ જુગ જીવો આપ,**
**બાલવીરો સૌ આશીષ દીએ, અમર તપોતવ રાજ,**
**સોરઠના શિરતાજ અમારા, બાબી મહાબતખાન.**

---

૭૯. સરકારી મકાન ઇનામ દફ્તર ફાઇલ નં. ૫, ઇ.સ. ૧૯૨૨, ગુ.રા. અભિ., જૂનાગઢ.

૮૦. દેસાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૩૫૭.

૮૧. દવે,નૌતમભાઇ કે. જૂનાગઢ, ઉંમર વર્ષ ૮૨ની રૂબરૂ મુલાકાતના આધારે.

૮૨. સોઢા, (ડૉ.) જે.પી. **'સોરઠના અંતિમ બાબી શાસક'** જૂનાગઢ, પ્ર.આ., ઇ.સ. ૨૦૦૨, પૃ. – ૧૫૫.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર જૂનાગઢ રાજ્યમાં હિન્દુ, મુસ્લિમ ઐક્યતા હોવાનું વર્ણવે છે. તે ગુપ્ત પ્રયાગ, પ્રભાસપાટણ, વેરાવળ, વિસાવદર વગેરે ગામની અપવાદરૂપ કોમી ઘટના સિવાય હિન્દુ મુસ્લિમ એક્તા જળવાઇ રહી હતી નવાબો મુસ્લિમ ધર્મના હતા પણ જૂનાગઢ રાજ્યના અનેક હિન્દુ દેવમંદિરોને દાન આપતા હતાં અને જૂનાગઢમાં તો દરરોજ સાંજે રૂા. ૫ દરેક દેવમંદિરોને માંડવી ખાતા તરફથી મોકલવામાં આવતા હતાં. [૮૩] જ્યારે ગિરનાર ઉપર મસ્જિદનો વિવાદ 'દીન' નામના સાપ્તાહિકે ઉભો કર્યો ત્યારે નવાબે તટસ્થતાથી તેનો નિર્ણય આપી એ ઉહાપોહ મચાવનાર જમિયત નામની સંસ્થાને જ વિખેરી નાંખી હતી. [૮૪] જ્યારે દીવાન મહમદભાઇ શેખના સમયમાં કોમી વિવાદો થતા અને અન્ય કારણોસર તેમને દીવાનપદેથી રુખસદ આપી દીધી હતી અને તેમના મૃત્યુ પછી તેમના મૃતદેહને પણ જૂનાગઢમાં દફનાવવા દેવાની ના પાડી દીધી હતી. [૮૫]

( ૬ ) આ ગીત ઘેડ બગસરાના **લાલજી પરમાર** વ્યવસાયે હેડ માસ્તરે લખ્યુ હતું.

**સૌરાષ્ટ્રના રાજવીઓ પ્રજા પધારો પધારો,**
**અમારા રાજર્ષિની આજે રજત જયંતિ છે,**
**જૂનાગઢના ઓલિયા બાદશાહનો,**
**આજે પરમ પુનિત મહોત્સવ છે,**
**સૌરાષ્ટ્રના સમુધ્ધારનો, આજે સુવર્ણ દીન છે,**
**આનંદો સારાય સૌરાષ્ટ્રની સત્પ્રજાઓ,**
**હમારા દેવ સરીખા રાજનની,**
**આજે રજતજયંતિ છે, પશ્ચિમ હિંદના રાજ રજવાડામાં,**
**અગ્રસ્થાન છે સોરઠ સરકારનું,**
**સારીએ આલમમાં સુવિખ્યાત છે,**
**સખાવત માટે નામ સોરઠ સરકારનું,**
**પ્રાચીન મહર્ષિઓ લખી ગયા છે કે,**
**રાજા છે દેવ, રાજા ઈશ્વરી પયગંબર છે,**
**આર્યોનુ છે સોનેરી સુવાકય, અને એ છે અક્ષરસ સત્ય,**
**અનેકાનેક રાજાઓએ એને સત્ય કરી બતાવ્યુ છે,**
**અનેક માંના એક છે, અલ્લાહના રસૂલ શા રસૂલખાન,**
**એ હતા અમારા રાજર્ષિના પ્રતાપી પિતા,**

---

૮૩. **હસ્તપ્રત દફ્તર** (ફારસી પરવાના) હિન્દુ મંદિરને રૂા. ૫ની સહાય કરવા બાબત, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.

૮૪. **'દીન'** સાપ્તાહિક તા. ૧૬/૧૨/૧૯૩૫.

૮૫. તંત્રી ભોજાણી હિંમતભાઇ **'તરૂણ સૌરાષ્ટ્ર'** (સોરઠ અંક) ઈ.સ. ૧૯૬૮, પૃ.-૯૧.

જેના દર્શન માત્રથી ભવોભવના પાપ ટળે,
જેની અમીદષ્ટિથી દીનના દાળદર ટળે, એવા સર રસૂલખાન,
સો જ અલ્લાહના રસૂલ હતા, એવા સુપાત્ર પિતાના સપૂત,
સર મહાબતની આજે રજત જયંતિ છે,
પ્રતાપી પિતાના પ્રતાપી પુત્રનો,
આજ મહાપવિત્ર પ્રસંગ છે, અલ્લાહના રસૂલ શા રસૂલખાન
મહોબ્બતના મહાસાગર શા મહાબતખાન, દિલાવર દરિયાવ દિલાવરખાન,
બાબી રાજમાળાના સુવર્ણ મણકા છે, અને કેવા છે પ્રજા માનીતા મહાબતખાન,
હિંદુ પ્રજા જેને દેવ માને છે, ઈસ્લામી પ્રજા જેને ઓલીયા ગણે છે,
એ છે ગેબના પરમ શોધક, એ છે ખુદાઈના પરમ ઉપાસક,
એ છે પૃથ્વીના પરમહંસ, એ છે ખુદાઈ જમાતના નાનકડા જોગી,
ભિન્ન ભિન્ન કામોનો, કળાના, સંસ્કૃતિનો, કેળવણીનો, ધાર્મિકતાનો,
આયુષ્યભરમાં આદર્યો છે એણે, સર્વ સમન્વયનો મહા રાજસૂય યજ્ઞ,
એમણે ઠેરઠેર અમૃતના આંબા વાવ્યા છે, અમૃત ફળ માણે છે અને મણાવશે,
પરિવારને સૌરાષ્ટ્રનું આ રાજવી કૂળ, મહાબતખાનથી મહિમાવંત બન્યુ છે,
સર્વ સમન્વયને સર્વ કલ્યાણ, જે ત્રિકાળના મહાસત્યો છે,
બિન પક્ષપાત દૃષ્ટિથી બન્ને, મહાબત જીવનમાં ઓતપ્રોત છે,
શ્રીહરિને ખુદા નથી કોઈ જુદા, સારાય જગતનું મહા સત્ય છે,
સિદ્ધ કરી બતાવ્યું સર્વાંશે, સોરઠ નરેશ મેજર, મહાબતખાનજીએ,
અત્યાર સુધીનો આયુષ્યનો સદુપયોગ, કર્યો છે, પ્રજા કલ્યાણ અર્થે જ એણે,
રૈયતના અંતરના રંજન ખાતર, આદરી છે, ઉગ્ર તપશ્ચર્યા તેણે,
યત્કિંચિત ઋણ અદા કરશે, સારાએ સૌરાષ્ટ્રની પ્રજાઓ,
આજના શુભાગી રજત જયંતિ દિને, અંતરની મહાન આશિષો અર્પીને,
ઉજવાસે જેવો આજે રજત મહોત્સવ, ભવિષ્યે ઉજવાઓ,
એવો સુવર્ણને હીરક મહોત્સવ, એજ છે અંતર્યામી પ્રત્યે,
આ લખનારની શુભેચ્છા

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

ગીતકાર અહીં નવાબને ઓલિયા બાદશાહ તરીકે ઓળખાવે છે, નવાબ રસુલખાન ઓલિયા તરીકે ઓળખાતા અને તેમનાં રાજાને દેવસરખા ગણાવે છે અને સિલ્વર જ્યુબિલીના પ્રસંગને પુનિત પ્રસંગ કહે છે. સાથે-સાથે જૂનાગઢ રાજ્ય સૌરાષ્ટ્રનું સૌથી મોટું રજવાડું હોવાનો પણ ઉલ્લેખ કરે છે. દાન માટે જૂનાગઢ રાજ્યનું નામ વિખ્યાત છે. રાજાના દર્શન માત્રથી ભવોભવના પાપ ટળે છે. આ ગીતમાં નવાબોને હિંદુદેવ, ઇસ્લામી ઓલિયા કહેવા પાછળના કેટલાંક કારણો છે. નવાબ રસુલખાન

તો સાધુ સંતો અને ફકીરો ભેગા જ પડ્યા પાથર્યા રહેતા અને તેમને જૂનાગઢમાં ઇન્દ્રેશ્વર મહાદેવ ઉપર ઘણી શ્રદ્ધા હતી અને એ મંદિરનો રસ્તો [૮૬] તેમણે બંધાવી આપ્યો હતો.રાજ્યમાં દશેરા, હોળી, દિવાળી, રક્ષાબંધન જેવા હિંદુ તહેવારો ઉજવાતા [૮૭] રાજ્યમાં શાહજાદા, શાહજાદીના જન્માક્ષરો [૮૮] બનાવવામાં આવતા, રાજ્યના ખર્ચે ઉપરકોટમાં હનુમાનજીને મલીદો કરવામાં આવતો અને જૂનાગઢને દૂધની ધારાવાડી દેવાતી [૮૯] તેનો ખર્ચ પણ રાજ્ય ભોગવતું. વિલીંગ્ડન ડેમનો પાયો નાંખતી વખતે નવાબ મહાબતખાન ત્રીજાએ હિંદુ દેવ ગણેશની પૂજા કરી હતી. આ નવાબો સહિષ્ણુતાભરી નીતિને કાયમથી વળગેલા હતા. ઈસ્લામમાં સજીવનો આકાર કરવાનો પ્રતિબંધ હોવા છતાં નવાબ રસૂલખાનનું પૂતળું [૯૦] બનાવવામાં આવ્યું હતું. પોતાના રાજમહેલમાં પણ ઝરૂખાઓમાં હાથી, ઘોડા, સિંહ, મોર કંડારવામાં આવ્યા હતાં. [૯૧] આવા બધા અનેક કારણોસર લેખક નવાબને હિંદુ દેવ અને ઇસ્લામી ઓલીયા તરીકે ગણાવે છે. રાજાને દેવ સરખા કહેવાના કારણમાં લેખકનાં મનમાં નવાબ મહાબતખાન બીજાનો પ્રસંગ લાગે છે કે જૂનાગઢના લોકો તે નવાબને ઇશ્વરરૂપ ગણી પોતાનું બાળક માંદુ પડે ત્યારે સાજુ થાવાની માનતા એવી કરતા કે જો તે સાજુ થશે તો એ બાળકને નવાબના ખોળામાં સુવડાવશું. આ રીતે નવાબ અનેક બાળકોને પોતાના ખોળામાં આ રીતે સુવાડી લોકોને પ્રેમ આપતા તે દર્શાવે છે. [૯૨] આથી લેખકે ઉદાર હૃદયે આ ગીતમાં નવાબોને વખાણ્યા છે.

(૭) આ ગીત સુરેન્દ્રદાસ નૃ. વૈષ્ણવ જૂનાગઢવાળાએ રચી મોકલ્યુ હતું.

**કોણ કરે રસથાળ, આજ કોણ ધરે રસથાળ,**
**ઉત્સવ ભીના માનવ જોઇ, અલ્લાહ એ જ પુરાવે,**
**ધન્ય દીન અવસર લેખી, મૂક પ્રાણીને ઝુલાવે,**
**ગગનગામી ઔદાર્યમાં એ, શશીકર સુમી લાવે,**
**બાપુના એ પરમ ભાગ્યમાં, રજત ઓચ્છવ સુહાવે,**
**દિવ્યોત્સવમાં મંડપ સઘળો, પ્રજા પ્રેમે લીપાવે.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ખૂબ નાનુ ગીત છે. તેને આમ તો ગીત કરતા પંક્તિઓ કહેવાય પણ તેમાં લેખકે નવાબ મહાબતખાન ત્રીજાના પ્રાણી પ્રત્યેના પ્રેમ વર્ણવ્યો છે, તે અગત્યનું છે.

નવાબ મહાબતખાન ત્રીજાને ગાયો પાળવાનો જબરો શોખ હતો, પોતાના રાજમહેલમાં

---

૮૬. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન **'ગિરનારનો ઈતિહાસ'** જૂનાગઢ, પ્ર.આ. ઇ.સ. ૨૦૦૯, પૃ.-૧૦૦.
૮૭. દેશાઇ, શંભુપ્રસાદ **'જૂનાગઢ અને ગિરનાર'** રાજકોટ, દ્વિ. આ. ઇ.સ. ૧૯૯૦, પૃ.-૩૪૪.
૮૮. **શાહજાદા દફ્તર,** ફાઇલ નં. ૩, ઇ.સ. ૧૯૪૭, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૮૯. **દેવસ્થાન દફ્તર,** ફાઇલ નં. ૪૬, ઇ.સ. ૧૯૨૨, ગુ.રા.અભિલેખાગાર, જૂનાગઢ.
૯૦. દરબાર હોલ મ્યુઝિયમ જૂનાગઢની રૂબરૂ મુલાકાતને આધારે.
૯૧. ખાચર,(ડૉ.) પ્રદ્યુમ્ન (લેખ) **'જૂનાગઢના રાજમહેલ'** (સંશોધન) ત્રૈમાસિક, જુલાઇ-ડીસે. ઇ.સ.૨૦૭, પૃ.-૩૫.
૯૨. ઓઝા, રૂપશંકર વી. અને શ્રી રંગધર માંકડ **'મહાબત વિરહ'** જૂનાગઢ. વિ.સં.૧૯૪૧, પૃ.-૧૭.

ફેન્સી બાગ[૯૩] બનાવેલો જેમાં બધા જ તૃણાહારી પશુપક્ષીઓ રાખવામાં આવ્યા હતાં, તેમનાં કેનલ હાઉસમાં ૨૫૦ જેટલા કૂતરાઓ હતાં. [૯૪] આ કૂતરાઓ દેશ, પરદેશ અને મુંબઇ, મદ્રાસથી મંગાવ્યા હતા અને તેમના માટે એક આખુ અલગ કેનલ ડિપાર્ટમેન્ટ ઉભું કરવામાં આવ્યું હતું અને ડૉક્ટરો પણ રાખવામાં આવ્યા હતાં. [૯૫] તથા નવાબ પોતે વર્લ્ડ કેનલ ક્લબના સભ્ય હતા. આ રીતે નવાબના મૂંગા પશુપ્રાણીઓનાં પ્રેમને અહી લેખકે એક શબ્દમાં વર્ણવ્યો છે.

(૮) આ ગીત જૂનાગઢના **જીવણલાલે** રચી મોક્લ્યુ હતું.

**સરસ્વતી ગુણપતિ કચુર જાટી, ધ્યાન લગાય બાબી જસ બરન કરું,**
**સદા કર હું મમ સહાય, કેવા નર કરમી હુવા મહોબત કે કૂળ માંય,**
**વિવેક વર્ણન કરું પુરન પ્રેમ લગાય, આંબે કેરી ઉપજે થોરે કદી ન થાય,**
**પરાક્રમી નર પાકિયા મહોબત કે કૂળ માંય, વળી દાની શૂરવીરના ગુણઅરની સવાય,**
**કંજુસની કવિતા કદી જૂઓ નથી જગમાં કદી, શ્રેષ્ટ દેશ સૌરાષ્ટ્ર શ્રેષ્ઠ સોરઠ સરકાર,**
**શ્રેષ્ઠ શાહજાદો જે શ્રેષ્ઠ દિલાવર દાતાર, પ્રજા પાળે પુત્ર ધન નિપુણ ઘેર રાય,**
**આપે ન્યાય અદાલતે સરખો સહુને સદાય, અવળાને સવળા કરે લખેલ વિધીના લેખ,**
**એમા મીન ન મેખ માલિક કાં મોબતો, સોરઠના સરકાર સમવાન દાની નૃપતિ,**
**કોબિયો, શાપુર અને વળી શેમ રાખે દાન, મે કવિક દિયો બારોટ વીસે વરસ બારા,**
**જગયુ સિધર જસ કિયો સેમરાળા, ગામ સધ્ધર બાદરખાએ બગસીયો,**
**પસરખણ અવિચળ જગતમાં કામાઉત, મખર કીમો વડર થે વેરા સહિત આપ્યો,**
**પુત્ર પુત્રાદિક કર દયો સેમરાળા ગામ, સ્ટે થળી અવિચળ થાપીઓ એ થળી,**
**ની બદલી કરીને ઇશ્વરિયા આપીયું, મહોબતખાન સરખો નર બિયો,**
**અગણિતરે ખેરાત ઉસકે રાજ મે, અવિચળ ધણી મન હરણ મોહબ્બતખા,**
**નરે જસધરણ જૂનાણા ઘણી, બિરદ નિભાવે બાપરો શેહજા દાસ,**
**ધંદા દાની દિલાવરખાન રેવે, ખેમ કુશળ રે ખુદા ઇશ્વર કૃપા સે,**
**મહારાજ પર આવે નહી કદી આપદા, દીનદીન પ્રતિ બાટેય દોલતી,**
**સતંતિ બાટે સરવદા, તે ખુદા તાલા ખલક મે,**
**એ વંશની વરધી કરો, કર જોર કે જીવન કવિ,**
**ઉતમ આશિષ ઉચ્ચારે ઇ ભામણ, ચારણ ભાટને, આપે છે સદા,**
**એ રોજ અવિચળ શે એનું ખલક પર રે ખુદા, મહોબતખાન કે પુણ્ય મહા પર,**
**બાપ થકી બેટા સવાયા, બાપ અને વળી બેટા તણી રહો.**
**કરોડ જૂના લગી અમર કાયા, જીવનલાલ કહે જગમાં નર આયા,**

---

૯૩. પંચોલી, મહેશ્વરભાઇ વી. , જૂનાગઢ.ઉ.વ. ૮૦ની રૂબરૂ મુલાકાતને આધારે.

૯૪. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'નવાબનો શાહી શ્વાન પ્રેમ'** (લેખ) નવનીત સમર્પણ,જાન્યુ., ૨૦૦૯,પૃ.-૫૪.

૯૫. **સરદારબાગ કેનલ ઓફિસની આવકબુક** ઇ.સ. ૧૯૩૮, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

**ભલા સરા દેશ દિપાયા, સામસ સોરઠનો ધણી માલિક છે મજબૂત,**
**બાબી સમવડો બીજો નહી કોઈ રાજ કે, આવે રોજ અદાલતે રંકની સુણે રાવ,**
**બાબી બહાદૂરખાન રા કૂળ કો એ હી સ્વભાવ, સોરઠ સરકારની ઝપટ કોણ ઝાલે,**
**મોટરમાં માલે માંગણ તારો મોબતા, આ સૈકે તું સરીખો કરમી રાજા ન હોય,**
**માંગણને ઘેર મોટરું જૂનાગઢમાં જોય.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ પ્રસંગે રચેલા દરેક ગીતોમાં લેખક નવાબને દાતાર અને ઉદાર ગણાવે છે. તથા સૌરાષ્ટ્રના શ્રેષ્ઠ રજવાડારૂપ ગણાવે છે તથા પ્રજાને પુત્ર જેમ પાળી રહ્યા છે. નવાબે જેમને ગામો આપ્યા હતા તેનો ઉલ્લેખ કરે છે કે નવાબે તેમના સગા એવા બહાદુરખાને ગામ આપ્યુ હતુ એમ વર્ણવી નવાબની ઉદારતા અને દાન પ્રવૃત્તિને બિરદાવીને પોતે પણ વધુને વધુ રકમની શીખ મેળવવા કહે છે કે નવાબ તમારા માંગણો પણ મોટરોમાં ફરે છે. આ રીતે લેખકે માત્રને માત્ર આ ગીતમાં નવાબની પ્રશસ્તિ જ કરવાનો ઈરાદો રાખ્યો છે.

( ૯ ) આ ગીત રાણપુરનાં **જયશ્રીબેન અંજારીયા**એ રચી મોકલ્યું હતું. એ સમયમાં બહેનોએ ઓછા ગીતો રચ્યા હતાં, માત્ર પાંચ છ બહેનોએ જ ગીત રચી મોકલ્યા હતાં. તે દષ્ટિએ તેની અગત્યતા વધી જાય છે.

**સખી આજ આનંદ ઉર છાઈ રહયો,**
**છાઈ રહયો ઉર છાઈ રહયો,**
**વાઘ મનોહર વાગી રહયા,**
**ગાનતાન નાટચારંભ થાય ઘણા,**
**એવો રજત મહોત્સવ ઉજવાય રહયો,**
**શોભા અનેરી શહેર તણી,**
**દીપી વર્ણવી ન જાય રાજય મહેત તણી,**
**ઈચ્છુ સોરઠ સરકારની આબાદી ઘણી,**
**સોરઠ સરકારશ્રી અમર તપો,**
**બાબી બહાદુર મહાબતખાનજી સાહેબ જુગ જીવો,**
**જુગ જીવો આશીષ ફળો,**
**સખી આજ આનંદ ઉર છાઈ રહયો.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાંથી નવાબ મહાબતખાનજી ત્રીજાનો નાટક શોખ છતો થાય છે, આથી તો આ નવાબે તેમના દરેક શુભપ્રસંગોએ નાટકના કાર્યક્રમો રાખ્યા હતાં. દા.ત. દિલાવરખાનના લગ્ન વખતે [૯૬] તા. ૨૯/૧૧/૧૯૪૫ના રોજ રાત્રે નાટક અને ફ્રી સિનેમાના કાર્યક્રમો યોજવામાં આવ્યા હતાં.

૯૬. દસ્તુરલ અમલ, જૂનાગઢ, નવે વધારો દશમો, ઈ.સ. ૧૯૪૫, પૃ.-૩૬.

નવાબ પોતે નાટકના જબરા શોખીન હતાં અને તેમણે સરદારબાગમાં પોતાની અલગ નાટ્યશાળા બંધાવી હતી અને કેટલાય નાટ્યકારોને તેમણે આશ્રય આપ્યો હતો અને તેઓ સરદારબાગમાંજ રહેતા એ વિસ્તારને નાટકિયા લેન [૯૭] કહેતા હતાં, જયારે જૂનાગઢનો કબજો ભારત સંઘે લીધો ત્યારે નાટ્યશાળા ખોલી તો ત્યારે ઇન્દ્રસભાનો સેટ ગોઠવાયેલો [૯૮] પડ્યો હતો, તેનો અર્થ કે તેઓ છેલ્લે સુધી તેમાં નાટકો ભજવાતા હતાં. આ બાબતને નાટ્યારંભના નામે ગીતકાર અહીં વર્ણવી નવાબના નાટ્યપ્રેમને ગર્ભિત રીતે ઉલ્લેખ કરે છે.

(૧૦) આ ગીત કવિ **જીવણદાન બાણીદાન** પ્રભાસપાટણવાળાએ રચેલ છે.

**ઉની મોટરું આંગણે ને મેડીયુમાં માલે,**
**માંગણ મહાબતખાનના હાથી ઉપર હાલે,**
**માંગણને દેતો મોટરું દાન વીસે દેવાય,**
**માંગણ મહાતબખાનજીના ધનથી ગયા ધરાય,**
**વેઢ કાંડાને વીટીંયુ હેમના બનાવી હાર,**
**કવિયુને કાયમ દીયે શ્રી સોરઠ સરકાર,**
**પોશાક પહેરામણીને પાઘડી શોભીતા શણગાર,**
**દિયે કવિને દાનમાં શ્રી સોરઠ સરકાર,**
**અદલ ઈન્સાફ જયાં વસ્તીમાં વરતાય,**
**સુખ આપે સોરઠ ધણી રૈયત રાજી થાય,**
**સિલ્વર જયુબેલી સરસ વીસ્વીસે વખણાય,**
**માલિક મહાબતખાનજી સુખી રહો સદાય,**
**દાન દિયે છે દશ ગણો વગતે ધન વપરાય,**
**સિલ્વર જયુબેલી સરસ કોથી કરી ન શકાય,**
**જુબેલીને જોઈને રૈયત રાજી થાય,**
**કવિ જીવન કવિતા કરે ગુણ બાબીના ગાય,**
**અંતરની આશિષ છે સુખી રહો સદાય.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર નવાબ મહાબતખાન ત્રીજાની ઉદારતા અને દાનપ્રવૃત્તિને બિરદાવતા લખે છે કે મહાબતખાનજી તમારા માંગણો યાચકો હાથી ઉપર મહાલે છે અને માંગણો માંગતા ધરાઇ ગયા છે કારણ કે નવાબે એટલુ બધુ આપ્યુ છે. નવાબની આ વાત જરાય અતિશયોક્તિવાળી નથી કારણ કે નવાબે પોતાના ઇ.સ. ૧૯૨૧માં લગ્ન થયા એ વખતે ચારણ, કવિ, બારોટ, લંઘા, મીર

૯૭. દવે, નૌતમભાઇ કે., જૂનાગઢ, ઉ.વ. ૮૨ની રૂબરૂ મુલાકાતને આધારે.
૯૮. બક્ષી, સી. સી. **'આલ્બમ'** રાજકોટ, પ્ર.આ., ઇ.. ૨૦૦૦, પૃ.-૪૨.

વગેરેને રૂા. ૨૫,૮૦૦નું રોકડદાન અને ૨૦૦ નંગ [૯૯] સોનાના કડા અને ૨૦૦ સોનાની વીંટીઓ ખુશાલીમાં આપી હતી, એ પ્રસંગને કવિએ અહીં વર્ણવ્યો છે. જો કે કવિએ અહી કવિને મોટરો દાનમાં આપી વર્ણવે છે તે બાબતે કોઇ ઐતિહાસિક પુરાવાઓ પ્રાપ્ય બનતા નથી પણ રૂપક વાપરીને લખ્યુ જણાય છે તેથી તેમાં પ્રશસ્તિ ભાવ તો છે જ.

(૧૧) આ ગીત દેવડાના **ધનજીભાઇ જેઠાભાઇ પુરોહિતે** રચેલ છે.

**ગઢ રે જૂનાની રાજે ગાદીએ, માલિક મારા મહાબતખાન સરકાર રે,**
**સોરઠના સુબા જુગજુગ જીવો, જૂનાણાના ભૂપતિ,**
**સરોવર સમા આ સોરઠ દેશમાં, કમળ સમા બંકા બાબી બહાદુર રે,**
**પ્રજા પાળે પુરા પ્યારથી, ખેતી અને ખીલવ્યા વળી વેપાર રે,**
**વિદ્યારુપી ખીલવી છે વેલડી, શીખે હુન્નર હોશેથી કોમ અઢારે રે,**
**ડેમ બંધાવ્યુ ડુંગર ઉપરે, પ્રજા પીએ પાણી ધરીને પ્યારે રે,**
**મેજર કેપ્ટન, કે.સી.એસ.આઇ., જી.સી.આઇ.ઇ. ઇલ્કાબ નિરધાર રે,**
**રાજકુટુંબ સુખીયુ, સુખી રહો સુબા દિલાવરખાન રે,**

**માઢ**

**અમ ચશમ સિતારા મહાબત પ્યારા, બાબી બહાદુર રાય,**
**સોરઠના સરકાર સદા છે રહેમી અને ગુણવાન,**
**વિદ્યા વિલાસી પૃથ્વીપતિના, શા શા કરુ વખાણ,**
**દીશે દિલાવર, નવાબ નરવર અનુપમ અવની માંય,**
**યાત્રાળુનો કર કાઢીને, વિકાસી વિદ્યાવેલ,**
**હજારો હુન્નર હોશે ભણાવે, છોગાળા ભૂપત છેલ, દીધા દુખડા કાપી,**
**કાઉન્સિલ સ્થાપી, ન્યાય નિર્મળ થાય, કૃષિના કરો,**
**કમી કરીને, ખીલવ્યો ખૂબ વ્યાપાર,**
**પ્રજાનું પોષણ કરવા કાજે, હુન્નર ખોલ્યા હજાર,**
**ગરવા ભૂપ ગિરનારી છો, અવતારી સુખી રહો સદાય રે,**
**મ્હેર કરીને માલિકે આપી, શાહજાદાની શુભ જોડ,**
**રાજકુટુંબને અવિચળ રાખી, કુદરત પુરશે કોડ,**
**તવ દેદાર પ્યાસી, સોરઠવાસી ગુણ સદા ધનજી ગાય રે,**
**બાબી બહાદુર મહાબતખાન બિરાજે ગાદી,**
**બિરાજે ગાદી દેશ કર્યો આબાદી,**
**બહાદુર મહાબતખાન છે નવાબ નરપતિ જાણ,**
**દુર્ગુણ અળગો ભૂપતિ શુભગુણની છે ખાણ,**

૯૯. **શાદી દફ્તર** (મહાબતખાન ત્રીજા)ફાઇલ નં. ૧૪, ઇ.સ.૧૯૨૦, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

રઢિયાળા સોરઠની માણે છે ગાદી,
માણે છે ગાદી દૂર કરી બરબાદી,
હાકેમ હરગીઝ સાંભળી દે રૈયતને દાદ,
બળવંતા બાબી થકી, કોઇ નહીં નારાજ,
તક સાધી રૈયત ખાસ રાખે રાજી,
ખાસ રાખે રાજી, ગિરનારી બાબી

નવર નૃપતિ નવાબ છે, સોરઠના આશામ,
અવનિપતિ અવલોકતા ભાંગે ભીડ તમામ,
વિખ્યાત જશ જેના ચહુ દિશે છે,
ચહુ દિશે છે વિશ્વ વિશે છે,
લઇ રૈયત હિતે લક્ષ ખરચીયા દામ,
રહેમી શાહજાદા સદા, સુબો દિલાવરખાન,
હે તે હિંમતખાન જોવા ચશમા ચહે,
જોવા ચશમા ચહે, જોડી સુખી રહે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ રચનામાં રચયિતાએ નવાબ મહાબતખાન ત્રીજાએ વિલિંગ્ડન ડેમ બંધાવ્યાનો ઉલ્લેખ કર્યો છે તે ડેમ બાંધવાનો પ્લાન ઇ.સ. ૧૯૨૮/૨૯માં કરવામાં આવ્યો અને પાયો નવાબે પોતાના હસ્તે તા. ૧૧/૫/૧૯૨૯ના રોજ નાંખ્યો અને તેનું ઉદ્‌ઘાટન તા. ૧૦/૧/૧૯૩૬નાં રોજ વાઇસરોય લોર્ડ વિલિંગ્ડનના હસ્તે કરવામાં આવ્યું [૧૦૦] અને તેમનું જ નામ ડેમને આપવામાં આવ્યું હતું.

આ સિવાય નવાબ મહાબતખાન ત્રીજાને જે જે ઇલ્કાબો મળ્યા તેનો પણ અહીં ઉલ્લેખ કર્યો છે એ સિવાય નવાબે ગાદીએ બેસતી વખતે ગિરનાર, દામોદરકુંડ, પ્રાંચી વગેરે સ્થળે લેવાતો મુંડકાવેરો કાઢી નાંખ્યો તેને યાત્રાળુનો કર કાઢી નાંખ્યો. [૧૦૧] નામે બિરદાવે છે. આ સિવાય રાજ્ય વહિવટ સુંદર રીતે ચાલે અને પ્રજાના પ્રતિનિધિઓ પણ તેમાં ભાગ લઇ શકે તે માટે કાઉન્સિલ નવાબે સ્થાપી હતી તે લોકશાહીભર્યા પગલાને કવિએ બિરદાવ્યું છે. ખેડૂતોના દેવા માફ કર્યા તેનો પણ કવિએ ઇતિહાસને બરાબર વફાદાર રહીને ગીતમાં સચોટ ઉલ્લેખ કર્યો છે.

આ ગીત પૂર્ણપણે ઇતિહાસસભર અને અતિશયોક્તિ વિનાનું ખોટા વખાણ કર્યા વિનાનું જણાય છે.

(૧૨) આ રચના દેલવાડાના **જોશી કાનજી કાલીદાસ દેલવાડાકરે** કરી હતી.

---

૧૦૦. **વાઈસરોય દફ્તર** ફાઈલ નં. ૨૮, ઈ.સ. ૧૯૩૫/૩૬, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૧૦૧. **ગાદી દફ્તર,** (મહાબતખાન ત્રીજા) ફાઈલ નં. ૨૯, ઈ.સ. ૧૯૨૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

સૌરાષ્ટ્રમાં જ્યુબીલી છે, બાબી મહાબતખાનની જો,
સમાન જનપદ રાજનીતિ, છે સોરઠ સરકારની જો,
દીર્ઘાયુષ સરકારનું કર, પ્રભુ ઇચ્છે સહુ,
નિષ્પક્ષ ન્યાયી નીતિથી, સરકારી અમલ ચલાવજો,
સમૂહતંત્ર ધારાસભાના, તહનામા સાંભળીને,
જ્યુબીલીની યાદમાં, યશ કીર્તિને વધારજો,
જનપદ સમાન પંચાયતો, ધર્મ અર્થની રાખીને,
સાતવાહન ગુપ્ત યુગનું, સત્યયુગ પ્રગટાવજો,
સોમનાથ પ્રભાસક્ષેત્ર, પ્રાચી તુલસીશ્યામ સહુ,
ગિરના ગોરખ મચ્છેન્દ્ર, સિધ્ધ મુનીને ઉધ્ધારજો,
ગુપ્તપ્રયાગ ગિરનારને, શ્રી કૃષ્ણની મૂળ દ્વારકા,
સુરત, ભરૂચ, ખંભાત, બારુ, દીવ દેલવાડુ ગણાવજો
હસન ગંગુવંશના જ્યાં, હજરત દાવલશા સ્થાન છે,
શાહ વાલાના બગીચા, લીલા નાઘેરે રખાવજો,
ધર્મ અર્થ, કામના સૌ, કલેશ કજીયા સમાનતાથી,
રાજા પ્રજા સહકારથી, સૌરાષ્ટ્ર તંત્ર ચલાવજો,
બ્રાહ્મણોને નાગરો, ધર્મગુરુ આચાર્ય ગોરો,
ગૃહસ્થને ભિક્ષુક સૌના, ધર્મને દીપાવજો,
રાવ રાણા, ચાવડા, સોલંકી, ગોહીલ, જામ, ઝાલા,
વાળા, બાબરિયા કાઠીના, સૌરાષ્ટ્રને શોભાવજો,
દશા, વીસા, પાંચા, સોરઠિયા, મોઢ છાપરિયા, કણોળો,
દેલવાડિયા, દિવેચા, વણિકો, પટ્ટણી, ગઢિયા ગણાવજો,
બાબી, વહાબી, સૈયદો, તઘલક, લોદીને મોગલો,
શેખો, કાજી, મુલ્લા, ફકીરો, શિયા, સુન્ની સનમાવજો,
ગાયકવાડી ચોથને, જોરતલબી એજન્સી વરાતે,
હુન્નરકળા ઉદ્યોગ વિશ્વ વેપારને વધારજો.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ રચનામાં કવિ જૂનાગઢ રાજ્યે પ્રજામંડળ માટે શરૂઆતમાં કડક નજરે જોયુ અને પછી જે સમિતિ રચવામાં આવી અને ધારાસભાની બાબતમાં આગળ વધ્યા તેને વર્ણવ્યુ છે. આ સિવાય આ ગીતમાં રચનાકાર સૌરાષ્ટ્રના ધાર્મિક તીર્થસ્થળો, વિસ્તારો અને રાજવંશોને અને જ્ઞાતિઓનો ઉલ્લેખ કર્યો છે, તેમાં ઉનામાં વસતા પાંચા વાણિયાનો ઉલ્લેખ કરે છે તે માત્ર ઉનામાં જ વસવાટ કરે છે, બીજે ક્યાંય જોવા મળતા નથી એટલે જ એક કહેવત કહેવાય છે. **'હોકા અને પાંચા મુંબઈ અને ઉનામાં જ'**

છેલ્લે બાબી રાજવીને રચનાકાર સલાહ આપે છે કે તમે ગાયકવાડી ચોથ અને જોરતલબી એજન્સીની સત્તાથી ઉઘરાવો છો તો સાથે સાથે પ્રજાનો ખ્યાલ રાખી ધંધા વેપારને પણ વિકસાવવા પ્રયત્ન કરજો એમ વિનમ્રપણે કહે છે.

(૧૩) જૂનાગઢના **આલમભાઈ લલ્લુભાઈ મુનશીએ** આ રચના કરી હતી.

**સોરઠ તણા સરકારની શુભ જ્યુબિલી ઉજવાય છે,**
**રમ્ય દિન ઇદ સમ દસશે ઘર ઘર દીવાળી થાય છે,**
**ઠંડક પ્રજાના હૃદયમાં એકત્રીસ માર્ચ વીસથી,**
**સરકાર તખ્તનસીન ડે પુરાં છે વર્ષ પચીસથી,**
**રસિકને ગુણવાન મિત્ર ઘણે વર્ષે જો મળે,**
**કાર્ય છોડી મળે મિત્રો હર્ષના અશ્રુ સરે,**
**રસિક જ્યુબિલીનો જન્મ વીસ સનથી થયો છે,**
**મેળે આવી છે તે મળવા આજ આનંદ થઇ રહ્યો,**
**જણાવું પિસ્તાલીસ એકત્રીસ માર્ચ આજે છે શનિ,**
**રજત ઉત્સવ ઉજવવા આવી તે મંડપમાં ગમી,**
**સરકારના દર્શન કર્યા સરકાર ભેટ્યા પ્રેમથી,**
**રસ લુંટે દેખીને જનતા વ્યક્તિઓ જોવા મથી,**
**મગ્ન થઇને આપે છે ચાંદી તેની તે હકદાર છે,**
**હા મળીશ ઉંમર પચાસે સુવર્ણે જડનાર છે,**
**બતાવુ જો સાંઠ વર્ષે આવવાનું રાખશે,**
**તને હીરાથી મઢાવે બધાને સંભારશે,**
**ખાત્રીપૂર્વક પ્રજા હિતના કાર્ય બાપુએ કર્યા,**
**નમે છે આવી જનતા ચિતડા સૌના હર્યા,**
**જીવન સુધાર્યા બાળના કંઇ મફત કેળવણી વડે,**
**બાણો લુંટારા પકડતાના નામ સરખા નવ જડે,**
**પુરા પ્રેમે પાણી મળવા ખેતરો નહેરો કરી,**
**ને કૂવાઓ ગળાવ્યા છે યોજના બોરીંગ ફળી,**
**શીખવા સાયન્સ આધુનિક ભણવા મોકલે,**
**લક્ષો ખર્ચીને મંગાવ્યા સાધનો જોઇ મન હરે,**
**વસીલે દાતારને સદભાગ્યથી ફાલ્યા ફળ્યા,**
**રહયુ મંડળ આપ્ત નીરખી દીલ આનંદે ઠર્યા,**
**જ્યુબિલી મંડપ દીપે છે અવનવા સાધન મળ્યા,**
**બિરાજ્યા છે શાહ શાહજાદાઓથી ચિતો હર્યા,**

લીધો લ્હાવો આજ દર્શન છે દિલાવરખાનના,
મુખ્ય પ્રિન્સો સાથમાં દર્શન છે હિમંતખાનના,
બાજુમાં છે દીવાન, અમ્રેહાની સૌ મેમ્બર દીસે,
રહયા મહેમાનો દીપી આવ્યા છે આ જલ્સા વિશે,
કહો બાપુને જયુબિલી મુબારક હો સૌ મુખે,
હો ખુદા મંજૂર કરે આદમ અરજ છે વીણ ચૂકે.

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ રચનામાંથી બાબીઓના ઈતિહાસ કરતા બાબીઓને સલાહ વધુ મળે છે, રચનાકાર બાબી રાજ્યના શાસન ઉત્તમ ગણાવે છે, હજુ આ સમયે ચાંદીથી જોખ્યા તેમ ૫૦ વર્ષે સોનાની જોખવાની આશા સેવે છે અને નવાબે બહાઉદ્દીન કોલેજમાં મુસ્લિમો માટે મફત શિક્ષણની [૧૦૨] સુવિધા ઉભી કરી હતી તેને બિરદાવે છે. આ સિવાય જે જે શિષ્યવૃત્તિઓ આપતા તેને યાદ કરે છે. આ સિવાય ખેતીવાડીનો વિકાસ કરવા માટે કુવાઓ ગળાવ્યા, બોરિંગ કરાવ્યા અને દુધેશ્વર પ્લાન્ટેશનની સ્થાપના કરી તેને પણ ગીતમાં યાદ કરી આશિષ ઉચ્ચારે છે.

(૧૪) **રાજ બારોટ નવલદાન રાજેદભાઈ** – જૂનાગઢ.

**અવસર જળ આવે તબ પૂણ્ય કા પ્રકાશ હોત,**
**બાબી બહાદુર કી, સખાવત બળવાન હે,**
**સિલ્વર જયુબિલી કી, તારીખ કહું એકત્રીસ,**
**ઉન્નીશો પિસ્તાલીસ માર્ચ શ્રેષ્ઠ સન્માન હે,**
**સોરઠ સરકાર કી અવિચળ ગાદી તપો,**
**રાજ્ય કી આબાદી રહો, ગ્રાહક ગુણવાન હે,**
**કવિ નવલદાન કહે શરીર નિરોગી રહો,**
**મહાબતખાન બાબી પે ખુદા મહેરબાન હે,**
**કાયમ શિરતાજ રહો, નુખતે નિવાજ રહો,**
**સોરઠ પે તાજ રહો, સદા સુખાકારી હે,**
**દિલ કે ઉદાર રહો, અંગ મે ઉમંગ રહો,**
**યુવરાજ સંગ રહો, સદા હિતકારી હે,**
**જૂનાગઢ ગાદી રહો, અવિચળ આબાદી રહો,**
**મહાબતખાન કી યાદી રહો કીર્તિ વધારી હે.**

(૧૫) **લક્ષ્મીપ્રસાદ કૃષ્ણપ્રસાદ વસાવડા** – જૂનાગઢ.

**મળી સોરઠની ગાદી, તેદી થી આબાદી સારીય પ્રજાની,**
**શાણા સરદાર છો દિલના ઉદાર, રાખો નિરાધાર પ્રજા પર પ્યાર,**

૧૦૨. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન **'સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ'** જૂનાગઢ, પ્ર. આ. ઈ.સ. ૨૦૦૦, પૃ. – ૬૦.

આનંદ મંગળ શહેરમાં જોઉ સરવે ઠામ,
ઉર અતિ હરખાય છે, આનંદે નરનાર,
વિધવિધ વાજે નોબતો જ્યુબિલી મંડપ માંય,
ધ્વજા પતાકા ફરફરે જીર્ણદુર્ગની માંય,
ઝળહળે જ્યોત પ્રકાશની શોભા બની મહાન,
શત્રુ વર્ણન તેનું કરું, ભૂલુ જોતા ભાન,
ન્યારા નૃપતિ પધારિયા રૌપ્યોત્સવ સૌ ઉજવતા આનંદથી ભરપૂર,
અમર રહો આ ગાદીએ મહાબ્બતખાન નવાબ,
મુજ રંકની આશિષ છે, પૂર્ણ કરો જગ રાજ,
અવિચળ રહો તમ નામના અવિચળ રહો સોરઠ રાજ,
અવિચળ ગાદી ભોગવો નવાબ મહાબ્બતખાન,
ચાહુ તવ આબાદી હું આબાદી પરિવાર,
પ્રણમું દિલાવરખાનને રાજકુટુંબ સહુ સાથે,
દુઃખ દિશે નહી દેશમાં ના દિશે કોમવાદ,
જુગ જીવો સરકારશ્રી સોરઠના શિરતાજ,
અલ્પમતિથી શું કહું ના જોડી જાણું કંઈ,
મુજ રંકથી જે બન્યુ તે સ્વીકારી કરશો સહાય.

(૧૬) **ઉર્મિલાબ્હેન નાગરદાસ શુકલ,** બેંક ઓફ ઇન્ડીયા, વેરાવળ.

જે ખંડ ભારતમાં વિશ્વમાં રમણિયને ફળદ્રુપ જે,
ત્યાં પ્રાંત છે સોરઠ તણો ફૂલવાડી સમ તે ખંડને,
એ ગામ જૂનાગઢ વિશે સરકાર સોરઠના વસે,
પાળે પ્રજા ખૂબ પ્રેમથી પિતા ઉછેરે પુત્રને,
તેની પ્રજામાં અમ આજ આનંદી છીએ અમ ઉરમાં,
જોતા સ્થિતિ અમ રાજ્યની આવા લડાયક કાળમાં,
નહિં ધાન્ય પણ પુરુ મળે ખાવા બીજાના રાજ્યમાં,
આનંદ કરતા અમ બધાના સોરઠ તણા આવાસમાં,
શું છે લડાઇ ? ખબરના ? આનંદમાં સૌ રાચીએ,
છે માન દેવુ ઘટે સોરઠ તણા સરકારને,
જ્યાં ભેદ ના છે હિંદુ કે મુસ્લિમ પણ સૌ એક છે,
તે રાજ્યનો શુભદિન જે અમ ભાગ્યમાં જેવો દીશે,
આવ્યા ઉજવવા તે સહર્ષે દિન રૂપક મહોત્સવે,
તે નામ મહોબતખાન જે રાખી સદાએ અમ પરે,

ના ભૂલતા અમ એજ પ્યારુ નામ અમ દિલ વસે,
હે ઈશ માંગુ આજ હું સરકારના આ ઉત્સવે,
સુવર્ણ અને હીરક નવા ઉત્સવ મળે સરકારને,
આયુષ્ય દીર્ઘ બને સદા કુટુંબ રાજય તણું સુખી,
ઉર્મિલ ઇચ્છે એટલુ સુખ શાંતિ દે સોરઠ મહિ.

(૧૭) **પ્રેમસુખ સી. વૈદ્ય** – રાણપુર.

જય શ્રી સોરઠના શિરતાજ, અમારા મહાબતખાન,
રૌપ્યોત્સવ સમ શુભદીને જયાં આનંદ મંગલ થાય,
શોભા અતિ અપાર છે, મંડચો શો સોહાય,
ધન્ય સોરઠભૂમિ અમારી ધન્ય અમારો દેશ,
દેવકૃપાથી શુભદીન આજે શોભે છે ચોમેર,
નમને ઉદર વળી છે શાણાને ગુણવાદી,
સર્વકોમ જયાં ઐકય ગણીને પામે છે સન્માન,
ગરીબ જનને સેવાધર્મે, અન્નવસ્ત્રના દાન,
સમદષ્ટિને સેવાભાવિ, એ છે મહાબતખાન,
નામ અનુપમ ગુણ દીશે છે એવા દિલાવરખાનને
ઉજજવલ કીર્તિ રહો તમારી, માંગુ એ વરદાન,
યાચું છું એ પ્રભુપ્રતિ આજે, કરજો સદા સહાય,
રાજકુટુંબ સૌ સુખી બનીને, પામો વૃદ્ધિ સદાય,
જય શ્રી સોરઠના શિરતાજ, અમારા મહાબતખાન.

(૧૮) **કવિ દૌલતદાન અલરાજજી** – વરાણા, રાધનપુર રાજ્ય.

સિલ્વર જયુબિલી કો મહોત્સવ સુરેશ્વર સો,
ઉપમા લગાઉ ફેર કૌન ભૂપ આન કી,
દૌલત ભનંત કે ઉ, દેખ રે હમારી દષ્ટિ,
અનંક ન હોવતી મહાબતેશખાન કી,
છત્રવંશ બાબીવંશ કે સુરેશ છત્ર સોરઠ કે,
દુસરા નરેશ કયા નવાબ આન દાનકી,
જૂનાગઢ ધીશ મેં નિગાહ દાતા દત જુકી,
જીંદગી બડી હો, દુવા શાયર જુબાન કી,
પ્રજાપાલ સોરઠપતિ કે સુમતિ કે પુણ્ય,
ભવ્ય એ કચેરી કૃતિદ્યુતિ ભિસ્ત બાન કી,
દૌલત ભનંત કયા મે ઉપમા લગાઉ દુજી,

ખુશી કો બઢાતી હૈ, મહાતેશખાન કી,
સને ઉન્નીસે તારીખ એકત્રીસ પેતાલીસ,
સ્થાવર બરીસ બાબી સુજસ જહાન કી,
સોના ઔર હીરક જ્યુબિલી કે મહોત્સવ લૌ,
જીંદગી બડી હૈ દુવા શાયર જુબાન કી,

દોહો

અબ્દ શતાયુ અંલકટ કે ખુશી મહાબતખાન,
દુવા દુવાગીર દૈત હૈ દીન દીન દૌલતખાન.

(૧૯) **કવિ શંભુદાન અમરદાન** – ધ્રોળ સ્ટેટ કવિ

પરમ પ્રતાપી રાજ પેંખ્યો એક અવની એ,
સોરઠ નૃપાલ બીલંદ ભાગ્ય ધારી હૈ,
નવખંડ મે હુઓ જાન બાબી કૂળ હૈ મહાન,
ધર્મનીતિ સદા ન્યાય સત્ય ધ્વજા ધરાયો હૈ,
આજ ઉમંગ ઉછરંગ ભયોસબે મહાબત તુહારો,
પથ પ્રકાશ ઝા મે છવાયો,
સોરઠ ધરા કો ધીશ કવિ શંભુ આશિષ,
બાજે ડંકા નિશાન કળશ ચઢાયો હૈ,
અમર તખ્ત રહો આપકો, મહાબતખાન નૃપાલ,
યાચક આપે આશકર, આશીર્વાદ દે અપાર,
જૂનાગઢ કે રાજવી નિરમલ મન નરેશ,
નીતિ ન્યાય કીરતી સહીત આનંદ રહો હંમેશ.

(૨૦) **અમરસંગજી રણમલજી** – ધ્રોળ સ્ટેટ કવિ

અવની પર અવિચળ રહો પ્રજા પાલનહાર,
સુખી રહો સંસારમાં સોરઠના સરદાર,
મહાબતખાન મન મોટું અને દિલ સાગર દાતાર,
સત્યનીતિના રક્ષક સદા ધર્મ ધજા ધરનાર,
આનંદ તુહારે આશરે બાજે બેંડ મરદંગ,
અમર કહે ચડતી કળા શુભ રંગ ઉછરંગ

(૨૧) **ગામેતી મહમદ** – નવલખી

સુખી રહો એ બાબી,
ગાદી રહે આબાદી,
જુબેલી કી શોભા બનાઈ,

રૈયત કો યે આબાદી,
નવાબ હૈ શા મહાબતખાનજી,
હિન્દુ મુસ્લિમ પ્રજા આપકી,
દોનો હી સુનતે ફરીયાદી,
તુ દત અપના હૈ નિરાલા,
રાજ મે આપ કે હે ઉજાલા,
રહે સદા તખત આબાદી,
મમદ મિસ્કીન યુ કે બોલા,
દુવાએ મેરી સુન લે મોલા,
હમ હે ઈનકે દુવાગીર.

(૨૨) **કૃષ્ણપ્રસાદ જયાપ્રસાદ જોશીપુરા** – જૂનાગઢ

મુબારકબાદી સ્વીકારો શ્રી સોરઠ સરકાર,
બાબી કૂળદિપક શિરોમણી સકળ ગુણભંડાર,
રજત મહોત્સવ ભવ્ય મનોહર, કરિયે જયજયકાર,
ધન્ય દીન આજે સોરઠમાં ગણું અતિ શ્રી કાર,
ખુદાવિંદ બાબી બહાદુરનો, ધન્ય પ્રસંગ આવાર,
પ્રજા વત્સલ ન્યાયી વિભુષણ શોભો અપરંપાર,
શાહજાદા દિલાવર જેના ઘરે ઉચ્ચ સંસ્કાર,
સોરઠના પવિત્ર ક્ષેત્રે, પ્રજા અને સન્નાર,
મંગળ ગાએ એક જ સૂરે, જય સોરઠ સરકાર,
દીવાન સાહેબ અતિશે શાણા, રાજ્ય તણા સરદાર,
ગિરિનગરના પરમ ભાગ્યે, પ્રજા સુખ દાતાર,
સોરઠના સમ્રાટ બહાદુર, પ્રજા તણા આધાર,
જય જય તારક દુખવિદારક જય જય પાલનહાર.
ઉજવળ કીર્તિ જગમાં પ્રસરી, ઉરના પરમ ઉદાર,
જુગ જુગ જીવો આપ દયાળુ, કૃષ્ણ તણા ઉદગાર.

(૨૩) **કવિ અમરાભાઈ ભૂરાભાઈ** – ગોરવીયાળી

તેગ એસી તેજ નર અવર નમાવ્યા,
તેગ દેગ તપાર એહી લીધી ગઢ જૂને,
આયા મપત કીદી ઝેર પણ કીધુ રંજાડ્યા તેજવંત તલવાર,
કેંકને પછાડ્યા સર સોરઠ થઈ સમશેર મેળવી જીત મેદાનની,
કવિ અમરેશ એસે કરે ઈતો ખડગ મહાબતખાનની,

ગઢ જૂના તણી થાય નહિ ગણતરી અવર રાજ ગણાણા એઠમાં,
માગશરે માવઠું કર્યુ હશે મોરથી જબ્બર ઓવાળ પણ તણાણા જેઠમાં

(૨૪) **શાંતિલાલ ભૂરાભાઇ દવે** (ટપાલી) - ભેરાઇ

સોરઠપતિ રૈપ્યમહોત્સવ અમ આંગણિયે છે,
રચીને આનંદ ઉત્સવ, અમ આંગણિયે છે,
ઠઠ જામી છે ત્યાં બહુ સારી
પક્ષાપક્ષીને નહી બારી,
તીમીરને નાંખે ઓવારી,
મનહર મહોત્સવ છે બહુ ભારી,
હોવે જય જય આનંદકારી,
બહુત જન બોલે ઉચ્ચારી,
તનમનથી સહુ આશીષ આપે,
ખાવિંદ તમારા કષ્ટો કાપે,
નમીને વંદન વારંવાર,
જીણી જીણી નોબત વાગે,
ઝાલરના ઝણકારા ગાજે,
જૂઓને પુષ્પની વૃષ્ટિ થાય,
જીવનભર અમ રંક તમારા,
વેડો છે તમ દુઃખ અમારા,
શાંતિ આશિષ તમ દુઃખ અમારા,
શાંતિ આશિષ અર્પે આજ,
સોરઠપતિ રૈપ્ય મહોત્સવ અમ આંગણિયે છે

(૨૫) **શાંતિલાલ ભુરાભાઇ દવે** (ટપાલી) - ભેરાઇ

ધન્ય ભૂમિ સોરઠ તણી, જ્યાં અચળ છે ગિરિરાય,
મહાબતખાન સરકાર, મોજુ માણે છાંયડે,
ધન્ય તુને જૂનાણું શહેર, જ્યાં ધજા ફરકે મહાબતખાનની,
વસ્તીને લીલા લહેર, મોજુ ઉડાવે ખાનપાનની,
ધન્ય દિવસ છે આજનો, ધન્ય ઘડીને ધન્યવાર,
રૈપ્યમહોત્સવ ઉજવવામાં, અમને હૈયે આનંદ અપાર,
ધન્ય ધન્ય ધોરી સાહેબને, આજે સુવર્ણ દીન દેખાય,
શાંતિ તો સાચુ કહે છે, કે એને બમણો આનંદ થાય,
નવાબ મહાબતખાનની ગાદી અમર રહો,

જય હો જય હો તમ રાજ્યની યાવદ ચંદ્ર દિવાકરો.

(૨૬) વૈદ્ય અમૃતલાલ વિઠ્ઠલદાસ તથા વકીલ ભવાન શિવજી – વંથલી

કૂળ કપટ મનમાં નહીં,................ લક્ષણ વિશેને બાર,
દીલ વિદ્યા વિશે અધિક, .................પર નિંદા તજનાર
કરમ ધરમના કામમાં,................. રાત દીન હરખાય,
જબર સતાનો મદ નહી,...............માયાળુ મન દેખાય,
નહી ક્રોધ લવલેશમાં, .................રાજી રાજી વરતાય,
જેના ગુણ ગાઉ સદા તે,.........શ્રીમાન અબ્દુલ કાદીરભાઇ,
મુખ્ય દીવાન પદ શોભાવતા, .....રહેમ નીતિમાં બહુ વખણાય,
બીજા સુખ સોરઠ વિશે, ..............શ્રીરામ રાજ્ય વરતાય,
અસલ ખાનદાન ગુણવાન નર,......બહુ ભારતમાં છે વિખ્યાત,
દર્પણ દિલને ઉચ્ચભાવના,.........લઇ શ્રમ જીવનમાં દીનરાત,
કાયદા ફરી ઘડી સુધારીને,......દીધી ધન રાજ્યે ભંડારે ઘણુ જ,
રજત મહોત્સવની શુભવાંછના,.........મહમદહુસેનના તનુજ,
હજૂર હુકમથી નિયમન કર્યા,.......મહા સુખ દીધી સોરઠ માંય,
દયા ક્ષમો શાંતિથી,............હુલ્લાસ રાખ્યો છે સોરઠમાંય,
સેવાભાવને કાર્યદક્ષતા,...........નરનારી માને તેથી ઉપકાર,
દીવાન બહાદુર અબ્દુલ કાદીરનો બોલો જયજયકાર.

(૨૭) મણિરાય માધવરાય ઘોડા – જૂનાગઢ.

આ હા આ ખુશાલીનો દીન આ જ પ્રભુએ આપ્યો મુજને
શુભ પ્રસંગ જયુબિલી સિલ્વરનો, મહાન કાજ સુખને,
કુશળ રહે હજુર શ્રી માટે કરું છઉ અર્જ ઇશ્વર પાસ,
અવિચળ રહે રાજ સદા કામ કરુ એ વિનંતી પ્રભુ પાસ,
રહો સર મહાબતખાન શિરતાજ, અવિચળ રાજકર્તા કાજ,
કરો છો દેનગી શુભકાર્ય, કરો છો દાન ગરીબો કાજ,
થયા છો માનવંત મેળવી ચાંદ, થયા છો કુશળબાજ વીરરાજ,
દીપાવ્યુ વડીલોનું રાજ્ય, થયા છો કીર્તિવાન મહારાજ,
નભે છે ગરીબ ગુરબાઓ, આપે છે જીગરની દુવા,
માંગે છે અંતરથી કૃપા, કરે પ્રભુ તમ ઉપર સદા,
પ્રકાશે સૂર્યચંદ્ર જેમ જોત, વધે સુખ સંતતિ તમને,
કરે મીણ માંગણી હરિ પાસ, બક્ષે બક્ષીસો સૌ તમને,

**કવિ નથી નથી શક્તિ કવિત્વની સ્પષ્ટ કબૂલાત લઈએ,**
**શશી ગડમથલ આતિથ્ય અમારું, કરછત જોડીને કરીએ,**
**અમે તો બાળ તમારા, ભૂલ હોય તો માફી ચાહીએ.**

આ સિવાય પણ ૨૦ જેટલા અન્ય ગીતો આ પ્રસંગના રચાયેલા મળી આવે છે પરંતુ તેમા કોઇ વિશેષ વાત કે ઇતિહાસ તેઓ આલેખી શક્યા નથી, માત્ર લખવા ખાતર અને ઇનામ લેવા ખાતર લખી મોકલ્યા હોય તેમ જણાય છે.

### ૪.૫ ઉપસંહાર :-

આ પ્રકરણમાં આપણે જૂનાગઢના બાબી રાજ્યના રાજકીય ઇતિહાસના અને સાથે સાથે સાંસ્કૃતિક ઇતિહાસના ત્રણ પ્રસંગોને ખૂબ જ ઉંડાણથી અને તલસ્પર્શી રીતે પ્રથમ કક્ષાના સાધનોના આધારે ઝીણામાં ઝીણી વિગતે આલેખીને તપાસ્યા છે આ ત્રણ પ્રસંગોનો અહીં અભ્યાસ કરતા એ ત્રણેય પ્રસંગોનો આપણે સાધનોની વિપુલતાના હિસાબે આંખે દેખ્યા અહેવાલ જેવો ઇતિહાસ આલેખી શક્યા છીએ સાથે સાથે એ ત્રણેય પ્રસંગોની પાછળ રહેલી અંગ્રેજોની નવાબોની અને લોકોની દષ્ટિ કર્યા પ્રકારની રહી હતી તે પણ આપણે સ્પષ્ટ રીતે જાણી શક્યા છીએ.

વળી જૂનાગઢ રાજ્ય આર્થિક રીતે ખૂબ જ સદ્ધર હોવાના નાતે, નવાબોની દિલની ઉદારતા લીધે આ પ્રકરણમાં સામેલ ત્રણેય પ્રસંગો રાજ્યાભિષેક, ઇલ્કાબોની પ્રાપ્તિ અને સિલ્વર જ્યુબિલી વખતે તથા અન્ય પ્રસંગોએ ખેડૂત, અન્ય વર્ગોમાંથી પણ ભાવવાહી અને ઇતિહાસ સભર ગીતો લોકોના હૃદયમાંથી પ્રગટ થયા હતાં. આ બધા ગીતો જૂનાગઢના બાબી રાજ્યના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ માટે ખૂબ જ મહત્ત્વના અને એ યુગની તાસીર,ઉત્કંઠા અને રાજવી પ્રત્યેનો પ્રેમ દર્શાવે છે.

જો કે આ તમામ ગીતો કોઇ ભાષાશાસ્ત્રી તપાસવા બેસે તો તેના માપદંડોમાં ઉણા ઉતરે, પરંતુ આ ગીતના રચનાકારો કોઇ કવિતા, ગીત કે ગઝલનુ શાસ્ત્રીય ઢબે બંધારણ જાણતા નહોતા, તેઓ જે કાંઇ ઇતિહાસ જાણતા હતા તે તેમણે પોતાની હૃદયની ઉર્મિઓ રૂપે આ રચનાઓ કરીને બહાર લાવ્યા હતા આથી આજે આપણે તેમને ભાષાશાસ્ત્રીની દષ્ટિએ તપાસવા કરતા એક સાંસ્કૃતિક ઇતિહાસની ધરોહર અને ભારતીય લોકોના ઇતિહાસ અને સાહિત્ય પ્રત્યેના પ્રેમને તેમણે વર્ણવેલ છે તે રીતે તપાસવા જોઇએ.

આ પ્રકરણમાં ત્રણ મુખ્ય પ્રસંગોનુ આલેખન કરવામાં આવ્યું છે તેમાં પ્રથમ પ્રસંગ રાજ્યારોહણનો લેવામાં આવ્યો છે, જેમાં આપણે એ પ્રસંગ કઇ રીતે ઉજવાતો, તેની આમંત્રણ પત્રિકા કેવી હતી અને એ જમાનામાં રૂબરૂ આગ્રહ કરવા જવાની રાજવી કુટુંબમાં પ્રથા હતી તે જાણી શક્યા છીએ, વળી આવા પ્રસંગોએ ઘણાબધા વ્યક્તિઓ ભેગા થતા હોવાથી કોઇ બેસવાના કે નાનામોટાના પ્રશ્નો ઉભા ન થાય તે માટે અગાઉથી નંબર અને નામ મોભા મુજબ બેઠક વ્યવસ્થા ગોઠવવામાં આવતી અને તેની બ્લુ પ્રિન્ટ જેવો નક્શો પણ તૈયાર કરવામાં આવતો હતો, તે બાબત આપણને તે યુગની વ્યવસ્થા અને સંચાલન માટે માન ઉપજાવે છે.

રાજ્યાભિષેક પ્રસંગે નવા બેસનાર રાજાને તિજોરીની ચાવી સોંપાતી અને રાજ્યનો વહીવટ

કરનાર દીવાન, કામદાર, કારભારી વગેરે તથા વડીલો તથા બ્રિટિશરો નવા રાજાને રાજ્ય કેમ ચલાવવુ અને તમારા રાજ્યની કેવી પરંપરાઓ રહેલી છે તેનુ માર્ગદર્શન આ જાહેર પ્રસંગે વ્યાખ્યાન સ્વરૂપે આપતા હતાં. ગાદીએ બેસનાર રાજા ઉપરોક્ત પ્રવચનનો ભાવ પ્રતિભાવ અને પ્રજા પ્રત્યેની લાગણી અને નવાજેશો પણ જાહેર કરતા તે જાણી શકાય છે. વળી આ પ્રસંગે ખુશાલીમાં કેટલાક ગીતો રચાઇને લોકોમાંથી આવતા હતા તેની પણ સમીક્ષા કરીને તેના પાછળનો ભાવ પ્રતિભાવ જાણવાનો અત્રે પ્રયાસ કરાયો છે.

આ પ્રકરણના બીજા મુદ્દામાં જૂનાગઢના નવાબોને બ્રિટિશરો તરફથી ખુશ કરવા માટે વિવિધ પ્રકારના ઇલ્કાબો આપવાની જે પરંપરા હતી તેનો ઉંડાણથી અભ્યાસ કરી તેની પાછળના કારણો અને એકબીજા પ્રત્યેના મનોભાવોનું વિશ્લેષણ કરવામાં આવ્યુંછે. આ ઇલ્કાબો અંગ્રેજો રાજાઓને ખુશ કરવા અને સત્તાના મોભાના મોહમાં તેઓ સતત રાચતા રહે તે માટે આપતા હોવાનુ જણાયું છે રાજાઓ આ ઇલ્કાબો મેળવી પોતે પ્રજાના રક્ષક અને પાલનહાર હોવાથી તેમની છાતીએ આ પ્રકારના ઇલ્કાબો લટકાવવા ખૂબ જ ગમતા હતા અને તેઓ પણ આ બાબતે ખુશ થઇને છાતી કાઢીને ખૂબ જ પોરસાતા હતા એવુ આ પ્રસંગનો તલસ્પર્શી અને ઝીણવટપૂર્વક અભ્યાસ કર્યા બાદ લાગે છે.

આ પ્રકરણના ત્રીજા વિભાગમાં ભારતીય રાજાઓ બ્રિટિશરોની રાજ્યાશનના ૨૫,૪૦,૫૦,૬૦ વર્ષ પૂર્ણ થવાની ઉજવણી કરવાની પરંપરાને કેવા વળગી રહ્યા હતા અને તેમણે પણ પોતાના રાજ્યમા આ પ્રકારના પ્રસંગો ધામધૂમ અને જાહોજલાલીથી ઉજવવાનુ શરુ કરી દીધુ એ જાણી શકાય છે. ભારતીય ઇતિહાસમાં પ્રાચીનકાળ, મધ્યકાળ કે મુઘલ, મરાઠાકાળમાં કોઇ રાજાઓના આ પ્રકારના પ્રસંગો ઉજવાયા હોવાની માહિતી પ્રાપ્ત થઇ નથી. પરંતુ આ પરંપરા બ્રિટિશરોની અસર હેઠળ જ ભારતમાં પ્રવેશી હોય તેમ જણાય છે જો કે ભારતીય પરંપરામાં બાળક કે કોઇ મહાનુભાવોને ગોળ કે સાકરથી જોખવાની પરંપરા છેલ્લા ઘણા વર્ષોથી જોવા મળે છે.

જે રાજ્ય પોતાની આવી સિલ્વર જ્યુબિલી ઉજવે તેમાં રાજાઓ ઉદાર હોય તો પ્રજાજનોને અવશ્ય ફાયદો થતો હતો, માત્ર લોકફાળો આપવા સિવાય બીજુ કોઇ નુકશાન જતુ નહી. આ પ્રસંગે પણ સૌરાષ્ટ્ર અને ગુજરાતની પરંપરા મુજબ આ પ્રસંગને બિરદાવતા કવિઓ અને લોકકવિઓએ ગીતો રચી મોકલ્યા હતાં. ભલે તે ગીતોની રચના પાછળ તેમનો આર્થિક ઉપાર્જન હેતુ હોય, પરંતુ તે તેમાનાં ઘણા લોકોની તો તે રોજીરોટી અને વ્યવસાય હતો અને આવા બધા લોકો ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસની જાળવણી કરનારા રખોપિયા હતા. તે દષ્ટિથી તેમના તરફ આજે આપણે માનથી જોવું જોઇએ. તેમના પ્રયત્નોથી જ આપણો ઐતિહાસિક વારસો અને સંસ્કૃતિ આજ સુધી જળવાયેલાં રહ્યા છે.

## પ્રકરણ - ૫

## 'બાબી રાજવીઓ અને રાજકુટુંબના અવસાન સમયે રચાયેલ વિરહ ગીત'

૫.૧ પ્રસ્તાવના

૫.૨ જૂનાગઢના બાબી શાસકોના મરણ સંબંધી રીત-રિવાજો

- ૫.૨.૧ મૈયત
- ૫.૨.૨ ભાતી
- ૫.૨.૩ ઝિયારત
- ૫.૨.૪ દસમું
- ૫.૨.૫ સામની રોટી
- ૫.૨.૬ વીસમું
- ૫.૨.૭ ત્રીસમું
- ૫.૨.૮ ચાલીસમું (ચેહલમ)
- ૫.૨.૯ સેજ
- ૫.૨.૧૦ કડાઇ
- ૫.૨.૧૧ સાઠી (બે મહિના)
- ૫.૨.૧૨ સાડી ચાર માહી
- ૫.૨.૧૩ છ માહી
- ૫.૨.૧૪ નવ માહી
- ૫.૨.૧૫ બાર માહી (વરસી)
- ૫.૨.૧૬ અરફા

૫.૩ નવાબ મહાબતખાન બીજાનો ટૂંક પરિચય

૫.૪ નવાબ મહાબતખાન બીજાના અવસાન સમયે રચાયેલ વિરહ ગીતો

૫.૫ નવાબ રસુલખાનના શાહજાદી લાલ બખ્તેનો ટૂંક પરિચય

૫.૬ લાલ બખ્તેના અવસાન પાછળ રચાયેલ વિરહ ગીત.

૫.૭ ઉપસંહાર.

## પ્રકરણ - ૫

# 'બાબી રાજવીઓ અને રાજકુટુંબના અવસાન સમયે રચાયેલા વિરહ ગીતો'

**૫.૧ પ્રસ્તાવના:-**

જગતમાં જીવમાત્રને એક દિવસ તો મૃત્યુ આવવાનું જ હોય છે, તેમ છતાં એ અફર મૃત્યુથી જીવમાત્ર હંમેશા ડરતો અને ભાગતો રહેતો હોય છે, તેમ છતાં એક દિવસ તેને મૃત્યુ અચુક આંબી જ લે છે ચાહે તે રાજા હોય કે રંક. એ જ રીતે મૃત્યુ વિશે દુનિયાના જુદા-જુદા ધર્મો અને શાસ્ત્રોએ જુદી જુદી ચર્ચાઓ અને વિભાવનાઓ પોતપોતાના ધર્મગ્રંથોમાં પ્રસ્તુત કરી છે. ખાસ કરીને ધર્મગ્રંથોમાં મૃત્યુની ખૂબ જ ઉંડી ચર્ચા અને માનવને સંસ્કારદર્શી માનવ બનાવવા માટેનો બોધ આપેલો હોય છે.

આ સંશોધનનો વિષય જૂનાગઢ રાજ્યના બાબી મુસ્લિમોનો હોવાથી ઇસ્લામમાં અને કુર્રાને શરીફમાં મૃત્યુ વિશેની જે ઉત્કલ્પનાઓ કે ધારણાઓ બાંધવામાં આવી છે તેને સમજીએ પછી જ મુસ્લિમોના મૃત્યુ પછીના રિવાજો વધુ સારી રીતે સમજાય. દુનિયાનો કોઇપણ મુસ્લિમ એમ ઇચ્છતો હોય છે કે, પોતાનું મરણ એકાએક કે પરદેશી ભૂમિ ઉપર ન થાય કારણ કે... જો એવું બને તો તે વ્યક્તિ કુર્રાને શરીફના બાવીસમાં પારામાં [૧] આપેલ પ્રકરણ (સૂરા) 'યાસીન શરીફ' અંત સમયે સાંભળવામાંથી બાકાત રહી જાય છે. આ સિવાય એટલા માટે કોઇ મુસ્લિમ એમ ઇચ્છતો નથી જે બાબતની ઉર્દૂમાં એક કહેવત છે કે...

**'મર ગયા મરદૂદ, ન ફાતિહા, ન દરૂદ'** [૨]

આનો અર્થ એમ થાય છે કે, જે કોઇ વ્યક્તિ પરદેશી ભૂમિ ઉપર મૃત્યુ પામીને ત્યાં દફન થયા હોય તો ત્યાં તેમના કોઇ સગા સંબંધી વાર-તહેવારે ફાતિહો પઢવા ન આવી શકે. વળી એક બીજું કારણ એ પણ હોય છે કે, પરદેશી ભૂમિમાં કે એકાએક મરણ ન ઇચ્છવાનું કારણ ઇસ્લામી રિવાજ મુજબ મરણ પથારીએ સૂતેલ વ્યક્તિ ઘરનાં સભ્યોના હાથે પોતાના જીવનના અંતકાળે મધુર પાણી [૩] અથવા મક્કા શરીફના ઝમઝમના કૂવાનું પવિત્ર પાણી પીવે છે. તેથી જો તે બહાર મૃત્યુ પામ્યો હોય તો વંચિત રહી જાય છે.

આ સંશોધનના સમયગાળા દરમિયાન ઇ.સ. ૧૮૮૨ થી ઇ.સ. ૧૯૪૮ સુધીમાં ત્રણ નવાબો અને તેમની બેગમો અને શાહજાદા – શાહજાદીઓ અવસાન પામ્યા હતાં. જેમાનાં મોટાભાગનાને મહાબત મકબરામાં જ શાહી રિવાજ મુજબ દફન કરવામાં આવ્યા છે અને તેમના અવસાન સમયે કવિઓએ વિરહ ગીતો રચીને તેમને અંજલિ કે શ્રદ્ધાંજલિઓ આપી હતી. તેમાં સૌથી વધારે અને ઇતિહાસ સભર મહત્વના ગીતો નવાબ મહાબતખાન બીજાના અવસાન પછી રચાયા હતાં.

---

૧. ઇમામ,અહમદરઝાખાં (અનુવાદક), **'કુરઆન મજીદ'** (કન્ઝુલ ઇમાન), અમદાવાદ, પ્રકાશન વર્ષ છાપેલ નથી, પૃ.- ૮૭૫.

૨. કરીમ,મહમદ માસ્તર, **'મહા ગુજરાતના મુસલમાનો'** ભાગ-૧,૨, વડોદરા, પ્ર.આ., ઇ.સ. ૧૯૬૯, પૃ.-૫૩૪.

૩. સ્થાનિક મુસ્લિમો લોકભાષામાં તે પાણીને **'છીપની'** કહે છે અને કોઇની ઉપર રોષ ઠાલવતી વખતે બીજાને કહે છે કે, જા તને છીપનીનું પાણી પણ નહિ મળે.

આ સિવાય નવાબ રસુલખાનના શાહજાદી લાલબખ્તેનું પણ એક વિરહગીત રચાયેલું પ્રાપ્ય બન્યુ છે. આ સિવાય પણ અનેક આવા જ ગીતો છુટક-છુટક રચનાકારોએ રચેલા છે પણ તેમાં કોઇ વિશેષતા જોવા મળતી નથી. ઉપરાંત બાબીઓના વિરહગીતો જરૂર રચાયા હોવા જોઇએ. પણ તે કદાચ ઇતિહાસના કાળપ્રવાહમાં વિલીન થઇ ગયા છે અથવા દફ્તરોમાં દટાયેલા છે.આવા વિરહગીતો ખાસ કરીને રાજ્યનાં જ આશ્રિતો અને વ્યક્તિઓ જેવા કે, ચારણ, બારોટ, નાગર, બ્રાહ્મણ અને મુસ્લિમોએ રચેલાં છે. એમના વિરહગીતોમાંથી એ સમયના ઇતિહાસ અને સામાજીક રીતરિવાજો અને જે-તે સમયના સમાજ જીવન ઉપર સારો એવો પ્રકાશ પડે છે.

અહીં પ્રાપ્ત થયેલ વિરહગીતોને આધારે અને જૂનાગઢ રાજ્યના અન્ય પ્રથમ કક્ષાના સાધનો ગણાય તેવા દફ્તરોમાંથી જૂનાગઢના નવાબ અને તેમના રાજકુટુંબના સભ્યોના અવસાન સમયે કેવા કેવા રીત રિવાજોનું પ્રચલન હતું તે નીચેના મુદ્દાઓથી જાણી શકાય છે.-

## ૫.૨ જૂનાગઢના બાબી શાસકોના મરણ સંબંધી રીત રિવાજો :-

જૂનાગઢના બાબી રાજવીઓના સ્ત્રી-પુરૂષોના મરણ પછી દરેક પ્રસંગ ક્યા નામથી અને કેવી રીતે કરવામાં આવતો તેને અહીં આપણે પ્રથમ કક્ષાના સાધનોને આધારે આ સંશોધનના સમયગાળા દરમિયાનમાં જે કોઇ બાબી નવાબો, બેગમો, શાહજાદા-શાહજાદીઓના અવસાન સમયના જે-તે સમકાલીન દસ્તાવેજો તપાસીને તેને આધારે જેમાં ઇસ્લામી શરિયત અને કુર્આને શરીફનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે અને તે સાચી વાત શું કહે છે અને આ રિવાજો કેવા પળાય છે તે સ્પષ્ટ કરવામાં આવ્યુ છે.

### ૫.૨.૧ મૈયત :-

કોઇપણ મુસ્લિમના અવસાન પછી તેની આંખ કે મોઢું ઉઘાડું રહી ગયુ હોય તો તે તરત જ બંધ કરવામાં આવે છે અને પછી નજીકની મસ્જિદમાંથી લાવેલ ધોયેલ પાટિયા ઉપર મૃતદેહને સુવાડે છે. શિયા મુસ્લિમો મૃતદેહને ઠંડાપાણીથી સ્નાન કરાવે છે જ્યારે જૂનાગઢના બાબી શાસકો સુન્ની મુસ્લિમ હોવાથી તેમને હૂંફાળા પાણીમાં બોરડીના પાન નાખીને તે પાણીથી નવડાવવામાં આવતા હતા. નવાબ મહાબતખાન બીજાના અવસાન સમયે તેમના મૃતદેહને ગુલાબજળ, પડો પાંદડી અને ખુશબોદાર પદાર્થથી નવડાવવામાં આવ્યો હતો.[૪] ત્યારબાદ મૃતદેહને સફેદ કફન પહેરાવી સગા-વ્હાલાને છેલ્લીવાર મોઢુ બતાવી જનાજામાં મૂકવામાં આવે છે. મૃતદેહને સ્નાન કરાવ્યા પછી કેળા, સફરજન, મોસંબી, મસ્કતી દાડમ, નારંગી, પપૈયા વગેરેની શીરની[૫] બાબી શાસકોના અવસાન વખતે બાળકોને વહેંચવામાં આવતી હતી.[૬]

જનાજો લઇ જતી વખતે નીચેનો શહાદતનો કલમો બોલતા હોય છે.[૭]

---

૪. ઓઝા, રૂપશંકર વિ. ઉદયશંકર, **'મહાબત વિરહ'**, જૂનાગઢ, ઇ.સ. ૧૮૮૪, પૃ.-૧૦.

૫. આવી ચીજોને પ્રસાદીરૂપ ગણી તેને શીરની કહે છે.

૬. રાજકુટુંબ દફ્તર, ફા. નં. ૬, ઇ.સ. ૧૯૨૯, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૭. હઝરત, અલ્લામા આલમ ફકરી સાહબ, **'પંજસૂરાહ'**,અમદાવાદ, ઇ.સ.-આપેલ નથી. પૃ-૪૨૪.

**અશ્હદુ અલ્લા ઈલા-હ ઈલ્લલ્લાહ વહ્દહૂ લા શરી - કલહૂ**

**વ અશ્હદુ અન - ન મુ - હમ્મદન અબ્દુહૂ વ રસુલુહ.**

નવાબ મહાબતખાન બીજાનો જનાજો હીરની પાટીથી ભરેલ અને રૂપાના પલંગમાં કીનખાબની તળાઈવાળો બનાવવામાં આવ્યો હતો, જનાજાની ચારેબાજુ એ સોના રૂપાથી મઢેલી કાંધ બનાવવામાં આવી હતી. આ જનાજાને રાજમહેલથી શરૂઆતમાં નવાબ બહાદુરખાન સાહેબજાદા રસુલખાન, સાહબેજાદા એદલખાન અને જમાઇ શેરબુલંદખાન એમ ચાર જણાએ ઉપાડ્યો હતો. પછીથી શેખ બહાઉદ્દીનભાઇ અને દીવાન સાલેહહિંદીએ અને અન્ય અમીર ઉમરાવોએ કાંધ આપી હતી. જનાજાની સાથે-સાથે મુલ્લા-મૌલવીઓ, સૈયદો અને કાઝીઓ શોકાતુર ચહેરે અને ગદ્ગદ કંઠે મૌલુદ પઢતા જતા હતા, 'મૌલુદ' એ હઝરત પયગંબર સાહેબના જન્મના ખુશાલીના કાવ્યો છે. નવાબ મહાબતખાનના જનાજાની સાથે રાજ્યનું બેન્ડ મૂંગા મોઢે ચાલી રહ્યુ હતું અને શરણાઈઓ, ત્રાસાં ગમગીન સ્વરે વાગતા જતા હતા. સાથે સાથે આ દુઃખદ પ્રસંગે ઇસ્લામી રિવાજો મુજબ ખેરાત કરવાના ઘોડા, ગાયો અને ભેંસો પણ આગળ સાથે જ ચાલતા હતા. આગળ જતા જનાજાને હાલના 'નેશનલ આરામ નિવાસ' નામના મુસફ્ક નનામિયાંના મકાન પાસે રોકી નમાજ પઢવામાં આવી, જે મૃતકની શાંતિ માટે પઢવામાં આવે છે. ત્યારબાદ અધૂરા બંધાયેલા નવા મહાબત મકબરામાં કે જે તેમણે પોતે જ બંધાવેલો તેમાં એક સંદૂકમાં શબને સુવાડી સુગંધી પદાર્થો નાખીને સંદૂક બંધ કરી કબરમાં મૂકવામાં આવી હતી. આ સમયે રાજ્યનાં અમીર ઉમરાવોએ અને રાજકુટુંબોએ નવાબની કબર પાસે જ સાતસો [૮] કુર્રાને શરીફનું ખતમ બક્ષ્વામાં (અર્પણ) આવ્યા હતાં. [૯]

આ જનાજો મકબરાએ પહોંચ્યા સુધીમાં ઇસ્લામી રિવાજ મુજબ જે કોઇ મુસ્લિમો સામે મળ્યા કે જનાજામાં ભેગા હતા તેણે શરિયત અનુસાર જનાજાને ઓછામાં ઓછા ચાળીસ ડગલા કાંધ આપી હતી જો કે, નવાબ માટે જ નહિ પણ સામાન્ય મુસ્લિમના જનાજા માટે પણ આ લાગુ પડે છે.

મૃતદેહને દફન કરતા પહેલા તેના કફનમાં થોડી માટી મુકવામાં આવે છે. જેને મુસ્લિમો ફૂલની માટી કહે છે. જે માટીના એકેએક ઢેફા ઉપર મૈયતમાં આવેલા લોકોએ સૂરતુલ ઇખ્લાસની સૂરા પઢેલી હોય છે. જે નીચે મુજબની પંક્તિથી શરૂ થાય છે.

**'કુલ હુવલ્લાહ અ-હદ. અલ્લાહુસ્સ - મદ'** [૧૦]

કબર ઉપર પણ દરેક વ્યક્તિઓ અલ-ફાતેહાની (ફાતિહા) સૂરા પઢે છે. જેની પ્રથમ પંક્તિ નીચે મુજબની હોય છે.

---

૮. ઓઝા, રૂપશંકર વિ. ઉદયશંકર, **'મહાબત વિરહ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૧.

૯. ખતમ એટલે કોઇ વ્યક્તિ એકથી વધુ લોકો ભેગા મળીને આખુ કુરાને શરીફ વાંચે અને તેનું પુણ્ય મેળવે અને તે બીજાને પણ અર્પણ કરી શકે એવા ૭૦૦ ખતમ નવાબ મહાબતખાન બીજાને અર્પણ થયા હતાં.

૧૦. ઇમામ, અહમદરઝાખાં (અનુવાદક), **'કુરઆન મજીદ'** (કન્ઝુલ ઇમાન), અમદાવાદ, પ્રકાશન વર્ષ છાપેલ નથી, પૃ.- ૧૧૯૭.

**'અલ હમ્દુ લિલ્લાહી રબ્બિલ આલમીન....'** [૧૧]

દફનવિધિ થયા બાદ દરેક લોકો ચાળીસ પગલાં આગળ ચાલી ફરીવાર ફાતેહા પઢી મૃતકના મોક્ષ માટે પ્રાર્થના કરે છે. નવાબ મહાબતખાન બીજાને દફન કરી બધાએ પાછા રાજમહેલે આવી મર્હુમ નવાબની આત્માની શાંતિ માટે ફાતિહા પઢ્યો હતો.

નવાબ મહાબતખાન બીજાના અવસાનથી માંડીને છેક નવાબ મહાબતખાન ત્રીજાની શાહજાદીનું ઇ.સ. ૧૯૩૯માં અવસાન થયા સુધીમાં જૂનાગઢ રાજ્યમાં તેના શોકમાં જે હડતાલ પાડવામાં આવી હતી તેનો અભ્યાસ કરતા માલૂમ પડે છે કે, જૂનાગઢ રાજ્યમાં નવાબોના અવસાન સમયે ત્રણ દિવસની હડતાલ પાડવામાં આવતી હતી. દા.ત., નવાબ મહાબતખાન બીજા [૧૨] , નવાબ બહાદુરખાન ત્રીજા [૧૩] , નવાબ રસુલખાન [૧૪], જ્યારે બેગમોના અવસાન વખતે તેમના સ્થાન અને મોભા મુજબ ત્રણ દિવસથી માંડીને એક દિવસ સુધીની હડતાલ પાડવામાં આવતી હતી. આવો આ પ્રકારનો સ્ત્રી-પુરૂષ વચ્ચે ભેદભાવ જોવા મળતો હતો. દા.ત. બહાદુરખાન ત્રીજાના બેગમ લાલબખ્તેના અવસાન વખતે એક જ દિવસનો શોક પળાયો હતો, તો નવાબ રસુલખાનના બેગમ આયશાબીબીનું અવસાન તા. ૧-૬-૧૯૨૭[૧૫] ના રોજ થતા રાજ્યે ત્રણ દિવસનો શોક પાળ્યો હતો. એ જ રીતે યુવરાજ શેર જુમાખાનજીના રાધનપુરવાળા બેગમ તા. ૬-૧૨-૧૯૨૯નાં રોજ [૧૬] અવસાન પામતા એક દિવસની હડતાલ પાડવામાં આવી હતી, તો નવાબ રસુલખાનના શાહજાદી લાલબખ્તેનું યુવાનવયે અવસાન થતા તેનો શોક ત્રણ દિવસ પાળી રાજ્યમાં હડતાલ રાખવામાં આવી હતી.[૧૭] આમ, શોકના દિવસોમાં સમયે સમયે ફેરફાર જોવા મળે છે અને તે ફેરફાર સ્ત્રી પુરૂષ તથા માન-મોભા મુજબ જોવા મળે છે.

બાબી શાસકો કે રાજકુટુંબીઓના જન્મ અને અવસાનના સમાચાર તરત જ એજન્સીમાં મોકલવામાં આવતા હતા. દા.ત., નવાબ મહાબતખાન બીજાના અવસાનના સમાચાર એજન્સીમાં રાજકોટ તરત જ મોકલવામાં આવ્યા હતાં. [૧૮] એ જ રીતે નવાબ મહાબતખાન ત્રીજાના માતુશ્રી આયશાબીબીના અવસાનના સમાચાર [૧૯] એજન્સીમાં તરત જ મોકલાયા હતાં. એજન્સીમાં આ સમાચાર પહોંચતાવેંત તરત જ પોલિટિકલ એજન્ટ પોતાની દિલગીરી જાહેર કરી એજન્સી ગેઝેટમાં તે

---

૧૧. ઇમામ, અહમદરઝાખાં (અનુવાદક), **'કુરઆન મજીદ'** (કન્ઝુલ ઇમાન), અમદાવાદ, પ્રકાશન વર્ષ છાપેલ નથી, પૃ.- ૧૧૯૭ પૃ. - ૨.

૧૨. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૩૮, આસો સુદ, પૃ.-૧.

૧૩. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૩૪, પોષ વધારો, પૃ.-૧.

૧૪. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૬૭, પોષ વધારો, પૃ.-૧.

૧૫. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૧૯૮૩, જેઠ સુદ, પૃ.-૧.

૧૬. **રાજકુટુમ્બ દફ્તર,** ફા. નં. - ૬, ઇ.સ. ૧૯૨૯, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.

૧૭. દસ્તુરલ અમલ,જૂનાગઢ, સં. - ૧૯૮૦, આસો (વધારો) પૃ-૧.

૧૮. **દીવાન અંગ્રેજી દફ્તર,** ફાઇલ નં. ૮, ઇ.સ. ૧૮૮૨, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૯. **દીવાન અંગ્રેજી દફ્તર,** ફાઇલ નં. ૧૭, ઇ.સ. ૧૯૨૭, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

સમાચાર અને શોક પ્રગટ કરતો હતો. જન્મ – મરણના આવા સમાચારો તરત જ એજન્સીમાં પહોંચાડવાનું કારણ પાછળથી કોઇ કાવાદાવા ન થાય એ માટેનું હતું. મૃત્યુની કાળોતરી કે મેલામાં નીચે મુજબ [૨૦] લખવામાં આવતુ હતું.

જૂનાગઢ રાજ્ય સૌરાષ્ટ્રનું સૌથી મોટું રાજ્ય આ ઉપરાંત સૌરાષ્ટ્ર અને ભારતના ઘણાંખરાં રજવાડાંઓ સાથે રખાવટના સંબંધો ધરાવતું સહિષ્ણું રાજ્ય હોવાથી બાબીકુળમાં કોઇપણ વ્યક્તિનું અવસાન થાય ત્યારે માત્ર સૌરાષ્ટ્ર જ નહિં પરંતુ સમગ્ર ભારતભરના રાજા–મહારાજાઓના અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓના શોક સંદેશાઓ અને ખરખરો કરવા પ્રતિનિધિ મંડળો અથવા રાજવીઓ પોતે જ તથા પોલિટિકલ એજન્ટ આવતા હતા. નવાબ બહાદુરખાન ત્રીજા તાવની બિમારીથી તા. ૨૧–૧–૧૮૯૨ના રોજ અવસાન પામતા તેમના દુઃખને દિલાસો આપવા કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ ઓલિવન્ટ મુંબઇના ગર્વનરના કહેવાથી જૂનાગઢ આવ્યા હતા. [૨૧] એ જ રીતે સમગ્ર ભારતના ઘણા બધા રાજ્યોના અને નામદાર આગાખાન [૨૨] સહિતના શોક પ્રગટ કરતા તાર જૂનાગઢ આવ્યા હતાં. એ જ રીતે અનેક સમાચારપત્રો પણ શોક પ્રગટ કરતા હતાં. જેમના પિતાશ્રીએ રાજકોટમાં કાઠિયાવાડ હાઇસ્કુલ બાંધી આપી હતી એ હાઇસ્કૂલમાં નવાબના અવસાનની એક દિવસની હડતાલ રાખવામાં આવી હતી. [૨૩]

### ૫.૨.૨ ભાતી :-

ઇસ્લામી રિવાજ મુજબ મરનારના ઘેર ત્રણ દિવસ સુધી રસોઇ કરવામાં આવતી ન હોવાથી મરનારના સગા/વ્હાલાઓને ત્યાંથી ભોજન મોકલતા હોય છે. જ્યારે રાજકુટુંબમાં કોઇ અવસાન પામ્યું હોય ત્યારે તેવી થાળી ન આવતા સગા વ્હાલા, ભાયાતો અને અન્ય હિંદુ–મુસ્લિમ રાજવીઓ ભાતીની રોકડ રકમ મોકલતા. જે રકમ જે–તે વ્યક્તિની શક્તિ અને મોભા મુજબની હતી. મોટા રજવાડાઓ રૂ. ૧૦૦ [૨૪] પણ ભાતીની રકમમાં મોકલતા હતાં.

### ૫.૨.૩ ઝિયારત :-

આ પ્રસંગ દફનવિધિ બાદ ત્રીજા દિવસે કરવામાં આવે છે. રાજાથી માંડીને રંક સહિતના મુસ્લિમોમાં ઝયારત સુધી ઘરે રસોઇ કરવામાં આવતી નથી પરંતુ સગા–વ્હાલાઓમાંથી આવેલી ભાતીમાંથી જમવામાં આવે છે.

---

૨૦. સ્વસ્તિ શ્રી.................. મહાશુભસ્થાને સકલ ગુણ સંપન્ન સર્વે શુભોપમાં બિરાજમાન.........
એતાન શ્રી સ્વસ્થાન જૂનાગઢથી લી. નવાબ સાહેબશ્રી ૭ સર મહમદ મહાબતખાનજી G.C.I.E, K.C.S.I. બાબી બહાદુર વાલીએ મુલ્ક સોરઠના સલામ. વિશેષ લખવાને ઘણા જ દિલગીર છીએ કે અમારા બીબી શ્રી માહેલકા જહાઁ સાહેબા સં. ૧૯૮૭ના પ્રથમ અષાઢ શુદ–૧૧ તા. ૨૬/જૂન–૧૯૩૧ને શુક્રવારના રોજ સાંજના ૪–૦૦ કલાકે બેહસ્તનશીન થયા છે.

૨૧. **જામે જમશેદ** (અખબાર) તા. ૨૩/૧/૧૯૮૨.

૨૨. **દીવાન દફતર,** ફા. નં. નથી, ઇ.સ. ૧૮૯૨, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૨૩. **કાઠિયાવાડ ટાઇમ્સ** (અખબાર), તા. ૨૪/૧/૧૮૯૨.

૨૪. **રાજકુટુંબ દફતર,** ફાઇલ નં. ૬, ઇ.સ. ૧૯૨૯, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

ગુજરાતના અમુક મુસ્લિમ રાજ્યો રાજકુટુંબમાં કોઇ વ્યક્તિનું મરણ થયુ હોય એવે વખતે તેનો ભાથી (ભાતી) વેરો પ્રજા પાસેથી લેતા હતા. આવા ત્રણ વેરા હતા.– ગાદી, શાદી અને ભાતી [૨૫] જો કે, જૂનાગઢનું મુસ્લિમ રાજ્ય ઉદાર હોવાને કારણે રાજ્યમાં લગભગ ક્યારેય પ્રજાજનો પાસેથી ભાતીવેરો લેવામાં આવ્યો હોય એવું જણાયું નથી. પરંતુ સમગ્ર ગુજરાત – સૌરાષ્ટ્રના નાના–મોટા રાજવીઓ અનેભાયાતો રાજ્યને પૂર્ણ પોશાક મોકલતા હતાં. [૨૬] દા.ત. જસદણ, થાણાદેવળી, બીલખા, પાલીતાણા, વગેરે રાજ્યોએ નવાબ કે રાજકુટુંબનાં અવસાન તરીકે ભાતીની રકમ તરીકે પોશાક મોકલ્યા હતાં.

ઝયારત સમયની વિધિ વખતે એક થાળમાં મમરા, ફૂલ અને સુગંધી પદાર્થોમાં અતરદાની, ગુલાબદાની કે અગરબત્તી જેવી વસ્તુઓ મૂકીને તેને મસ્જિદમાં મોકલવામાં આવે છે. આવો જ બીજો તૈયાર કરેલો થાળ ઘરે રાખવામાં આવે છે અને મસ્જિદમાં વાયઝ થાય છે અને કુરાને શરીફનુ ખતમ પઢવામાં આવે છે. ઇસ્લામી રિવાજ મુજબ સ્ત્રીઓ મસ્જિદમાં જતી ન હોવાથી ઘેર બેઠા ખતમ પઢે અને ઝયારતનામા પઢે છે. પછી પેલા થાળના મમરા[૨૭] બધાને આપવામાં આવે છે અને સગા–વ્હાલાઓ કબ્રસ્તાનમાં ફૂલ ચઢાવવા જાય છે. ઝયારતના દિવસે સાંજે ખીર ખાસ બનાવવામાં આવે છે. યુવરાજ શેર જુમ્માખાનની ઝયારત વખતે ચોવીસ મણ સોપારી [૨૮] વપરાઇ હતી. તેના ઉપરથી આપણે ઝયારતમાં આવનાર માણસોની સંખ્યાનો અંદાજ બાંધી શકીએ છીએ.

### ૫.૨.૪ દસમું :-

મૃતકની દફનવિધિ થયા બાદ નવમાં દિવસે દસમાની વિધિ કરવામાં આવે છે. એ દિવસે સગા વ્હાલાઓને જમાડવામાં આવે છે અને બપોરે ફાતિહો પઢવામાં આવે છે. સાંજે સ્ત્રીઓ કુરાને શરીફના છુટ્ટક – છુટ્ટક પારા પઢીને ખતમ (પૂર્ણ) કરે છે. ત્યારબાદ સોપારી અને જાતજાતના ફળફળાદી શીરનીરૂપે વહેંચવામાં આવે છે. બાબી શાસકોના મરણથી દસમાં સુધી દરરોજ સાંજે જનાનાની બેઠક રહેતી. [૨૯] જે બેઠકમાં બે હોકા ચલમના દોરા સહીત રખાતા હતા. જે બતાવે છે કે, બેગમો અને શાહી જનાનખાનામાં આવા વ્યસનો પળાતા હતા. આ બેઠક પાછળ મરનારના કુટુંબીજનોને સાંત્વના મળે અને તેમનું દુઃખ ઓછુ થાય એવો ઉદ્દેશ રહેલો જણાય છે.

### ૫.૨.૫ સામની રોટી :-

મૃતકની દફનવિધિ થયા બાદથી લઇને છેક ચાળીસમાં દિવસ સુધી દરરોજ સાંજે ઘીથી તરબોળ

---

૨૫. કરીમ મહમદ માસ્તર **'મહા ગુજરાતના મુસલમાનો'** ભાગ–૧, ૨, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.–૫૮૪.

૨૬. **પોશાક દફ્તર,** ફાઇલ નં. ૧૩૦, ઇ.સ. ૧૯૩૦, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૨૭. કાદરી, (ડૉ.) ઝેનામાબીબી એ, **'સૈયદ જ્ઞાતિનો ઇતિહાસ અને રિવાજો'** (લેખ), સંશોધન – જાન્યુઆરી – જૂન (ત્રૈમાસિક), ઇ.સ. ૨૦૦૪, પૃ.–૪૫.

૨૮. **રાજકુટુંબ દફ્તર,** ફાઇલ નં. ૧૨, ઇ.સ. ૧૯૦૮, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૨૯. **રાજકુટુંબ દફ્તર,** ફા. નં. નથી, ઇ.સ. ૧૯૦૮, ગુ. રા., અભિલેખાગાર, જૂનાગઢ.

મીઠી ભાખરી બાળકોને વહેંચવામાં આવે છે. આ વિધિ શાહજાદી લાલબખ્તેના [૩૦] મરણ વખતે કરવામાં આવી હોવાના ઉલ્લેખો મળી આવે છે.

**૫.૨.૬ વીસમું :-**

જે વિધિ ઓગણીસમાં દિવસે કરવામાં આવે છે. આ વિધિ પણ દસમાંની જેમ જ હોય છે. નવાબ બહાદુરખાનજીના કચ્છના કુંવરી એવા હિંદુ બેગમ કેસરબાઇના વીસમાં વખતે ત્રણ કળશી ચોખા, અઢીમણ, ૪૮ શેર ચણાદાળ, ૨ મણ ખીચડી, દોઢ મણ સાકર, સાડા બાર મણ ઘી [૩૧] વાપરવામાં આવ્યુ હતું. આ વિગત એમ બતાવે છે કે, તે સમયે વીસમાની વિધિમાં કેટલા બધા માણસો હાજર રહ્યા હશે.

**૫.૨.૭ ત્રીસમું :-**

મરનારની દફનવિધિ પછીના ઓગણત્રીસમાં દિવસે ત્રીસમું કરવામાં આવે છે. જે વિધિ પણ દસમાં-વીસમાં જેવી જ હોય છે.

**૫.૨.૮ ચાલીસમું (ચેહલમ) :-**

દફનવિધિ બાદ એક મહિના પછી પાંચ-સાત દિવસ ગયા પછી આ વિધિ કરવામાં આવે છે. જેને ચાલીસમું કે ચેહલમ કહે છે. અવસાન બાદ ત્રણ ચંદ્ર ભેગા થવા દેવામાં આવતા નથી એ અનુસાર ચાલીસમાનો દિવસ નક્કી કરવામાં આવે છે તેથી તે ૩૫, ૩૮ દિવસે પણ આવે છે. તે દિવસે બપોરે અનાથ બાળકો અને સગા-સંબંધીઓને જમાડવામાં આવે છે. જૂનાગઢના નવાબોના દરેક સારા-માઠા પ્રસંગોએ રક્તપિત્તિયાઓની હોસ્પિટલ, [૩૨] અનાથ આશ્રમ, જેલના કેદીઓ અને અન્નક્ષેત્રમાં જમાડવામાં આવતા હતાં. રાજ પરિવારના ચાલીસમા સમયે સમગ્ર શહેરને જમાડવામાં આવતુ જેને શહેરખર્ચ કહેતા હતાં.

આ દિવસની સાંજે સ્ત્રીઓ ભેગી મળીને આખા કુરાને શરીફનું પઠન પૂર્ણ કરે છે. સાથે સાથે આ દિવસે મીઠાઇ અને કપડાં તથા મૃતકની ગમતી ચીજવસ્તુઓ ગરીબોને વહેંચવામાં આવે છે. આ દિવસની રાત્રે ઘરે અથવા મસ્જિદે મૌલવી દ્વારા **મૌલુદ** રાખવામાં આવે છે જે પયગંબર સાહેબના જન્મની ખુશાલીના કાવ્યો હોય છે.

કોઇ નવાબોના ચાલીસમાની વિધિના વર્ણન કરતા આધાર સાધનો પ્રાપ્ય બન્યા નથી, પરંતુ અન્યમાં બેગમ અને શાહજાદીઓના ચાલીસમાના ઘણા બધા લિખિત પુરાવાઓ પ્રાપ્ય બન્યા છે તેને આધારે જાણી શકાય છે કે, ચાલીસમાં વખતે અન્ય રજવાડાઓમાં અને સગા-વ્હાલાઓમાં મેલાનો કાગળ લખવામાં આવતો હતો. મેલો ભંગી [૩૩] લઇને જતો અને તેને શક્તિ મુજબ શીખ આપવામાં આવતી હતી. લાલબખ્તેની ચાલીસમાની સેજમાં એક એક દુઝણી ભેંસ તથા બે દુઝણી ગાયો આપવામાં

---

૩૦. કાદરી, અમુમિયા પીરમિયા, જૂનાગઢ, ઉ.વ. ૬૨ની રૂબરૂ મુલાકાતના આધારે.

૩૧. **રાજકુટુંબ દફ્તર,** ફા. નં. નથી, ઇ.સ. ૧૮૨૨, ગુ. ૨૧, અભિલેખાગાર, જૂનાગઢ.

૩૨. દસ્તુરલ અમલ,જૂનાગઢ, સં. ૧૯૭૯, વૈશાખ (વધારો), પૃ.-૧.

૩૩. બાબી, બસીરખાન જે., જૂનાગઢ ઉ.વ. ૮૦ની રૂબરૂ મુલાકાતને આધારે.

આવી હતી. [૩૪] આ સિવાય લાલબખ્તેના ચાલીસમાં એ તા. ૧૮-૧૧-૧૯૨૪ના રોજ ૧૨ કેદીઓને છોડ્યા હતા અને બીજા ૬૮ કેદીઓને પંદર દિવસની રજા આપવામાં આવી હતી.

**૫.૨.૯ સેજ :-**

સેજ એટલે ચાલીસમાના દિવસે જ મૃતકને પ્રિય વસ્તુઓ અને ઘરવખરીના તમામ સાધનો ગરીબોને આપવામાં આવતા તેને સેજ કહે છે. સેજ કોઇ વ્યક્તિ પોતાની હયાતી દરમિયાન પણ આથી શક્તું. આથી નવાબ મહાબતખાન ત્રીજાના બેગમ મહેલકા બેગમે પોતાની હયાતી દરમિયાન રૂા. ૫૦૦૦ સેજમાં આપ્યા હતાં. નવાબ રસુલખાનના યુવરાજ શેરજુમ્માખાનના રાધનપુરવાળા બેગમ મુબારજ બખ્તેએ હજ કરવા જતી વખતે સેજ પોતાની હયાતી દરમિયાન જ આપી દીધી હતી. [૩૫] જેમાં નીચે મુજબની વસ્તુઓ હતી.

| | | |
|---|---|---|
| બે ગાલ મશુરીયા, | બે ઓશીકાં | એક કિનખાબનો તકિયો |
| બે લાડકના કબાટ, | પાંચ કાચના બેડાં, | સાત કાચની હાંડી, |
| બે પિતળના નાના ડાબલા, | એક પિતળનો કુંજો, | તાંબાની દેગડી એક, |
| તાંબાનો કળશો એક, | કાચની રકાબી એક, | પિતળના ત્રણ ઘડા |
| એક મુરાદાબાદી ચિલમચી, | લેમ્પ, | તાંબાના બે સમાવર, |
| તાંબાનો એક ડુંગો, | જર્મનનો એક બદનો | |

ટૂંકમાં તમામ ઘરવખરી અહીં સેજના સામાનમાં અપાઇ હતી જેની યાદી તો મોટી થવા જાય છે. પરંતુ અહીં સંક્ષિપ્ત આપી છે.

**૫.૨.૧૦ કડાઈ :-**

ઝયારત પછીના સતત ચાર ગુરૂવારે સ્ત્રીઓ સાંજે ૪૧ વખત કુરાને શરીફના ૨૯માં પારામાં આપેલ પહેલી આયત 'તબારક' પઢે છે. [૩૬] જેની પ્રથમ પંક્તિ નીચે મુજબની હોય છે.

**'તબા-ર-કલ્લઝી બિયદિહિલ - મુલ્કુ વહુ - વ અલા કુલ્લિ શૈઈન કદીર'**

આ દિવસે પ્રથમ ગુરૂવારે મીઠી વાનગીમાં રવો બનાવે અને તેમાં ૪૧ સુકી દ્રાક્ષ નાખે છે. બીજા ગુરૂવારે ઘઉંની મીઠી સેવ બનાવવામાં આવે છે. ત્રીજા ગુરૂવારે શીરો બનાવાય છે, ચોથા ગુરૂવારે સુખડી બનાવવામાં આવે છે. [૩૭]

**૫.૨.૧૧ સાઠી (બે મહિના) :-**

આ પ્રસંગ ચંદ્રની સ્થિતિ મુજબ બે માસ પૂરા થયે અથવા તેની આગળ પાછળના દિવસોએ કરવામાં આવે છે. સાઠી વખતે સાવ અંગત સગા-સંબંધીઓ જ હાજર રહે છે. આ દિવસે ખાસ ખીર

---

૩૪. **રાજકુટુંબ દફ્તર,** ફાઇલ નં. ૧૧, ઇ.સ. ૧૯૨૩/૨૪, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૫. **રાજકુટુંબ દફ્તર,** ફા. નં. ૬, ઇ.સ. ૧૯૨૯, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૬. ઇમામ, અહમદરઝાખાં (અનુવાદક), **'કુરઆન મજીદ'** (કન્ઝુલ ઇમાન), અમદાવાદ, પ્રકાશન વર્ષ છાપેલ નથી, પૃ. - ૧૧૨૭.

૩૭. કાદરી, અમુમીયાં પીરમીયાં, ઉ. વર્ષ-૬૦, જૂનાગઢની રૂબરૂ મુલાકાતના આધારે.

બનાવવામાં આવે છે અને સાંજના સમયે સ્ત્રીઓ કુરાને શરીફનું પૂર્ણ પઠન કરે છે. [૩૮] છેલ્લે શક્તિ મુજબ શીરની વહેંચવામાં આવે છે. જો કે, નવાબી કુટુંબમાં આ શીરની ખજૂર, સુકામેવાની અને સોપારીની પણ વહેંચવામાં આવતી હતી.

**૫.૨.૧૨ સાડી ચાર માહી :-**

ઇસ્લામી રિવાજ મુજબ સ્ત્રી-પુરૂષમાં મરણનાં રિવાજોમાં આ મુજબનો તફાવત જણાય છે. પુરૂષના અવસાન વખતે સાડા ચાર માહી કરે છે જ્યારે સ્ત્રીના અવસાન વખતે સાડા ચાર માહી કરતા નથી પણ છ માહી કરે છે.

ઇસ્લામી શરિયત મુજબ મરનારની સ્ત્રી સાડા ચાર માસ ખૂણો પાળે છે. એટલે કે, ઘરની બહાર નિકળતી નથી અને વિધવા ધર્મનું પાલન કરે છે અને સાડા ચાર માસ પૂર્ણ થયે શોક પૂર્ણ થયેલો જાહેર કરવામાં આવે છે.

**૫.૨.૧૩ છ માહી :-**

આ પ્રસંગ માત્ર સ્ત્રીઓ માટે જ કરવામાં આવે છે. જે વખતે પણ અન્ય પ્રસંગો મુજબ ખીર બનાવવામાં આવે અને રાત્રે મૌલુદ પઢવામાં આવે છે.

**૫.૨.૧૪ નવમાહી :-**

નવમાહી નવાબી રાજકુટુંબમાં મનાવ્યાના ઉલ્લેખો મળે છે પરંતુ તે કદાચ આજના સ્થાનિક મુસ્લિમો હવેના સમયમાં મનાવતા જણાતા નથી.[૩૯]

**૫.૨.૧૫ બારમાહી :-**

મૃતકના અન્ય પ્રસંગો કરતા ચાલીસમા જેવો ખૂબ મોટો પ્રસંગ મનાવે છે. વરસી અગિયાર માસે કરવામાં આવે છે. આ દિવસે ખાસ દાનધર્મનું મહત્વ છે. એમાં પણ ખાસ કરીને ગરીબો અને અનાથોને ખુશ કરવાનું મહાત્મ્ય છે.

જ્યારે જ્યારે નવાબોની વરસીની તિથિ આવે તે દિવસે રાજ્યમાં જાહેર રજા રાખવામાં આવતી હતી.[૪૦]

**૫.૨.૧૬ અરફા :-**

'શબે બરાત' ઇસ્લામી વર્ષના આઠમાં શાબાન મહિનામાં આવે છે. જે દિવસ હજરત અબુ હનીફાની વફાતનો દિવસ ગણાય છે. આ સિવાય પણ ઇસ્લામી જગતના મહાપુરૂષોના અવસાનનો મહિનો ગણાય છે તેથી એ માસની યાદગીરીમાં મુસ્લિમો આ દિવસ મૃતકોની યાદમાં ઉજવે છે. શાબાનને 'દરૂદ'નો મહિનો કહેતા હોવાથી ત્યારે દરૂદ શરીફ પઢે છે.

**'અલ્લાહુમ - મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિંવ વ અલા આલિ સૈયિદિના મુહમ્મદિંવ વ અલા**

---

૩૮. આ વિધિમાં ભાગ લેનાર દરેક સ્ત્રીઓ છુટ્ટક-છુટ્ટક એક બે પારાનું પઠન કરી એ રીતે સમગ્ર કુરાનનું ખતમ (પૂર્ણ) કરે છે.

૩૯. સ્વ. મૌલાના, ફારૂકભાઇ (જુમ્મા મસ્જિદ - જૂનાગઢના ખતીબની) રૂબરૂ મુલાકાતના આધારે.

૪૦. દસ્તુરલ અમલ,જૂનાગઢ, ઇ.સ. ૧૯૪૭, નવેમ્બર, પૃ-૫.

**અસ્હાબિ સૈયિદિના મુહમ્મદિંવ વબારિક વ - સલ્લિમ.'**

'બરાત' નો અર્થ 'છુટકારો' એવો થાય છે. આથી આ છેલ્લો પ્રસંગ મૃતકનો મનાવી જાણે કે તેમને મોક્ષ મળી ગયો એમ માની સગા-વ્હાલાઓ શબ્બે બરાતની આગલી રાત્રે મૃતકને ઘેર બેસવા જાય છે અને આખરી સાંત્વના આપે છે અને એ વ્યક્તિ ઇશ્વરીયરૂપમાં ભળી ગઇ છે એવુ માને છે અને દર વર્ષે શબ્બે બરાતની જાગરણની રાતે દરેક મૃતકોને યાદ કરી તેમની કબરો ઉપર ફૂલ ચઢાવવા અવશ્ય જાય છે.

## ૫.૩ નવાબ મહાબતખાન બીજાનો ટૂંક પરિચય :-

નવાબ મહાબતખાન જૂનાગઢના પાંચમા નવાબ હામદખાન બીજાના અવસાન પછી તેમના નાના ભાઇ તરીકે છઠ્ઠા નવાબ તરીકે ગાદીએ બેઠા હતા. તેઓ નાજુબીબીની કુખેથી અવતર્યા હતા. તેઓ ૧૪ વર્ષની ઉંમરે ગાદીએ બેઠા અને તેથી રીજન્સીએ ઇ.સ. ૧૮૫૮ સુધી વહીવટ ચલાવ્યો હતો. તેમણે અંગ્રેજી અને ફારસી ભાષા ઉપર પ્રભુત્વ મેળવ્યુ હતું.

તેમના રાજ્યકાળ દરમિયાન જૂનાગઢ રાજ્યમાં કેટલાક ફેરફારો થયા હતા અને કેટલાક બાંધકામો થયા હતા જેથી તેમને જૂનાગઢના **આધુનિક ઘડવૈયા** ગણવામાં આવે છે. તેમના રાજ્યકાળ દરમિયાન પોસ્ટખાતાની શરૂઆત થઇ. આ સિવાય જેલ, આઇના મહેલ, ફરાસખાનું, સક્કરબાગ, મહાબત સર્કલ, મુસાફરખાનાઓ, બારા શહિદની મસ્જિદ વગેરે-વગેરે બંધાયુ. તેમણે જ મહાબત મકબરાને બાંધવાની શરૂઆત કરી અને તે કાળ દરમિયાન જ તેઓ તા. ૨૯-૯-૧૮૮૨ના રોજ અવસાન પામતા તેમને તે જ મકબરામાં દફન કરવામાં આવ્યા હતાં.

## ૫.૪ નવાબ મહાબતખાન બીજાના અવસાન સમયે રચાયેલા વિરહ ગીતો :-

નવાબ મહાબતખાન બીજાના કાળથી જ આપણને જૂનાગઢના આ બાબી શાસકોના વિવિધ પ્રસંગોએ જુદા-જુદા વ્યક્તિઓએ રચેલા પ્રશસ્તિ ગીતો જોવા મળે છે. જો કે, આપણને તેમના કે તેમના કોઇ પૂર્વજોના સગાઇ, લગ્ન કે રાજ્યાભિષેક પ્રસંગના કોઇ ગીતો પ્રાપ્ય બનતા નથી. પરંતુ આ નવાબના જુદા-જુદા વિસ્તારોનાં પાંચ વ્યક્તિઓએ રચેલા પાંચ ગીતો પ્રાપ્ય બન્યા છે. આ સિવાય તેમના અવસાન સમયે **'મહાબત વિરહ'** નામે એક નાની પુસ્તિકા ઓઝા રૂપશંકરે સંપાદિત કરેલી જોવા મળે છે.

શોક પ્રગટ કરતું આ ગીત **જામખંભાળિયાના** મહેતા **જયશંકર આણંદજી**એ હરિગીત છંદમાં નીચે મુજબ રચ્યુ હતું.

**આ સ્ટેટ જૂનાગઢ સહું, અતિ આપથી આનંદવું,**<br>
**એક જ દિવસ અવલોકતા, એ હર્ષ હૈયે આપતું,**<br>
**હવે આપ સ્વર્ગ ગમન કરી, ઠરી કર્યો ત્યાં જઇ વાસજી,**<br>
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ...૧**<br>
**આ દેશમાં ડંકો આપનો, મશહુર ચારે દીશમાં,**<br>
**સૌ પુરજનો સુખ શાંતિ પામે, રાજ મુસલમીનમાં,**

**પણ ભિન્ન ભાવ ન આપથી, થ્યો લોક પુરી આશજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ... ૨**
**વિદ્યા વિશેષ વધારવા, આ દેશમાં ઉમંગથી,**
**નહિ લેશ રાખી લોભ મનમાં, ભર્યા નાણા ફંડથી,**
**આ તુજ તણો ન છુટાય, કદિ મનમાં થકી ઉપકારજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબત ખાનજી ...૩**
**વિદ્વાનજનનો સંગ રાખી, મન કેળવ્યું માનથી,**
**દુર્ગુણ તજી સદ્દ્ગુણી થાવા, વાત એ મનમાં વસી,**
**આનંદીને ઉપકારી તુ ગ્યો, નાસીને ક્યાં આજજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ...૪**
**તુ ધીર વીર ધણી તણી, ઘણી કિર્તી જામી દેશમાં,**
**સૌ સાથ સંપી વાસ કરી, ઉમર ન કાઢી કલેશમાં,**
**અહીં ગુણ વિદેશે વાપરી, સ્વર્ગે ગમન કર્યુ આપજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ... ૫**
**બા'દુરી કરી આપે અદલ, ઈન્સાફ રાણીથી મળ્યો,**
**વિકટોરીયા મા'રાણીએ, તને ચાંદ હોંશે મોકલ્યો,**
**આ માન માનીતુ મળ્યુ, જોઈ ઘણા રાજી લોકજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ... ૬**
**ઈશ્વર ગતી અકળીત ભેદ, ન પામવા મુજમાં મતિ,**
**અણધારતા આવી પડ્યું, દુઃખ ધારતો હું નહિ રતી,**
**સૌ ગૃહસ્થ જૂનાગઢ તણાં, ઉદાસી કરીયા આપજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી ... ૭**
**આ વાત સુણિ મન વિરહ વ્યાપો, શાન્ત શેણે એ થશે,**
**પ્રભુ પાસ જોર ન કોઈનું, ધારિયુ જ ધણિએ શું હશે,**
**અમ પિતા મોબતખાન, નહિ ભૂલાય તારૂં નામજી,**
**રે આજ દિલમાં દાઝ કરી, સર ખરે મોબતખાનજી. ... ૮**

આ ગીતમાં રચનાકાર નવાબ મહાબતખાન બીજાની સૌરાષ્ટ્ર-ગુજરાતમાં કીર્તિ ફેલાણી હોવાનુંજણાવે છે અને એમ કહે છે કે, તેમના મુસ્લિમ રાજ્યમાં પ્રજાજનો સુખ શાંતિ ભોગવી રહ્યા હતાં. આ સિવાય નવાબ મહાબતખાને શિક્ષણને પ્રોત્સાહન આપવા માટે જે શિષ્યવૃત્તિઓ જાહેર કરેલ હતી તેનો પણ ઉલ્લેખ કરેલો છે જે ઉપકાર પ્રજાજનો કદી ચૂકવી શકશે નહિ તેમ પણ કહ્યું. રચનાકાર વધુમાં એમ જણાવે છે કે, રાણી વિક્ટોરિયાએ નવાબની કદર કરી તેમને બિરદાવી ચાંદ મોકલ્યો હતો. નવાબના અકાળે અવસાનથી જૂનાગઢવાસીઓ

વિરહમાં આવી ગયાનું જણાવે છે અને નવાબને પિતા સમાન પ્રેમ આપનાર તરીકે સરખાવ્યા હતાં.આ ગીત **જૂનાગઢના જીવાભાઇ અમૃતલાલ કીકાણીએ** નીચે મુજબ રચ્યુ હતું. –

**આ આફત આવીને ક્યાંથી ઉતરી, મરણ થયુ જે મહોબ્બતખાનનું આજ જો.**
**ત્રીસે ત્રાસ પડ્યો જૂનાગઢ શહેરમાં, શુકે શોકાતુર થયો સર્વે સમાજ જો.**
**ઓગણીસે આડત્રીસ સાલનો, આ ભયકારી થ્યો ભાદરવો માસ જે,**
**કૃષ્ણપક્ષમાં કળેળાટ આવી પડ્યો, નવ વાગે થઈ રૈયત સર્વે નિરાશ જો. … આ…**
**અશુભ ખબર ફેલાણા આખા શહેરમાં, હાટે હાટ પડી ગઈ છે હડતાળ જો,**
**શેરપન્નાને દરવાજે તાળા પડ્યા, સહુ માણસ મન તાપ થયો તત્કાળ જો … આ…**
**પુત્ર પિતાના શોકે નિસાસો ભરે, જનાનખાનમાં પણ પડે પુકાર જો,**
**હાય ઓય એમ શબ્દ કરી તે કૂટતાં, એમ કહે ક્યાં ગ્યા શાણા સરદાર જો … આ …**
**વજીર વિલાપ કરે તે કોણ સહી શકે, દીવાન દુઃખ દરિયામાં ગોથા ખાય જો**
**અમીરની આંખોમાં વૃષ્ટિ તો થઈ, જો ચોધારાં પાણી ચાલ્યા જાય જો … આ …**
**મ્હેતા, મુત્સદ્દીના મો ઝાંખા થયાં, સીરબંદીના પણ મુખ થઈ ગ્યા શામ જો … આ …**
**લ્હેર શે'રમાં આવી દુઃખ દરિયા તણી, ખલક થઈ ખેદાતુર તુરત તમામ જો … આ…**
**અપંગ માણસ ઘર ખૂણે બેસી રૂવે, તેના પણ અન્ન પાણી થઈ ગ્યા ઝેર જો … આ…**
**દિલગીરીમાં ડસકે ને મુખ એમ કહે, હે પ્રભુ ક્યાંથી થ્યો આ અકરા કેર જો … આ …**
**બાળ, યુવાને, વૃદ્ધ સૌ શીથળ થયાં, જ્યારે આવી વિપરીત કાને વાત જો … આ …**
**ગીત ભંગ થયા ને ગુડા ગળી ગયા, આખ્યોમાંથી થઇ ગ્યા આંસુ પાત જો … આ …**
**જ્યારે જનાજો લઈ ચાલ્યા દફનાવવા, ફાટે મુખથી રૂદન કરે સૌ લોક જો … આ …**
**મ્હાજનની માઠી હાલ હું શું કહું, રાડ્યો પાડીને મૂકે છે પોક જો … આ …**
**આખી આલમની આંખો વરસી રહી, શોક સમૂહમાં શૂન્યકાર દેખાય જો … આ …**
**પાયદસ્ત આગળ અફસોસે ચાલતાં, આંખ્ય નાકને કપડે લોતા જાય જો … આ …**
**આકાશની આંખોમાંથી આંસુ પડ્યા, પવન ચાલતા ચોગમથી થ્યા બંધ જો … આ …**
**દુનિયાનું દુઃખ દેખી સૂર્ય છૂપી ગયો, વાદળ આડુ દઈ દશ કીધી અંધ જો … આ …**
**પાણી પેઠા જઈ માણસની આંખ્યમાં, પૃથ્વી દુઃખથી શરદ થઈ દેખાય જો … આ …**
**પંચતત્વ પણ દુઃખીયા થ્યા એમ જોઈને, ત્યારે એ દુઃખ દુનિયાને શું ન થાય જો … આ …**
**પંચભુતનું એક શરીર પડ્યા થકી, એ પાંચેની એવી ગતિ દેખાય જો, … આ …**
**મ્હોબતાની મહત્તા એથી જાણવી, અવશ્ય એવો અવતારી કહેવાય જો, … આ …**
**મ્હેલે મ્હેલે નાર્ય રૂવે મ્હો વાળીને, દુઃખથી કુટે છુટા મેલી કેશ જો, … આ …**
**બાળક રાડ્યો પાડે ને બહુ રડે વડે, તેથી સૌને વધતો થાય કલેશ જો … આ …**
**રહેમ તણા ચશ્મા ઉપર પડી વિજળી, દિલાવરીનો દરિયો જેમ સૂકાય જો, … આ …**

**સમદષ્ટિવાળો સૂરજ જેમ આથમે, એમ થયુ સોરઠજનના મનમાય જો,** **... આ ...**

**આ દિલગીરી થઈ તેની સીમા નથી, પણ ઈશ્વરનો નીમ અફર કહેવા જો,** **... આ ...**

**એમ વિચારી મનને સમજાવવું, હવે નહિ બીજો એનો ઉપાય જો,** **... આ ...**

**માટે ઈશ્વર પાસે માંગુ મન થકી, બહાદુરખાનજી સંભાળી લ્યે રાજ જો,** **... આ ...**

**દયાનિધિ દિર્ઘાયુ એને આપજો, તે સાથે બીજુ માંગુ મહારાજ જો,** **... આ ...**

**સઘળી સંપત્તિ, સંતત્તિ સુખ સ્થિર થાપજો, દિનદિન પ્રત્યે ચડતી કળા ગણાય જો... આ ...**

**પિતા તુલ્ય રૈયતને પાળે પ્રીતથી, એમ થવાને સોરઠજન મન ચ્હાય જો** **... આ ...**

આ ગીતમાં રચનાકારે નવાબના મૃત્યુની સાલ-સંવત, વાર અને મહિનાનો ઉલ્લેખ કરેલ છે. તે દિવસે શુક્રવારને સંવત ૧૯૩૮ને (ઇ.સ.૧૮૮૨) ભાદરવા મહિનાનો કૃષ્ણપક્ષ પણ દર્શાવ્યા છે. તે તેમાંથી આજે આપણે જાણી શકીએ છીએ. સાથે સાથે તેમનું અવસાન સવારે નવ વાગ્યે થયાનું દર્શાવ્યુ છે. તરત જ જૂનાગઢમાં ટપોટપ દુકાનો બંધ થઇ, હડતાલ પડી ગઇ હતી અને રાજ્યની તમામ ઓફિસો ફટાફટ બંધ થઇ હતી. ત્યારબાદ રચનાકાર રાજમહેલ, વજીર, દીવાન, અમીરો તથા સિબંદીમાં પણ શોક વ્યાપ્યાનું વર્ણવે છે. જનાજો નિકળ્યો ત્યારે લોકો મોટા અવાજે રડતા હોવાનું ગીતમાં જણાવ્યુ છે. જાણે કે સમગ્ર સૃષ્ટિ રડી રહી હોય એવું વર્ણન ગીતકાર કરે છે. એટલે કે તે દિવસે જાણે કે આકાશે પણ આંસુ વરસાવ્યા વરસાદરૂપે. રચનાકારે મહાબતખાનને આમ કહી અવતારી પુરૂષ ગણાવ્યા છે, તેમને લોકો ખૂબ જ ચાહતા હતા અને જ્યારે લોકોના નાના બાળકો માંદા પડે ત્યારે એવી માનતા કરતા કે, 'જો આ બાળક સાજુ થશે તો નવાબના ખોળામાં બેસાડશું'. દરરોજ અસંખ્ય લોકો આવી માનતા કરવા રાજમહેલે આવતા હતા. આ સિવાય નવાબ મહાબતખાન દુષ્કાળ વખતે દાંતમાં તરણુ લઇ અલ્લાહને પ્રાર્થના (બંદગી) કરતા કે, 'હે અલ્લાહ, તમે મને તો ખાનપાનના સાધનો આપ્યા છે પણ મારી બધી પ્રજાની શું દશા થશે ?' આવા અનેક દાખલાઓને કારણે ગીતકાર તેમને અવતારી પુરૂષ કહે છે. આખરે રચનાકાર ઇશ્વરની ઇચ્છાને માન આપી મન મનાવી બહાદુરખાનને ગાદી સંભાળવાની શુભેચ્છા આપી પિતા સમાન પ્રજાને પાળવાનું જણાવે છે.

આ ગીતના રચનાકારનું **નામ મળ્યુ નથી** આ ગીત તેમણે 'ઓધવજી સંદેશો કે જો શ્યામને' એ ઢાળમાં રચેલો છે. ગીતની આખરમાં પાંચ લલીત છંદ આપ્યા છે.

**શી રીતે પ્રભુ ધીરજ ધારી બેસીએ, ભડભડ દીલમાં ભડકા દુઃખનાં થાય જો,**

**કેર થયો છે અતિશે આ અવની વિશે, ફેલી છે આ દુઃખની મોટી રેલ જો** **... શી રીતે**

**પ્રાણ તણાં રે પ્રાણ ઉડી ક્યાં ગયા, દયા ન આવી કરતા સૌને નિરાશ જો,**

**કોને રે આધારે રે'શું રે અમે, શાંતિ કેવી રીતે દિલની થાય જો** **... શી રીતે**

**વાત્સલ્ય ભાવે કો અમને દેખશે, લેશે અમારી દિલથી કો સંભાળ જો,**

**એ સર્વે વિચારી દિલથી દાઝીયે, એથી મનડુ સહુનુ મસ મુંઝાય જો** **... શી રીતે**

**પ્રજા સઘળી તો તલફે આપ વિયોગથી, વિના પાણીનુ જાણો જેવુ મીન જો.** **... શી રીતે**

**કેમ કરી આ જીંદગી પૂરી તો કરે, દુઃખતણીનો રાખી નહી કઇ સામ જો.** **... શી રીતે**

**મુખ વિલાસી આપનુ જોઈ આનંદતા, કરતા હંમેશા શાંતિથી સુખ ચેન જો, ... શી રીતે**
**એ સઘળુ તો સ્વપનાવત્ થઈ પડ્યું, ખરે જ જાતા બાબી મહાબતખાન જો, ... શી રીતે**

**લલિત છંદ**

**અરર ઈશરે જગત નાયકી, દુઃખ અતિ દઈ લાવિ ન દયા**
**જીગરની તજ્યું ખાન પાન જી, મરણથી મહાબત ખાનજી ... ૧**
**પ્રથમ તો જરા અર્જ સાંભળી, રહમ તો કરી દિલમાં જરી**
**સઘળડું તજ્યુ ચિત ભાનજી, મરણથી મહાબતખાનજી ...૨**
**કરમમાં લખ્યુ શું વિધાતરી, અરર નાવીર શું દયા જરી,**
**નગરમાં પડે શોક કાનજી, મરણથી મહાબતખાનજી ...૩**
**જિરણ દુર્ગમાં કોપ શો થયો, નગર સૂર્ય ક્યાં અસ્ત પામ્યો,**
**અરર હાય રે ખોશું જાનજી, મરણથી મહાબતખાનજી ... ૪**
**અબળ જાત તો રૂદનો કરે, સબળ છાતડી ફાટશે ખરે,**
**તરૂણ બાળકો મૂકે ધાનજી, મરણથી મહાબતખાનજી ... ૫**

નવાબ મહાબતખાનજી બીજાના અવસાનથી રચનાકાર ખૂબ જ શોકાતુર થઈ એમ કહે છે કે, પ્રભુ અમે આ પ્રસંગે ધીરજ કેમ રાખી શકીએ. કારણ કે.... હૃદયમાં ભડકા બળે છે અને કાળોકેર ફેલાયો છે અને જાણે કે હવે પ્રજાજનો નિરાધાર થયા છે અને કોના આધારે હવે રહેશે ? એવો ભાવ વ્યક્ત કરે છે. હવે જાણે કે પ્રજાજનોને મહાબતખાનની જેમ કોણ સાચવશે એવા વિચારથી રચનાકાર મૂંઝાયેલા છે અને નવાબના અવસાનથી પ્રજા તડપી રહી છે કે, જે નવાબનું મુખ જોતા આનંદ થતો એ દૃશ્ય હવે સપના જેવુ થઈ ગયુ છે એમ જણાવે છે.

આ ગીતના રચનાકારનું **નામ પણ પ્રાપ્ય બન્યુ નથી**. જેમણે સીતાજીના મહિનાના ઢાળમાં ગીત રચ્યુ છે અને ગીતના અંતે ત્રોટક છંદ મૂક્યા છે.

**સંવત ઓગણીસે સાર, આડત્રીસ સાલનો,**
**દુષ્ટ થયો ભાદરવો માસ, કીધા બે હાલતો,**
**હતો બીજ ને શુકરવાર, પહોર દી ચડ્યો હતો,**
**થયો અસ્ત સૌરાષ્ટ્રનો સૂર્ય, ભેદી દિલડાં જતો,**
**બાબી બા'દુર મહોબતખાન, સ્વર્ગે ગયા દિહ એ,**
**ગયા પ્રજાજનના પ્રાણ, સુખી નીહ તેહથી,**
**રાખી નિતી અદ્‌ભૂત અપાર, રૈયત પર પ્રેમથી,**
**રાખે કોણ હવે આવાર, પૂરા એવા નેમથી,**
**થઈ જીંદગી પ્રજાની ખરાબ માયાળુ પિતા અરે,**
**રહિએ દિલગીર મનમાં સદાય, મહોબતખાનજી જતે.**

**ત્રોટક છંદ**

**પ્રભુરાય વિના મન શોક અતી, ઘડી એક હવે અમ જાતી નથી,**
**મુખચંદ્ર મહાબત રયો મનમાં, દિલ ધાડ કર્યા અમ મા'બતખાં ... પ્રભુ.**
**અમ વિત ગયું સુખ કાર ખરે, મુખથી જન સૌ અરરે ઉચરે,**
**કરી ઝાંખી પ્રજા નહિ તેજ રતી, ગઈ ચાલી સહુ તણી આજ ગતી ... પ્રભુ.**
**ચડી સ્વારિ હમેશ જ હોંશ થકી, દઈ દર્શનને મન પ્યાર અતિ,**
**દવલાગ્નિ રહ્યો સહુના મનમાં, નકિ નાથ જતાં અમ મા'બતમાં ... પ્રભુ.**
**દિલ દુઃખ ઠર્યુ સહુ સુખ હર્યું, મનનું સઘળું મનમાં જ રહ્યું,**
**અરરે અરરે પ્રસર્યુ જનમાં, તનડું તજિયું અમ મા'બતખાં ... પ્રભુ.**
**પ્રભુરે પ્રભુરે પ્રભુરે પ્રભુરે, અમ છત્ર ગયું જગના વિભુ રે,**
**નહિ આશ હવે અમ જીવ તણી, વિરલો જ વિલસી ગયો જ ધણી ... પ્રભુ.**

આ ગીતમાં રચનાકારે નવાબના મૃત્યુનાં સાલ, સંવત, તિથિ, મહિનો, વાર અને સમય બતાવીને પોતાની વિદ્વતા બતાવી છે અને નવાબને પ્રજાના પ્રાણ સમાન ગણાવી હવે તેમના અવસાનથી પ્રજાની સ્થિતિ ખરાબ થશે અને આવો માયાળુ પિતારૂપ શાસક ગુમાવ્યાનો અફસોસ જાહેર કરે છે.

આ ગીતનાં કર્તા પણ માલુમ પડ્યા નથી આ ગીતનો ઢાળ 'ભેખરે ઉતારો રાજા ભરથારી' એ મુજબનો છે.

**કરમ ફુટ્યું હવે પ્રભુ, ખોયા રાયને આજ,**
**ગઢ રે જુનો રે સુનો થયો, જાતાં મહોબતખાંન ... કરમ**
**કેર થયો આ અવની વિશે, રૂવે પુરૂષને નાર,**
**બાળક સૌ બહુ વલવલે, હૈયુ જોઈ પામે હાર. ... કરમ**
**મ્હાબતની મોબત સંભારતા, ચાલે આંસુની ધાર,**
**સદ્‌ગુણી રાજા રે જતા, દિલ અતિ ગભરાય, ... કરમ**
**દાનેશ્વરી તુને જોઈને, ભુલે કરણ રાજન્ન,**
**ભિક્ષુક જન રંજન થવા, જાચશે કોની પાસ, ... કરમ**
**અરર ઈશ આ શું કર્યું, કેમ ના'વી દયાય,**
**પુરૂષ રતનને છિનવ્યુ, અરે આ કેવો અન્યાય, ... કરમ**
**ઇંદ્રાસન શું ખાલી પડ્યું, તેડયા મ્હોબતખાન,**
**જાણ્યું નહિ પ્રજા એહની, પડી અહીં બેભાન ... કરમ**
**સૂર્ય મુખ સંતાડીને, પેઠો વાદળ માંહય,**
**જોડ ગઈ સમજી અરે, રૂવે અત્યંત ત્યાંહય ... કરમ**
**સ્થંભ્યો પવન અચરત થઈ, કેવો ઉલ્કાપાત,**
**નકકી મહાબત પાછળે, રૈયત કરે કલ્પાન્ત ... કરમ**
**શોક પડ્યો શેર ઉપરે, સીર પર ધોળા ફાળ,**

**જ્યાં રે જુવો ત્યાં રૂદન કરે, છુટા મૂકીને વાળ ... કરમ**
**રીશ કરે ઇશ ઉપરે, કેમ નથી લેતો પ્રાણ,**
**જાતાં મહાબતખાનજી, કરશું દેહની હાણ ... કરમ**
**નાથ નાથ ઓ નાથજી, રાખો અમને સાથ,**
**રાયે જાએ અરે અમ તણો, હવે કોણ કરે સાહય ... કરમ**
**ચક્ષુથી પાણી ઝરે, જાણે ચાલી સરીતાય,**
**લોકો બહુ આક્રંદ કરે, પ્રભુ ના'વી દયાય, ... કરમ**
**રાણી રૂવે રંગ મહેલમાં, વજીર રૂવે દરબારમાં,**
**કુંવર રૂવે મુકી ધૈર્યને, ચાલે આંસુની ધાર, ... કરમ**
**વણીક રૂવે બાજારમાં, નારી રૂવે ઘરમાય,**
**'છાના રહો' તેને કોણ કહે, સહુ રૂવે ત્યાંય ... કરમ**
**અશ્વ રૂવે અશ્વશાળામાં, હસ્તી ઝુરે અપાર,**
**પક્ષી રૂવે ઝાડ ઉપરે, ખગ મૃગ રૂવે ચોપાસ, ... કરમ**
**મા, થી છોરૂ વછેરા રૂવે, રૂવે જુવે ચોપાશ,**
**ક્યાં રે ગયા અમ નાથજી, અમને દ્યોની હાથ ... કરમ**
**પાયદસ્ત અરે નીકળી, હવે છેલ્લી સલામ,**
**મ્હાબત મોબત રાખજો, અમે છૈએ ગુલામ ... કરમ**

આ ગીતના રચનાકાર નવાબના અવસાનથી જાણે કે પોતાનું ભાગ્ય ફુટી ગયું હોય અને જૂનાગઢ આખું સુનુ થઇ ગયુ અને દરેક સ્ત્રી-પુરૂષ અને બાળકો વલવલી રહ્યા છે એમ બતાવે છે અને નવાબની રખાવટ સંભારીને ચોધાર આંસુઓ પાડી રહ્યા છે.નવાબ જતા હવે ભિક્ષુકો કોની પાસે ભિક્ષા માંગવા જશે એવી ધાસ્તી વ્યક્ત કરે છે, એમ કહી ભગવાનને પણ સંબોધીને કહે છે કે, તમે આ પુરૂષ રત્નને છીનવી લઇને અન્યાય કર્યો છે અને શું ઇન્દ્રાસન ખાલી પડ્યુ હતુ તે તમે મહાબતખાનને તેડાવી લીધા? આ સિવાય વધુમાં તે લખે છે કે, આ ઘટનાથી સૂર્ય પણ મુખ સંતાડતો ફરે છે અને સ્ત્રી-પુરૂષો માથા પછાડી રડી રહ્યા છે કે, હે ભગવાન અમારો પણ પ્રાણ લઇ લ્યો, અમે મહાબતખાન જતા શું કરીશું ? તેથી તેમની સાથે લઇ જાવ.

રચનાકાર ગીતના અંતમાં રાજમહેલથી માંડીને પશુ-પક્ષીને પણ રડતા બતાવી નવાબના મૃત્યુનો શોક વધારે ગમગીન રીતે પ્રગટ કરવામાં સફળ રહ્યા છે.

### ૫.૫ નવાબ રસુલખાનજીના શાહજાદી લાલ બખ્તેનો ટૂંક પરિચય :-

લાલ-બખ્તે એ નવાબ રસુલખાનના કુંવરી હતાં અને તેઓ તા. ૩-૧૧-૧૯૦૩ના રોજ જન્મ્યા હતાં અને તેમને હડમતિયાના ભાયાત રૂશ્તમખાન હુસેનખાન સાથે પરણાવેલ. [૪૧] તેમને સંતાનમાં એક માત્ર પુત્રી મુમતાઝ ઝોહરા બખ્તે હતી. લાલ બખ્તેનું ૨૧ વર્ષની ભરયુવાન વયે તા.

૪૧. નામદાર બીમાસાહેબ શ્રી લાલબખ્તે સાહેબાની મુબારક શાદી પ્રસંગની જાવકબુક, તા. ૩-૯-૧૯૨૩.

૧૩-૧૦-૧૯૨૪ના રોજ સવારે સાડા ચાર વાગ્યે[૪૨] અવસાન થયુ હતું.

લાલ બખ્તેના જનાજાને દફનાવવા લઇ જતી વખતે જે કાંઇ ખર્ચ કરવામાં આવ્યો હતો અને વસ્તુઓ વાપરવામાં આવી હતી તેના ઉપરથી બાબી કુટુંબના મરણના રિવાજ અને મૈયત પાછળ થતા ખર્ચ અને વિધિનો આપણને ખ્યાલ આવે છે.

(૧) સુતરની રશી - ૩ શેર
(૨) કપુર - અડધો મણ
(૩) દડી નંગ - ૪
(૪) સાદરી નંગ - ૧
(૫) કફનનું કાપડ
(૬) ખસવો - ૨ મણ
(૭) અબીલ - ૩ મણ
(૮) મગ - સવા મણ
(૯) ગોધમ - ૧૬ શેર
(૧૦) જુવાર - ૬ શેર
(૧૧) ચોખા - ૬ શેર
(૧૨) લોબાન.

આ વસ્તુઓ ઉપરથી આપણને ખ્યાલ આવે છે કે, જનાજા આગળ ખસવો, અબીલ અને સોના રૂપાના છુટ્ટા પૈસા ઉડાડતા હતા. ત્યારે જ ઉપરોક્ત અનાજનું દાન કરતાં હતાં. કપૂરનો કબરમાં નાખવા માટે ઉપયોગ કરતા હશે. જનાજો જતી વખતે આખરી માન સન્માન આપવા માટે તેની ઉપર સાચા કપડાના રેંટાઓ ઓઢાડતા હતા. લાલબખ્તે ઉપર એકવીસ રેંટાઓ [૪૩] રાજ પરિવારે અને અમીર ઉમરાવો તથા ભાયાતોએ ઓઢાડ્યા હતા. લાલબખ્તેના ચાલીસમાનું શહેરખર્ચ મહાબત મદ્રેસામાં કરવામાં આવ્યુ હતું.

લાલબખ્તેના અવસાન પાછળ નીચે મુજબના પ્રસંગોમાં કુલ ૪૭,૨૦૦[૪૪] રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો.

| | | |
|---|---|---|
| (૧) મૈયત ખર્ચ | – | રૂા. ૨૦૦૦/- |
| (૨) ઝિયારત | – | રૂા. ૧૭૦૦/- |
| (૩) ભાતી | – | રૂા. ૩૦૦૦/– |
| (૪) દસમાના | – | રૂા. ૮૦૦/– |
| (૫) વીસમાના | – | રૂા. ૮૦૦/– |
| (૬) ત્રીસમાના | – | રૂા. ૭૦૦/– |
| (૭) ચાલીસમાના | – | રૂા. ૧૫૦૦૦/– |
| (૮) સેજના | – | રૂા. ૧૬૦૦૦/– |
| (૯) સાઠીના | – | રૂા. ૪૦૦૦/– |
| (૧૦) સાદી ચાર માહી | – | રૂા. ૪૦૦/– |

૪૨. **રાજકુટુંબ દફતર,** ફા. નં. ૧૧, ઈ.સ. ૧૯૨૪, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૪૩. **એજન.**

૪૪. **રાજકુટુંબ દફતર,** ફા. નં.-૨૧, ઈ.સ. ૧૯૨૪, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

(૧૧) ચાર માહી – રૂ. ૩૦૦/–
(૧૨) બારમાસી – રૂ. ૧૦૦૦/–
(૧૩) છુટ્ટક – રૂ. ૧૫૦૦/–
કુલ રૂ. રૂ. ૪૭,૨૦૦/–

નવાબ મહાબતખાને પોતાની વ્હાલી અને યુવાન બહેન પાછળ બોકડીવાવની મસ્જિદનો રૂ. ૧૧,૩૬૦ ના ખર્ચે જીર્ણોદ્ધાર કરી તેનું નામ **'લાલ બખ્તે મસ્જિદ'** રાખ્યુ હતું. આ સિવાય તેમની આત્માની શાંતિ માટે એક મુસાફરખાનુ અને મદ્રેસો બંધાવ્યો હતો. [૪૫] તે મુસાફરખાનું તા. ૭-૧૦-૧૯૨૬ના ના રોજ ખુલ્લુ મુકવામાં આવ્યુ હતું.

તેમને મહાબત મકબરામાં એમના પૂર્વજોની સંગાથે જ દફન કરવામાં આવ્યા હતાં. અને તેમની કબરે દરરોજ સાડા બત્રીસ તોલા [૪૬] તેલની મશાલ કરવામાં આવતી હતી.

**૫.૬ લાલ બખ્તેના અવસાન પાછળ રચાયેલ વિરહ ગીત :–**

શાહજાદી લાલબખ્તેના અવસાન વખતે જૂનાગઢના **વૈદ્ય છોટાલાલ દુર્ગાદાસે** નીચે મુજબનું વિરહ ગીત રચ્યુ હતું.

**અરર ઓ ખુદા શું ગજબ કરી, બીમા સાહેબા લઈ ગયો હરી,**
**રબિઉલ તેરમી તૈંતાલી હીજરી ગમી ફીલા ગઈ શહેરમાં ખરી,**
**સંવત એંસીનો જવાબ બળબળે મુસ્લિમ હિંદુઓના દિલ કળકળે,**
**શોક સાગર ડુબી હડતાલ પાડીને ઉદાસી થઈ ઘણી આંસુ લાવીને,**
**મહાબતખાનજી નિસાસા નાંખતા રડી પડ્યા, સૌ જનાજો દેખતાં,**
**અમીરને દીવાન મહેતા મુત્સદ્દીઓ, ચોધાર આંસુએ રોવે સીબંદીઓ,**
**જનાજો ઉપડ્યો પાયદસ્ત શોકથી આસમાને છુપીઓ સૂર્ય ત્રાસથી,**
**અંધકાર આદરી રડી છે વાદળી ગમી દેખાવમાં થયેલી આંધળી,**
**જનાનખાનામાં હાય હાય થાય રે શોક સાગરે આંસુડા ઝરે,**
**માજી પીટતા માથુ પછાડતા બેહોશ થઈ ગયા વાળો પિંખતા,**
**ખચ ગાન થઈ ખોળતા લાલબખ્તેને રાડ પડતા નિસાસો નાંખતા,**
**હકીમો દિલ્હીના બોલાવ્યા હોંશમાં ઉપાયો આદર્યા અકસીર મહેલમાં,**
**આખરી થઈ બીમા લાલબખ્તેને ખુદાનો હુકમ છે એમ ધારીને,**
**દિલાસો આપવા બજાવી ચાકરી પરવરદિગારની કરીમી આકરી,**
**બીમાસાહેબા ચાલતા થયા કકળતા કરી દુનિયા તજી ગયા,**
**બેહસ્તમાં જજો રસુલ પાસ બેસજો સુખ શાંતિમાં રહી આરોગ્ય પામજો.**

આ ગીતમાં રચનાકાર મૃતકની મૃત્યુની સાલ, (સંવત) તારીખ અને મહિનાનો ઉલ્લેખ કરે છે

૪૫. **રાજકુટુંબ દફ્તર,** ફા. નં. ૨૧, ઇ.સ. ૧૯૨૪, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૪૬. **રાજકુટુંબ દફ્તર,** ફા. નં. ૧, ઇ.સ. ૧૯૨૪, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

અને તેમની યુવાન અવસ્થામાં મૃત્યુ વખતે રાજ્યમાં કેવી ગમગીની છવાઇ ગઇ હતી તેનું કરૂણાજનક વર્ણન કરે છે,અને જાણે કે ધરતી અને આસમાનમાં પણ શોક છવાઇ ગયો હતો એવુ અતિશ્યોક્તિપૂર્ણ વર્ણન કરે છે.લાલબખ્તેની માંદગી વખતે દિલ્હીથી ડૉક્ટરો તેડાવેલ હોવાનું પણ આ ગીતમાંથી જાણી શકીએ છીએ. રચનાકાર ભાવુક અને નવાબી પ્રત્યે અહોભાવ ધરાવતા હોય એવુ જણાય છે.

**૫.૭ ઉપસંહાર :-**

બાબી શાસકોના મરણ પાછળના રિવાજો અહીં પ્રથમકક્ષાના સાધનોને આધારે સ્પષ્ટ કરવામાં આવ્યા છે. સાથે સાથે ઇસ્લામી શરિયત કુરાને શરીફના આધારો પણ જોડવામાં આવ્યા છે અને તેનો સાચા અર્થમાં મૂલ્યાંકન કરવાનો અહી ઉપક્રમ રાખ્યો છે. જો કે, કોઇ એક જ બાબી શાસક કે બેગમ કે શાહજાદા કે શાહજાદીના અવસાનના સંપૂર્ણપણે પ્રથમકક્ષાના આધાર સાધનો મળતા નહિ હોવાથી જે છુટ્ટક - છુટ્ટક જુદા-જુદા વ્યક્તિઓના અવસાનના જે સાધનો અને ગીતો પ્રાપ્ય બન્યા છે, તેના આધારે બાબી શાસકોના મરણ પાછળ જે મુખ્ય પ્રસંગો મનાવતા અને રિવાજોની જે પ્રણાલિકા હતી તે જાણી શકાય છે. આ રીતે બાબીઓના ઇતિહાસના સામાજિક ઇતિહાસનું પાસુ અહી વિવેચનાત્મક રીતે ઉલ્લેખિત કરી શકાયુ છે. જૂનાગઢ રાજ્યનાં સામાજિક ઇતિહાસનું એક પાસુ જાણવા બેગમ કેસરબાઇ તથા નવાબ મહાબતખાન બીજા તથા યુવરાજ શેરજુમ્માખાનના બેગમ તથા હુશેન બખ્તે અને લાલબખ્તેના અવસાન પછી જે ધાર્મિક વિધિઓ કરવામાં આવી અને ગીતો રચાયા તેની માહિતીનાં આધારે જ જાણીને તેનું તટસ્થ મૂલ્યાંકન કરી શકાયું છે.

## પ્રકરણ - ૬

## જૂનાગઢ રાજયના પાકિસ્તાન સાથેના જોડાણ સમયે રચાયેલ ગીત

૬.૧ પ્રસ્તાવના.

૬.૨ કેબિનેટ મિશન યોજના.

૬.૩ માઉન્ટબેટન યોજના.

૬.૪ દેશી રજવાડાઓની હિલચાલ.

૬.૫ રિયાસતી ખાતું.

૬.૬ ૧૪ ઓગષ્ટ ૧૯૪૭ સુધી જૂનાગઢ રાજ્યનું મૌન.

૬.૭ ૧૫ ઓગષ્ટ ૧૯૪૭ના રોજ જૂનાગઢ રાજ્યએ કરેલ ધડાકો.

૬.૮ જૂનાગઢને પાકિસ્તાનમાં જોડવામાં છેલ્લા બે દીવાનોની જવાબદારી.

૬.૯ નવાબને સમજાવવાના રાજવીઓ તરફથી થયેલ પ્રયાસો.

૬.૧૦ વી. પી. મેનનની જૂનાગઢ મુલાકાત.

૬.૧૧ જૂનાગઢના પાકિસ્તાનના જોડાણ અંગે વિવિધ લોકો અને સંસ્થાઓના તથા મુસ્લિમોના પ્રતિભાવો.

૬.૧૨ જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાયા અંગે પાકિસ્તાનનો પ્રતિભાવ.

૬.૧૩ આરઝી હકૂમતની સ્થાપના સમયે જૂનાગઢ રાજયની ન્યાયક્ષેત્રની સ્થિતિ.

૬.૧૪ જૂનાગઢ રાજ્ય અંગે ગાંધીજીનો પ્રતિભાવ.

૬.૧૫ મુંબઇમાં આરઝી હકૂમતની સ્થાપના.

૬.૧૬ જૂનાગઢ રાજ્યની પ્રજાની આઝાદીનું જાહેરનામું.

૬.૧૭ આરઝી હકૂમતનું રાજકોટ ખાતે આગમન.

૬.૧૮ આરઝી હકૂમતના વડાઓએ કરેલ આયોજન અને તૈયારીઓ.

- ૬.૧૮.૧ જૂનાગઢ રાજ્યનો આર્થિક બહિષ્કાર.
- ૬.૧૮.૨ સૈનિકોની ભરતી.
- ૬.૧૮.૩ શસ્ત્રો અને અન્ય જરૂરી સામગ્રીની ખરીદી.
- ૬.૧૮.૪ આરઝી હકૂમતે કરેલ આક્રમણો.
- ૬.૧૮.૫ આરઝી હકૂમતનો વિજય અને સન્માન.
- ૬.૧૮.૬ આરઝી હકૂમતની ગુપ્તચર વ્યવસ્થા અને રેડિયો.
- ૬.૧૮.૭ આરઝી હકૂમતની વહીવટી વ્યવસ્થા.
- ૬.૧૮.૮ આરઝી હકૂમતનું વિસર્જન.

૬.૧૯ આરઝી હકૂમત સ્થપાતા જૂનાગઢ રાજ્યના પ્રયત્નો.

૬.૨૦ નવાબની તરફેણમાં અને સ્વાતંત્ર્યવીરોના વિરોધી લખાણો.

૬.૨૧ નવાબનું પાકિસ્તાન નાસી જવું.

૬.૨૨ જૂનાગઢમાં ખૂનામરકી અટકાવવા પાકિસ્તાનથી નવાબે કરેલ તાર.

## ૬.૧ પ્રસ્તાવના :-

સ્વાતંત્ર્યવીરો, શિક્ષિતો અને બૌદ્ધિકોના પ્રયત્નોથી અંગ્રેજોએ ભારત છોડવાનું નક્કી કર્યુ અને અગાઉથી જ ભારતને સ્વતંત્રતા આપવાની તારીખ પણ જાહેર કરી દીધી. જોકે આથી કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થયા અને દેશી રજવાડાંઓ અવઢવમાં આવી ગયા હતાં ઘણાખરા રાજ્યોને તો હવે પોતે શું કરવાનુ છે અને પોતાનુ શું સ્થાન છે તે પણ ખબર નહોતી એવી સ્થિતિ ઉભી થઇ હતી. જો કે એ સમયે જે રાજા મહારાજાઓ આગળ પડતા હતા, રાજકીય કાવાદાવા અને એ સમયની રાજકીય પરિસ્થિતિ તેમજ રાજકીય માહોલથી વાકેફ હતા, તેઓને ભારતને અપાનારી આઝાદી બાબતે પોતાનું શું સ્થાન રહેવાનુ છે તેનો ખ્યાલ હતો.

જો કે બ્રિટિશ સરકારે એટલી સ્પષ્ટતા અવશ્ય કરી હતી કે દેશી રજવાડાઓને ત્રણ વિકલ્પો આપવામાં આવે છે તેમાંથી તે એકનો ઉપયોગ કરી શક્શે. ( ૧ ) તેઓએ ભારતસંઘમાં જોડાવું, ( ૨ ) તેઓએ પાકિસ્તાન સાથે જોડાઇ જવું, ( ૩ ) કોઇ રાજ્ય બંનેમાંથી એક પણ સાથે જોડાયા વિના સ્વતંત્ર રહી શકે છે. આ પ્રકારના દેશી રજવાડાઓને અધિકાર તો આપી તો દીધા પરંતુ તેનો તે ઉપયોગ કરી શકે તેમ નહોતા આ સમયે ભારતીય નેતાઓએ અને ખાસ કરીને સરદાર વલ્લભભાઇ પટેલે દેશી રજવાડાઓનું એકિકરણ કરી એક મોટો હિન્દીસંઘ ઉભો કરી સ્વતંત્ર લોકશાહી રાજ્ય બનાવવાની યોજના ઘડી કાઢી હતી તે યોજનાને અમલમાં મૂકવા માટે તેમણે તનતોડ પ્રયત્નો કરેલ હતાં એ સમયે રાજાઓની નરેન્દ્ર મંડળ નામની સંસ્થા હતી, પણ તેઓ વર્તમાન પરિસ્થિતિ જોઇ થોભો અને રાહ જુઓની નીતિ અપનાવી રહ્યા હતાં.[૧] તો કોઇ રાજાઓ બંધારણસભાને સંપૂર્ણ સહકાર આપવાની તરફેણમાં હતાં ત્યારે જવાહરલાલ નહેરૂએ ૧૮ એપ્રિલ ૧૯૪૭ના અખિલ ભારતીય દેશી રાજ્ય પ્રજા પરિષદમાં બોલતા જાહેર કર્યુ હતુ કે, ''જે દેશી રાજ્ય બંધારણ સભામાં નહિ આવે તેને શત્રુ રાજ્ય ગણવામાં આવશે તે માટેના પરિણામો ભોગવવા તેણે તૈયાર રહેવું પડશે''[૨] આવી પરિસ્થિતિ હોવા છતાં પણ જાણે કે જૂનાગઢના નવાબને કશી જ ચિંતા કે ઉપાધિ ન હતી અને પોતે ૧૪ ઓગષ્ટ સુધી પોતે શેમાં ભળવાના છે તેવો નિર્ણય કર્યો નહોતો. આવી પરિસ્થિતિ વખતે નવાબના કર્મ સંજોગે તેમના દીવાન અબ્દુલ કાદીર મહમદ હુસેન તબિયતના કારણસર દીવાનપદ છોડી ગયા હતા. તા. ૩૦/૫/૧૯૪૭ થી જૂનાગઢના દીવાન તરીકે શાહનવાઝ ભુટો આવ્યા તેણે જૂનાગઢના નવાબને પૂર્ણપણે પોતાના સકંજામાં લઇ લીધા અને તેનુ તથા ભોપાલવાળા બેગમ જમીયતના માણસો અને મુસ્લિમલીગ અને ભોપાલના નવાબ આ દરેકના દોરીસંચાર અને શેહશરમ અને દબાણમાં આવીને જૂનાગઢ રાજ્યનું જોડાણ પાકિસ્તાન સાથે કર્યુ, નવાબ પોતાનો નિર્ણય સૌરાષ્ટ્રના અન્ય રાજાઓ અને જૂનાગઢના આગેવાનોની ભલામણથી નિર્ણય ફેરવી નાખે તેઓ ઉપરોક્ત સંસ્થાઓ અનેવ્યક્તિઓને ડર હતો. તેથી તેમણે ધાર્મિક પ્રકૃત્તિના એવા નવાબને ધણફૂલીયાના સાંઇ પાસે કુરાને શરીફના પાકિસ્તાન સાથે જોડાણ

---

૧. જાની, (ડૉ.) એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** રાજકોટ, પ્રથમ આવૃત્તિ, ઇ.સ. ૨૦૧૦, પૃ. ૭૨.

૨. Menon, V. P., **'The Story of the Integration of Indian states'**, Bombay, Reprint, 1961 A.D., Page 75.

કરવાનાં સોગંદ લેવડાવ્યા હતાં.[3]

આવી પરિસ્થિતિમાં જૂનાગઢ રાજ્યે પાકિસ્તાન સાથે જોડાણ કરતાં સૌરાષ્ટ્ર, ગુજરાતને આખા ભારતમાં ખળભળાટ મચી ગયો, તેથી સૌરાષ્ટ્રના ડાહ્યા, સમજૂ અને સ્વાતંત્ર્યપ્રેમી માણસોએ મુંબઇ ખાતે ભેગા મળી જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનની ચૂંગાલમાંથી છોડાવવા માટે પ્રયત્નો આદર્યા હતા અને આખરે આરઝી હકૂમતની મુંબઇમાં સ્થાપના કરવામાં આવી હતી.

આ પ્રસંગે સૌરાષ્ટ્રનાં જાણીતા અને અજાણ્યા લોકકવિઓએ નવાબની વૃત્તિને વખોડતા અને સમજણ આપતા કેટલાક ગીતો રચ્યા હતા જેનો અહીં ખાસ અભ્યાસ કરવામાં આવ્યો છે, તેના આધારે અને જે નવાબના અગાઉ પ્રશસ્તિ ગીતો રચાયા હતા તેજ નવાબનો સમય પલટાતા આ પ્રકારના ગીતો લોકકવિઓએ રચયા હતાં તે બતાવે છે, જે દર્શાવે છે કે વ્યક્તિ હંમેશા જે સત્તા હોય તે તરફ ઢળેલો રહેવાનું પસંદ કરે છે.

### ૬.૨ કેબિનેટ મિશન યોજના :-

તા. ૧૬/૫/૧૯૪૬ના રોજ કેબિનેટ મિશન યોજના બ્રિટિશ સરકારે જાહેર કરી હતી. તેમાં નરેન્દ્ર મંડળે દેશી રાજ્યો અંગે પોતાનું મેમોરેંડમ આપ્યું હતું. આ યોજનામાં ભારત સ્વતંત્ર થયા પછી દેશી રાજ્યોનું સ્થાન કેવા પ્રકારનું રહેશે તેની સ્પષ્ટતા કરવામાં આવી હતી સાથે સાથે તેમાં એ પણ જણાવવામાં આવ્યું હતું કે ભારત સ્વતંત્ર થતા દેશી રજવાડાઓ ઉપર ઇંગ્લેન્ડની સર્વોચ્ચ સત્તાનો અંત આવશે. તેમ છતાં તે સર્વોચ્ચ સત્તા, વારસદાર સરકારને સોંપશે નહીં તથા દેશી રાજ્યોને સર્વોચ્ચ સત્તાઓ બધા હક્કો તેને જ પાછા આપી દેવાશે તથા સર્વોચ્ચ સરકાર અને દેશી રજવાડાં વચ્ચેના રાજદ્વારી સંબંધોનો અંત આવશે એવુ જણાવ્યું હતું. આ રીતે કેબિનેટ મિશન યોજનાને ભારતને અપાનારી સ્વતંત્રતા વિશે અગાઉથી જ આ પ્રકારની વ્યવસ્થા ઉભી કરી રાખી હતી. કેબિનેટ મિશન યોજનાને વાઇસરોય લોર્ડ વેવેલે તથા બધા પક્ષોએ સ્વીકારી વચગાળાની સરકાર રચવાની યોજના કરી હતી તે મુજબ કોંગ્રેસે તા. ૨/૯/૧૯૪૬ના રોજ વચગાળાની સરકાર રચી હતી.[4]

### ૬.૩ માઉન્ટ બેટન યોજના :-

૩ જૂન ૧૯૪૭ના રોજ ભારતના ગવર્નર જનરલ અને વાઇસરોય લોર્ડ માઉન્ટબેટનને જાહેરાત કરી દીધી હતી કે બ્રિટિશ સરકાર ૧૫ ઓગષ્ટ પહેલા ભારતને સત્તા આપી દેશે, અને બે સ્વતંત્ર રાજ્યોમાં વિભાજીત કરી નાંખશે. તેને લોર્ડ માઉન્ટબેટન યોજના તરીકે ઓળખવામાં આવે છે. આ સમયે કોંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે સમાધાનની કોઇ શક્યતા રહી ન હતી ત્યારે ભારતના ભાગલા પાડવા એ જ વિકલ્પ રહ્યો હતો. પરિણામે ભારત અને પાકિસ્તાન જેવા બે રાજ્યોનો જન્મ થયો ગાંધીજી ભાગલાની વિરૂદ્ધ હોવા છતાં તેમણે પણ ભાગલા સ્વીકારવા પડ્યા પરંતુ ભાગલાના પરિણામે ભારત પાકિસ્તાનમાં અનેક લોકોના જાન ગયા અને પાંચ લાખ લોકો તેનો ભોગ બન્યા, ૨૦ લાખથી વધારે

---

૩. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ., **'ગિરનારનો ઇતિહાસ'**, જૂનાગઢ, પ્ર.આ., ૨૦૦૯, પૃ.-૬૭.

૪. જાની, (ડૉ.) એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.૭૦.

લોકો ઘરબાર વિનાના થઇ ગયાં.[૫]

## ૬.૪ દેશી રજવાડાઓની હિલચાલ :-

આ સમયે ભારતમાં ૫૬૨ દેશી રજવાડાંઓ હતા. તેઓ ૧૮.૬૪૦૮૦ ચો. કિ.મી.નો વિસ્તાર અને **નવ કરોડ ત્રીસ લાખની** વસ્તી ધરાવતા હતાં. સમગ્ર ભારતમાં વીસ જેટલા મોટા રાજ્યો હતા તેમાં હૈદરાબાદ સૌથી મોટું અને બીજા નંબરે કાશ્મીર રાજ્ય હતું.

ત્યારે સૌરાષ્ટ્રમાં ૨૨૨ દેશી રજવાડા હતાં તેમાંથી માત્ર ૩૦ રજવાડાઓ મોટાં હતાં તેમાં જૂનાગઢ, જામનગર, ભાવનગર અને ધ્રાંગધ્રા સૌથી મોટાં રાજ્યો હતાં. સૌરાષ્ટ્રના મોટાભાગના રજવાડાઓમાં દીવાનો સક્ષમ હતા અને ૨૦મી સદીના શરૂઆતના કાળમાં દરેક રજવાડામાં ધીરે ધીરે સ્વાતંત્ર્યની ભાવના જાગૃત થતી જતી હતી અને ઇ.સ. ૧૯૨૨ થી સરધારના શિકારના સત્યાગ્રહથી દેશી રજવાડાઓ અને બ્રિટિશરોની સામે થવાના મંડાણ થઇ ચૂક્યા હતા તેમ છતાં એ બાબતમાંથી દેશી રાજ્યોએ બોધ લીધો ન હતો. આખરે ધીરે ધીરે સ્વતંત્રતાની વિચારસરણી જોર પકડતા સ્વતંત્રતા પ્રાપ્તિની ઘડી આવી પડી ત્યાં સુધીમાં હજુ દેશી રજવાડાઓ પોતાની વિરૂદ્ધ થતાં ઉત્તરોત્તર સત્યાગ્રહો અને ઉંડી હિલચાલને બહુ ઓળખી શક્યા ન હતાં.

ભારતને આઝાદી આપવાનું નક્કી થઇ ગયા સુધીમાં પણ તેઓ પોતાના સ્થાન અને ભવિષ્ય વિશે કંઇ નક્કર વિચારી શક્યા નહતાં. આઝાદી વખતે સૌરાષ્ટ્રના રાજાઓમાં બે પક્ષો પડી ગયા હતાં જેના એક જૂથને જામજૂથ યોજના તરીકે જાહેર કરવામાં આવ્યુ હતુ તો બીજા જૂથમાં જૂનાગઢ રાજ્ય હેઠળ કેટલાક કાઠી રજવાડાઓ જોડાયેલા હતાં.

## ૬.૫ રિયાસતી ખાતું :-

ભારતને આઝાદી આપવાની તારીખ જાહેરાત થઇ જતા ખરી કસોટી તો હવે દેશની અને નેતાઓની થવાની હતી એવા સમયે સૌપ્રથમ તો દેશી રજવાડાઓની વ્યવસ્થા કરવા માટે રિયાસતી ખાતું ઉભુ કરવાનો વિચાર કરવામાં આવ્યો તે ખાતા અંગેનો મુસદ્દો ગવર્નર જનરલના બંધારણીય સલાહકાર વી.પી. મેનને તૈયાર કર્યો હતો તેમની બુદ્ધિ પ્રતિભા, ઉંડી સમજ, દૂરદર્શિતા તથા વિપુલ વ્યવહારૂ ડહાપણનો લાભ દેશને મળ્યો હતો.[૬]

રિયાસતી ખાતામાં બે પ્રધાનો અને બે સચિવો એક કોંગ્રેસના અને બીજા મુસ્લિમ લીગના રાખવાનું નક્કી કરવામાં આવ્યું કોંગ્રેસ તરફથી પ્રધાન તરીકે સરદાર પટેલની નિયુક્તિ કરવામાં આવી હતી જેથી કરીને વી.પી. મેનન અને સરદાર પટેલ બંનેએ મળીને દેશી રજવાડાંઓને મીણની માફક ઓગાળી નાંખી સ્વતંત્ર ભારતના પિંડમાં ભેળવી દીધા હતા. મેનન સિવાય ગુજરાતી આઇ. સી. એસ. અમલદાર સી.સી. દેસાઇને વધારાના સચિવ તરીકે રિયાસતી ખાતામાં મૂકવામાં આવ્યા હતાં.[૭]

---

૫. પટેલ, (ડૉ.) મંગુભાઇ રા. **'ભારતનાં સ્વાતંત્ર્ય સંગ્રામો અને તેના ઘડવૈયાઓ'** અમદાવાદ, દ્વિ.આ., ઇ.સ. ૧૯૮૫,પૃ.-૪૬૦.

૬. **કુમાર** (માસિક માર્ચ, ઇ.સ. ૧૯૬૬, પૃ. ૮૧).

૭. File No. 2 (13), IA 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

૨૫ જૂન ૧૯૪૭ના રોજ રિયાસતી ખાતુ ખોલવાનું નક્કી કરવામાં આવ્યું. ૨૭ જૂન ૧૯૪૭ના રોજ તે અંગેનું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હતું. ત્યાર પછી આ ખાતાંએ પોતાની કામગીરી શરૂ કરી હતી. રિયાસતી ખાતાએ સૌ પ્રથમ દેશી રાજાઓના મનમાંથી તમામ શંકાઓ દૂર કરવા માટે રાજાઓ પ્રત્યે ભારત સરકારની નીતિ જાહેર કરી હતી એમ કરીને તેણે રાજાઓનો વિશ્વાસ મેળવ્યો હતો. આ ખાતાંની સ્થાપના થયા બાદ માત્ર ૪૦ દિવસોમાં [૮] એક મોટો ચમત્કાર ગણી શકાય. રજવાડાઓ સિવાય બધા જ રજવાડા ભારતમાં ભળવા માટે તૈયાર થઇ ગયા હતાં.

**૬.૬ ૧૪ ઓગષ્ટ ૧૯૪૭ સુધી જૂનાગઢ રાજ્યનું મૌન :-**

લોર્ડ માઉન્ટબેટનની યોજના મુજબ બ્રિટનની પાર્લામેન્ટના બન્ને ગૃહોએ એક ખરડો પસાર કર્યો અને તેને તા. ૧૮/૭/૧૯૪૭ના રોજ તાજની મંજૂરી મળી જતા ખરડો કાયદો બન્યો અને હિન્દ સ્વાતંત્ર્યધારાને તરીકે ઓળખાવા લાગ્યો. આ ધારામાં જ ભારતનાં ભાગલા બે સ્વતંત્ર રાજ્યમાં કરવાની જોગવાઇ હતી. દેશી રાજ્યોને લગતી મુખ્ય જોગવાઇ કલમ-૭ (૧) (A)(B)(C) હતી. આ ધારાથી બ્રિટિશ સરકારના તમામ કોલ કરારો અને સંધિઓનો તા. ૧૫/૮/૧૯૪૭ના રોજ અંત આવી જવાનો હતો.

ભારતીય સ્વાતંત્ર્યધારો પસાર થયા પછી બધા દેશી રજવાડાઓને જણાવી દેવામાં આવ્યું હતુ કે તમારે બધાએ ૧૫ ઓગષ્ટ ૧૯૪૭ સુધીમાં રાજ્યને મળેલા ત્રણ વિકલ્પમાંથી એક વિકલ્પ પસંદ કરી લેવાનો છે. પરંતુ જૂનાગઢ રાજ્ય ઉપર જાણે કે તેની કોઇ અસર થઇ નહોતી અને તેઓએ છેક ૧૪ ઓગષ્ટ ૧૯૪૭ સુધી ત્રણમાંથી એક પણ બાબત સ્વીકારી ન હતી. જો કે તા. ૨૫/૭/૧૯૪૭ના રોજ નરેન્દ્રમંડળની બેઠકમાં જૂનાગઢ રાજ્યનાં નવાબના પ્રતિનિધિ તરીકે રાજ્યના બંધારણીય સલાહકાર દીવાન અબ્દુલ કાદરના ભાઇ નબીબક્ષ હાજર રહ્યા હતાં તેમણે આ સભામાં જોડાણ અંગે કેટલાક પ્રશ્નો પૂછ્યા હતા જેના તેમને સંતોષકારક જવાબ આપવામાં આવ્યા હતાં નબીબક્ષે લોર્ડ માઉન્ટબેટન પાસે અને જામસાહેબ તથા સરદાર વલ્લભભાઇ પાસે પણ જૂનાગઢ હિન્દી સંઘ સાથે જોડાશે એવી ઇચ્છા વ્યક્ત કરી હતી. પરંતુ ૧૨/૮/૧૯૪૭ સુધી જૂનાગઢના નવાબની સહી થઇને જોડાણ ખત રિયાસતી ખાતાને મળ્યુ ન હોવાથી જૂનાગઢના નવાબ અને દીવાનને જોડાણખત ઉપર સહી કરવાની ફરી યાદી મોકલવામાં આવી હતી કે દરેક રજવાડાઓએ તા. ૧૪/૮/૧૯૪૭ સુધીમાં જોડાણખતમાં સહી કરી આપવાની છે. પરંતુ આ સમયે ૧૩ ઓગષ્ટ ૧૯૪૭ના રોજ દીવાન ભુટ્ટોએ તાર દ્વારા રિયાસતી ખાતાને જાણ કરી કે અમે જોડાણ અંગે વિચારણા કરી રહ્યા છીએ.

**૬.૭ ૧૫ ઓગષ્ટ ૧૯૪૭ના રોજ જૂનાગઢ રાજ્યે કરેલ ધડાકો :-**

સમગ્ર ભારતના ત્રણ અપવાદને બાદ કરતા બધા દેશી રજવાડાઓ ભારતસંઘમાં વિલીન થઇ ગયા હતા અને ભારત અને ગુજરાત, સૌરાષ્ટ્રના લોકો આઝાદીના પ્રથમ દિવસની ઉજવણી કરી રહ્યા હતા એ સમયે જૂનાગઢ રાજ્યના લોકો પોતાનુ શું થશે તેની ચિંતા સેવી રહ્યા હતા એવા સમયે જૂનાગઢ રાજ્યએ પોતાના રાજ્ય ગેઝેટ 'દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ'નો ખાસ અંક બહાર પાડી ખાસ

૮. જાની, (ડૉ.)એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.૭૯.

જાહેરાત કરી કે જૂનાગઢ રાજ્ય પાકિસ્તાન સાથે જોડાયું છે. જૂનાગઢની આ જાહેરાત થતા ખળભળાટ મચી ગયો અને તે જાહેરાતમાં નીચે મુજબ જણાવ્યું હતું.

''છેલ્લા કેટલાક અઠવાડિયાથી જૂનાગઢની સરકાર આગળ રાજ્યે હિંદી રાષ્ટ્રમાં જોડાવુ કે પાકિસ્તાન રાષ્ટ્રમાં જોડાવું તેની પસંદગી કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયેલ હતો. તેણે આ પ્રશ્નને દરેક બાજુથી પુરતી કાળજીપૂર્વક તપાસવાના હતા, રાજ્યને ખાસ વાત તો એ ધ્યાનમાં લેવી જોઇએ કે જે માર્ગ ગ્રહણ કરવામાં આવે તો તે માર્ગથી લાંબે ગાળે જૂનાગઢની પ્રજાનું હિત અને આબાદીમાં સારી પેઠે વધારો થાય, રાજ્યનું અખંડિતપણુ સચવાય અને તેની સ્વતંત્રતા અને સ્વશાસનનું ક્ષેત્ર બને તેટલા વધુ પ્રમાણમાં સુરક્ષિત રહે. આ બધા મુદ્દાઓની કાળજીપૂર્વક વિચારણા અને તુલના કર્યા પછી રાજ્યની સરકારે પાકિસ્તાનમાં જોડાવાનો નિર્ણય કર્યો છે અને તે નિર્ણયની આથી જાહેરાત કરવામાં આવે છે. રાજ્યને ભરોસો છે કે તેનો આ નિર્ણય રાજ્યનું ખરૂ હિત અને આબાદી ઇચ્છતી બધી વફાદાર પ્રજા આવકારશે હવે જ્યારે હિંદ અને પાકિસ્તાન રાજ્યોને બંધુભાવવાળા સ્વતંત્ર, સાર્વભૌમ રાજ્યમાં એકસરખો દરજ્જો પ્રાપ્ત થયો છે ત્યારે આશા છે કે બન્ને રાષ્ટ્રોની પ્રજાઓ માટે પોતપોતાના જીવનની પ્રગતિ માટે વિશાળ માર્ગો ખુલ્લા થશે અને એ બન્ને રાષ્ટ્રોની પ્રજાઓ શાંતિ અને સહકારથી સાથે મળીને તેમને એ દિશામાં જે તકો સાંપડે તેનો લાભ ભોગવશે. જૂનાગઢની સરકાર કોઇપણ પ્રકારનો ભેદભાવ રાખ્યા વિના રાજ્યની પ્રજાના બધા જ વર્ગોની સંપૂર્ણ સલામતિ, શાંતિ અને આબાદી સાચવવા પોતાના દરેક પ્રયત્નો ચાલુ રાખશે અને તેને ભરોસો છે કે આ હેતુને પાર પાડવામાં ખુદાવંદ નેક નામદાર નવાબ સાહેબ બહાદૂરની પ્રજાના તમામ વર્ગો અને પક્ષો પુરેપુરો સહકાર આપશે.''

### ૬.૮ જૂનાગઢને પાકિસ્તાનમાં જોડવામાં છેલ્લા બે દીવાનોની જવાબદારી :-

જૂનાગઢના દીવાન અબ્દુલ કાદીરની ઇચ્છા જૂનાગઢ રાજ્ય ભારતમાં ભળે તેવી હતી. વળી તેઓ રાષ્ટ્રવાદી અને સ્વદેશ પ્રેમી મુસ્લિમ હોવાનું પણ જણાય છે તેમના ભાઇ નબીબક્ષ નવાબના બંધારણીય સલાહકાર હતા તેમણે પણ જૂનાગઢ રાજ્ય ભારતમાં જોડાય તેવો મત વ્યકત કર્યો હતો. પરંતુ છેલ્લી ઘડીએ સર્જાયેલ કેટલીક પરિસ્થિતિ અંગે જાણવા પ્રયત્ન કરીએ.તારીખ ૨૭/૨/૧૯૪૭ના રોજ દીવાન અબ્દુર કાદીરે જાહેર ખબર [૯] આપી હતી કે ૧૯/૧૦/૧૯૪૨ ની જાહેર ખબર રદ કરી રાજ્યની તમામ કોમોને લગતી ધાર્મિક સભાઓ, ભાષણો, ચર્ચા, ઉપદેશો, વાયઝ, ભજનો અને કથા વગેરે માટે નીચે પ્રમાણે હુકમ કરવામાં આવે છે. –

(૧) જુદી જુદી કોમોની ધાર્મિક જગ્યાઓ જેવી કે મસ્જિદો, મંદિરો કે ખાનગી જગ્યા કે મકાનમાં કેવળ ધાર્મિક સભાઓ, ભાષણો, ચર્ચા, વાયઝ વગેરે કરવા માટે કોઇ પ્રતિબંધ નથી.

(૨) તમામ સાર્વજનિક સંસ્થાઓ અથવા જગ્યાઓ જેવી કે બોર્ડીંગ, ધર્મશાળાઓ, જમાતખાનાઓ, અનાથ આશ્રમો વગેરે ઉપરનાં પારા એકમાં જણાવવામાં આવેલ કેવળ ધાર્મિક ભાષણો કરવાના હોય તો એ માટે જગ્યાના વડાની અગાઉથી લેખિત પરવાનગી મેળવવા પછી થઇ શકશે.

(૩) જાહેર રસ્તાઓ અથવા લોકો માટે ખુલ્લી હોય તે જગ્યાઓ જેવી કે બગીચા, થિયેટર, કલબ,

---

૯. **વિશ્વાસુ દફતર** ફાઇલ નં. ૮૩, ઇ.સ. ૧૯૪૭, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

વગેરેમાં ઉપર જણાવેલ ધાર્મિક ભાષણો કરવાના હોય તો તે મહાલના વહીવટદારની અથવા ફોજદારથી ઉતરતા દરજ્જાના ન હોય તેવા સ્થાનિક પોલીસ અમલદારની પ્રથમ લેખિત મંજૂરી મેળવ્યા બાદ થઇ શકશે.

દીવાન અબ્દુલ કાદીરની આ જાહેરાત ઉદાર અને લોકતંત્રીય વિચારને ઉત્તેજન આપતી હોવાનુ જણાય છે. અબ્દુલ કાદીર નાદુરસ્ત તબિયતની સુધારણા માટે પરદેશ જતાં નવાબે શાહ નવાઝ ભુટ્ટોને દીવાન નીમ્યાં હતાં.

જૂનાગઢનાં અંતિમ દીવાન એવા શાહનવાઝ ભુટ્ટો એ સિંધ પ્રદેશના વતની હતા અને જૂનાગઢને પાકિસ્તાનમાં ભેળવવામાં મુખ્યત્વે ફાળો રહ્યો હતો.[૧૦] અને તેમણે જૂનાગઢના નવાબ મહાબ્બતખાન ત્રીજાને પાકિસ્તાન સાથેનું જોડાણ રદ કરવા સમજાવવા આવનાર મહાનુભાવો જેવા કે જામ દિગ્વિજયસિંહજી, ઉછરંગરાય, ઢેબર, વી.પી. મેનન વગેરેને નવાબ કે તેમના યુવરાજ સુધી અનેક પ્રકારના બહાના કાઢી પહોંચવા દીધા ન હતા કારણ કે તેને મનમાં એવો અંદરખાનેથી ડર હશે કે જો નવાબને આ લોકો મળશે તો નવાબ અવશ્ય તેનો નિર્ણય ફેરવી તોળશે આથી આવી મેલી રમત રમી તેણે જૂનાગઢ રાજ્ય અને જૂનાગઢના બાબી વંશનો કરૂણ અંત આણ્યો.

દીવાન ભુટ્ટોએ સત્તા પર આવી અબ્દુલ કાદીરના બંગલાને સીલ માર્યા હતાં આથી સામાન્ય પ્રજાને લાગતુ કે એક ભૂતપૂર્વ દીવાનની આવી સ્થિતિ ભૂટ્ટો કરી શક્તા હોય તો આપણુ તો શું ન થાય ? આ સિવાય ભુટ્ટોએ દીવાનના નાનાભાઇ નબીબક્ષને પણ નોકરીમાંથી દૂર કર્યા હતાં.[૧૧]

આ સિવાય ભુટ્ટોએ નીચેના દશ અખબારોને નીચે દર્શાવ્યા મુજબની રકમ (રૂા. ૯૧૦૦) ચેકથી આપી હતી. કે જેથી કરીને જેઓ જૂનાગઢ રાજ્યની તરફેણમાં છાપે અને ભારતસંઘ અને સ્વાતંત્ર્ય વીરોની વિરૂદ્ધમાં લખાણો લખે.

| | | | |
|---|---|---|---|
| (૧) | મૌલાના ગુલામ મુરશાદ | રૂા. ૨૦૦૦ | તા. ૮/૬/૪૭ |
| (૨) | ધ એડીટર પાકિસ્તાન | રૂા. ૨૦૦ | તા. ૨/૭/૪૭ |
| (૩) | યુ.કે. ઓઝા (સાધના) | રૂા. ૧૦૦ | તા. ૩૦/૮/૪૭ |
| (૪) | એ. કે. દીનમહમદ | રૂા. ૧૦૦ | તા. ૩૦/૮/૪૭ |
| (૫) | કે. એલ. ઓઝા | રૂા. ૨૦૦ | તા. ૧૮/૯/૪૭ |
| (૬) | તંત્રી, ખિલાફત | રૂા. ૧૦૦૦ | તા. ૨૨/૯/૪૭ |
| (૭) | કલાઇડ સ્કોટ | રૂા. ૧૫૦૦ | તા. ૨૬/૯/૪૭ |
| (૮) | ડી. એફ. થોમસ | રૂા. ૧૦૦૦ | તા. ૨૬/૯/૪૭ |
| (૯) | ડી. વી. તામ્હણકર | રૂા. ૨૫૦૦ | તા. ૩/૧૦/૪૭ |
| (૧૦) | યુસુફ માંડવીયા (મુજાહીદના તંત્રી) | રૂા. ૫૦૦ | તા. ૨૮/૧૦/૪૭ |

નવાબ પાકિસ્તાન ચાલ્યા ગયા પછી આરઝી હકૂમતની લોક સેના ગામડાંઓ કબ્જે કરવા

૧૦. બક્ષી, સી. સી. **'આલ્બમ'** રાજકોટ, પ્ર. આ., ઇ.સ. ૨૦૦૦, પૃ.-૪૯.

૧૧. જાની, (ડૉ.)એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ ,પૃ. ૮૪.

લાગી હતી પરિસ્થિતિ બગડી રહી હતી ત્યારે શાહનવાઝ ભૂટ્ટોએ તા. ૨૭/૧૦/૧૯૪૭ના રોજ [૧૨] મહમદઅલી ઝીણાને પત્ર લખ્યો હતો તેમા જૂનાગઢ રાજ્યની કથળેલી આર્થિક પરિસ્થિતિ અને મુસ્લિમોના પ્રશ્ન અને મુસ્લિમોની સ્થિતિ વિશે જાણકારી આપી મહમદઅલી ઝીણાને જલ્દી યોગ્ય નિર્ણય લેવા વિનંતી કરી હતી.

નવાબ પાકિસ્તાન ચાલ્યા ગયા બાદ ભૂટ્ટોએ જૂનાગઢ રેલવેના મેનેજર જે. એમ. પંડ્યા તથા કાઠિયાવાડ ઇન્ડસ્ટ્રીઝવાળા મુસાભાઇને ગાંધીજી[૧૩] અને સરદાર પટેલ સાથે ચર્ચા કરવા માટે પોતે પત્ર લખી આપીને દિલ્હી મોકલ્યા હતા તેમાં દીવાન ભુટ્ટોએ જૂનાગઢના પ્રશ્નનો રક્તપાત વગર ઉકેલ થાય તે માટે વચ્ચે પડવાની ગાંધીજીને વિનંતી કરી હતી. ગાંધીજીએ આ પ્રતિનિધિઓને એવો જવાબ આપ્યો કે ''આ બાબતે રિયાસતી ખાતા સાથે મંત્રણા કરો'' ત્યારે સરદાર પટેલે એમ કહ્યુ કે ''જૂનાગઢના સાચા પ્રતિનિધિઓ જોડે [૧૪] આ પ્રશ્નની ચર્ચા અને સમાધાનની ચર્ચા કરી શકાય તેમ છે.''

દીવાન ભૂટ્ટોના પ્રતિનિધિ મંડળે દિલ્હીની મુલાકાતનો અહેવાલ આપ્યો ત્યારે રાજ્યની વણસેલી પરિસ્થિતિની વિચારણા કરવા તા. ૫/૧૧/૧૯૪૭ના રોજ રાજ્યની કાઉન્સિલની એક મિટીંગ તેના અમન મંજીલ નામના બંગલે મળી હતી તેમાં પણ બહુ સફળતા ન મળતા આખરે દીવાન ભુટ્ટોએ તા. ૭/૧૧/૧૯૪૭ના રોજ કેપ્ટન હાર્વેજોન્સને આરઝી હકૂમતના વડા શામળદાસ ગાંધી સાથે વાટાઘાટો કરવા મોકલ્યા. અંતે જૂનાગઢ રાજ્ય આરઝી હકૂમતને શરણે ન થતા હિંદીસંઘને જૂનાગઢ રાજ્ય સોપી દેવાનો નિર્ણય કર્યો ૮ નવેમ્બરના ભુટ્ટોએ બીજી સભા બોલાવી તેમાં પ્રજાજનોની સહમતિ લેવામાં આવી અને તેજ રાતના દીવાન ભૂટ્ટોએ જૂનાગઢ છોડી દીધુ અને કેશોદથી વિમાન માર્ગે પાકિસ્તાન ચાલ્યો ગયો.

જૂનાગઢનો ૯ નવેમ્બરના રોજ કબજો લેનાર સેનાના એક અધિકારી કર્નલ સી.સી. બક્ષી કહે છે કે જૂનાગઢને પાકિસ્તાનમાં ભેળવવામાં મુખ્ય ફાળો ભૂટ્ટોનો જ હતો તેની ચડામણીથી સ્થાનિક મુસલમાનો પોતાની જાતને પાકિસ્તાની માનવા લાગ્યા હતા અને હિન્દુઓને હેરાન કરવામાં આવતા હતા. દીવાન ભૂટ્ટોએ નવાબને બરાબર શકંજામાં લઇને પોતાના જ માણસો નવાબ પાસે તથા બીજે બધે ગોઠવીને એક જાળ ફેલાવી હતી અને નવાબને ખોટી આશાઓ અને આંબા આંબલી બતાવી પાકિસ્તાન સાથે જોડાણ કરાવ્યુ અને કરાંચી ચાલ્યા જવાની સલાહ પણ તેણે જ આપી હતી.

**૬.૯ નવાબને સમજાવવાના રાજવીઓ તરફથી થયેલા પ્રયાસો :-**

જૂનાગઢ સૌરાષ્ટ્રનું સૌથી મોટુ રાજ્ય હોવાના નાતે તેને સૌરાષ્ટ્રનાં ઘણાખરા રાજ્યો સાથે વિશેષ પ્રકારના સંબંધો હતાં. વળી જૂનાગઢ રાજ્ય સંબંધોની જાળવણીમાં ખૂબજ સજાગ અને જાગૃત હતું તેથી તે નાના મોટા રજવાડાઓ સાથે પ્રમાણમાં સારી રીતે સંબંધો જાળવી શક્યુ હતું. આથી જૂનાગઢના

---

૧૨. Menon, V. P., **'The Story of the Integration of Indian states'**, Op. Cit., Page 136.

૧૩. ગાંધી, મનુબેન **'દિલ્હીમાં ગાંધીજી'** અમદાવાદ, ઇ.સ. ૧૯૬૪, પૃ.-૧૭૭.

૧૪. પારેખ, મુગટલાલ **'જૂનાગઢ તારી અગનયાત્રા'** મુંબઇ, પ્ર. આ., ઇ.સ.૧૯૪૯, પૃ.-૬૮.

પાકિસ્તાન સાથેના જોડાવાના નિર્ણયની જાહેરાત થતા જ સૌરાષ્ટ્રના રાજ્યો વિચલીત થઇ ગયા હતા અને તેમને પોતાના એક ઉમદા મિત્ર રાજ્યનો આવો પ્રતિભાવ જોઇને આંચકો લાગ્યો હતો. આથી સૌરાષ્ટ્ર-ગુજરાતના અનેક રાજવીઓએ નવાબના અને પોતાના હિત ખાતર તેને સમજાવવાના પ્રયત્નો કર્યા હતાં.

જામનગર :-

જૂનાગઢ રાજ્યને જામનગર રાજ્ય સાથે ખૂબ જ અંગત સંબંધો હતા અને નવાબ મહાબતખાનજી ત્રીજા જામ દિગ્વિજયસિંહને સગાભાઇ જેવા ગણતા હતાં, યુવરાજ દિલાવરખાન તેમને કાકાસાહેબ કહીને બોલાવતા હતા આથી જામસાહેબે નવાબને રૂબરૂ મળી સમજાવવાની કોશિષ કરી પરંતુ તે સફળ ન થઇ શક્યા એ પછી તેમણે નવાબના સાળાએ ભોપાલના રાજવી સાથે સંપર્ક સાધીને નવાબને સમજાવવાનો પ્રયત્ન કર્યો તેમાં પણ તેઓ સફળ ન થતા મુંબઇ અને દિલ્હીની પત્રકાર પરિષદમાં જૂનાગઢના પાકિસ્તાન સાથેના જોડાણને વખોડી કાઢતા નિવેદનો કર્યા હતા તેમણે એમ પણ કહ્યુ હતુ કે, પાકિસ્તાનમાં જૂનાગઢનું જોડાણ ભારતની શાંતિ માટે ભયરૂપ છે. તેમ કહી ઝીણાથી માંડીને નવાબ સુધીના વ્યક્તિઓને વખોડી કાઢ્યા હતા અને આ પ્રશ્નને યુદ્ધ થાય કે કોમી ઝઘડા થાય તે પહેલા લોકમત દ્વારા આ પ્રશ્ન ઉકેલવાની સલાહ આપી હતી. છેલ્લે તેમણે એમ પણ કહ્યુ હતુ કે, તેમના પાકિસ્તાનમાં જોડાવાના નિર્ણયને ફરી વિચારણા કરવા વિનંતી કરૂં છું.

ભાવનગર :-

ભાવનગરના દીવાન અનંતરાય પટ્ટણીએ પણ જૂનાગઢના પાકિસ્તાન સાથેના જોડાણને વખોડતું નિવેદન **'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'**માં આપ્યું હતું અને આ જોડાણને ગેરવ્યાજબી અને ગેરકાનુની કહી આ જોડાણની ભૂલ થવાનુ કારણ ઇ.સ. ૧૯૪૭ના હિંદી સ્વાતંત્ર્યધારાને ગણાવ્યો હતો.

મોરબી :-

મોરબીના મહારાજ લખધીરસિંહજીએ સમાચાર એજન્સી એ. પી. આઇને ૨૮ સપ્ટેમ્બર ૧૯૪૭ના રોજ જૂનાગઢનાં જોડાણ અંગે વિરોધ દર્શાવતા નિવેદનમાં નવાબને પોતાનો આ નિર્ણય ફેરવી તોળવાની અપીલ કરી હતી.[૧૫]

ધ્રાંગધ્રા :-

ધ્રાંગધ્રાના તત્કાલિન રાજસાહેબ મેઘરાજજી ઉર્ફે મયૂરધ્વજસિંહએ જૂનાગઢના પાકિસ્તાન સાથેના જોડાણને ત્રણ બાબતોથી અયોગ્ય ગણાવ્યું હતું. (૧) આથી કાઠિયાવાડના રાજ્યમાં ફાંટા પડે છે. (૨) જૂનાગઢ અને પાકિસ્તાન ભૌગોલિક રીતે જોડાયેલા નથી કે નજીક નથી, (૩) વળી બહુમતી પ્રજા હિંદુ છે. તેથી લોકશાહીના સિદ્ધાંતોનો ખ્યાલ રાખવો જરૂરી છે, જો આપણે એ વાતને અવગણશું તો તેના માઠા પરિણામો આવશે તો આપે આપના નિર્ણય અંગે ફેર વિચારણા કરવી જરૂરી છે, એમ જણાવતો પત્ર તા. ૫/૯/૧૯૪૭ના રોજ લખીને જૂનાગઢની પ્રજા અને નવાબનું હિત જોયેલું પણ ખબર નહી તે પત્ર નવાબ પાસે દીવાન ભુટ્ટોએ પહોંચવા દીધો હતો કે કેમ ? નવાબ તરફથી રાજસાહેબને

૧૫. જાની, (ડૉ.) એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૦૮.

કોઇ પત્રનો જવાબ કે પ્રતિભાવ ન મળતા તેમણે ઉપરોક્ત નિવેદન 'કાઠિયાવાડ ટાઇમ્સ' માં જાહેર કરીને એક પ્રજાપ્રેમી રાજવી તરીકેની છાપ ઉભી કરવાનો પ્રયત્ન કર્યો હતો.

જો કે નવાબે ધ્રાંગધ્રાના રાજવીના એ પત્રનાં જવાબમાં જણાવેલું કે, ધીરે ધીરે બધુ સમી જશે જોડાણનો નિર્ણય થઇ ગયા પછી હવે હાલ કશુ થઇ શકે તેમ નથી, ઉલ્ટાનો રાજસાહેબને ઠપકાના સ્વરૂપમાં લખ્યુ કે આપ નામદારને યાદ હશે... જોડાણ પહેલા કોઇપણ રાજ્યકર્તાએ તેની વસ્તીની સલાહ લેવી એવુ ભારત સ્વાતંત્ર્યધારામાં જણાવાયું નથી.[૧૬]

પોરબંદર :-

પોરબંદર મહારાણાએ આ અંગે ગોળગોળ પ્રતિભાવ આપ્યો કે અમારે અને જૂનાગઢ રાજ્યને ૨૫ વર્ષથી મૈત્રીભર્યા સંબંધો છે છતાં તેમણે ક્યાં કારણોસર પાકિસ્તાન સાથે જોડાવાનું પસંદ કર્યુ તે હું જાણતો નથી પણ હિંદ સાથે જોડાયુ હોત તો સારું હતું. વળી અમે રાજાઓએ કદી હિંદુ મુસ્લિમના ભેદ ગણ્યા નથી.

ધ્રોળ :-

ધ્રોળમાં જ્યારે આરઝી હકૂમતના લોકસૈનિકોને તાલીમ આપવાનો કાર્યક્રમ તા. ૨૧/૮/૪૭ થી યોજાયો હતો ત્યારે ધ્રોળ ઠાકોર સાહેબે એ તાલીમાર્થીનો ખર્ચ પોતાના આંગણાના મહેમાન ગણી ભોગવીને જૂનાગઢ સામેની લડતને સાથ આપ્યો હતો.

ગોંડલ :-

ગોંડલ અને પોરબંદર રાજ્યને તો જૂનાગઢ રાજ્યની સરહદ અડતી હતી આથી તેમને આ પ્રશ્ન વધુ અસર કરે, આથી ગોંડલે તો અગાઉથી જ ડરી જઇ ભારત સરકાર અને નવાનગર રાજ્ય પાસે લશ્કરી મદદની માંગણી કરી દીધી હતી પછી ગોંડલ નરેશ ભોજરાજજીએ જણાવ્યુ કે આ જોડાણ આખા કાઠિયાવાડની સલામતી માટે ખતરારૂપ છે.

વલ્લભીપુર :-

મે ૧૯૪૭ના રોજ વલ્લભીપુરમાં લોકસૈનિકો માટે શિસ્તવર્ગ યોજવામાં આવેલો તેમાં વલ્લભીપુર ઠાકોર સાહેબે સંપૂર્ણ સહકાર આપીને આરઝી સરકારને મદદરૂપ થયાં.

વાંકાનેર :-

વાંકાનેરના રાજસાહેબ અમરસિંહજીએ જણાવ્યુ કે જૂનાગઢનું પાકિસ્તાન સાથેનું જોડાણ ન્યાયી દષ્ટિએ યોગ્ય નથી. નવાબે કાઠિયાવાડના બધા જ રાજવીઓ સાથેના સંબંધો ભૂલીને પાકિસ્તાન સાથે આપણે કોઇ જાતના સંબંધો નથી છતાં તેની સાથે શું કામ જોડાણ કર્યુ તે સમજાતુ નથી તો નવાબસાહેબને આ વિશે ફરી ગંભીર રીતે વિચારવાની અપીલ કરી હતી.

કચ્છ :-

કચ્છના ગાદીવારસ મદનસિંહજીએ તા. ૨૧/૯/૧૯૪૭ના સરદારને પત્ર લખી જણાવ્યુ કે જૂનાગઢના પાકિસ્તાન સાથેના જોડાણને અમે અમાન્ય કરીએ છીએ અમારી પાસે પાયદળની ત્રણ

૧૬. એજન, પૃ.-૧૦૯.

ટુકડી છે, જરૂર પડે તો મદદ કરવા તૈયાર છીએ.

લુણાવાડા :-

લુણાવાડાના મહારાજાએ પણ સરદારને પત્ર લખી કહેલ કે જૂનાગઢ અને પાકિસ્તાન ભારત અને કાઠિયાવાડ ગુજરાત બન્ને માટે ઉપદ્રવરૂપ નિવડશે.

પાલનપુર :-

પાલનપુર તો કચ્છ અને સિંધની સરહદે અડીને આવેલુ હતુ અને ત્યાનાં નવાબ પણ મુસ્લિમ હતાં તેમણે સરદાર પટેલને જૂનાગઢ નવાબની ભૂલ માફ કરવા જણાવ્યું હતું અને જૂનાગઢનું જોડાણ ભારત સાથે જ શક્ય અને યોગ્ય છે તેમ જણાવ્યું હતું.

ગઢ બોરીયાદ :-

તા. ૧/૧૦/૧૯૪૭ના પત્રમાં ગઢ બોરિયાદ રાજ્યે શ્રી શામળદાસ ગાંધીને આરઝી હકૂમત રચવા માટે તથા રાજકોટમાં જૂનાગઢ હાઉસનો કબજો લેવા બદલ અભિનંદન આપ્યા હતાં અને લખ્યું હતું કે અમારું રાજ્ય આરઝી સરકારને દરેક પ્રકારનો સહકાર અને જોઇતી મદદ આપવા તૈયાર રહેશે. આરઝી હકૂમતે ઠાકોર સાહેબને આ બાબતે આભારપત્ર પણ લખ્યો.[૧૭]

## ૬.૧૧ વી.પી. મેનનની જૂનાગઢ મુલાકાત :-

જૂનાગઢ રાજ્યને સમજાવવામાં દેશી રજવાડાઓ નિષ્ફળ નિવડતા કાઠિયાવાડ રાજકીય પરિષદ અને જામસાહેબે ભારત સરકારને આ પ્રશ્નની ગંભીરતા અંગે વાકેફ કર્યા. તેથી ભારત સરકારે તેની ગંભીરતા સમજીને તા. ૧૭/૯/૧૯૪૭ના રોજ કેન્દ્રીય પ્રધાનમંડળની બેઠક બોલાવી.[૧૮] તેમાં નક્કી કરવામાં આવ્યું કે જૂનાગઢના નવાબને સમજાવવા માટેનો આખરી પ્રયાસ વી.પી. મેનન દ્વારા કરવો.

આથી વી.પી. મેનન નવાબને અગાઉથી જાણ કરી રાજકોટથી મોટરમાં પ્રાદેશિક કમિશનર નિલમ બૂચ સાથે તા. ૧૯/૯/૧૯૪૭[૧૯]ના જૂનાગઢ આવ્યાં. તેઓ જૂનાગઢ પહોચતા તેમનું રાજયના ઈન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસે સ્વાગત કર્યુ અને તેઓને રાજ્યના વિશ્રામગૃહમાં લઇ જવાયા જ્યા થોડા સમય બાદ દીવાન સર શાહનવાજ ભુટ્ટો તેમને મળવા આવ્યા ત્યારે મેનને તેને જણાવ્યુ કે નવાબને આપવાનો મારી પાસે અંગત સંદેશો ભારતીય પ્રધાનમંડળનો છે. પણ દીવાન ભૂટ્ટોએ તેઓને જણાવ્યું હતું કે, નવાબ દશ દિવસથી બીમાર છે અને પથારીવશ છે કોઇને પણ મળવા સક્ષમ નથી, વધુમાં તો પણ કહ્યુ કે હું પણ છેલ્લા ચાર દિવસથી મળી શક્યો નથી ત્યારે વી.પી. મેનને ભારપૂર્વક ભુટ્ટોને કહ્યુ હતુ કે મારી પાસેનો સંદેશો નવાબ માટે મહત્ત્વનો અને અંગત છે અને તેમને પોતાને જ આપવાનો છે ભલે તે બીમાર હોય તેમને થોડીક મિનિટો મળીને એ સંદેશો આપવો છે. પણ ભૂટ્ટોએ જણાવ્યુ કે નવાબને મળવુ બિલકુલ અશક્ય છે ત્યારે મેનને યુવરાજ દિલાવરખાનજીને મળવાની

૧૭. ફાઈલ નંબર ૧૮૬/દફ્તર નં. ૧૮/અનુક્રમ ૧૪૬, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૧૮. જાની, (ડૉ.)એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ પૃ.-૧૪૮.

૧૯. Menon, V. P., **'The Story of the Integration of Indian states'**, Op. Cit., Page 125.

માંગણી કરી ત્યારે પણ એવો જવાબ આપવામાં આવ્યો કે તેઓ ક્રિકેટના મેચમાં વ્યસ્ત છે આથી વી. પી. મેનન નિરાશ થઇ ગયા આમ નવાબને કે યુવરાજને મળવુ અશક્ય બન્યુ. આથી તેમણે શાહનવાજ ભુટ્ટો સાથે જૂનાગઢ રાજ્યને પાકિસ્તાનને બદલે ભારતસંઘ સાથે જોડાવાની ચર્ચા કરી પણ ભુટ્ટો તો તે બાબત સ્વીકારવા તૈયાર જ ન હતો.

આખરે વી.પી. મેનન જૂનાગઢમાં નાસીપાસ થઇ ખાલી હાથે પાછા ફર્યા અને ભુટ્ટોને ચેતવણી આપતા આવ્યા કે કાઠિયાવાડના લોકો હાલ શાંત છે, પરંતુ જો તેઓ કાયદો હાથમાં લેશે તો નવાબના વંશનો અંત [૨૦] આવશે, તેઓ રાજકોટ પાછા ફર્યા અને રાજકોટમાં મેનને રાત્રે ૮ વાગ્યે પત્રકાર પરિષદ ભરી તેમાં જણાવ્યું કે હું જૂનાગઢ જઇ આવ્યો છું અને ભારત સરકાર તરફથી નવાબને મળવાનું હતું પણ તેઓ બીમાર હતા તેથી હું તેઓને મળી શક્યો નથી પણ મને માનસહિત દીવાને આવકાર આપેલો તથા દીવાને ખાત્રી આપી હતી કે નવાબ પોતાની હિન્દુ પ્રજાના રક્ષણ માટે કટિબદ્ધ છે અને તેઓએ ભયભીત થવાની જરૂર નથી એમ જણાવી મેનને કાઠિયાવાડની પ્રજા અને રાજવીઓને ખાત્રી આપી હતી કે ભારત સરકાર રાજ્યોનું રક્ષણ કરવા મક્કમ છે.

આ પછી બીજા દિવસે સવારે તા. ૨૦/૯/૧૯૪૭ના રોજ મેનન મુંબઇ ગયા અને ત્યાંથી દિલ્હી જઇ ભારત સરકારને જૂનાગઢની પરિસ્થિતિથી વાકેફ કર્યા હતા.

## ૬.૧૧ જૂનાગઢના પાકિસ્તાનના જોડાણ અંગે વિવિધ લોકો અને સંસ્થાઓના તથા મુસ્લિમોના પ્રતિભાવો :-

જૂનાગઢ રાજ્યનું જોડાણ નવાબે પાકિસ્તાન સાથે થયેલું જાહેર કરતાં માત્ર રાજા રજવાડાઓએ જ ઉહાપોહ મચાવ્યો હોય કે તેમને વાંધો હોય, તેવુ નહોતું પરંતુ રાજકીય સામાજિક સંસ્થાઓ અને ધર્મગુરૂઓ અને સામાન્ય લોકોને પણ વાંધો હતો તેમણે પોતપોતાના પ્રતિભાવો રજૂ કર્યા હતા તે આપણે અહીં જોઇશું. જ્યારે મુસ્લિમોએ પણ સારા નરસા પ્રતિભાવો વ્યક્ત કર્યા હતા તેનું અત્રે તટસ્થ પરિક્ષણ કરવામાં આવ્યું છે.

<u>રાજાઓનું સંગઠન :-</u>

ગુજરાતના રાજાઓનું એક સંગઠન હતું તેના પ્રમુખ તરીકે લુણાવાડાના મહારાજા વિરભદ્રસિંહજી હતા તે બધાએ તા. ૨૬/૯/૧૯૪૭ના રોજ એક મિટીંગ બોલાવી તેમાં જૂનાગઢના પાકિસ્તાનમાં જોડાણને અયોગ્ય ગણાવી નવાબને પોતાના નિર્ણય અંગે ફેર વિચારણા કરવા જણાવ્યુ અને આ મંડળે પોતે આ રીતના કરેલા ઠરાવની નકલ રિયાસતી ખાતાના સરદાર પટેલને મોકલી આપી હતી.

<u>કાઠિયાવાડ રાજકીય પરિષદ :-</u>

સૌરાષ્ટ્રના રજવાડાંઓના અન્યાયો સામે લડનારી સંસ્થા કાઠિયાવાડ રાજકીય પરિષદ તા. ૫/૧૨/૧૯૨૦ના રોજ સ્થપાઇ હતી.[૨૧] એ સમયે તેના મંત્રી ઉછરંગરાય નવલશંકર ઢેબર હતા, તેથી તેઓ પણ જૂનાગઢના પ્રશ્નને લઇ ચિંતીત બન્યા હતાં અને નવાબને સમજાવવા ત્રણ વાર જૂનાગઢ ગયા

૨૦. Ibid, Page 126.

૨૧. કાઠિયાવાડ રાજકીય પરિષદ (પ્રથમ) નો અહેવાલ, પૃ.-૧.

હતાં.[૨૨] પરંતુ નવાબ સાથે મુલાકાત થઇ શકી નહીં. તા. ૨૫/૮/૧૯૪૭ની કાઠિયાવડ રાજકીય પરિષદની બેઠકમાં જૂનાગઢના પ્રશ્નની નોંધ લઇ જૂનાગઢના પાકિસ્તાનના જોડાણ અંગેનો વિરોધ નોંધવામાં આવ્યો હતો.

કાઠિયાવાડ સંરક્ષણ સમિતિ :-

કાઠિયાવાડ સંરક્ષણ સમિતિએ પણ જૂનાગઢના સળગતા પ્રશ્નમાં રસ લઇ એ પ્રશ્નએ લોકજાગૃત્તિ લાવવા 'અમને મંજૂર નથી' એ શીર્ષકથી પત્રિકા પ્રસિદ્ધ કરી પાકિસ્તાન સાથેના જોડાણનો વિરોધ નોંધાવ્યો હતો આ પત્રિકાના શબ્દો હૃદયને સ્પર્શી જાય તેવા અને લોકોને આ પ્રશ્ન માટે સહાનૂભૂતિ જગાડતા હતાં.

કાઠિયાવાડ મુસ્લિમ લીગ :-

તેણે પણ જૂનાગઢના પાકિસ્તાન જોડાણને વખોડી કાઢ્યું હતું અને તેના પ્રમુખ અને તેના અગ્રણીઓએ સંયુક્ત નિવેદન બહાર પાડી ભારત સંઘ પ્રત્યે વફાદાર રહેવાની ખાત્રી ઉચ્ચારી હતી.

રાષ્ટ્રવાદી મુસ્લિમ મહામંડળ-મુંબઇ :-

આ મંડળે જૂનાગઢની પ્રજાની લડતને સંપૂર્ણ સાથ આપતો ઠરાવ પસાર કર્યો હતો કે રાજ્યની ભૌગોલિક સ્થિતિનો કોઇપણ જાતનો વિચાર કર્યા વિના પ્રજાની ઇચ્છા સામે નવાબે પાકિસ્તાન સંસ્થાન સાથે જોડાવામાં ખૂબ ગંભીર ભૂલ કરી છે રાજ્યને બળજબરીથી પાકિસ્તાન સાથે જોડીને અને આ રીતે પાડોશી રાજ્યો સાથે ભયરૂપ બનીને નવાબે હિંદસંઘ અને પાકિસ્તાન સત્તા વચ્ચે સતત વિખવાદના બીજ વાવ્યા છે, જે ખતરનાક પરિણામો ભણી ઢસડી જશે એમ જણાવી વિશેષમાં એમ કહેલ કે નવાબને પાકિસ્તાનમાંથી ખસી જઇ હિંદસંઘમાં જોડાવાનું ડહાપણ સુઝશે અને તમામ સત્તા તો પ્રજાના હાથમાં જ રહેવી જોઇએ નહી કે નવાબના હાથમાં એવું નોંધ્યુ હતું.

હવેલીના (જૂનાગઢ) ગોસ્વામી પુરૂષોત્તમલાલજીનો પ્રતિભાવ :-

જૂનાગઢની હવેલીના ગોસ્વામી પુરૂષોત્તમલાલજી મહારાજે પણ જૂનાગઢના પાકિસ્તાનના જોડાણ અંગે મન મક્કમ કરી કે પોતાનો પ્રતિભાવ જાહેર કર્યો હતો. નવાબી પગલાને વખોડી કાઢ્યુ હતુ. તેમણે નવાબને સમજાવવા પત્ર પણ લખ્યો હતો પરંતુ નવાબે તેનો જવાબ ન આપતા ફરી નવાબને લખ્યુ હતુ કે મારા પત્રનો જવાબ નથી અને જવાબની આશા નથી આ પત્ર લખવાની મારી ઇચ્છા હતી નહી પણ આપ નામદાર તરફથી નામદાર ધ્રાંગધ્રા નરેશને અપાયેલો જવાબ વાંચીને આ પત્ર લખવા પ્રેરાયો છું. આપનો આ જવાબ વાંચીને મને ખૂબ આશ્ચર્ય થયુ છે. આ રીતે પુરૂષોત્તમલાલજીએ નવાબને સમજાવવા લાગણીસભર બે પ્રયત્નો કર્યા હતાં.

આ સિવાય પુરૂષોત્તમલાલજીએ રૂા. ૫,૦૦૦ હજારની આરઝી હકૂમતને ભેટ આપવાની જાહેરાત કરી હતી અને જ્યારે કુતિયાણાનો કબ્જો લેવાયો ત્યારે અને તા. ૮/૧૧/૧૯૪૯ના રોજ

૨૨. પારેખ, મુગટલાલ **'જૂનાગઢ તારી અગનયાત્રા'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૬.

શામળદાસ ગાંધીને આ બાબતે અભિનંદન આપતા પત્ર લખ્યા હતાં.[૨૩]

માણેકવાડાના પ્રજાજનોનો ભાવ :-

માણેકવાડાના લોકોએ તા. ૧૧/૧૨/૧૯૪૭ના રોજ આરઝી હકૂમતના તંત્ર નિયામક પ્રેમચંદભાઇ શાહને પત્ર લખ્યો હતો [૨૪] કે અમને રાજસત્તાની જોહુકમીથી કચડાતા બચાવી સંભાળ્યા તેમાં અમે સુખી છીએ અને અમે આ આરઝી હકૂમતમાં રહેવા ખુશ છીએ બીજી કોઇ સત્તામાં ન ધકેલાઇ જઇએ તેનો ખ્યાલ રાખશો.

અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના પ્રોફેસર મોહમદ હબીબનો પત્ર :-

તેઓ ઓલ ઇન્ડિયા હિસ્ટ્રી કોંગ્રેસના ત્યારના પ્રમુખ હતા તેમણે તા. ૩/૧૦/૧૯૪૭[૨૫]ના રોજ શામળદાસ ગાંધી ઉપર પત્ર લખીને જૂનાગઢના પાકિસ્તાનના જોડાણને વખોડી કાઢ્યું હતું. આથી તા. ૧૭/૧૦/૧૯૪૭ના રોજ આરઝી હકૂમત તરફથી પ્રોફેસર મોહમદ હબીબને તેનો આભાર માનતો પત્ર લખ્યો હતો.[૨૬] પ્રોફેસર મોહમદ હબીબે આરઝી હકૂમતની કામગીરીને ઉમદા અને ન્યાયી ગણાવી હતી પોતાની ખરાબ તબિયતના કારણે મદદ કરવા ત્યાં આવી શકે તેમ નથી તેઓ અફસોસ વ્યક્ત કર્યો હતો. ગિરનાર ઉપર ભારતનો તિરંગો ફરકાવાય તેની રાહ જોતા હોઇ તેવું જણાવી પોતે એક ઉદાર સહિષ્ણુ મુસ્લિમ તરીકે બહાર આવ્યા હતાં. સાથે સાથે પાકિસ્તાનની ગુનાખોર નીતિને પણ તેઓએ વખોડી કાઢી હતી. આ રીતે ભારતના એક ઉચ્ચકક્ષાના મુસ્લિમનો આવો પ્રતિભાવ મળતા આરઝી હકૂમતને ખૂબ જ ફાયદો થયો હતો અને બળ મળ્યુ હતું.

છેલભાઇ દવેની નવાબને મળવાની કોશિષ:-

જૂનાગઢ રાજ્યના ભૂતપૂર્વ પોલીસ અધિકારી છેલશંકર દવે ગાંધીજીનો પત્ર લઇને નવાબને મળવા જૂનાગઢ આવ્યા પણ નવાબને કોઇ રીતે મળી શકાય તેમ નહોતુ ત્યારે તેમણે ''અહીંના ડૉ. પી.સી. નાણાવટી સાથે યોજના કરી બુરખો ઓઢી સરદારબાગમાં સ્ત્રીના વેશમાં દાખલ થઇ, તેઓ નવાબને મળ્યા. નવાબે ગાંધીજીનો પત્ર હાથમાં લઇ માથે ચડાવ્યો અનેખૂબ આદર સાથે વાંચ્યો. આ પત્ર વાંચ્યા પછી તે કાંઇક ઢચુપચુ થયા હશે એટલે મુસ્લિમ કટ્ટર આગેવાનોએ પાકિસ્તાનના વિદેશમંત્રી ઝફરલ્લાખાનને બોલાવ્યા એક રિપોર્ટ પ્રમાણે તેમણે નવાબને કહેલુ કે આપનું રાજ્ય રહે કે ન રહે પરંતુ ઇસ્લામ માટે આપનું પાકિસ્તાનમાં જોડાવુ ખૂબ જરૂરી છે. મુસ્લિમ તરીકે આપે ભોગ આપવો જોઇએ'' [૨૭] આ રીતનો વૃત્તાંત સ્વાતંત્ર્ય સેનાની શ્રી વિનુભાઇ રાણાએ પોતાના સંસ્મરણોમાં અક્ષરસઃ લખ્યો છે પરંતુ તે સત્યથી બિલકુલ વેગળો જણાય છે કારણ કે નવાબની પાસે કોઇ ત્યારે પહોંચી જ

---

૨૩. દફતર નંબર -૧૧, ફાઇલ નં. ૧૯૩, ગુ.રા. અભિલેખાગાર, રાજકોટ.

૨૪. દફતર નંબર-૧૨, ફાઇલ નં. ૧૯૭, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૨૫. દફતર નંબર-૧૨, ફાઇલ નં. ૨૦૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૨૬. દફતર નંબર-૧૧, ફાઇલ નં. ૧૮૩, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૨૭. સ્વાતંત્ર્ય સેનાની વિનુભાઇ રાણાની જીવન ઝરમરની હસ્તલિખિત નોંધપોથી, પૃ. ૨૬,૨૭, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

શક્યુ નહોતું, માત્ર આ ધારણા કે અફવાને તેમણે પોતાના સંસ્મરણોમાં નોંધી હોય તેમ બન્યુ હશે.

<u>વેલ્ફેર સોસાયટી ન્યુ દિલ્હીના કાશીનાથનો પત્ર :-</u>

તા. ૧૩/૧૦/૧૯૪૭ના રોજ વેલફેર સોસાયટીના કાશીનાથે સરદાર વલ્લભભાઇ ઉપર પત્ર લખ્યો હતો કે આ જોડાણ બરાબર યોગ્ય નથી અને બાબરિયાવાડ અને માંગરોળ એ બન્ને જુદા રાજ્યો છે.[૨૮]

<u>અગ્રવાલ દિગમ્બર જૈન પંચાયતનો પત્ર :-</u>

ઉપરોક્ત પેઢીના શ્રી હુકમચંદ જૈન તા. ૨૪/૧૦/૧૯૪૭ના રોજ પત્ર લખી આરઝી હકૂમતને સંપૂર્ણ ટેકો જાહેર કર્યો હતો અને ગિરનારજી તીર્થના એમના માલિકી હક્ક અને ધાર્મિક અધિકારો જાળવી રાખવા અને રક્ષણ કરવાની વિનંતી કરી હતી.[૨૯]

### ૬.૧૨ જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાયા અંગે પાકિસ્તાનનો પ્રતિભાવ :-

જૂનાગઢ રાજ્યે પોતે પાકિસ્તાન સાથે જોડાણ કર્યાની જાહેરાત ૧૫ ઓગષ્ટ ૧૯૪૭ના રોજ કરી હતી ત્યારબાદ પાકિસ્તાન સંસ્થાને તે જોડાણનો સ્વીકાર કરી લેતા રાજ્યે પોતાના ગેઝેટમાં તા. ૮/૯/૧૯૪૭ના રોજ જાહેરાત કરી હતી કે કરાંચીથી જૂનાગઢ રાજ્યના પ્રતિનિધિ તરફથી દીવાનને ગઇકાલે ખબર મળ્યા છે કે જૂનાગઢની સરકારના પાકિસ્તાનના સંસ્થાનમાં જોડાવાના નિર્ણયનો પાકિસ્તાન સરકારે સ્વીકાર કર્યો છે.[૩૦] આ પછી તરત જ જૂનાગઢે પાકિસ્તાને પણ જૂનાગઢનુ જોડાણ સ્વીકાર્યાનુ જાહેર કર્યુ હતું.[૩૧] પાકિસ્તાને જૂનાગઢ રાજ્યનું જોડાણ પોતાના સંસ્થાનની સાથે સ્વીકારી લેતા નવાબ મહાબતખાન ત્રીજાએ મહમદ અલી ઝીણા ઉપર તાર કર્યો હતો કે 'આપના વજ્ર જેવા કઠિન પ્રયાસોને પરિણામે પ્રાપ્ત થયેલા આ ઐતિહાસિક પ્રસંગે હું આપને તથા નવીન સંસ્થાપિત થયેલા પાકિસ્તાન સંસ્થાનના શહેરીઓને અંતઃકરણથી મારા અભિનંદન આપુ છું. આપે આજે આઝાદીનો ધ્વજ ફરકાવ્યો છે તે આપની મદદ માંગનાર તમામ વ્યક્તિઓને રક્ષણ પણ આપશે, એવો મને ભરોસો છે, આપે જે સિદ્ધાંતોનો સતત બોધપાઠ આપ્યો છે તે સિદ્ધાંતો ઉપર પાકિસ્તાનની આબાદી અને વૃદ્ધિ થાઓ.'

ઉપરોક્ત તાર મહમદઅલી ઝીણાને મળતા તેમણે તેના વળતા જવાબમાં નવાબને જણાવ્યુ કે પાકિસ્તાન સંસ્થાનની સ્થાપનાના શુભ પ્રસંગે આપ નામદાર તરફથી અભિનંદન અને શુભેચ્છાનો તાર આવ્યો છે તેની મારા ઉપર તથા પાકિસ્તાનના લોકો ઉપર ઘણી ઉંડી અસર થઇ છે.

આમ જૂનાગઢ અને પાકિસ્તાન વચ્ચેના આ પ્રકારના પ્રતિભાવો વ્યક્ત થયા હતા જો કે જૂનાગઢ રાજ્યને એમ હતુ કે પાકિસ્તાન સરકાર તેમને લશ્કરી અને અન્ય મદદ મોકલશે પરંતુ એ

---

૨૮. File No. 85/(4), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.
૨૯. File No. 85/(4), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.
૩૦. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સંવત ૨૦૦૩ બીજો શ્રાવણ વધારો પાંચમો, પૃ.-૧.
૩૧. File No. 85/(5), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

જૂનાગઢની આશા ઠગારી નિવડી હતી અને દીવાન ભૂટ્ટોએ પાકિસ્તાન સાથે સતત પત્ર વ્યવહાર અને તાર દ્વારા જૂનાગઢની વણસેલી પરિસ્થિતિ અંગે જાણ કરી હતી તેમ છતા પાકિસ્તાન તરફથી ભારત સરકારની સામે ફરિયાદો કરવા સિવાય કોઇ સાનુકુળ કે રાજ્યને ઉપયોગી પ્રતિભાવો મળ્યા ન હતા. એ રીતે જૂનાગઢ રાજ્યની પાકિસ્તાન ઉપરની આશા ઉપર પાણી ફરી વળ્યુ હતું.

જૂનાગઢ ૯ નવેમ્બર, ૧૯૪૭ના રોજ આઝાદ થઇ ગયા બાદ જૂનાગઢ રાજ્યએ પશ્ચિમ પાકિસ્તાનમાંથી આવતા શખ્શોના નિયમન બાબતનો ઇ.સ. ૧૯૪૭નો ધારો ઘડ્યો હતો. [૩૨]

### ૬.૧૩ આરઝી હકૂમતની સ્થાપના સમયે જૂનાગઢ રાજ્યની ન્યાયક્ષેત્રની સ્થિતિ :-

જૂનાગઢ રાજ્યમાં આરઝી હકૂમત પહેલા ન્યાયિક પરિસ્થિતિ સંતોષકારક હતી દર વર્ષના ગુનાઓના આંકડાઓ ઉપર નજર કરતા બહુ વધઘટ થતી જોવા મળતી નથી પરંતુ આઝાદીની પૂર્વ સંધ્યાએ થોડીક પરિસ્થિતિ વણસેલી હોય તેમ જણાય છે અને કોઇ કોઇ જગ્યાએ બળાત્કાર અને સીમ ચોરી, પાક બાળવા જેવી છુટક ઘટનાઓ બની હતી, જો કે તેમાંની અમુક ઘટનાઓને આ પરિસ્થિતિ સાથે કાંઇપણ પ્રકારનું લાગતુ વળગતુ નહોતું.

નવાબ મહાબતખાન પાકિસ્તાન ગયા પહેલા ભેસાણમાં ત્રણ અને બીજે ઠેકાણે એક એમ કુલ ચાર બળાત્કારની ઘટનાઓ બની હતી અને બાઇઓએ ફરિયાદ પણ દાખલ કરી હતી પણ કોઇપણ પ્રકારના પગલા લેવાયા નહોતા. ભેસાણ સિવાયના કિસ્સામાં મામદ ખોખર (નવાબના સગા) સંડોવાયેલા હોવાથી કશુ થયુ નહોતુ એ પીડિત સ્ત્રી ને રાજકોટના વિકાસગૃહમાં આશ્રય લેવો પડ્યો હતો. [૩૩]

વેરાવળમાં લોહાણા કાનજી મેઘજીની ભત્રીજી ઉપર બળાત્કાર થતાં હિંદુ મહાજને રાજ્યને તાર કરેલો પરંતુ તેમ છતાં કશા પગલા લેવાયા નહોતા, જો કે આ બાબતે ફરિયાદ નોંધાવવામાં આવી નહોતી એ નોંધવું રહ્યું.

મોણપરીમાં તા.૧૫/૯/૧૯૪૭ના રોજ પટેલ વિધવા ઉપર બળાત્કાર થયો હતો.

ઓક્ટોબર માસમાં જૂનાગઢના પાણીના મોટા ટાંકામાં ઝેર ભેળવવામાં આવ્યુ હતું, તેથી કરીને બીજા દિવસે જેટલા લોકો એ પાણી પીવે તે મરી જાય પરંતુ જમિયતના માણસો મુસ્લિમોને આ બાબતે સજાગ રહેવા ચેતવણી આપવા મળ્યા અને વાત બહાર ફૂટી જતા લોકોને ખબર પડી ગઇ હતી, જો કે ઝેર થોડુ હોવાથી બધે પહોંચ્યુ નહોતું ત્યાં નળ બંધ કરી દેવાયા અને ડૉક્ટરોની સહાયથી પાણી બધુ ચોખ્ખું કરવામાં આવ્યું હતું આ બધી ફરિયાદો આરઝી હકૂમતના સત્તાધિશોને મળી હતી. [૩૪]

વેરાવળ અને કુતિયાણામાં સ્ત્રીઓની છેડતી અને મશ્કરીના બનાવો બન્યા હતા. જૂનાગઢમાં

---

૩૨. દસ્તુરલ અમલ, જૂનાગઢ, ઓગષ્ટ, ૧૯૪૮, પૃ. ૪૭૭.

૩૩. ફાઇલ નં. ૨૦૧, દફ્તર નં.-૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૩૪. ફાઇલ નં. ૨૦૫, દફ્તર નં. ૧૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

લોકો સાંજે ૭ વાગ્યા પછી ઘરમાં ભરાઇ જતા હતાં.[૩૫]

આરઝી હકૂમતવાળાએ જૂનાગઢ રાજ્યનો રાજકોટમાં આવેલો નવો ઉતારો કબજે કરતા જૂનાગઢના મુસ્લિમ અધિકારીઓ અને પોલીસ ખૂબ જ રોષે ભરાયા હતા અને નાની મોટી તકલીફો હિંદુઓને પડી હતી. તા. ૧/૧૦/૪૭ના રોજ જેતલસર સેવા સમિતિએ રાજકોટ ફરિયાદ કરેલ કે ટ્રેનમાં હિંદુ સ્ત્રીઓના ઘરેણા ઝૂંટવી લે છે અને ઘણા હિજરતી હિંદુના બંધ મકાનોનો કબ્જો રાજ્ય લઇ લે છે, જો કે આ ફરિયાદમાં વધુ તથ્ય નહોતું.

જૂનાગઢ રાજ્યમાં હિંદુ-મુસ્લિમ એકતા કાયમને માટે સચવાયેલી રહી હતી પણ ઇ.સ. ૧૯૩૦ પછી આ રાજ્યના માલિક મુસ્લિમ છે અને તેથી રાજ્ય મુસ્લિમોના હાથમાં જ સલામત રહેશે એવુ મુસ્લિમોએ માન્યુ અને કોમવાદી દીવાન મહમદભાઇના સમયમાં ઉદય પામ્યો અને વકર્યો. જૂનાગઢ રાજ્યની હિંદુ મુસ્લિમ એક્તાના વખાણ ખુદ સ્વાતંત્ર્ય સેનાની શ્રી વિનુભાઇ રાણાએ કર્યા હતા કે 'હિંદુઓ હિજરત કરી ગયા ત્યારે મુસ્લિમો તેના ઘર લુંટી શકત, પણ તેમણે તેવી કમતિ સુજી નહી એ જૂનાગઢ રાજ્યની એક મોટી જમાબાજુ હતી.[૩૬]

## ૬.૧૪ જૂનાગઢ રાજ્ય અંગે ગાંધીજીનો પ્રતિભાવ :-

આરઝી હકૂમતની સ્થાપનાની પૂર્વ સંધ્યાએ જ ગાંધીજીએ દિલ્હીમાં તા. ૨૪/૧૦/૧૯૪૭ ની પ્રાર્થનાસભામાં આ શબ્દો ઉચ્ચાર્યા હતા કે ''કાઠિયાવાડ મેં તો વેરાવળ કા ભી બંદર હૈ ઔર વહ બંદરગાહ જૂનાગઢ કા હૈ, જૂનાગઢ તો પાકિસ્તાન મેં ચલા ગયા, જૂનાગઢ મેં પાકિસ્તાન કિસ તરહ બન શક્તા હૈ ? મેરી સમઝમેં નહી આતા. આસપાસ કી સબ રિયાસતે હિંદુ હૈ ઔર ઉસકી આબાદી કા બડા હિસ્સા હિંદુઓ કા હૈ તો ભી જૂનાગઢ પાકિસ્તાન મે દાખલ હુઆ, વહ તો ગઝબનાક બાત હોતી હૈ લેકીન ઐસા બનાવ તો હિન્દુસ્તાન ભરમે આજ ઠેર ઠેર બન રહા હૈ જૂનાગઢ સે પાકિસ્તાન જાના ચાહિએ.''[૩૭]

જાણે કે ગાંધીજીના આ શબ્દો બીજા દિવસે જ સાચા પડવાના હતા હોય એ રીતે નવાબીનો અંત આણવામાં મહત્ત્વનો ભાગ ભજવનાર આરઝી હકૂમતની તા. ૨૫/૯/૧૯૪૭ના રોજ મુંબઇમાં સ્થાપના થઇ.

## ૬.૧૫ મુંબઇમાં આરઝી હકૂમતની સ્થાપના :-

મુંબઇ એ ભારતનું એક અગ્રગણ્ય સમૃદ્ધ શહેર છે. મુંબઇમાં જૂનાગઢ રાજ્યના કેટલાક વતનપ્રેમી અને શાણા માણસો વસતા હતાં. મુંબઇમાં જૂનાગઢ રાજ્ય પ્રજામંડળ પણ સ્થપાયુ હતું. તેઓ જૂનાગઢ રાજ્યના પ્રશ્નો અંગે જાગૃત હતાં તેથી જૂનાગઢ પાકિસ્તાનમાં જોડાયુ ત્યારે પણ તેઓ પ્રવૃત્ત બન્યા હતા જૂનાગઢ રાજ્ય પ્રજામંડળમાં મુગટલાલ પારેખ, પૃથૂલાલ હ. વસાવડા વગેરે

---

૩૫. ફાઇલ નં. ૨૦૩, દફ્તર નં. ૧૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૩૬. સ્વાતંત્ર્ય સેનાની રાણા વિનુભાઇની જીવનઝરમરની હસ્તલિખિત નોંધપોથી, પૃ.-૨૯,ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૩૭. શાહ, કાંતિલાલ **'સૌરાષ્ટ્રમાં ગાંધીજી'**, રાજકોટ, ઇ.સ. ૧૯૭૨, પૃ.-૨૯૨.

સક્રિય હતાં આથી તેઓ જૂનાગઢ રાજ્ય ભારતસંઘ સાથે જ જોડાય તેના માટે અથાગ પ્રયત્નો કરી રહ્યા હતાં. ૧૩ ઓગષ્ટ ૧૯૪૭ના રોજ જૂનાગઢમાં અગ્રણી નાગરિકોની સભામાં પણ દયાશંકર દવેએ જૂનાગઢને ભારતમાં જોડાવા એક નિવેદન આપ્યું હતું આ સિવાય ઢેબરભાઇ, સૌરાષ્ટ્રના રાજા મહારાજાઓ તથા વી.પી. મેનન વગેરેના પ્રયત્નો પછી પણ જૂનાગઢ રાજ્ય ન સમજતા જામસાહેબ, શામળદાસ ગાંધી, બળવંતરાય મહેતા, રસિકલાલ પરીખ વગેરે જાગૃત બન્યા અને તા. ૨૦/૯/૧૯૪૭ના રોજ મુંબઇની તાજ હોટલમાં ઉપરોક્ત નેતાઓની મેનનની મુલાકાત વખતે જૂનાગઢને આઝાદ કરાવવા એક મુક્તિ ફોજની રચના કરવાનો વિચાર ઉદ્‌ભવ્યો ત્યારે સુભાષચંદ્રની જેવી જ ફોજ ઉભી કરી જૂનાગઢ ઉપર કૂચ કરવાનું નક્કી કરાયુ પછી તા. ૨૩ સપ્ટેમ્બર ૧૯૪૭ ના રોજ જન્મભૂમિ કાર્યાલયમાં કામેશ્વર વ્યાસના પ્રમુખ સ્થાને એક મિટીંગ મળી અને આરઝી હકૂમતની સ્થાપના કરવાનો વિચાર ઘડી કાઢવામાં આવ્યો, તા. ૨૫/૯/૧૯૪૭નો દિવસ નક્કી કરાયો અને તે સમિતિમાં ઉછંગરાય ઢેબર, બળવંતરાય મહેતા, શ્રી શામળદાસ ગાંધી, ચીમનલાલ ચકુભાઇ શાહ, મોહનલાલ મહેતા (સોપાન) શ્રી કામેશ્વર વ્યાસ, મુગટલાલ પારેખ, ચતુર્ભુજ દોશી, ભવાનીશંકર ઓઝા અને છગનલાલ કોઠારી તેમાં જોડાયા હતાં.[૩૮]

ત્યાર બાદ મુંબઇમાં જૂનાગઢ સામેના યુદ્ધની રીતસર ઘોષણા અને આરઝી હકૂમતની સ્થાપનાની જાહેરાત તા. ૨૫/૯/૧૯૪૭ને ગુરૂવારે સાંજે માધવબાગ ખાતે કરવામાં આવી.

એ સમયે આરઝી હકૂમતના વડા કોને બનાવવા તે અંગે દુવિધા પ્રવર્તતી હતી ત્યારે જૂનાગઢના વતની પીઢ અનુભવી એવા શ્રી ન્યાલચંદ મૂળચંદ શેઠને તે પદ સોપવાનું નક્કી કરાયું પણ તેઓ તે જવાબદારી સ્વીકારવા તૈયાર ન થયાં આથી અન્ય નામોની ચર્ચા નીકળતા અમૃતલાલ શેઠનું નામ પણ મૂકવામાં આવ્યું. પણ તેઓ જૂનાગઢ રાજ્યના વતની ન હોવાથી તે નામ પડતું મૂકાયું અને આખરે ગાંધીજીના ભત્રીજા એવા શામળદાસ લક્ષ્મીચંદ ગાંધીના પૂર્વજોનુ મૂળ વતન કુતિયાણા છે. તેમ ગણીને તેમને જૂનાગઢ રાજ્યના વતનના ઠરાવી આરઝી હકૂમતના વડા બનાવવામાં આવ્યાં.

### ૬.૧૬ જૂનાગઢ રાજ્યની પ્રજાની આઝાદીનું જાહેરનામું :-

આ જાહેરનામુ વિદ્વાન ધારાશાસ્ત્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીએ ઘડ્યું હતું તેને તા. ૨૫/૯/૧૯૪૭ ને ગુરૂવારની મુંબઇની માધવબાગની ૩૦ હજાર[૩૯] જેટલા લોકોની સભામાં સભાના પ્રમુખ શેઠ ન્યાલચંદ મુળચંદે આ જાહેરનામું[૪૦] ઉપસ્થિત લોકોને વાંચી સંભળાવ્યુ હતું તે આ પ્રમાણે હતું.

જૂનાગઢ નવાબસાહેબે પોતાની પ્રજાની અતિશય મોટી બહુમતીની અવગણના કરીને અને પાકિસ્તાન સંસ્થાનથી દોરવાઇને ૧૯૪૭ના ઓગસ્ટ માસની ૧૫મી તારીખે પાકિસ્તાન

---

૩૮. પારેખ, મુગટલાલ **'જૂનાગઢ તારી અગનયાત્રા'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૪.

૩૯. કોઠારી, રતુભાઇ **'જૂનાગઢની લોકક્રાંતિ'**, મુંબઇ, ઇ.સ. ૧૯૪૮, પૃ.-૧૩.

૪૦ રિફોર્મ દફ્તર, ફાઇલ નં. ૨૮, ઇ.સ. ૧૯૪૭, ગુ. રા. અભિલેખાગાર, જૂનાગઢ.

સંસ્થાન સાથેના જોડાણખત ઉપર સહી કરી અને તે રીતે પાકિસ્તાન સંસ્થાન સાથે જૂનાગઢ રાજ્યને જોડાયેલું જાહેર કરવામાં આવ્યુ છે, તેથી :–

અને પ્રજાની જાહેર થયેલી ઇચ્છાને અવગણીને તેમ જ જૂનાગઢની પ્રજા (જેનો ૮૨ ટકા ભાગ બિન–મુસ્લિમ પ્રજા છે) કાઠિયાવાડની પ્રજા સાથે તથા હિંદી સંઘ સાથે જે સ્વાભાવિક સંબંધોથી જોડાયેલ છે તે સ્વાભાવિક સંબંધની અવગણના કરીને અને જે પ્રદેશોમાં મુસલમાનો વિપુલ પ્રમાણમાં વસતા હોય તેવા પરસ્પર સીમાસંબંધ ધરાવતા પ્રદેશોનો, એ પ્રદેશોમાં વસતી પ્રજાની સંપૂર્ણ અને સ્વતંત્ર સમતિને આધિન રહીને, પાકિસ્તાન સંસ્થાનમાં સમાવેશ કરવો, આ પ્રકારની જે સમજૂતીના ઉપર હિંદના અમુક પ્રદેશોને જુદા કરવામાં આવ્યા છે અને એવી રીતે જુદા કરવામાં આવેલા પ્રદેશોનું એક અલગ પાકિસ્તાન સંસ્થાન ઊભું કરવામાં આવ્યું છે, એ સમજૂતીનો ભંગ કરીને, પાકિસ્તાન સંસ્થાને આ જોડાણખતનો સ્વીકાર કર્યો છે, તેથી :

અને આ જોડાણખત ઉપર સહી કરીને જૂનાગઢના નવાબે પોતાની રાજ્યની પ્રજાની વિરૂદ્ધ જઇને પાકિસ્તાન સંસ્થાન સાથે જોડી દીધી છે અને જે પાકિસ્તાન જૂનાગઢની પ્રજાને મન એક પરદેશી હકૂમત સમાન છે અને જે પાકિસ્તાન મુસલમાનોને પોતાનું સ્વતંત્ર વતન મળે એ હેતુથી ઊભું કરવામાં આવ્યું છે તે પાકિસ્તાનના નાગરિક બનવાની જૂનાગઢના પ્રજાજનોને ફરજ પાડવામાં આવી છે, તેથી :

અને રાજ્યની પ્રજાને ભયગ્રસ્ત બનાવવાના હેતુથી અને આત્મનિર્ણયનો અધિકાર માંગી જ ન શકે અને આ જોડાણ સામેનો પોતાનો વિરોધ રજૂ કરી ન શકે એ રીતે દબાવવાના હેતુથી, પ્રસ્તુત જોડાણ પહેલા અને જોડાણ બાદ પણ પાકિસ્તાનના કર્મચારીઓની દોરવણી નીચે રાજ્યના સત્તાધીશો મુસલમાન કોમના અમુક વિભાગને શસ્ત્રસજ્જ બનાવી રહેલ છે અને તેના પરિણામે એક લાખથી પણ વધારે પ્રજાજનો રાજ્ય છોડીને ચાલી નીકળ્યા છે અને હંમેશા કેટલાય લોકો રાજ્યની સરહદ છોડીને આસપાસના પ્રદેશોમાં દાખલ થઇ રહ્યા છે અને બીજી બાજુએ રાજ્યના સત્તાધિશો બીજા પ્રદેશોના મુસ્લિમ નિર્વાસિતોને રાજ્યના પ્રદેશોમાં ચોતરફ વસાવી રહેલ છે, તેથી અમો જૂનાગઢના પ્રજાજનો આથી જાહેર કરીએ છીએ કે, રાજ્યની વસતીની રાજ્યનિષ્ઠાને, વસતીની ઇચ્છા વિરૂદ્ધ જઇને પાકિસ્તાન સાથે સંલગ્ન કરીને તેમજ આવુ જોડાણ કબૂલ કરવાની ફરજ પડે એ રીતનુ ત્રાસજનક રાજતંત્ર ચલાવવા માટે સર્વ પ્રકારની તૈયારી કરીને જૂનાગઢના નવાબે પોતાની પ્રજાની વફાદારીનો સર્વ અધિકાર ખલાસ કર્યો છે.

અમો આથી વધુમાં જાહેર કરીએ છીએ કે, નવાબનું આ જોડાણખત સ્વીકારીને પાકિસ્તાન સંસ્થાને આત્મનિર્ણયના સિદ્ધાંતનો તેમજ જે સમજૂતી ઉપર પાકિસ્તાનને સંમત કરવામાં આવ્યું હતું તે સમજૂતીનો ભંગ કર્યો છે અને તેથી પ્રસ્તુત જોડાણખત અયોગ્ય અને ગેરકાયદેસર છે અને રાજ્યની તેમ જ રાજ્યના જુદા જુદા વિભાગોમાં વસતી પ્રજાને બિલકુલ બંધનકર્તા નથી.

અમો વધુમાં અમારા જન્મસિદ્ધ આત્મનિર્ણયના અધિકારની રૂઇએ હિંદી સંસ્થાનમાં જોડાવાનો અને જૂનાગઢ રાજ્યના પ્રદેશોને સીમાસંબંધ ધરાવતા હિંદી સંસ્થાનના પ્રદેશો સાથે જોડાવાનો અમારો નિર્ણય જાહેર કરીએ છીએ.

અમો વધુમાં જૂનાગઢ રાજ્ય હિંદી સંઘ સાથે વિધિસર જોડાય અને હિંદી સંઘનુ એક અંગ બને એ હેતુથી જે કાંઇ પગલાં ભરવાં પડે અને જે કાંઇ ઉપાયો હાથ ધરવા પડે તે સર્વ પગલાં ભરવાનો અને તે સર્વ ઉપાયો હાથ ધરવાનો અમારો મક્કમ અને ગંભીર નિરધાર જાહેર કરીએ છીએ.

આ અમારી ગંભીર જાહેરાત અને નિરધારને પાર પાડવા માટે અમો નીચેના સભ્યોની એક આરઝી સરકારની નિમણૂંક કરીએ છીએ, અને ૧૯૪૭ના સપ્ટેમ્બર માસની ૧૩મી તારીખ પહેલાં જૂનાગઢ રાજ્ય અને તેના પ્રદેશો સંબંધમાં જૂનાગઢના નવાબ જે સત્તા અને અધિકારો ભોગવતા હતાં, તે સત્તા અને અધિકારો આ પ્રમાણે જાહેર કરવામાં આવતી આરઝી સરકારને અમો સુપરત કરીએ છીએ. પ્રસ્તુત આરઝી સરકારના પ્રધાન મંડળના નામ નીચે મુજબ જાહેર કરવામાં આવે છે :

૧. શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી, પ્રમુખ
૨. દુર્લભજી કેશવજી ખેતાણી,
૩. ભવાનીશંકર આત્મારામ ઓઝા
૪. સુરગભાઇ કાળુભાઇ વરૂ
૫. મણિલાલ સુંદરજી દોશી
૬. નરેન્દ્ર પ્રાગજી નથવાણી

ઉપર જણાવેલી અમારી જાહેરાત અને નિરધારને પાર પાડવા માટે તત્કાલ પગલાં ભરવા માટે અને અમને આપવામાં આવેલ સત્તા, અધિકાર અને હકૂમતનો અમલ કરવા માટે આ આરઝી સરકારને અમો આથી સત્તા આપીએ છીએ, અને આથી અમો ઉપર જણાવેલ આરઝી સરકાર પ્રત્યે અને તે દ્વારા હિંદી સંસ્થાન પ્રત્યે વફાદારીની પૂરી ગંભીરતાપૂર્વક પ્રતિજ્ઞા લઇએ છીએ અને જૂનાગઢના પ્રજાજનો જે કોઇ જ્યાં જ્યાં વસતા હોય તે સર્વેને આ આરઝી સરકારનાં ફરમાનો અને હુકમોનું વફાદારીપૂર્વક પાલન કરવા અમે અનુરોધ કરીએ છીએ.

**૬.૧૭ આરઝી હકૂમતનું રાજકોટ ખાતે આગમન :-**

આરઝી હકૂમતની સ્થાપના થયા બાદ તા. ૨૭/૯/૧૯૪૭ના રોજ આરઝી હકૂમતના બધા જ નેતાઓ મુંબઇ સેન્ટ્રલના રેલવે સ્ટેશનેથી રાજકોટ આવવા નીકળ્યા ત્યારે મુંબઇ સેન્ટ્રલના પ્લેટફોર્મ નં.-૫ ઉપર સામેના ખુલ્લા મેદાનમાં મંચ ઉભો કરાયો હતો ત્યાથી વાજતે ગાજતે બેંડ અને બ્યુગલના રણનાદો અને ભાષણો વચ્ચે તેઓને કાઠિયાવાડ મેલમાં વિદાય આપવામાં આવી હતી એ સમયે શામળદાસ ગાંધીને મુંબઇની કાઠિયાવાડી પ્રજા તરફથી એક રાષ્ટ્રધ્વજ અર્પણ કરાયો હતો તથા અમૃતલાલ શેઠે શામળદાસ ગાંધીને એક તલવાર અર્પણ કરી હતી એ પછી આરઝી હકૂમત જિંદાબાદ, ચલો જૂનાગઢના નારા વચ્ચે શામળદાસ ગાંધીના જોશીલા પ્રવચન અને નવાબીનો અંત લાવવાની જાહેરાત કરી કાઠિયાવાડ મેલ મુંબઇથી ઉપડ્યો અને વચ્ચે વચ્ચે દાદર, વસઇ, પાલઘર, વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડીયાદ, મહેમદાબાદ, અમદાવાદ, વિરમગામ, લખતર, વઢવાણ, થાન, વાંકાનેર, ખોરાણા અને રાજકોટ સુધીના સ્ટેશનોએ લોકોએ આરઝી હકૂમતના નેતાઓનું સ્વાગત કર્યુ અને દરેક જગ્યાએ શામળદાસ ગાંધીએ જોશીલી ભાષામાં પ્રવચન

કરતાં કહ્યું હતું કે, ''આજે હું બળવાખોર બનીને બહાર નીકળ્યો છુ,હું જીવતો હોઇશ તો બાબી વંશનુ નિકંદન કાઢીને મુંબઇ પાછો ફરીશ, નહીતર આ જંગમાં ખપી જઇશ.''

જ્યારે કાઠિયાવાડ મેઇલ રાજકોટ આવ્યો ત્યારે જંકશન ઉપર ભવ્ય સ્વાગત દરબાર ગોપાલદાસ અને બળવંતરાય મહેતાએ કર્યુ અને પ્રધાનો સરઘસ સહિત રાજકુમાર કોલેજના મેદાનમાં આવ્યા જ્યાં ૧૫ હજાર માણસોની મેદની હતી તેવા વખતે તે સભામાં લોકો અને રાજા રજવાડાઓ જેવા કે ભાડવા, કોટડા સાંગાણી અને વાઘણિયાના દરબારે આરઝી હકૂમતનો જાહેરમાં સ્વીકાર કર્યો એ ઉત્સાહ જોઇને શામળદાસ ગાંધીએ એ સભામાં જાહેરાત કરી કે આજથી જૂનાગઢના નવાબનું જૂનાગઢના બાબીવંશનુ સત્તાવાર રીતે અવસાન જાહેર કરૂ છું, આ સમયે રાજકોટમાં આરઝી હકૂમતના સભ્યને આવકારવા રોચક ભાષામાં સ્વાગત પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી, પત્રિકા નંબર –૧ 'ના અમને મંજૂર નથી' અને પ્રચાર પત્રિકા નંબર – ૨ 'જૂનાગઢ રાજ્યની જનતાને નામે' બહાર પાડવામાં આવી હતી.[૪૧]

### ૬.૧૮ આરઝી હકૂમતના વડાઓએ કરેલ આયોજન અને તૈયારીઓ. :-

આરઝી હકૂમતની રચના તો મુંબઇમાં થઇ ગઇ અને એ બધા મુખ્ય નેતાઓ ૧૫ / ૨૦ના જૂથમાં મુંબઇથી રાજકોટ આવ્યા પરંતુ જૂનાગઢ રાજ્યને એમ હંફાવીને કબજે કરી શકાય નહી આથી એ લોકોએ ખૂબ જ દીર્ઘદષ્ટિ અને લાંબાગાળાના આયોજનથી કેટલીક યોજનાઓ વિચારીને અમલમાં મૂકી કે જેથી જૂનાગઢ રાજ્ય શરણે થઇ જાય. આ માટે આરઝી હકૂમતના મુખ્ય નેતાઓએ નીચે મુજબના જુદા જુદા કાર્યો અને વ્યવસ્થા કરી હતી પરિણામે સૌરાષ્ટ્રમાં અને ભારત સરકાર ઉપર એક સારી અને ઉંડી અસર પડી અને બન્ને તરફ તેમને ટેકો મળ્યો હતો.

### ૬.૧૮.૧ જૂનાગઢ રાજ્યનો આર્થિક બહિષ્કાર :-

આરઝી હકૂમતના વડાઓએ ખૂબ જ બુધ્ધિ અને કુટનીતિથી જૂનાગઢ રાજ્ય સામે કામ લેવાનું વિચારી રાખ્યુ હતુ કે, તેઓ જૂનાગઢ સામે એવા પગલા ભરવા માંગતા હતા કે જેથી કરીને ઓછા સંઘર્ષે વધુ સફળતા મેળવી શકાય.

આથી તેમણે જૂનાગઢ રાજ્યની કડક નાકાબંધી કરી દેવાનુ વિચાર્યુ કે જેથી આપમેળે થોડા જ સમયમાં રાજ્યને ચીજવસ્તુની તંગી ઉભી થતા મુશ્કેલી વધે વળી આ ભરડો તેઓએ એવો કડક બનાવ્યો હતો કે જૂનાગઢને ખૂબ જ મુશ્કેલી પડી હતી.

આ માટે આરઝી હકૂમતના કાર્યકરોએ આર્થિક બહિષ્કાર સમિતિ બનાવી અને બાલકૃષ્ણ શુકલને તેના મંત્રી બનાવવામાં આવ્યા તેમણે સૌરાષ્ટ્રના લગભગ ઘણા રજવાડાઓ, રાજકોટ, ધ્રાંગધ્રા, ગોંડલ, ધ્રોળ, લાઠી, સાયલા, લખતર વગેરેને એ પત્રો લખી મોકલ્યા અને એ રાજ્યો પાસેથી જૂનાગઢના આર્થિક બહિષ્કાર અંગે ટેકો પ્રાપ્ત કર્યો હતો તેથી આ કોઇ રાજ્યોએ માંસ, ઇંડા, કેરોસીન જવા આવવા દીધા ન હતા અને જો કોઇ જૂનાગઢ રાજ્ય સાથે આર્થિક વ્યવહાર કરતા માલુમ પડે તો તરત જ તેની યાદી આર્થિક બહિષ્કાર સમિતિને પહોંચાડી આર્થિક ભરડાને સક્ષમ અને મજબૂત બનાવ્યો હતો.

માત્ર રજવાડાઓને આર્થિક બહિષ્કાર બાબતે સમજાવ્યા હતા એવુ નહોતું પણ મોટી મોટી

૪૧. ફાઇલ નં. ૨૦૩, દફ્તર નં.–૧૨, ગુ. રા.અભિલેખાગાર, રાજકોટ.

કંપનીઓ અને જુદા જુદા ચેમ્બર્સ ઓફ કોમર્સને પણ પત્રો લખી આ બાબતે સહકાર માંગ્યો હતો કે તેઓ પણ જૂનાગઢ રાજ્ય સામેની લડતમાં સહયોગ આપે અને જૂનાગઢ રાજ્ય સાથે કોઇપણ પ્રકારની લેતી દેતી ન કરે. આ માટે બેંગ્લોર, મૈસુર, ચેમ્બર્સ ઓફ કોમર્સને પત્રો લખવામાં આવ્યા હતાં. મેસર્સ બ્રુકબોન્ડ ઇન્ડિયા ટી કંપનીએ જૂનાગઢ રાજ્યનો આર્થિક બહિષ્કાર જાહેર થયો હોવા છતાં માલ મોકલતા તેમને આરઝી હકૂમતની આર્થિક બહિષ્કાર સમિતિએ તા. ૧/૧૧/૧૯૪૭ના રોજ ચેતવણી આપી હતી કે જો હજૂ જૂનાગઢને માલ મોકલશો તો તમારી કંપની આખીનો બહિષ્કાર કરવામાં આવશે તો હવે આવુ ન બને તેનો ખ્યાલ રાખશો.[૪૨]

જૂનાગઢ રાજ્યનો આર્થિક બહિષ્કાર જાહેર કરેલ હોવાથી ઓખાની રીફાઇનરીમાંથી જૂનાગઢને પેટ્રોલ ન આપવાનું નક્કી થયુ હતું આથી વડોદરાના દીવાન બી. એલ. મિતલે પોતે શું કરવું ? એવી સલાહ પૂછી હતી પછીથી જૂનાગઢને ઓખા રિફાઇનરીમાંથી મળતું પેટ્રોલ બંધ થયુ હતું.[૪૩]

આ બાબતમાં આરઝી હકૂમતવાળાને સફળતા મળતા આ શસ્ત્ર ખૂબ જ અસહકારક પૂરવાર થયુ હતુ અને જાણે કે સ્વયંભૂ આખા ભારતમાં જૂનાગઢ વિરૂદ્ધનું વાતાવરણ અને બહિષ્કાર સર્જાઇ ગયો હતો.

**૬.૧૮.૨ સૈનિકોની ભરતી :-**

જૂનાગઢ રાજ્ય પાસે તો સારી એવી પોલીસ અને સીબંધી અને લાન્સર્સની વ્યવસ્થા હતી તેથી તેમને લડીને હરાવવુ સહેલુ નહોતું કે આરઝી હકૂમતવાળા સીધે સીધા જઇને તેમને હટાવી શકે, આથી આરઝી હકૂમતના વડાઓએ તેમની સાથે લડવાની જ તૈયારી રાખી અને પોતાનુ લશ્કર ઉભું કરવાનું નક્કી કર્યુ. મેંદરડાના વલ્લભજી રતનશી હીરાણીએ શામળદાસને એવી સલાહ આપી હતી કે મે જીવા ટાપરિયા નામના ચારણ પાસેથી સાંભળેલ કે પોરબંદર મહારાણા ગુજરી જતાં તેના બાળકુંવરની નબળાઇનો લાભ લઇ જામનગરે ગામો દબાવેલ પણ પછી રાણી સાહેબને એક વૃદ્ધે સલાહ આપી કે કાંટિયા વર્ણનુ લશ્કર બનાવો પછી તેણે રબારી, મેરનુ લશ્કર રચી તેને ખવડાવ્યુ, પીવડાવ્યુ અને જામ પાસેથી ગામો લીધા એ રીતે તમે આરઝીમાં ૫ થી ૧૦ હજાર કાંટિયા વર્ણના લોકોની સેના બનાવો.

આથી તેમણે સૈનિકોની ભરતી કરવાનુ શરૂ કર્યુ અને આઝાદ હિંદના કેપ્ટન બાલમસિંહની સેવાઓ લીધી પછી સૈનિકોની ભરતી કરવા માંડી તે માટેના અનેક રાષ્ટ્રપ્રેમી લોકો અને વિદ્યાર્થીઓ ભરતી થવા આવવા લાગ્યા આ ભરતી થઇ તેને **લોકસેના** નામ આપવામાં આવ્યુ પછી તો સમગ્ર સૌરાષ્ટ્રમાંથી જૂનાગઢને આઝાદ કરવા માટે રચનારી સેનામાં જોડાવા લોકો આવવા માંડ્યા આ માટે જાહેરાત કરવામાં આવી કે જે લોકો લોકસેનામાં જોડાવા માંગતા હોય તેણે પોતાના નામ, સરનામા, વતન, જ્ઞાતિ અને તાલીમ ક્યાં લીધી છે તે લખી મોકલવુ અને અરજી રાજકોટ કરવી.[૪૪] આ લોકસેનામાં જોડાવા માટે ચલો જૂનાગઢ ક્ષત્રિયોની ફરજ અદા કરવા એ

---

૪૨. ફાઇલ નં. ૧૯૨, દફ્તર નં.-૧૨, ગુ. રા.અભિલેખાગાર, રાજકોટ.

૪૩. File No. 85/(5), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

૪૪. ફાઇલ નં.-૧૯૦/દફ્તર નં.-૧૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

નામની પત્રિકાઓ પણ જુદા જુદા સ્થળોએ મોકલવામાં આવી હતી. આથી જરૂર કરતા વધુ યુવાનો લોકસેનામાં જોડાવા તૈયાર થઇ ગયા હતા ભારતદાન નાર્ગાજૂન ગઢવી મોરજરે (કચ્છ) લોકસેનામાં જોડાવા રતુભાઇને અરજી કરી હતી ત્યારે રતુભાઇએ લખ્યુ કે જરૂર પડશે તો બોલાવશું એમ કહી ના પાડવી પડી હતી.[૪૫] આ લોકસેનામાં મુખ્ય સાત પ્રકારના સૈનિકો સામેલ થયા હતાં.

(૧) આરઝી હકૂમત દ્વારા ઉતર ભારતના રાજ્યોમાંથી ભરતી કરાયેલા લડાઇના અનુભવી એવા કુલ ૨૨૨ શીખ અને ગુરખા સૈનિકો.

(૨) ધ્રોળ અને રાજકોટના શસ્ત્ર તાલીમ વર્ગમાં તાલીમ લઇ ચૂકેલા સેવાદળના યુવાનો કે કાઠિયાવાડના યુવાનો-સંખ્યા લગભગ ૧૫૦.

(૩) લોકસેનામાં સ્વેચ્છાએ સેવા આપવા દાખલ થયેલા યુવાન, ઉત્સાહી વિદ્યાર્થીઓ અને સ્વયંસેવકો સંખ્યા લગભગ-૨૦૦

(૪) વાઘણિયા, લીમડા, લુણાવાડા, પાલીતાણા, મૂળી જેવા રાજ્યોએ મોકલેલ કે મોકલવાની તૈયારી દર્શાવેલી તેવા સૈનિકો-સંખ્યા લગભગ-૧૫૦

(૫) જૂનાગઢના આંતરિક પ્રદેશમાંથી લડવા તૈયાર થયેલા મેર, કારડિયા, હાટી, મૈયા જેવી લડાયક અને ખમીરવંતી જાતિઓના પુરૂષો લગભગ-૩૦૦૦

(૬) આઝાદ હિંદ ફોજના લગભગ ૨૫ સૈનિકો અને કેન્દ્રીય અનામત પોલીસ દળમાંથી નિવૃત્ત પોલીસો.

(૭) જૂનાગઢ સેનામાંથી છુટા કરાયેલા હિંદુ પોલીસો કે સૈનિકો, સંખ્યા લગભગ-૫૦.[૪૬]

આ પૂર્વે સ્વયંસેવકોને સૈનિકની જે તાલીમ આપવા માટે મે ૧૯૪૭માં વલ્લભીપુરમાં શિસ્ત વર્ગનુ આયોજન કરવામાં આવ્યું હતું તેમાં ૧૮૦ યુવાનોએ તાલીમ લીધી હતી.

પછી ૨૧ ઓગષ્ટ ૧૯૪૭ થી ધ્રોળમાં પણ શસ્ત્ર તાલીમ વર્ગ યોજવામાં આવ્યો હતો. આ સિવાય ઓક્ટોબરમાં ચાંદોદમાં શસ્ત્ર તાલીમ વર્ગ યોજવાનું વિચારાયું હતું. પછી રાજકોટમાં પણ તાલીમ શિબિર યોજવામાં આવી હતી.

લોકસેનામાં જે ટુકડીઓ રચાણી તેને જુદા જુદા નામો આપવામાં આવ્યા હતાં. આઝાદ દળ, સુભાષ દળ, લીબંડા દળ, કુતિયાણા દળ, લોકદળ, માળિયા લોકદળ, કેશોદ લોકદળ એવા નામો અપાયા હતાં.

આ સૈનિકોને જે બિલ્લો અપાયો હતો તેમાં સિંહ અને ગિરનાર પર્વત તથા નીચે આરઝી હકૂમત લખેલું હતું.

### ૬.૧૮.૩ શસ્ત્રો અને અન્ય જરૂરી સામગ્રીની ખરીદી :-

યુદ્ધ કરવા જતા પહેલા તો સૌપ્રથમ તો હથિયારોની જરૂર પડે. જો એ પ્રશ્ન હલ થાય તો જ

૪૫. ફાઇલ નં.-૧૯૧ / દફ્તર નં.-૧૨, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.

૪૬. જાની, (ડૉ.) એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૨૨.

નવાબી રાજ્ય સામે લડી શકાય. આથી શસ્ત્રો મેળવવા કે ખરીદવાની જવાબદારી શ્રી રસિકલાલ પરીખને સોંપવામાં આવી અને શસ્ત્રગાર નિયામક તરીકે વાંસાવડના દરબાર માર્કન્ડભાઇ દેસાઇને નીમવામાં આવ્યાં.

આ સમયે બીજુ વિશ્વયુદ્ધ પુરૂ થયેલ હોવાથી બ્રિટિશ અને અમેરિકન શસ્ત્રોનો મોટો જથ્થો મુંબઇની ડાલમિયા કંપનીએ ડિસ્પોઝલમાં ખરીદેલો જેની પાસેથી થોડીક ખરીદી કરવામાં આવી હતી.[૪૭]

શરૂઆતમાં ૬ જીપ, ૪ મોટર સાઇકલ, ૪ વેપન કેરીયર, ૨૫૦ ગરમ કોટ, ૨૫૦ પેન્ટ ખરીદવામાં આવ્યા હતાં.[૪૮]

૩૦૩ રાઇફલો, ગુપ્ત રીતે ૫૦૦ નંગ મેળવવામાં આવી હતી. કારણ કે, જાહેરમાં ભારત સરકાર આરઝી હકૂમતને આ પ્રકારની મદદ ન કરી શકે ભારત સરકારે આરઝી હકૂમતને માન્યતા આપી નહોતી.

જો કે પછીથી તો લોકસેનાએ જૂનાગઢ રાજ્યના નાના ગામડાઓ ઉપર હુમલા કરવાની શરૂઆત કરી દીધી અને વિજયકૂચ કરતા રહ્યા ત્યારે તેમને ૨૦૯ તલવારો, ૮૨ બંદુકો, નાની મોટી, ૩૨ છરા વગેરે પ્રાપ્ત થયા[૪૯] હતા તેનો પણ આરઝીના સૈનિકોને પછી ઉપયોગ કરવાનો લાભ મળ્યો હતો. જો કે ઘણા ગામોમાં તો પસાયતાઓ પાસેથી કબજે લીધેલા હથિયારો તેમને પાછા આપી આરઝી સરકારને વફાદાર રહેવાનુ લખાણ કરાવી પાછા આપી દેવામાં આવ્યા હતાં.

બાકી લોકોને તો એવો જુસ્સો ચડેલો કે જે હાથ આવે તે હથિયાર ગણી પાકિસ્તાનને જૂનાગઢમાંથી હાંકી કાઢવા માંગતા હતા. મેરાણી, હાટીયાણી, આહિરાણીઓ તો, સાંબેલા લઇને, લડવા નીકળી પડી હતી. જૂનાગઢના મયારામ આશ્રમના સંતે લડવા માટે મોટા પ્રમાણમાં કુહાડી, ધારીયા, બનાવીને આશ્રમમાં રાખ્યા હતાં.

આરઝી હકૂમતનું કાર્ય પૂર્ણ થતા અને જૂનાગઢ, આઝાદ થઇ જતા આરઝીના સૈનિકો દ્વારા પેન્ટ, શર્ટ, થેલા, ટોપી, શુઝ, મોજા, બ્લેન્કેટ, ખાખી ચડી, પાઘડી, બેટરી, થાળી, વાટકા, ગ્લાસ, ફાનસ, શેતરંજી વગેરે પાછુ રાજકોટ જમા કરાવવામાં આવ્યુ હતું. કોઇ સ્વાતંત્ર્ય સેનાનીએ ૧ બંદુક રાખી લીધી હતી.

### ૬.૧૮.૪ આરઝી હકૂમતે કરેલ આક્રમણો :-

સ્વતંત્રતા પૂર્વે આત્મરક્ષણની તાલીમ માટે મે, ૧૯૪૭માં વલ્લભીપુરમાં ૧૫ દિવસની સેવાદળ શિબિર યોજી હતી તેમાં ૨૦૦ શિબિરાર્થીઓએ તો આઝાદી પછી ઓગષ્ટ, ૧૯૪૭માં ધ્રોળમાં શસ્ત્ર તાલીમ[૫૦] વર્ગ યોજ્યો હતો આઝાદ હિંદફોજના નિવૃત્ત કેપ્ટન બાલમસિંહે

૪૭. એજન, પૃ.-૩૨૬.

૪૮. ફાઇલ નં. ૧૯૩, દફ્તર નં. ૧૧, ગુ.રા.અભિલેખાગાર, રાજકોટ.

૪૯. ફાઇલ નં. ૧૯૫, દફ્તર નં. ૧૨, ગુ.રા.અભિલેખાગાર, રાજકોટ.

૫૦. અદાણી, રતુભાઇ **'સોરઠની લોકક્રાંતિના વહેણ અને વમળ'** અમરેલી ભાગ-૧, ઇ.સ.૧૯૮૯, પૃ.-૨૩.

તેમને તાલીમ આપી હતી. પછીથી આરઝી હકૂમતની લોકસેનાના સૈનિકોને લશ્કરી તાલીમ માટે રાજકોટમાં તા. ૨૩/૧૦/૧૯૪૭થી તા. ૬/૧૧/૧૯૪૭ સુધીનો તાલિમ વર્ગ યોજવામાં આવ્યો હતો.આરઝી હકૂમતની સેનાને આઝાદ જૂનાગઢ ફોજ નામ અપાયુ પરંતુ તે લોક જીભે ન ચડતા તે લોકસેના તરીકે ઓળખાતી હતી. એ રીતે સંપૂર્ણ તૈયારી અને આયોજન કર્યા બાદ બરાબર દશેરાના દિવસે તા. ૨૪/૧૦/૧૯૪૭ના રોજ આરઝી હકૂમતે પોતાની ચડાઇના શ્રી ગણેશ કર્યા હતા. સૌપ્રથમ કુંકાવાવ પાસેના અમરાપુર ઉપર ચડાઇ કરવાનું નક્કી કર્યુ તેથી લોકસેના અને નેતાઓ બીલખા રાજ્યના ગામ એવા કુંકાવાવમાં રાતના બે વાગ્યે [૫૧] ગામની મિલના વિશાળ ચોકમાં ગોઠવાઇ ગયા ત્યાંથી જ વહેલી સવારે અમરાપુર ઉપર ચડાઇ કરવાની ગુપ્ત યોજના કરવામાં આવી હતી. કુંકાવાવની મિલમાં સૈનિકોને હથિયારો અને ગણવેશ અપાયા અને ટૂકડીઓ નક્કી કરી અમરાપુર ઉપર ચડાઇ કરવા નીકળ્યા પરંતુ એ સમયે ખૂબ જ વરસાદ પડેલ હોવાથી કુંકાવાવથી અમરાપુરના ૭ કિલોમીટરનું અંતર કાપતા બહુ જ વાર લાગી તેમણે અમરાપુર પહોંચી ગામને ઘેરી લીધુ ગામમાં નવાબના બાર એક માણસો હતા તેને જુદી જુદી જગ્યાએ સુતેલા દબોચ્યા કેટલાકે ભાગી છુટવા પ્રયાસ કરતાં હવામાં ગોળીબાર કર્યા અને નવાબના પોલીસો અને પસાયતાઓને બધાને પકડીને એક મકાનમાં પુરી દેવામાં આવ્યાં.

પછી તો દિવસ ઉગતા ગામલોકોને આરઝી હકૂમતની ચડાઇની જાણ થઇ તેમની સામે સર સેનાપતિ રતુભાઇ અદાણીએ ટુંકુ પ્રવચન કર્યુ અને જૂનાગઢની પ્રથમ આઝાદ ભૂમિ ઉપર આઝાદ હિંદનો ધ્વજ ફરકાવવામાં આવ્યો અને લોકોને હવે નવાબને બદલે આરઝી હકૂમતને વફાદાર રહેવા જણાવવામાં આવ્યું આ કૂચ વખતે કુંકાવાવની બાજુમાં વાઘણિયાના રાજવી દ. શ્રી અમરાવાળા તથા તેમના ભૂપત નામના ડ્રાઇવરે સારી એવી મદદ કરી હતી તેથી અમરાપુરને કબજે કરવાનું કામ સરળ થઇ પડ્યું.[૫૨]

અમરાપુર કબજે કર્યા બાદ અમરાપુરમાં લોકસેનાએ પોતાનુ થાણુ સ્થાપી અનોપચંદ શાહને એ થાણાની જવાબદારી સોપી અને ત્યાં આઠ દશ સૈનિકોને ત્યાં મૂકવામાં આવ્યા હતાં.

અમરાપુર આ રીતે લોહીનું એક પણ ટીપું પાડ્યા વગર આરઝી હકૂમતે કબજે કરી લીધું. રતુભાઇ અદાણીએ આરઝી હકૂમતનો ઢંઢેરો ગામ લોકોને નીચે મુજબનો વાંચી સંભળાવ્યો હતો.

(૧) આ ગામમાં નવાબ મહાબતખાનજી ત્રીજાના અમલનો અંત આવે છે. પ્રજાએ આરઝી હકૂમતના હુકમનુ પાલન કરવાનું છે.

(૨) પ્રજાજનોએ પોતાના શસ્ત્રો આરઝી હકૂમતના અધિકારીઓના શરણે ધરી દેવા, કરવેરા, મહેસૂલ વગેરેનુ ભરણું આરઝી હકૂમતને ભરવું, નવાબ કે તેના કોઇ માણસને સહકાર આપવો એ જ રાજદ્રોહ ગણાશે.

(૩) આરઝી હકૂમત પ્રત્યે વફાદારી દાખવનાર અને શાંતિપૂર્વક રહેવા ઇચ્છનાર દરેક પ્રજાજનોને

---

૫૧. કોઠારી, રતુભાઇ **'જૂનાગઢની લોકક્રાંતિ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૨૫.

૫૨. જાની, (ડૉ.) એસ. વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ. – ૨૨૪.

કોઇપણ જાતના ભેદભાવ વગર રક્ષણ મળશે.

અમરાપુર જીત્યા પછી લોકસેનાએ દશેરાની સાંજ સુધીમાં બીજા નાના અગિયાર ગામો કબ્જે કરી લીધા હતા. લોકસેનાના વિજયથી ગભરાઇને તા. ૨૪/૧૦/૧૯૪૭ના નવાબે પણ કેશોદથી વિમાનમાર્ગે કરાંચીની વાટ પકડી લીધી હતી. અમરાપુર પછી લાખાપાદર, બામણિયા, ધારી ગુંદાળી, ગોરવીયાળી, હળિયાદ, દેવગામ, બહાદુરપુર, તોરી,ખીજડિયા,ખાખરિયા,અરજણસુખ,ગળથ, હડમતિયા, નવા પીપળિયા, સરદારપુર,મોરવાડા, ડમરાળા, આદપર, ચારણની પીપળી વગેરે ગામો કબ્જે કર્યા હતાં.

ગાધકડા :-

ગાધડકાએ કિલ્લેબંધ ગામ હતું, ગાધકડા પહોંચતા વચ્ચે વડોદરા અને ભાવનગર રાજ્યનો વિસ્તાર આવતો હતો ત્યારે ભાવનગર રાજ્યના કુંડલાના ફોજદારે નેસડી પાસે લોકસેનાના સૈનિકોને અટકાવ્યા હતા ત્યારબાદ લોકસેનાના આગેવાનો જશવંત મહેતા, સનત મહેતાને ભાવનગરના દીવાન પ્રભાશંકર પટ્ટણીએ જેલમાં પુરી [૫૩] દીધા હતા. તેઓએ એવુ કારણ બતાવ્યુ કે ભાવનગર રાજ્યે આરઝી હકૂમતને માન્ય રાખી ન હોવાથી તેમની હદમાંથી આરઝી હકૂમતના સૈનિકો શસ્ત્રો સાથે પસાર થઇ શકે નહી. જો કે બીજા દિવસે અનંતરાય પટ્ટણીએ તેમને નેતાઓની વિનંતીથી છોડી મૂક્યા હતાં.

કુંડલાથી વહેલી સવારે નીકળી ગાધકડા ગામના દરવાજાઓ પાંચ વાગ્યે ખુલતા લોક સૈનિકોએ અંદર જઇ એક જમાદાર અને ૧૫ સૈનિકોને શરણે કરી લીધા ગામમાં શક પડતા ઘરોની જડતી કરવામાં આવી ત્યારે કેટલાક મુસ્લિમો ભાગી છુટ્યા, નૂર મહમદ નામના સંધિને રતુભાઇ અદાણીએ સુતેલો દબાવ્યો [૫૪] ટુંકમાં ગાધકડામાં પણ કોઇપણ પ્રકારની ઝપાઝપી કે લોહી વહાવ્યા વિના કબજે કરી લેવાયુ અને શ્રી અમુલખ ખીમાણીને ગાધકડાના વહીવટદાર નીમી ગાધકડામાં દિલાવર દરવાજા ઉપર સુરગભાઇ વરૂના હસ્તે ધ્વજવંદન કરવામાં આવ્યુ હતું.[૫૫] આ પછી બાજુનું ગામ રામગઢ કબજે કરાયુ હતું.

નવાગઢ :-

નવાગઢ જૂનાગઢથી ૩૪ કિલોમીટર દૂર આવેલુ કિલ્લેબંધ ગામ હતું. નવાગઢને ફરતો ઉંચો કોટ બાંધેલો હતો, જૂનાગઢ લશ્કરના થોડાક સૈનિકો નવાગઢમાં રહેતા હતાં. આ સમયે નવાગઢના કિલ્લા ઉપર આરઝી હકૂમતના સૈનિકોએ નીસરણી ગોઠવી ગઢની દિવાલ પર ચડી અંદર દાખલ થયા આ ચડાઇ વખતે વઢવાણ ઠાકોર સાહેબના ભાઇ શ્રી વિરેન્દ્રસિંહજી પણ તેમાં સામેલ થયા હતાં, તે ટુકડીમાં નરેન્દ્રભાઇ, નથવાણી, જેઠાલાલ જોષી, ગુણવંતરાય પુરોહિત વગેરે સામેલ થયા. ૨, નવેમ્બર, ૧૯૪૭નાં રોજ નવાગઢ કબ્જે કરી લેવાયું ત્યારબાદ નવાગઢની આજુબાજુના નાના આઠ ગામો કબ્જે

૫૩. સોઢા, (ડૉ.)જયસુખલાલ **'સોરઠના અંતિમ બાબી શાસક'** જૂનાગઢ, પ્ર.આ., ઇ.સ. ૨૦૦૨, પૃ.-૧૪૯.

૫૪. કોઠારી, રતુભાઇ **'જૂનાગઢની લોકક્રાંતિ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૩.

૫૫. જાની, (ડૉ.) એસ.વી., **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૩૦.

કરી લેવાયા, નવાગઢમાં સાંજે શામળદાસ ગાંધીની જાહેર સભા યોજવામાં આવી [૫૬] આ રીતે લોકસેનાએ ૨ નવેમ્બર સુધીમાં જૂનાગઢ રાજ્યના ૩૬ ગામો કબ્જે કરી લીધા હતાં.[૫૭]

કુતિયાણા :-

કુતિયાણામાં મુસ્લિમોનું સારૂ એવું જોર હતું અને કુતિયાણાનો કબ્જો લેતા આરઝી હકૂમતના સૈનિકોનો જોમ જુસ્સો અને મરણીયા થવાની વૃત્તિ દેખાણી હતી. કુતિયાણામાં પ્રવેશવું એટલે સિંહની બોડમાં હાથ નાંખવા સમાન હતું તેમ છતાં આરઝી હકૂમત અને લોકસેના અને નેતાઓએ અને મેર યુવાનોની સેનાએ એ કાર્ય કર્યુ તેમાં ઝપાઝપી પણ થઇ હતી. પરંતુ આરઝી હકૂમતના નેતાઓએ અગાઉથી અગમચેતી રાખી હોવાથી તે કાર્ય સફળતાથી પાર પાડ્યું પરંતુ કુતિયાણા કબ્જે કરતા કુતિયાણામાં તાજુદીન નામનો મુસ્લીમ લીગના કટ્ટર માણસ સાથે ઝપાઝપી થઇ, જામનગરની રાજપૂત ઇન્ફન્ટ્રીનો ગુમાનસિંહ નામનો એક સૈનિક મૃત્યુ[૫૮] પામ્યો છેવટે કુતિયાણાના પોલીસ ઇન્સ્પેક્ટર કાલેખાન શિકારી શરણે થઇ ગયો [૫૯] અને કુતિયાણા ૧૦ નવેમ્બર ૧૯૪૭ના રોજ સંપૂર્ણપણે કબ્જે કરી લેવાયું.

ત્યારબાદ અન્ય ગામો પણ કબ્જે કરી લેવાયા, ટૂંકમાં આરઝી હકૂમતે કુલ ૧૦૬ ગામો કબ્જે કરી લીધા હતાં.

### ૬.૧૮.૫ આરઝી હકૂમતનો વિજય અને સન્માન :-

આરઝી હકૂમતે ૧૦૬ ગામો કબ્જે કરી પોતે વિજેતા બનીને એક અભિનવ છાપ જનતામાં ઉભી કરી હતી. આ પછી આરઝી હકૂમતના વડાઓનું અને સૈનિકોનું સન્માન કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું, દુર્લભજી ખેતાણી હસ્તક સોના-ચાંદીના ગીલ્ડવાળા ૨૨૭ [૬૦] મેડલો મુંબઇમાં બનાવવામાં આવ્યા હતાં જે આપીને સૈનિકોનું સન્માન કરવાનું હતું જ્યારે તા. ૧૩/૧૧/૧૯૪૭નાં રોજ સરદાર વલ્લભભાઇ પટેલ જૂનાગઢ આવ્યા ત્યારે તેમની સભામાં સરદાર પટેલના હસ્તે આરઝીના વડાઓ અને સૈન્યનું સન્માન કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું પરંતુ પછીથી ત્યાં કોઇ સૈનિકોને સન્માન માટે બોલવાયા નહોતા, તેનુ ખરૂં કારણ એ હતું કે જે ચંદ્રકો મુંબઇથી પાર્સલમાં જૂનાગઢ મોકલવામાં આવ્યા હતા તે સમયસર પહોંચ્યા જ ન હતા તેથી ચંદ્રકોનુ વિતરણ થયું જ નહી [૬૧] આથી લોકસેનાના સૈનિકોમાં ખૂબ જ નિરાશાનું મોજું ફરી વળ્યું હતું.[૬૨]

આ સિવાય પણ આરઝી હકૂમતના સૈનિકોની કદર કરી માનપાન આપવામાં આવ્યા હતા. જેમ કે, અકસ્માતમાં ડૉ. રસિકલાલનું અવસાન થતાં તેમની અંતિમ ક્રિયા આરઝી હકૂમતે કરી હતી તેમના

---

૫૬. એજન, પૃ.-૨૩૩.
૫૭. કોઠારી, રતુભાઇ **'જૂનાગઢની લોકક્રાંતિ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૬.
૫૮. ભોજાણી, હિંમતભાઇ (તંત્રી) **'તરૂણ સૌરાષ્ટ્ર'** સોરઠ અંક, ઇ.સ. ૧૯૬૮, પૃ.-૧૩૫.
૫૯. મહેરાબખાન કાલેખાન શિકારી, (કાલેખાનના પુત્ર) જૂનાગઢ, ઉંમર વર્ષ ૭૦ની રૂબરૂ મુલાકાતને આધારે.
૬૦. ફાઇલ નં.૧૯૩, દફ્તર નં. ૧૧, ગુ. રા. અભિલેખાગાર, રાજકોટ.
૬૧. જાની, (ડૉ.) એસ.વી. **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૪૭.
૬૨. અદાણી, રતુભાઇ **'સોરઠની લોકક્રાંતિ વહેણ અને વમળ'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.૪૦૧.

પત્ની ઇન્દુબેનને વળતર પેટે રૂા. ૧૦,૦૦૦/- આપવામાં આવ્યા હતા. કુતિયાણા મોરચે ઘવાયેલ સૈનિક ગુલઝારાસિંઘને પગે ઘાયલ થવા બદલ કાયમી વળતર પેટે રૂા. ૫,૦૦૦/- હજાર આપવામાં આવ્યા હતાં. બીજા ત્રણ સૈનિકોએ કુતિયાણા મોરચે બહાદૂરી બતાવતા તેની કદર રૂપે દરેકને રૂા. ૫૦૦ અપાયા હતાં.

આરઝી હકૂમતના ઘણા સૈનિકો બાબતે એવુ પણ જોવા મળ્યુ હતુ કે ઘણા સૈનિકો પોતાને કશુ માનપાન કે સન્માન કે વળતર મળે એવી માંગણીઓ કરી રહ્યા હતા તે જોતા એમ જણાય છે કે અમુક લોકો વળતર મેળવવા, લાભ મેળવવા દેશ પ્રેમ કે વતન પ્રેમ કરતા વધુ જોડાયેલા હતા. દા.ત. કેટલાક ડ્રાઇવરોએ શામળદાસ ગાંધીને અને અન્યોને અરજી કરી હતી કે અમે રાત દિવસ ન ગણતા ગધેડા જેમ ભૂખ્યા રહેતા પાણી માંગે તો દૂધ હાજર કરતા અમને એમ હતુ કે વિજય મળશે તો કંઇક તક મળશે પણ અમે બેકાર રખડીએ છીએ પગાર આપી છુટા કરી દીધા હતાં.[૬૩]

આમ આરઝી હકૂમતના કેટલાક સૈનિકોએ જૂનાગઢના વિજય પછી તરત જ પોતાની સેવાનો બદલો માંગવાનુ શરૂ કરી દીધુ હતું તેમ જણાય છે.

છેલ્લે તા. ૨૬/૫/૨૦૦૮ના રોજ ભારત સરકાર દ્વારા આરઝી હકૂમતના હયાત સૈનિકોનું રૂા. એક લાખ રોકડા, શાલ, પ્રશસ્તિપત્ર આપી સન્માન કરવામાં આવ્યું હતું જેમાં ૧૦૦ વ્યક્તિઓમાંથી ૪૫ સ્વાતંત્ર્ય સેનાનીઓ એ સન્માન લેવા આવ્યા હતા તેમાંથી એકમાત્ર સ્વાતંત્ર્ય સેનાની શશીકાંતભાઇ ભટ્ટના ભાવનગરવાળાના પત્નિ ઉમાબેને પોતાના પતિની દેશસેવાની કિંમત ન વસુલીને રૂા. એક લાખની રકમ ભારત સરકારને રકમ પરત કરી હતી.

**૬.૧૮.૬ આરઝી હકૂમતની ગુપ્તચર વ્યવસ્થા ને રેડિયો :-**

આરઝી હકૂમતે જૂનાગઢ રાજ્યને મહાત કરવા માટે જુદા જુદા આયોજનો ગોઠવ્યા હતા જૂનાગઢ રાજ્યમાંથી પોતાને જરૂરી એવી માહિતી મળી રહે અને જૂનાગઢ હવે કેવા વ્યૂહ ઘડવાના છે, શું કરે છે, ક્યાં પત્ર લખે છે, કોની મદદની આશા સેવે રહ્યા છે તથા તેમની મનોસ્થિતિ અને તેની હાલત ધીરે ધીરે કેવી થતી જાય છે એ બધી વસ્તુ જાણવા માટે ગુપ્તચર વ્યવસ્થા પણ ઉભી કરી હતી તે ખાતાનું સંચાલન ગોકળદાસ ગગલાણી કરતા હતા જેના માણસો દરરોજ જૂનાગઢથી છુપી રીતે માહિતી લાવીને રાજકોટ પહોંચાડતા હતાં.

આ સિવાય આરઝી હકૂમતવાળાઓએ ૨૭/૧૦/૧૯૪૭ થી સૌરાષ્ટ્ર રેડિયો રાજકોટમાંથી શરૂ કરીને પોતાનો પ્રચાર મોરચો બળવતર બનાવ્યો હતો. આ રેડિયો ૨૪.૪૯ મીટર ઉપર સાંભળી શકાતો હતો. તેના દ્વારા આરઝીની લોકસેનાના આક્રમણના રોજેરોજના સમાચારો લોકો ઉત્સાહથી સાંભળતા હતાં પરંતુ એક વખત ભૂલથી આ રેડિયો ઉપરથી કુતિયાણાના મોરચામાં ઝપાઝપીમાં રતુભાઇ અદાણી ખપી ગયાના સમાચાર પ્રસારિત થતા ખળભળાટ મચી ગયો હતો. આ રેડિયો રાજકોટમાં પોતાના ખર્ચે ઉભી કરેલી સામગ્રીથી નટુભાઇ ચલાવી રહ્યા હતાં.

મુંબઇના કોઇ સદ્‌ગૃહસ્થે આરઝી હકૂમતને બે વાયરલેસ સેટ ભેટ આપ્યા હતા તે પણ ખૂબ જ

૬૩. દફતર નં. ૧૧, ફાઇલ નં. ૧૯૩, ગુ. રા.અભિલેખાગાર, રાજકોટ.

ઉપયોગી બનેલા આ સિવાય જૂનાગઢમાં કનક દેસાઇના નિવાસ સ્થાને એક વાયરલેસ ટ્રાન્સમિટર ગોઠવવામાં આવ્યુ હતું.

**૬.૧૮.૭ આરઝી હકૂમતની વહીવટી વ્યવસ્થા :-**

આરઝી હકૂમતના વડા અને પ્રધાનો ખૂબ જ બુદ્ધિશાળી અને આયોજનબધ્ધ રીતે ચાલનારાઓ હતા આથી તેમને આરઝી હકૂમતની સ્થાપનાથી માંડીને વહીવટ સંભાળ્યો અને સોપ્યો ત્યાં સુધીની સરસ વ્યવસ્થા અને આયોજન ગોઠવી રાખ્યુ હતુ તેમણે પ્રધાનમંડળ પણ રચેલુ અને સચિવાલય તથા આરઝી હકૂમતનું વડુ મથક પણ નિશ્ચિત કર્યુ હતુ એ પછી પણ પોતાની કામગીરીને આગળ વધારવા વિવિધ ખાતાઓ ઉભા કરીને ટુંક સમયમાં નવાબી તંત્રને કપરી પરિસ્થિતિમાં મૂકી દીધેલ વળી તેણે જીતેલા ગામડાઓનો ૧૦૬ જેટલા ગામડાઓનો વહીવટ પણ થોડો સમય ચલાવી તેમની આવડતનો પરિચય કરાવ્યો હતો કોઇ કોઇ જગ્યાએ આરઝી હકૂમતના વહિવટની ખૂબ જ સારી અસરો ઉભી થઇ હતી અને ખેડૂતો ખૂબ જ રાજી થયા હતા અને આરઝી હકૂમતના આભારી બન્યા હતા અને તેઓને આરઝી હકૂમત રામ રાજ્ય જેવુ લાગવા માંડ્યુ હતું.

**૬.૧૮.૮ આરઝી હકૂમતનું વિસર્જન :-**

આરઝી હકૂમતે ૧૦૬ જેટલા ગામડાઓ કબજે કરી એકાદ મહિના સુધી ૫૦ જેટલા ગામડાઓનો વહીવટ પણ સંભાળ્યો એ રીતે લડાઇ દરમ્યાન તેમજ એ પછી આરઝી હકૂમતે દોઢ મહિનો તંત્ર ચલાવ્યુ આખરે જૂનાગઢ રાજ્યનો કબજો ભારત સરકારના લશ્કરે લેતા અને જૂનાગઢને સ્વતંત્ર કરાવવાનું બધુ જ કાર્ય પૂર્ણ થઇ જતાં પછી આરઝી હકૂમતનું વિસર્જન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો અને તા. ૨૦ ડિસેમ્બર ૧૯૪૭ના રોજ આરઝી હકૂમત પાસેથી બધા [૬૪] ગામડાઓનો કબ્જો જૂનાગઢ રાજ્યના વહીવટદાર એસ. ડબલ્યુ. શિવેશ્વરકરે સંભાળી લીધો. કેશોદ મહાલ ડી.સી. માંકડ, ભેસાણ મહાલ, વિસાવદર મહાલ તથા દિલાવરગઢના ગામો જગન્નાથ જે. ધીનોજાએ અને ગાધડકા,

---

૬૪. જે બધા ગામોમાં જૂનાગઢ મહાલના ગામો (૧) દિલાવરગઢ (નવાગઢ), (૨) પેઢલા, (૩) મોટા ગુંદાળા, (૪) સેલુકા, (૫) પાંચપીપળા, (૬) મંડલીકપુર, (૭) લુણગીર, (૮) રબારીકા, 'ભેસાણ મહાલના ગામો' (૯) નવા પીપળિયા, (૧૦) હળિયાદ, (૧૧) તોરી, (૧૨) સરદારપુર, (૧૩) ખાખરા હડમતિયા, (૧૪) અમરાપુર, (૧૫) લાખાપાદર, (૧૬) બામણિયા, (૧૭) દેવગામ, (૧૮) બાદનપુર, (૧૯) મોરવાડા, (૨૦) સાંકરોળા, (૨૧) ચારણિયા, (૨૨) ગળથ, (૨૩) સ્ટેશન વાવડી, (૨૪) ખજૂરી ગુંદાળા, (૨૫) મોણપુર, (૨૬) ધારીગુંદાળી, (૨૭) ચારણ પીપળિયા, (૨૮) બરવાળા બાવળ, (૨૯) સમઢિયાળા, (૩૦) અરજણસુખ, (૩૧) ખાખરિયા, (૩૨) તાલાળી, (૩૩) કેશવાળા, (૩૪) સાજડીયાળી, (૩૫) સારંગપુર, (૩૬) આદપુર, (૩૭) ગોરવીયાળી, (૩૮) ડમરાળા, (૩૯) વાડાસડા, (૪૦) ખીજડિયા, (૪૧) ગાધડકા, (૪૨) રામગઢ, (૪૩) પાદરગઢ, વિસાવદર મહાલ (૪૪) માણેકવાડા, (૪૫) માલસીકા, (૪૬) મેવાસા, (૪૭) બોડી, (૪૮) મુંડીયા, (૪૯) કોઠાવાળા પીપરિયા, (૫૦) કાગદડી, વંથલી મહાલ (૫૧) વેલારિયા, કુતિયાણા મહાલ (૫૨) નીલાખાનો સમાવેશ થતો હતો.

રામગઢ, પાદરગઢનો ચાર્જ રામ દેવાયત ગલે સંભાળી લીધો હતો.[૬૫] આરઝી હકૂમતની કામગીરી પૂર્ણ થયા બાદ ગામેગામ લોકો ચોરે કે દરવાજે મળે ત્યારે હવેથી 'રામરામ'ને બદલે 'જયહિંદ' બોલવા માંડ્યા હતાં.

### ૬.૧૯ આરઝી હકૂમત સ્થપાતા જૂનાગઢ રાજ્યના પ્રયત્નો :-

જૂનાગઢ રાજ્યે ઘણા સમય સુધી અકળ મૌન સેવ્યા બાદ એકાએક તા. ૧૫/૮/૧૯૪૭ના રોજ તેપાકિસ્તાનમાં ભેળ્યુ હોવાની જાહેરાત કરતા શરૂઆતમાં જૂનાગઢ અને સૌરાષ્ટ્રમાં પછી આખા ભારતમાં ખળભળાટ મચી ગયો આથી નવાબ અને દીવાને પરિસ્થિતિ પામી જઇને પોતાની પ્રજાને સાંત્વના આપવા માટે તા. ૨૫/૮/૧૯૪૭ના રોજ રાજ્યના ગેઝેટ એવા 'દસ્તુરલ અમલ સરકાર જૂનાગઢ'માં હૈયાધારણા અને પોતાના પૂર્વજોનો નીતિ રીતિનો ખ્યાલ આપી પ્રજાનો ડર દૂર કરવાનો નિષ્ફળ એવો પ્રયત્ન કર્યો હતો પરંતુ તેનાથી પ્રજાજનોને એ પરિસ્થિતિમાં કોઇપણ પ્રકારનું આશ્વાસન મળે તેમ ન હતું. તેણે પોતાની આશ્વાસન રૂપ જાહેરાતમાં નીચે મુજબ જણાવ્યુ હતું.[૬૬]

''જૂનાગઢની સરકારના પાકિસ્તાન સંસ્થાન સાથે જોડવાના નિર્ણયથી મારી કેટલીક પ્રજાના મનમાં અંદેશાઓ ઉત્પન્ન થવા પામ્યા છે, એ જાણીને મને ખેદ થાય છે. તેઓની લાગણીઓ હું સમજી શકું છું, પરંતુ મને ખાતરી છે કે વસ્તુ સ્થિતિને દરેક પ્રકારે સ્વસ્થતાપૂર્વક બરાબર સમજવાથી એવા જે કાંઇપણ અંદેશાઓ થયા હશે તે દૂર થઇ શક્શે. પાકિસ્તાન સંસ્થાન સાથેનું જોડાણ માત્ર બહારની રાજનીતિ થોડીક જ અને ખાસ નિર્ણિત બાબતો સિવાય રાજ્યના અને તેની પ્રજાની નાતજાતના કે કોમના આંતરિક જીવનને કોઇપણ રીતે અસરકર્તા થશે નહિ. મારા પૂજ્ય મર્હુમ પૂર્વજોથી તેમજ મે પોતે વારંવાર ખાતરી આપેલી છે કે, જે પ્રજા મને અને મારા ખાનદાનને વંશપરંપરાથી વળગી રહી છે. અને જેના પ્રેમ મને અતિપ્રિય વારસારૂપ છે. તે પ્રજાની સુખ, શાંતિ અને આબાદી કરતા મારા દિલને બીજી કોઇપણ વસ્તુ વધુ પ્રિય નથી, એ વાત મારે અહીં ફરી વખતે કહેવાની જરૂર નથી. હું તમને મારી પ્રિય પ્રજાને ખાતરી આપુ છુ કે, રાજ્ય કારભાર જેમ આજ સુધી સરળતાથી અને સંપથી ચાલતો આવ્યો છે અને ચાલુ રાખવા તરફ મારૂ હંમેશા મુખ્ય ધ્યેય રહે અને મારી સમગ્ર પ્રજા અંદર-અંદર તેમજ તેના નજીકના અને દૂરના પાડોશીઓ સાથે સુલેહ, સંપથી અને શાંતિથી રહે એવી ઇચ્છા આ રાજ્યના રાજવીઓની અને તેની સરકારની રાજ્યનીતિમાં હંમેશા અગ્રસ્થાન રાખતી આવી છે'' જો કે નવાબની આવી હૈયાધારણાની પ્રજાજનો ઉપર કોઇ અસર થઇ ન હતી અને એ સમય તો તેમને ભારતસંઘ જ તારણહાર રૂપ લાગવા માંડ્યું હતું.

આ સિવાય જૂનાગઢ રાજ્યે પોતાની પાકિસ્તાન સાથે જોડાણની સાજીસને યોગ્ય ગણાવવા માટે જૂનાગઢ રાજ્યના અસંખ્ય ગામડામાંથી એ પ્રકારના લખાણો કરાવ્યા કે અમને નવાબના રાજ્યમાં ખૂબ જ સંતોષ છે અને કોઇપણ પ્રકારનો વાંધો નથી અને જે ચળવળીયાઓ જૂનાગઢ રાજ્યનું વાતાવરણ

---

૬૫. દસ્તુરલ અમલ, જૂનાગઢ, ડીસેમ્બર વધારો ૧૭મો, ઇ.સ. ૧૯૪૭, પૃ.-૮૪.

૬૬. દસ્તુરલ અમલ, જૂનાગઢ, (વધારો) ૧૭મો,ઓગષ્ટ ૧૯૪૭, પૃ.-૨૭૬.

ડહોળી રહ્યા છે તે ખોટો ઉહાપોહ છે અને અમે તો જૂનાગઢ રાજ્યને વફાદાર છીએ. આવા લખાણોમાં ગામેગામથી અસંખ્ય લોકોની સહીઓ લેવામાં આવી હતી. આવી ૨૪૪ જેટલા ગામોની અરજીમાં લોકોની સહીઓ જોવા મળે છે.[૬૭] પરંતુ તે સહીઓ જોતા તેમાં એક સરખાપણુ લાગતા આપણને તેના તરફ શંકા ઉપસ્થિત થાય છે કે આવી સહીઓ લોકોના નામે બે પાંચ વ્યક્તિઓએ કરી હોય.

**૬.૨૦ નવાબની તરફેણમાં અને સ્વાતંત્ર્યવીરોના વિરોધી લખાણો :-**

જૂનાગઢનું પાકિસ્તાન સાથે જોડાણ થતાં નવાબનો નિર્ણય સાચો છે અને પ્રજાને કોઇપણ પ્રકારનું નુકશાન થશે નહી એવું પ્રજાના મનમાં ઠસાવવા માટે દીવાન ભુટ્ટોએ અને નવાબી તંત્રે પ્રયત્નો કર્યા હતા. જૂનાગઢના પાકિસ્તાન સાથે જોડાણ પછી અખબારોમાં જે કાગારોળ મચી હતી તેના જવાબો પણ નવાબી તંત્ર આપી રહ્યુ હતુ અને દરેક મહાલના વહીવટદારો પોતાના ગામોમાં સર્વે કરાવી રહ્યા હતાં કે કેટલા કુટુંબો હિજરત [૬૮] કરી ગયા છે અને તેની કેવી પરિસ્થિતિ બદલાઇ રહી છે તે જાણવાની કોશિષ કરી હતી. આ સિવાય 'મુજાહિદ' નામના સાપ્તાહિક જેના તંત્રી માંડવિયા હતા તેણે નવાબીની તરફેણમાં અને આરઝી હકૂમતના વિરોધમાં ઢગલાબંધ સમાચારો પ્રસિદ્ધ કર્યા હતા. આરઝી હકૂમતને તેણે દુશ્મનાવટભરી પ્રવૃત્તિ કરતી સંસ્થા ગણાવી હતી.[૬૯] આ સિવાય ભૂટ્ટોએ તા. ૧૦/૯/૧૯૪૭ના **'અવળે રસ્તે બિલકુલ દોરવાતા નહી તમે હંમેશા સલામત છો'** એ નામની પત્રિકા પ્રસિદ્ધ કરી હતી.[૭૦] 'મુજાહિદ' ના દરેક અંકોમાં જૂનાગઢ રાજ્યની તરફેણમાં અને આરઝી હકૂમતની વિરોધના સમાચાર આવતા હતા તેણે આરઝી હકૂમતને નાટક સમાન ગણાવી હતી.[૭૧] 'મુજાહિદ'સાપ્તાહિક જૂનાગઢની નવાબીને બચાવવા જ ઓક્ટોબર ૧૯૪૭ થી જ શરૂ થયુ હતુ અને તેના તંત્રી ગુજરાતીના જૂના લેખક અને અનુભવી પત્રકાર હતા, મુજાહિદની શરૂઆતને જૂનાગઢના કાઝી અખતરે, બિરદાવીને 'મુજાહિદ'ને કલમી જેહાદ કહ્યુ હતું[૭૨] આ ઉપરાંત જૂનાગઢના **રાજકવિ લક્ષ્મણ** નામના ભીલ જાતિના વ્યક્તિને પગારથી નોકરીમાં રાખવામાં આવ્યો હતો તે શેરીએ શેરીએ નવાબીના ગુણગાન ગાતો અને ગાંધીજી અને કોંગ્રેસને હલકા પાડતો હતો.[૭૩]

**બસીર અહમદ તિરમીજી**એ શામળદાસ ગાંધી અને જામસાહેબને વખોડતો એક પત્ર પ્રગટ કર્યોહતો તેનુ શીર્ષક હતુ જામસાહેબને ભૂમિની ભૂખ જાગી છે અને શામળદાસને પૈસાની, જેમાં જામસાહેબ અને શામળદાસ ગાંધી ઉપર ખૂબ જ કટાક્ષો કરવામાં આવ્યા હતાં. જામસાહેબ માટે લખાયુ હતુ કે સોરઠના સિંહે શિયાળીયાના ટોળામાં રડારોળ કરાવી મૂકી છે. જ્યારે શામળદાસ ગાંધી માટે લખાયુ હતુ કે આપના કાકાને (ગાંધીજી) રાજકોટમાં જે માર પડ્યો હતો અને તેમણે જે મલમ લગાડ્યો

૬૭. રિફોર્મ દફ્તર, ફાઇલ નં. ૨૪, ઇ.સ. ૧૯૪૭, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૬૮. રિફોર્મ દફ્તર, ફાઇલ નં. ૭, ઇ.સ. ૧૯૪૭, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.,
૬૯. માંડવિયા (તંત્રી) **'મુજાહિદ'**, (સાપ્તાહિક)જૂનાગઢ, તા. ૧૩/૧૦/૧૯૪૭, પૃ.-૧.
૭૦. ફાઇલ નં. ૪૮, દફ્તર નં.૪, ગુ.રા. અભિલેખાગાર, રાજકોટ.
૭૧. માંડવિયા (તંત્રી) **'મુજાહિદ'**,(સાપ્તાહિક) જૂનાગઢ, તા. ૧૩/૧૦/૧૯૪૭, પૃ.-૨.
૭૨. એજન, પૃ.-૧.
૭૩. જાની, (ડૉ.)એસ.વી.**'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૯૮.

હતો એ મલમ લઇને તમે જૂનાગઢ આવજો.'

**૬.૨૧ નવાબનું પાકિસ્તાન ભાગી જવું :-**

નવાબને દીવાન ભુટ્ટો તથા તેમના મળતીયાઓએ કોઇપણ રીતે સાચી ખોટી સલાહ આપી એવું મનમાં ઠસાવી દીધુ હતું કે અહીં આ પરિસ્થિતિમાં તમારૂ રહેવુ જોખમકારક છે તેથી થોડા સમય માટે પાકિસ્તાન ચાલ્યા જાવ આથી નવાબે બરાબર દશેરાના દિવસે તા. ૨૪/૧૦/૧૯૪૭ના રોજ પોતાના રાજકુટુંબ તથા અંગત માણસો અને રસાલા સાથે કેશોદ એરપોર્ટ ઉપરથી વિમાન પકડી કરાંચી (પાકિસ્તાન) ચાલ્યા ગયા. આથી જૂનાગઢની પરિસ્થિતિ સુધરવાને બદલે બગડી અને ખરાખરી અને કટોકટીના સમયે નવાબનું આ રીતે પલાયન થવુ એ ટીકાપાત્ર બન્યુ હતુ. જ્યારે પ્રજાની માથે અસંખ્ય મુશ્કેલી તોળાઇ રહી હતી એવા સમયે રાજાએ નાસી જવુ એ તેમની બેજવાબદારી ગણાઇ હતી.

**૬.૨૨ જૂનાગઢમાં ખૂનામરકી અટકાવવા પાકિસ્તાનથી નવાબે કરેલ તાર :-**

જૂનાગઢના પાકિસ્તાન જોડાણ પછી થોડા સમયમાં પરિસ્થિતિ વણસી હતી અને કોઇકોઇ જગ્યાએ નાના મોટા છમકલાઓ અને બેઅદબીના પ્રસંગો બન્યા હતા. વેરાવળના મુસ્લિમ સ્ટેશન માસ્તર ગુલાબખાને અત્યાચારો આદર્યા હતા. રેલવે સ્ટેશને હિજરતીઓને પરેશાન કરવામાં આવતા હતા. જૂનાગઢમાં જમિયત નામની કોમવાદી સંસ્થાએ મુસ્લિમ પ્રજાને ઉશ્કેરવાનુ શરૂ કર્યુ હતુ. તે વખતે ખુલ્લેઆમ સૂત્રો પોકારવામાં આવતા હતા.

**હંસ કે લીયા પાકિસ્તાન, લડકે લેંગે હિન્દુસ્તાન, ઝીણા બેઠા ઘોડે, નહેરૂ બેઠા.....**

સંધિઓ, ડફેરો અને અન્ય મુસ્લિમોએ ખુલ્લી તલવારોએ ખટારામાં બેસી જૂનાગઢમાં ફરતા ફરતા સૂત્રો પોકાર્યા હતાં. ધણફૂલીયાના સાંઇ[૭૪] ફકીરને બધાની વચ્ચે રાખી ઇસ્લામ ખતરે મે સુત્ર હેઠળ કામચલાઉ સેનામાં દાખલ કરવામાં આવ્યા હતાં. હિન્દુઓના હથિયાર પરવાના રદ કરી શસ્ત્રો લઇ લેવામાં આવ્યા હતાં. જૂનાગઢ અને કુતિયાણામાં કેટલીક મિલ્કતો લુંટાઇ હતી[૭૫] કેટલીક અફવાઓ પણ ઉડતી હતી.

આવી પરિસ્થિતિની નવાબને પાકિસ્તાનમાં જાણ થતાં તેને પોતાની વ્હાલી પ્રજા ઉપર આખરે દયા આવી જતા તરત જ તેમણે જૂનાગઢના દીવાન ભૂટ્ટો ઉપર તાર કરીને સંદેશો મોકલાવી પોતાની ખાસ ઇચ્છા પ્રદર્શિત કરી તેની વહાલી પ્રજાની ખુન્નામરકી અટકાવવા જણાવ્યુ હતું[૭૬] જે તારમાં શબ્દો હતા કે 'તમોને સત્તાધીશો તરફથી સૂચના મળેલ છે કે સારી રીતે વર્તો અને તમારો ન્યાયપૂર્ણ કાર્યકારી નિર્ણય કરો જે પરિસ્થિતિ તમોને જણાય પરંતુ મારી વ્હાલી પ્રજાનુ લોહી ન રેડાય તે જોવા વિનંતી છે. તમારી સમજ શક્તિને માન આપુ છું અને અલ્લાહ તમને બળ આપે એવી પ્રાર્થના કરૂ છું''

---

૭૪. એજન, પૃ.-૯૭.

૭૫. File No. 85/(11), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

૭૬. સોઢા, (ડૉ.)જયસુખલાલ પ., **'સોરઠના અંતિમ બાબી શાસક'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૫૫.

### ૬.૨૩ હિંદી સંઘે લીધેલ જૂનાગઢનો કબજો :-

આખરે દીવાન ભૂટ્ટો અને જમિયતે નવાબના તારની ભલામણ પછી શરણાગતિ સ્વીકારવાનું નક્કી કરી લીધું, ત્યારબાદ જૂનાગઢની કાઉન્સિલના સભ્ય હાર્વે જોન્સને તેઓએ ૭ નવેમ્બર ૧૯૪૭ના રોજ શામળદાસ ગાંધી સાથે વાટાઘાટો કરવા રાજકોટ મોકલ્યાં [૭૭] તેઓ નીલમ બૂચ અને શામળદાસ ગાંધીને મળ્યા અને પોતાની રજૂઆત કરી આથી પ્રાદેશિક કમિશનર નીલમ બૂચે દિલ્હી જાણ પણ કરી અને દિલ્હીથી આવેલ સૂચના મુજબ જૂનાગઢ રાજ્યની શરણાગતી સ્વીકારવાનું નક્કી કરવામાં આવ્યું જૂનાગઢ રાજ્યને આરઝી હકૂમતને બદલે ભારત સંઘને શરણે થવાનુ યોગ્ય લાગ્યુ આથી તેઓ ભારતસંઘને શરણે થયા. જો આરઝી હકૂમતને શરણે થયા હોત તો તેમને જશ [૭૮] મળત અને તેની પ્રતિષ્ઠામાં વધારો થાત આથી આરઝી હકૂમતને છેલ્લે મોઢા સુધી આવેલો કોળીયો ઝુંટવાઇ ગયો તેનાથી શામળદાસ ગાંધી થોડા નારાજ થયા હતાં.

જૂનાગઢનો કબ્જો લેતા પહેલા ભારતસંઘે કેટલીક તૈયારી કરી હતી. જૂનાગઢ રાજ્યની રાજકીય આર્થિક પરિસ્થિતિની અને અન્ય બાબતોની છૂપી માહિતી બ્રિગેડીયર પી. એન. થાપરે મેળવી લીધી જેમને ઉપરકોટ, કેશોદનુ હવાઇ મથક, વેરાવળ બંદર, નવાગઢ વગેરેની વિશેષ માહિતી જુદા જુદા અહેવાલ [૭૯] દ્વારા પ્રાપ્ત થઇ હતી તેથી તેઓ જૂનાગઢનો કબ્જો સહેલાઇથી લઇ શકાશે તેમ નિશ્ચિત બન્યા હતાં.

આ પછી તા. ૯ નવેમ્બર ૧૯૪૭ના રોજ રાજકોટથી નીલમ બૂચ (પ્રાદેશિક કમિશ્નર), બ્રિગેડીયર ગુરૂદયાલસિંઘ તથા સૈન્યના અધિકારી સી.સી. બક્ષી રાજકોટથી જૂનાગઢ ૧૦૭ કિલોમીટરનું અંતર એક કલાકમાં [૮૦] કાપીને જૂનાગઢ પહોંચ્યા. બરાબર પાંચ વાગ્યા પછી આ કાફલો મજેવડી દરવાજા તરફથી પ્રવેશ્યો અને ત્યારબાદ જૂનાગઢમાં કૂચ યોજવામાં આવી અને શાંતિથી જૂનાગઢનો કબ્જો લઇ લીધો હતો. પછી કબ્જો સોંપવાની વિધિ સાંજે ૬ વાગ્યે કરવામાં આવી હતી, હાર્વે જોન્સ અને ચીફ સેક્રેટરી ધી વાલાએ નિલમ બુચને કાયદેસર રીતે કબ્જો સોપી દેવાયો કે તરત જ પ્રાદેશિક કમિશનરે તેજ દિવસે રાજ્યના ગેઝેટમાં એક ઢંઢેરો પ્રસિદ્ધ કરી તા. ૯/૧૧/૧૯૪૭ના સાંજે ૬ વાગ્યા સુધી હિંદી સંઘ વતી તે જૂનાગઢનો કબ્જો લે છે તેવુ જાહેર કરી લોકોને અને વૈશ્વિક સત્તાઓને જાણ કરવામાં આવી.[૮૧] આ રીતે ૧૫/૮/૧૯૪૭ થી ઉપસ્થિત થયેલી જૂનાગઢની જોડાણની સમસ્યાનો અંત આવી ગયો. આ સમયે લોકોમાં એક લોકોકિત પ્રચલિત હતી કે **'બાર બાબી નવ નવાબ અને તેરમી ટોપી'** એ વાત બરાબર સાચી પડી હતી.

---

૭૭. પારેખ, મુગટલાલ **'જૂનાગઢ તારી અગનયાત્રા'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૭૦.
૭૮. જાની, (ડૉ.)એસ.વી.,**'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૫૯.
૭૯. ફાઇલ નં. ૮૫(૧૩) ઇ.સ. ૧૯૪૭, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.
૮૦. બક્ષી, સી.સી., **'આલ્બમ'**, રાજકોટ, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૩૧.
૮૧. દસ્તુરલ અમલ, જૂનાગઢ (વધારો), ૯/૧૧/૧૯૪૭, પૃ.- ૧.

**૬.૨૪ એડમિનીસ્ટ્રેટરની (વહીવટદાર) નિમણૂંક :-**

જૂનાગઢ રાજ્યનો ભારતસંઘે કબ્જો લઇ લીધા પછી જૂનાગઢના વહીવટદાર તરીકે તારાચંદ એલ. શાહ પછી આઇ.સી.એસ. ઓફિસર શિવેશ્વરકર એમ.બી.ઇ. જેઓ વેસ્ટર્ન ઇન્ડિયા અને ગુજરાત સ્ટેટસ રિજ્યોનલ કમિશ્નરના સેક્રેટરી હતા ત્યાંથી છુટા કરીને તેમને જૂનાગઢમાં તા. ૧૪/૧૧/૧૯૪૭ ના નીમવામાં આવ્યાં. [૮૨] તેઓને રૂા. ૨૦૦૦નો પગાર, આવકવેરાથી મુકત [૮૩] તથા જૂનાગઢમાં બંગલો અને નિયમાનુસાર ભથ્થા આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

**૬.૨૫ એડમિનીસ્ટ્રેટરે (વહીવટદાર) જૂનાગઢ રાજ્યની કરેલ વ્યવસ્થા અને સલામતીના પગલાં :-**

શિવેશ્વરકર ખૂબ જ બાહોશ અને હોશિયાર અને ઠરેલ બુદ્ધિના [૮૪] અધિકારી હતા, તેમણે ખૂબ જ સાવચેતી પૂર્વક કબ્જો સંભાળી, કાયદો અને વ્યવસ્થાની પરિસ્થિતિ રાબેતા મુજબ સ્થાપવા માટે કેટલાક પગલાઓ લીધા તથા નાના મોટા કાવતરાઓ જે લોકો ઘડી રહ્યા હતા તેવા લોકોને કેદ કર્યા ધરપકડો કરી તેમાં 'મુજાહિદ'ના તંત્રી માંડવિયાની પણ ધરપકડ કરવામાં આવી હતી. [૮૫] આ સિવાય અનાજ, ઘાસલેટની વ્યવસ્થા કરવામાં આવી કેટલાક ખાતાઓમાં ફેરફારો કરવામાં આવ્યા. વંથલી પ્રજા મંડળના પૂર્વ પ્રમુખ રતિલાલ દવેને વગર લાયસન્સે રિવોલ્વર રાખવાના ગુનામાં પકડેલા તેને છોડી મૂકવામાં આવ્યા [૮૬] આ વહીવટદારે એક વર્ષમાં જૂનાગઢ રાજ્યમાં સંપૂર્ણપણે શાંતિ સ્થાપી અને નવી વ્યવસ્થા ઉભી કરી દીધી હતી.

**૬.૨૬ નવાબને ભારત પરત લાવવાના પ્રયાસો :-**

નવાબ મહાબતખાન ત્રીજાએ પોતાનું રાજ્ય ગુમાવ્યું તેના માટે મુખ્ય બે કારણો જવાબદાર ગણી શકાય. (૧) જૂનાગઢ રાજ્યનુ પાકિસ્તાન સાથે જોડાણ, (૨) રાજ્ય છોડીને પાકિસ્તાન જતા રહેવું.

નવાબ કોઇપણ કારણોસર અથવા પાકિસ્તાનની સલાહ લેવા માટે પાકિસ્તાન ચાલ્યા ગયા પછી તેઓ જૂનાગઢ પરત ન ફરી શકે તેઓ તખતો ગોઠવાઇ ગયો હતો.જો તેઓ પાકિસ્તાન ભાગ્યા ન હોત તો અહીં જ તે શરણાગતિ સ્વીકારીને રહી શકત પરંતુ તે પાકિસ્તાન ચાલ્યા ગયા હોવાથી ભારત પાછા ફરી શક્યા નહી. તેઓને અને તેમના બેગમોને પાકિસ્તાનમાં જરા પણ ગમતુ ન હતું. ત્યાં કંટાળી ગયા હતા તેમણે પોતાની મનોદશા કેપ્ટન એરીક માર્કસના પોતાની પત્નિને જૂનાગઢ લખેલા પત્રમાંથી પ્રગટ થાય છે. તે પત્રમાં લખાયું હતુ કે શાહજાદાઓને અને બેગમોને કરાંચીમાં ગમતુ નથી બેગમો તો કરાંચીથી કંટાળી ગઇ હતી ભલે કેદ પકડાવુ પડે તેઓ જૂનાગઢ પાછા ફરવા માંગતા હતા, કેપ્ટન એરિક

---

૮૨. દસ્તુરલ અમલ, જૂનાગઢ (વધારો નવમો), ૧૪ નવેમ્બર ૪૭, પૃ.-૧૭.

૮૩. File No. 1/(5), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

૮૪. બક્ષી, સી.સી. **'આલ્બમ'** રાજકોટ, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૬૨.

૮૫. જાની, (ડૉ.) એસ.વી., **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૭૬.

૮૬. File No. 8/(39), PR 1947, રાષ્ટ્રીય અભિલેખાગાર, નવી દિલ્હી.

માર્કસ વધુ લખે છે કે નવાબે નૈતિક હિંમત સિવાય બધુ ગુમાવી દીધુ છે.

જો નવાબને એક તક આપવામાં આવે તો મને ખાતરી છે કે આ વખતે તે શ્રેષ્ઠ બંધારણીય શાસકોમાંનાં એક પૂરવાર થશે [૮૭] આ સિવાય પણ નવાબે પાકિસ્તાનમાં ભારતના હાઇ કમિશ્નરને મળીને જણાવેલુ કે ''મને ભારત પાછો ફરવા દેવાની પરવાનગી દેવામાં આવે તો હુ ભારત સાથે સરદાર પટેલ કહે તે રીતે જોડાવા તૈયાર છું'' [૮૮] પરંતુ એ શક્ય બન્યું ન હોતું. આ પછી પણ જૂનાગઢમાંથી કેટલાક પ્રયત્નો નવાબને પાછા લાવવા થયા હતા જેમાં શ્રી જે.એમ. પંડ્યા, અને મુસાભાઇ નામના બે વ્યક્તિઓ છેક દિલ્હી [૮૯] સુધી ગાંધીજી, સરદાર પટેલ અને રાજકોટમાં શામળદાસ સહિતના નેતાઓને મળી આવ્યા હતાં, પરંતુ તેમાંથી કોઇએ નવાબને પાછા લાવવા બાબતે હકારાત્મક પ્રતિભાવ આપ્યો નહોતો.[૯૦]

**૬.૨૭ સરદાર પટેલનું જૂનાગઢ ખાતે આગમન :-**

જૂનાગઢનો પ્રશ્ન ઉકેલાઇ જતા રિયાસતી ખાતાના પ્રધાન અને નાયબ વડાપ્રધાન એવા સરદાર પટેલે જૂનાગઢની મુલાકાત લેવાનું, પ્રજાજનોને અભિનંદન આપવાનુ નક્કી કર્યુ. તેથી તેઓ દિલ્હીથી વિમાનમાર્ગે જામનગર આવ્યા, ત્યાંથી રાજકોટ આવ્યા અને રાજકોટમાં વિશાળ મેદનીને સંબોધન કર્યુ પછી તા. ૧૩ નવેમ્બર ૧૯૪૭ ના રોજ વિમાન દ્વારા કેશોદ પહોચ્યા અને ત્યાંથી ખાસ ટ્રોલી દ્વારા રેલવે માર્ગે જૂનાગઢ પહોંચ્યા એ સમયે તેમનું ભવ્ય અને દબદબાપૂર્ણ તેમનુ સ્વાગત કરવામાં આવ્યુ હતુ તેમના આગમન વખતે નવાબની કચેરી અને હાલના દરબાર હોલ મ્યુઝિયમમાંથી સોનાચાંદીની ખુરશીઓ, કિંમતી ગાલીચાઓ, જૂનાગઢના રેલવે સ્ટેશનમાં પ્રતિક્ષાલયમાં અને પ્લેટ ફોર્મ ઉપર પાથરવામાં આવ્યા હતા. સરદાર પટેલની સાથે સાથે જ રાજકોટથી એક ખાસ ટ્રેન દ્વારા આરઝી હકૂમતના મોભીઓ જૂનાગઢ આવી ગયા હતા. તે બધાની બહાઉદ્દીન કોલેજના મેદાનમાં સવારે ૧૦ વાગ્યે હજારો લોકોની વચ્ચે સભા થઇ હતી જેમાં સરદારે પોતાની કડક અને ધારદાર વાણીમાં પ્રવચન આપ્યુ અને લોકોને હવે કોઇ ડર રાખવાની જરૂર નથી એવી હૈયાધારણ આપી હતી. સરદારે પોતાના એ પ્રવચનમાં ભારતીય સેનાને અને જૂનાગઢના અધિકારી હાર્વે જોન્સને અભિનંદન આપ્યા હતા. જૂનાગઢ રાજ્ય માટે કહ્યુ કે જૂનાગઢ રાજ્ય કોઇના બાપનો માલ નથી કે તેનું સાટુ થઇ શકે. મુસ્લિમોને તેમણે ચેતવ્યા કે 'જેમને હજી પાકિસ્તાનની પડી હોય તેમને હું કહું છુ કે, તમે હમણાં જ પાકિસ્તાન ચાલ્યા જાવ હું તમને તમારી માલમત્તા ઉપરાંત ૫ રૂ. દક્ષિણા આપીશ' કાં ગઇ ગઇ ગૂજરી ભુલી જાવ અને તમારી પાસેના હથિયારો સોંપી દો તમે તેમ નહી કરો તો તેના પરિણામો ભોગવવા પડશે. જૂનાગઢ રાજ્યને કોઇપણ સંજોગોમાં નધણિયાતુ ન રહેવા દેવાય હકથી મેળવેલી હુ કોઇ ચીજ છોડવા માંગતો નથી.'

---

૮૭. જાની, (ડૉ.)એસ.વી., **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૮૭.

૮૮. Menon, V. P., **'The Story of the Integration of Indian states'**, Op. Cit., Page 141.

૮૯. પારેખ, મુગટલાલ **'જૂનાગઢ તારી અગનયાત્રા'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૬૮.

૯૦. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'બાબી રાજવંશના ગીતો'** જૂનાગઢ, પ્ર.આ. ઇ.સ. ૨૦૦૭, પૃ.-૯૩.

**૬.૨૮ જૂનાગઢનું ભારત કે પાકિસ્તાન સાથે જોડાણ અંગે લોકમત :-**

ભારતના મુત્સદ્દી નેતાઓની મુત્સદ્દીગીરીથી જૂનાગઢના જોડાણ અંગે લોકમત લેવાનુ નક્કી કરવામાં આવ્યું જો કે પાકિસ્તાનને લોકમત અંગેની વાત સ્વીકાર્ય નહોતી. લોકમત અંગેના નિયમો અને મતદારોની યોગ્યતા વ્યવસ્થા વગેરે ઘડવામાં આવ્યા. તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૪૭ના [૯૧] લોકમત લેવાનુ નક્કી કરાયુ. લોકમતના બીજા દિવસે ૨૧/૨/૧૯૪૮ના રોજ આખા જૂનાગઢ રાજ્યમાં જાહેર રજા રાખવામાં આવી હતી [૯૨] આખા જૂનાગઢ રાજ્યમાં ૪૧૧ મતદાન મથકો રખાયા હતાં.[૯૩]

પાકિસ્તાન જોડાણની તરફેણ માટે લીલા રંગની પેટી અને ભારતના જોડાણ માટે લાલ રંગની મતપેટી રાખવામાં આવી હતી. ચૂંટણી સમયે દેશવિદેશના પ્રેસ પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા જેમ કે લંડનના 'સન્ડે ટાઇમ્સ'ના જોશલીન હેનેસી અને 'ડેઇલી ટેલીગ્રાફ'ના ડગલાસ હાજર રહેલા ચૂંટણીની કાયદેસરતા પૂર્ણ કરવા અને લોકોની જાણકારી માટે ચૂંટણીના નિયમો વિસ્તૃત જાણકારી અર્થે રાજ્યના ગેઝેટમાં સંપૂર્ણપણે છાપવામાં આવ્યા હતાં. [૯૪]

મુખ્ય ચુંટણી નિરક્ષક શ્રી સી.બી. નાગરકરે તા. ૨૪/૨/૧૯૪૮ના રોજ લોકમતના પરિણામો જાહેર કર્યા હતા જેમાં ભારતની તરફેણમાં ૧૯૦૭૭૯ મત અને પાકિસ્તાનની તરફેણમાં માત્ર ૯૧ [૯૫] મત પડ્યા હતા. જ્યારે માંગરોળ, માણાવદર, બાંટવા નાના મોટા, સરદારગઢ અને બાબરિયાવાડ, બધાના મળીને કુલ ૧૩૦[૯૬] મત જ પાકિસ્તાનની તરફેણમાં પડ્યા હતા આ રીતે લોકમતનો જબરો પ્રતિભાવ ભારતસંઘની તરફેણમાં આવતા કાયદેસર રીતે આ પ્રશ્નનો ઉકેલ આવી ગયો હોય તેમ સાબિત થતુ હતુ.

**૬.૨૯ ભારત સરકારે નવાબના સરસામાનની કરેલ જાહેર હરરાજી :-**

જૂનાગઢ રાજ્યનો ભારતસંઘે કબજો લેતા તરત જ નવાબના જુદા જુદા અઢાર જેટલા બંગલાઓ અને રાજમહેલોને સીલ કરી દેવામાં આવ્યા હતા. ત્યારબાદ પ્રતિષ્ઠિત માણસોની કમિટી બનાવી રાજમહેલો અને ઓફિસો ખોલીને તેની દરેક વસ્તુઓની સાણસીથી માંડીને સોના, ચાંદી, હીરા, માણેક, ઝર ઝવેરાતની યાદી કરવામાં આવી હતી. નવાબના રાજમહેલો અને મકબરામાંથી બેનમૂન અને કિંમતી વસ્તુઓ પ્રાપ્ત થઇ હતી. એ બધી જ વસ્તુઓની યાદી કરી જુદી જુદી પેટીઓમાં દરદાગીના અને ઝર ઝવેરાત ભરવામાં આવ્યુ હતુ.[૯૭] રાજમહેલો સિવાય જૂનાગઢ રાજ્યની જુદી જુદી ઓફીસો, પેડોક, રથખાના, ગાડી હાઉસ, કેનલ હાઉસ, વગેરે જગ્યાએથી પણ ખટારા મોઢે ચીજવસ્તુઓ મળી હતી એ બધી જ ચીજવસ્તુઓને જૂનાગઢથી બહાદુરખાન હાઇસ્કૂલના (વર્તમાન વિવેકાનંદ વિદ્યા

---

૯૧. દસ્તુરલ અમલ,જૂનાગઢ (જાન્યુઆરી વધારો ત્રીજો), ઇ.સ. ૧૯૪૮, પૃ.-૬૯.
૯૨. દસ્તુરલ અમલ, જૂનાગઢ (વધારો દશમો) ૨૦/૨/૧૯૪૮, પૃ.-૨૫૫.
૯૩. જાની, (ડૉ.) એસ.વી., **'જૂનાગઢના નવાબી શાસનનો અંત'**, પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૨૮૯.
૯૪. દસ્તુરલ અમલ, જૂનાગઢ (ડિસેમ્બર વધારો બાવીસમો) તા. ૨૫/૧૨/૧૯૪૭, પૃ.-૧૦૭.
૯૫. દસ્તુરલ અમલ,જૂનાગઢ (ફેબ્રુઆરી વધારો અગિયારમો) ઇ.સ.૧૯૪૮, પૃ.-૨૫૭.
૯૬. રેફ રેન્ડમ દફ્તર ફાઇલ નં. ૯૫/૪, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.
૯૭. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'ઇતિહાસ મંજૂષા'** જૂનાગઢ, ઇ.સ. ૨૦૦૮, પ્ર.આ., પૃ.-૧૦.

મંદિર) મેદાનમાં ભરીને જાહેર હરરાજી કરવામાં આવી હતી. લોકોના જૂનવાણી માનસ અને વિચારોને લીધે નવાબની એ ચીજો ખરીદનાર બહુ ઓછા નીકળતા એ માલ પાણીના ભાવે જાહેર હરરાજીથી વેચાયો હતો. તા. ૧૯ જાન્યુઆરી ૧૯૪૮ના રોજ નવાબના ગાડીખાના રથખાનાની ૫૦ ગાડીઓ તથા ૧૦ ટાંગા, ૬ સીગરામ, ૩ ખટારા, જાહેર હરરાજીથી વેચવાની જાહેરાત કરવામાં આવી હતી. [૯૮] આ સિવાય પેડોકના ૧૧૦ ઘોડા તથા ૧૪ બળદોની જાહેર હરરાજી કરવામાં આવી હતી. રાજ્યના કેટલ ફાર્મના બકરા, ગાયો, ભેસો, ઊંટ, વાછડા, વાછડીને ૧૬ ફેબ્રુઆરી ૧૯૪૮ના રોજ જાહેર હરરાજીથી વેચવામાં આવ્યા હતાં, તા. ૨૬ એપ્રિલ ૧૯૪૮ના રોજ રાજ્યની મોટરો, સેવરોલેટ, લાસેલ સેડન, રોલ્સરોય, હોર્સ ટુરીંગ, જાહેર હરરાજીથી વેચવામાં આવી હતી, આ રીતે જૂનાગઢની નવાબની ખજાનાની ચીજ વસ્તુઓને બાદ કરતા ઘણીખરી વસ્તુઓને બાગબગીચાઓને જાહેર હરરાજીથી વેચીને તેને પ્રજાનો પૈસો ગણીને એ પૈસો રાજ્યના ખજાનામાં જમા કરાવાયો હતો.

**૬.૩૦ સ્વતંત્ર જૂનાગઢ રાજ્યે નવાબીના અવશેષો મિટાવવાની કરેલ પ્રવૃત્તિ :-**

દુનિયા આખીના ઇતિહાસમાં જોવા મળે છે કે વિજેતા શાસકોએ હારેલા શાસકોની યાદગીરી, સંસ્કૃત્તિ અને તેના નામો મિટાવવાનું કાર્ય કરતો હોય છે. કદાચ એ ન્યાયે ભારતની સ્વતંત્ર સરકારે પણ જૂનાગઢની નવાબીના રહ્યા સહ્યા અવશેષો અને નામો દૂર કરી જેને નવા નામ અપાયા, વહીવટદાર શિવેશ્વરકરની સૂચનાથી તા. ૧૭/૫/૧૯૪૮ના રોજ એક નોટીફીકેશન બહાર પાડી નવાબના રાજમહેલો અને બંગલાઓના નામ સ્વતંત્ર ભારતની હવામાં નીચે મુજબ બદલી નાખવામાં આવ્યાં.

| | મૂળ નામ | બદલાયેલા નામ |
|---|---|---|
| (૧) | મહાબત મંઝીલ | મનોરંજન |
| (૨) | દિલાવર મંઝીલ | દિલારામ |
| (૩) | હિંમત મંઝીલ | હેમંત નિવાસ |
| (૪) | ગુલામ મહંમદ મંઝીલ | ગીરીવિહાર |
| (૫) | અમન મહેલ | શાંતિ નિવાસ |
| (૬) | ઉંમર વિલાસ | ઉમા વિલાસ |
| (૭) | સઇદા સુલતાન મહેલ | શશીકુંજ |
| (૮) | ઉમરાવ મંઝીલ | સોરઠ નિવાસ |
| (૯) | તાજ વિલા | ગ્રિષ્મ નિવાસ |
| (૧૦) | રસુલે ગુલઝાર | રસીક નિવાસ |
| (૧૧) | મહાબતે ગુલઝાર | મંગલ નિવાસ |
| (૧૨) | સાદીક મંઝીલ | અશોક નિવાસ |
| (૧૩) | રસુલ મંઝીલ | રામ નિવાસ |
| (૧૪) | ઇનાયત મંઝીલ | ઇન્દ્ર ભુવન |

૯૮. દસ્તુરલ અમલ, જૂનાગઢ, (જાન્યુઆરી વધારો ત્રીજો), ઇ.સ. ૧૯૪૮, પૃ.-૧૬૭.

| | | |
|---|---|---|
| (૧૫) | સુલતાન મંઝીલ | સ્નેહકુંજ |
| (૧૬) | મહાબત વિલા | મનહર કુટીર |
| (૧૭) | ઓફિસર્સ બંગલો | વિકાસ બંગલો[૯૯] |
| (૧૮) | સિવીલ સપ્લાઇના ડાઈરેકટરનો બંગલો | અન્નપૂર્ણા |
| (૧૯) | પોલીસ કમિશ્નરનો બંગલો | સચેત |
| (૨૦) | ચીફ સેક્રેટરીનો બંગલો | વિદ્યાવિહાર |
| (૨૧) | રેવન્યુ કમિશ્નરનો બંગલો | કૌમુદી વિહાર |
| (૨૨) | કેટલ ફાર્મનો બંગલો | કૃષિ વિહાર |
| (૨૩) | જમાદાર અબુભાઇનો બંગલો | અમૃતકુંજ |
| (૨૪) | દીવાન બંગલો | દિલખુશ |
| (૨૫) | સીટી રાજમહેલ | રંગમહેલ |
| (૨૬) | ખાસ લાલ બંગલો | પુષ્પકુંજ |
| (૨૭) | લાલબાગ ગાર્ડન બંગલો | નિલમકુંજ |
| (૨૮) | ડાક બંગલો | પ્રવાસી ગૃહ |
| (૨૯) | ટ્રાવેલર્સ રેસ્ટ હાઉસ | વિશ્રાંતિ ભવન |
| (૩૦) | રસુલ બંગલો | પંકજ નિવાસ[૧૦૦] |

નવાબ મહાબતખાન ત્રીજાના યુવરાજ દિલાવરખાન નામ ઉપરથી નવાગઢનુ નામ દિલાવરગઢ રખાયુ હતુ તે પણ પાછુ બદલીને નવાગઢ કરવામાં આવ્યુ. વંથલી પાસેના અરણિયાળા ગામનુ નામ બદલીને નવાબના બેગમ સૈયદા સુલતાના ઉપરથી સૈયદા નગર રાખવામાં આવ્યુ હતુ તે પણ બદલીને ફરી અરણિયાળા કરી દેવામાં આવ્યુ. આ સિવાય માળીયા મહાલના મહાબતગઢ અને મહાબતપરાના નામ બદલીને અનુક્રમે કડાયા અને શાંતિપુરા કરવામાં આવ્યુ.[૧૦૧]

જૂનાગઢમાં બહાદુરખાનજી પુસ્તકાલય આવેલું હતું તેનુ નામ ૧૨/૧/૧૯૪૮ થી બદલીને જૂનાગઢ સ્ટેટ લાઇબ્રેરી કરવામાં આવ્યુ હતુ આ સિવાય જૂનાગઢમાં ધી બહાદૂરખાનજી હાઇસ્કૂલનું નામ બદલીને ધી જૂનાગઢ હાઇસ્કુલ, ધી દિલાવરખાનજી હાઇસ્કૂલ વેરાવળનું નામ બદલીને ધી વેરાવળ હાઇસ્કૂલ, ધી લાડલી બીબી એગ્લો ગુજરાતી સ્કૂલ ફોર ગર્લ્સને બદલીને તેનું નામ જૂનાગઢ એગ્લો ગુજરાતી સ્કૂલ ફોર ગર્લ્સ, તથા ધી આયશાબીબી કન્યાશાળાનુ નામ બદલીને જૂનાગઢ કન્યાશાળા નં. ૧, તારીખ ૧૫/૧/૧૯૪૮ થી નામ કરવામાં આવ્યાં.

આ નામોની સાથે સાથે નવાબને તથા તેના અધિકારીઓને જે જે વિશેષ સંબોધન પ્રાપ્ત થયા હતા તે ખુદાવિંદ નવાબ સાહેબ, શ્રી સોરઠ સરકાર, સરકારશ્રી, હિઝ હાઇનેસ, હિઝ હાઇનેસીઝ

૯૯. દસ્તુરલ અમલ, જૂનાગઢ, જુલાઇ ૧૯૪૮, પૃ. ૩૪૭.

૧૦૦. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સપ્ટેમ્બર, ઇ.સ. ૧૯૪૮, પૃ.-૪૭૯.

૧૦૧. દસ્તુરલ અમલ, જૂનાગઢ, સપ્ટેમ્બર, ઇ.સ. ૧૯૪૮, પૃ.-૩૧૦.

ગવર્મેન્ટ વગેરે સંબોધનો રદબાતલ જાહેર કરવામાં આવ્યા હતાં. આ સિવાય મુસ્લિમ નવાબી રાજ્યમાં શુક્રવારે જાહેર રજા રહેતી તેના બદલે તા. ૧૦/૧૨/૧૯૪૭ થી રવિવારની રજા જાહેર કરવામાં આવી હતી.[૧૦૨] જૂનાગઢનો કબજો સંભાળેલ લે. કર્નલ સી.સી. બક્ષી ખુદ લખે છે કે નવાબના જુદા જુદા સ્થળોએ જોડાયેલા નામો કાઢી નખાયા તથા પ્રેસમાં જઇ નવાબના ફોટાવાળા કેલેન્ડરો ઇત્યાદીના બ્લોક તોડી નાખવામાં આવ્યા હતાં. એ કેલેન્ડરો અને બ્લોકને તોડવાને[૧૦૩] બદલે સંગ્રહાલયમાં જાળવી રાખવાનું ઉચિત ગણાત.

## ૬.૩૧ નવાબી મકાનો અને ઇનામી મકાનો ખાલસા કરવા બાબત :-

નવાબ મહાબતખાન ત્રીજા ખૂબ જ ઉદાર અને દાનવીર વ્યક્તિ હતાં, આથી તેમણે પોતાના સગાવહાલા, જી હજૂરીયાઓ અને અધિકારીઓને, સંબંધીઓને અનેક મકાનો બક્ષીસ આપ્યા હતા તે નવાબીનો અસ્ત થતા વહીવટદારે તેને પ્રજાની મિલ્કત ગણીને પાછા લઇ લેવાની અને ખાલસા કરવાની કાર્યવાહી કરી હતી એવા ૨૭થી વધુ મકાનો ખાલસા કરી રાજ્યે કબજે લીધા હતાં.

નવાબીના અંત પછી નવાબના ઢગલાબંધ અધિકારીઓને નોટીસ આપીને જ છુટા કરી દેવાયા હતા તથા જૂનાગઢ રાજ્યની શાળા કોલેજમાં મુસ્લિમ વિદ્યાર્થીઓને ફી માફી મળતી હતી તે જાન્યુઆરી ૧૯૪૮થી રદ કરવામાં આવી હતી. જૂનાગઢ રાજ્યમાં આવેલા હિંદુ-મુસ્લિમ દેવસ્થાનોને અપાતી સહાય બંધ કરવામાં આવી હતી. જૂનાગઢમાં ભવનાથમાં યોજાતા શિવરાત્રીના મેળામાં અપાતી સામગ્રી પણ બંધ કરવામાં આવી હતી.[૧૦૪]

## ૬.૩૨ સ્વતંત્ર જૂનાગઢ રાજ્યના લોકોની શામળદાસ ગાંધીને અરજ :-

હિંદીસંઘ રિયાસતીખાતાની મંજૂરીથી સ્વતંત્ર જૂનાગઢ રાજ્યનો વહીવટ ચલાવવા માટે મંત્રીમંડળ નીમવામાં આવ્યું હતું તેમાં (૧) શ્રી શામળદાસ લક્ષ્મીચંદ ગાંધી, (૨) શ્રી દયાશંકર ત્રિકમજી દવે, (૩) શ્રી પુષ્પાબેન મહેતાને નીમવામાં આવ્યા હતાં ત્યારે અનેક લોકો પોતાના પ્રશ્નોની રજૂઆત કરવા તેઓની પાસે આવતા હતાં.

૧. જાહેર સલામતીધારા હેઠળ ધરપકડ કરાયેલા લોકો છુટવા માટે શામળદાસને અરજ કરતા હતાં.

૨. મહમદબીન હાજીએ દરરોજ હાજરી પુરાવવામાંથી મૂક્તિ મેળવવા માટે અરજ કરી હતી.

૩. મજેવડીના ડૉક્ટર ગરાછને પકડવામાં આવ્યા હતા તેણે પણ પોતાને હવે છોડી દેવા અરજ કરી હતી.[૧૦૫]

૪. જૂનાગઢના હાજી કાસમ અને હાજી આમદ કાપડવાળાને નજરકેદમાં રખાયા હતા, તે હવે જૂનાગઢ સ્વતંત્ર બનતા તેમને છોડવા કહ્યું હતું.

૫. ઉનાના છેલશંકર પાઠકે દીવમાં રહેતા ખોજા કાસમ શામજીએ ઘાસલેટ અને પેટ્રોલથી ઉનાને

---

૧૦૨. દસ્તુરલ અમલ, જૂનાગઢ (ડિસેમ્બર વધારો ૧૧મો) ઇ.સ. ૧૯૪૭, પૃ.-૬૮.

૧૦૩. બક્ષી, સી. સી. **'આલ્બમ'** રાજકોટ, પૂર્વોક્ત, પૃ.-૬૨.

૧૦૪. ખાચર, (ડૉ.) પ્રદ્યુમ્ન ભ. **'ગિરનારનો ઇતિહાસ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ.-૧૨૮.

૧૦૫. **વિશ્વાસુ દફ્તર**, ફાઇલ નં. ૫૮, ઇ.સ. ૧૯૪૮, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

બાળવાની યોજના કરી હતી અને તેનો પુત્ર મદતઅલી જે દીવમાં રહેતો એ પિતા પુત્ર હિંદુ બહેન દીકરીઓને હેરાન પરેશાન કરતા તેની ધરપકડ કરી લેવા આ પાઠકે તા. ૨૨/૧૦/૪૮ના રોજ શામળદાસ ગાંધીને અરજ કરી હતી.[૧૦૬]

૬. ભંગી છોટમકુમારે પોતાને સામ્યવાદી ગણી હદપાર કરવામાં આવ્યો હતો, ત્યાંથી જૂનાગઢ રાજ્યમાં પાછો ફરવા તા. ૭/૯/૪૮ના રોજ શ્રી શામળદાસ ગાંધીને અરજ કરેલ હતી.

૭. પ્રભાસપાટણના જાની રમણિકલાલ પ્રભાશંકરે [૧૦૭] તા. ૨૭/૧૦/૧૯૪૭ના રોજ પ્રભાસ પાટણમાં આવેલ દેહોત્સર્ગના લક્ષ્મીનારાયણ મંદિર બાબતે એ બંધ મંદિરને ખોલી નાંખવા અરજ કરી હતી.

૮. ઘણા બધા લોકો પોતાની નવાબી કાળની નોકરીઓ, પેન્શન અને પગાર બાબતે અરજી કરી જણાવતા કે અમારો પ્રશ્ન સાંભળી આ બાબતે અમને ન્યાય આપો.

૯. ધારીના વૈદ્ય ખીમજી કાનજી યાજ્ઞિકે તા. ૯/૧૦/૧૯૪૭ના રોજ શામળદાસ ગાંધીને પત્ર લખેલ કે ગીરના જંગલમાં નવાબના માણસો લોકોને હેરાન કરે છે, ભેંસો, ગાયો, બકરી, બળદ, સીમમાંથી કાઢી કતલ કરે છે. સંધી, મકરાણી, નવાબીનો પ્રચાર કરે છે તેનો કમાન્ડર ચીફ ફોજદાર દોસ્ત મહમદ રહે છે વગેરે...

જૂનાગઢમાંથી નવાબી રાજ્યનો અંત થતાં સ્વતંત્ર બનેલા જૂનાગઢ રાજ્યમાં ઉપરોક્ત લોકોએ પોતાની સરકારને આવી રજૂઆતો હોંશભેર કરી હતી કે હવે આ પ્રશ્નોનો ઉકેલ આવશે. આ રજૂઆતો અને પ્રશ્નો શ્રી શામળદાસ ગાંધી અને પ્રધાનોએ ટૂંક સમયમાં જ ઉકેલી દીધા હતાં.

**૬.૩૩ જૂનાગઢની સ્વતંત્રતા પછી શામળદાસ ગાંધીનો પરાજય :-**

શામળદાસ ગાંધી જે જોશ અને જુસ્સાથી જૂનાગઢ જીતવા નીકળ્યા હતા અને જૂનાગઢને ભારતીય સંઘે શરણે લીધા પછી પોતાના હાથમાં લીધું પછી જ્યારે લોકશાહી રસમ મુજબ ચૂંટણીઓ આવી તો તેમાં પણ શામળદાસ ગાંધી ઉભા રહ્યા હતા. ત્યારે તેઓ તા. ૧૪/૧૨/૧૯૪૮ના સોરઠની બંધારણ સભાની જૂનાગઢની (સાત) બેઠકમાંથી તેઓ પણ ચૂંટાયા હતાં.

જો કે પછી શામળદાસ ગાંધી જૂનાગઢ અને પોરબંદરમાં ૧૯૫૨ની ધારાસભાની ચૂંટણીમાં ઉભા રહેતા બન્ને જગ્યાએથી હારી ગયા હતા. જૂનાગઢમાં તેમની સામેના ઉમેદવાર શ્રી ચિતરંજન રાજા હતા.[૧૦૮] જ્યારે પોરબંદરમાં તેમના હરિફ માલદેવજી ઓડેદરા હતા. ઓડેદરાને ૧૪૩૫૯ મત મળ્યા અને શામળદાસ ગાંધીને માત્ર ૧૩૨૭ જ મત મળ્યા હતા. આ ચૂંટણીના પરાજય પછી તો શામળદાસ ગાંધી માટે અખબારોમાં ખૂબ જ ખરાબ સમાચારો આવ્યા હતા કે **'શબ્દ ભંભોટીયાનો'** જાદુ ન ચાલ્યો અને સોરઠની જનતાએ તેમને જાકારો દીધો છે વગેરે વગેરે...

---

૧૦૬. દીવાન કોન્ફીડેન્શીયલ દફ્તર, ફાઈલ નં. ૯, ઇ.સ. ૧૯૪૮, ગુ.રા. અભિલેખાગાર, જૂનાગઢ.

૧૦૭. ફાઈલ નં. ૧૮૪/અનુક્રમ નં. ૧૨૯, ગુ.રા. અભિલેખાગાર, રાજકોટ.

૧૦૮. **નૂતન સૌરાષ્ટ્ર** (દૈનિક), તા. ૧/૨/૧૯૫૨.

**૬.૩૪ આરઝી હકૂમત સમયે અને એ પછી રચાયેલા ગીતો :-**

સૌરાષ્ટ્રમાં એ સમયે એવા સમયપારખુ અને બુદ્ધિશાળી તથા આવનાર સમયને ઓળખી જનાર ઘણા કવિઓ હતા, તેમણે આ સમયે પોતે જે નજરો નજર પરિસ્થિતિ નિહાળી તેના ગીતના સ્વરૂપમાં આલેખીને ભારતસંઘને તથા નવાબ અને ભુટ્ટોને સમજાવવાનો કે પોતાની લાગણી એ સ્વરૂપે પણ પહોંચાડવાનો પ્રયત્ન કર્યો હતો.

**સોરઠ બાવની - કવિ દૂલાભાઇ ભાયાભાઇ કાગ**

'સોરઠ બાવની'ના શીર્ષક તળે દૂલાભાઇ કાગે ઇ.સ. ૧૯૪૭માં ૭ ગીતો રચ્યા હતા તેમાં બાવન દુહા હોવાથી તેને **સોરઠ બાવની** નામ અપાયું આ ગીતો ઇ.સ. ૧૯૪૮માં છત્રાવાથી 'સોરઠ બાવની' ના નામે પ્રગટ કરવામાં આવ્યા હતા. આ ગીતોના રચયિતા તો એમ કહે છે કે'વ્યક્તિગત ગીતો તરફ ઘણાને સૂગ હોય છે, થોડી મને પણ છે' પણ સાચો કવિ વીરની વીરતાને બિરદાવ્યા વિના રહી શક્તો જ નથી. એમ જણાવી પોતે ઇતિહાસ અને લાગણીસભર તથા ભારતીયતા અને ગાંધીવાદના ઘોતક ગીતો રચ્યા હતા. જો કે આ ગીતોનું નામ 'સોરઠ બાવની' રાખ્યુ છે પણ તેમાં ગીત તો માત્ર શામળદાસ ગાંધીને બિરદાવતા લખાયા છે, તેથી ખરેખર તેનું નામ 'શામળ બાવની' રાખવું જોઇએ.[૧૦૯]

**(૧) મહોબતખાંને માત સમજાવે[૧૧૦]**

**(શિવાજીને નિંદરૂ ના'વે - એ ઢાળ)**

**મહોબતખાંને માત સમજાવે... એવા મને સોણલાં આવે.....**
**હજુ જા તું ચિત્તથી ચેતી... કૂડું નથી પાપથી કે'તી. ટેક.**
**પાપ ભર્યા પાકિસ્તાનના રે કાંઇ, લાવીઓ ભૂતો લેખ.....**
**દેખાડ્યા આંકડા રૂડા... કરાંચીના કાગળો કૂડા ૧**
**ભૂતે એવો ભરમાવીઓ રે, તારું રૈયત લેશે રાજ.....**
**દગો બાબી વંશને દીધો... ભોળાને ભરખી લીધો ૨**
**હિંદ સાગરમાં ઊપજેલો જે છે, પરપોટો પાકિસ્તાન.....**
**જોતાં જોતાં ફૂટી એ જાશે.... નીરું ભેળાં નીર સમાશે ૩**
**ભૂલી જા મા ભોળા રાજવી રે, તારી માતૃભૂમિના માન.....**
**રૈયત તારી હૃદયે ભોળી..... હાથે સળગાવ મા હોળી ૪**
**પરજા માથે પાવ મેલ્યા, જેણે લેખવી તરણાતોલ.....**
**એવાં કઇક તખતો ઊડ્યાં.... બેડા એના મા'જળે બૂડ્યા ૫**
**સિંધથી ભૂતો લાવીઓ રે, જે બાળી નાખેલાં બીજ.....**
**બે દી એની વાવણી થાશે... વાવેલાં વણસી જાશે ૬**

૧૦૯. જાની, (ડૉ.) એસ.વી. (લેખ)**'સોરઠ બાવની ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં'** (સંપાદક) રોહડિયા (ડૉ.) અંબાદાન **'વાણી તો અમરવંદા'** ગાંધીનગર, પ્ર.આ., જુલાઇ-૨૦૦૩, પૃ.-૭૦.

૧૧૦. કાગ, દુલાભાઇ ભાયાભાઇ **'સોરઠ બાવની'** છત્રાવા, પ્ર.આ.ઇ.સ. ૧૯૪૮, પૃ.-૧.

(તારે) બાપદાદે નથી લેખવ્યા રે, કોઈ હિંદુ ને મુસલમાન.....
સંભાળ બાબી વંશના જાયા... એની આખા દેશને માયા ૭
સોરઠના સહુ ભૂપ સાથે, તારે પેઢી પેઢીના નેહ.....
એને કેમ જાસ તું ભૂલી... બુદ્ધિ તારી શ્વાનમા ડૂલી ૮
પરજા સાગર ઉમટયે રે, લાગે ગરવા માથે લોઢ.....
નેણે જળ આકરાં ન્યાળું... બેડી તારી બૂડતી ભાળું. ૯
સોરઠી સાવજ જાગશે રે, જેદી ઊંઘમાંથી અરઠેલ.....
લેશે અભને ભાલે... ઝીંકું તે દી કોઈ નવ ઝાલે. ૧૦
હેદળે સોરઠ હૂકળે રે, એના ભણકારા સંભળાય.....
માતાના બેટડા ધાશે... સીમું તે દી સાંકડી થાશે. ૧૧
હાથ માથાં લઈ હાલશે રે, જે દી સોરઠી માના બાળ.....
સોડચે કાળા સાપ દેખાશે... ભીંતુંમા ભૂતડાં થાશે. ૧૨
ગરવેથી ગેબી જાગશે રે, ભેળા જાગી જાશે સોમનાથ.....
પાટણનાં પ્રેત સૌ ધાશે... જુનાણુ હાથથી જાશે. ૧૩
બેટડા રસુલખાનના રે, તારાં જર ને ઝવેરાત.....
કરાંચીને હાટ વેચાશે... ભોંઠામણ (આ) દેશને થાશે. ૧૪
મોણીયા વાળી માત નાગલનાં, કાં વીસરી જા તું વેણ.....
હોડે કાં મેલ નવાબી... ભોળા તું છો બારમો બાબી. ૧૫
દિલ્લી કરવા આવી ચાંદલો રે, તુને કંકુનો કપાળ.....
હૈડે જડચું કેનીએ લોઢું... મહોબતખાં ફેર મા મોઢું. ૧૬
પંથ એનામાં કોઈ નહિ હિંદુ ને, કોઈ નહિ મુસલમાન....
ગોતી લે ઓલીઓ ગાંધી... દેશે તારી દોરડી સાંધી ૧૭
'કાગ' કે' છે દિલ દુઃખથી રે, સાથે શિવ સોમૈયાની શાખ.....
રૈયતને કર તું રાજી... બગડેલી સુધરે બાજી' ૧૮

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર કહે છે દીવાન ભુટ્ટો કરાંચીથી ખોટા સમાચારો અને બાહેંધરી લાવ્યો છે તે નવાબને ભરમાવે છે અને રૈયત તમારુ રાજ લઇ લેશે. હકીકતે પાકિસ્તાને જૂનાગઢ રાજ્યને છેતર્યું હતુ અને કોઈપણ પ્રકારની આર્થિક કે લશ્કરી મદદ જૂનાગઢને મોકલી નહોતી કે જે મદદની જૂનાગઢને આશા હતી. રચનાકાર નવાબને ભોળા ગણાવે છે તથા એનો પણ ઉલ્લેખ કરે છે કે તમારા બાપદાદાએ હિંદુ મુસ્લિમ કોઈપણ પ્રકારના ભેદ રાખ્યા નહોતા તેને યાદ કર એમ કહી સલાહ આપી છે તથા નવાબના અનહદ શ્વાનપ્રેમનો ઉલ્લેખ કરી કહે છે કે નવાબ તમારી બુદ્ધિ શ્વાન પ્રેમમાં કેમ ચાલી ગઈ છે. બાકી તમારા પાકિસ્તાનમાં જોડાવાના નિર્ણયથી પ્રજા જાગશે અને તેને તમે ખાળી નહી શકો એમ

કહે છે તે ખરેખર સત્ય અને ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. નવાબના ઝર ઝવેરાત કરાંચીની બજારોમાં વેંચાશે તો અમને શરમ થશે એમ રચનાકાર કહે છે તે વાત હકીકતે સાચી પડી અને કરાંચીમાં નહી પણ જૂનાગઢની બજારોમાં નવાબી સરસામાન જાહેર હરરાજીથી વેચાયો હતો. રચનાકારે નાગબાઇ મોણિયાવાળાની આગમવાણીનો પણ અહીં ઉલ્લેખ કર્યો છે વધુમાં એ પણ દર્શાવ્યુ છે કે દિલ્હી ચાંદલો કરવા આવી એમ કહી રચનાકારે નવાબને સમજાવવા વી.પી. મેનન જૂનાગઢ આવ્યાનો ઐતિહાસિક ઘટનાનો ઉલ્લેખ કર્યો છે. વધુમાં નવાબને કહે છે કે ગાંધીજીના ચરણે ચાલ્યા જાવ તે તમારો પ્રશ્ન હલ કરી દેશે એ ઉલ્લેખ કર્યો છે પણ તે સાચો ન નીવડ્યો કારણ કે દીવાન ભુટ્ટોએ આખરી પ્રયત્નરૂપે શ્રી જે. એમ. પંડ્યા અને મુસાભાઇને દિલ્હી પણ ગાંધીજીને મળવા મોકલેલા પણ ગાંધીજીએ આ પ્રશ્ન અંગે સરદારને મળવાનું કહેલું. રચનાકાર નવાબને પાકિસ્તાનને બદલે ભારત સાથેનું જોડાણ જાહેર કરી બાજી સુધારી લેવાનુ કહે છે, તે સલાહ જાણે કે નવાબે વાત સ્વીકારી કરાંચીમાં ભારતના હાઇ કમિશ્નર શ્રીપ્રકાશને મળીને સરદાર પટેલ કહે તે રીતે જોડાણ ભારત સાથે કરી દેવા નવાબ તૈયાર થયેલા પણ છતાં તે શક્ય બન્યુ નહોતુ. આથી રચનાકારની એ સલાહ માત્ર કાવ્યરૂપે જ રહી ગઇ.

**ગીતની સમજૂતી :-**

રચનાકારે આ ગીતમાં સુંદર અને ભાવવાહી રીતે નવાબનો સ્વભાવ, નીતિરીતિ, શોખ અને ભૂલો વર્ણવી સલાહ પણ આપી છે.ગીત ઇતિહાસસભર અને ભાવવાહી હોવાથી સરળ ભાષામાં સુંદર બોધ આપવાનો પ્રયત્ન કર્યો છે.

**(૨) સેજ તજી દે શામળા**

**દિન એક એવાં ફરમાન ફર્યા,**
**વૃદ્ધ માતની છાતીએ પાવ ધર્યા,**
**અર્ધ ક્રોડ કુમારની માત છતાં, ન હતાં તન તેમ પડી રખડી,**
**હુ તો માવડી વીર દયાનંદની, મારી દેયું પારાધીને પાશ પડી.**
**હતું સિંધ અલેણું તો આગળથી,**
**ઇતિહાસમાં જાહલ વાત કથી,**
**એને કાજ ત્યાં હાલેલ દોઢ હથી,**
**અબળા તણી લાજને કાજ તેદી, મે તો સિંધને બાળી તે ખાખ કરી**
**મારી સોરઠની સિંધને ધણીએ, મને વાંઝણી જાણીને આશ કરી**
**આણ્યાં કાપડ હેમની થાળી હતી,**
**અલંકારમાં ભેળી બુલાખ હતી,**
**(એ) મારે પેરણ એમાં ઇજાર હતી,**
**વરમંડપ કરાંચી મુકામ હતો, પડી લગ્નની ભૂતાને હાથ હતી,**
**મારા ધોળૂડા વાળ બધા રંગવા, ભેળી મ્હેકતી થાળમાં મેંદી હતી.**

**અભિમાન તણી શરણાઈ વગડે,**
**એને માંડવે ઢોલ ત્રંબાળુ ગડે,**
**મને તેડણના રથડા ખખડે,**
**કોઈ ધાઓ રે ધાવણહાર ભલા, મને જોવાને આલમ સારી ખડી,**
**જેણે પાયાં ધોળાં ધોળાં દૂધડીયા, એના ધોળામાં આજે જો ધૂળ પડી**
**મારે અંગે અસુરોની છાંય ચડી,**
**બેટા મોતની હું તો ગણુ છુ ઘડી,**
**મારું સિંધપતિ તન માંગુ કરે, મારે માથે મંડાણી છે કાળ ઝડી,**
**હુ છુ મોહન ગાંધીની માવલડી, મારી છેવટ મોત ઘડી બગડી.**
**કરી હિંદના ભાગ મતિ વિફરી**
**અણહિંસક વાત ન કાને ધરી**
**એણે સોરઠ ભોમની આશ કરી.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર જૂનાગઢના પાકિસ્તાન સાથેના જોડાણને વર્ણવે છે. તથા તેનાથી ભારતની અડધા કરોડની જનતાની શી દશા થઇ તે વર્ણવે છે. તેમાં વળી સિંધમાં હમીર સુમરાએ સોરઠની પુત્રી જાહલને રોકી હતી ત્યારે રા'નવઘણે તેને છોડાવેલ તે પ્રસંગ આલેખી પાકિસ્તાનને ચેતવે છે કે ભારત જરૂર પાકિસ્તાન સામે જીત મેળવશે અને તેના જોડાણને કજોડુ ગણાવી કહે છે આ લગ્ન જોવા યુનો પણ મીડ માંડી રહ્યુ છે તેમ કહી પાકિસ્તાનને ચેતવ્યુ છે કે આ પ્રશ્ન યુનોમાં જશે તો યુનો પણ જૂનાગઢના લોકોનો જોડાણનો હક્ક માન્ય રાખશે. બાકી ઇતિહાસને વફાદાર રૂપકો મૂકીને ગીત રચેલ છે.

**ગીતની સમજૂતી :-**

ગીતકારે ભારતને વૃદ્ધ માતા સાથે સરખાવી તેની મનોદશા વર્ણવી છે. સાથે સાથે ભારત પાકિસ્તાનના ભાગલાનો વલોપાત પણ દર્શાવીને ગાંધીજીની અહિંસક નીતિને પાકિસ્તાને શરમાવ્યાનું કહે છે ત્યારે શામળદાસને કલમ મૂકીને સોરઠમાતાની લાજ રાખવાનું કહે છે.

**(૩) ગગન પંથ ભૂતો ગયો**

**સોરઠ જાગૃતિ દઇ, બાબી ઘર દીઆ નિસાસા,**
**હિંદી સંઘ જય આશ, પાક ઘર દઈ નિરાશા,**
**સોમનાથ કો ભવન, ઠઠોલી દઇ યવન જગ,**
**સામલ કો સમશેર, કાગ કો દિઆ કાવ્ય મગ,**
**કિય કાજ ઈતે ઉપકારકે, પાત્ર આપ અપયશ ભયો,**
**બેઠી વિમાન ઘર સિંધ મે, ગગન પંથ ભૂતો ગયો,**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

અહીં રચનાકાર જણાવે છે કે ભૂતો તો પાકિસ્તાન નાસી ગયો પણ કેટલુંક આપતો ગયો તેમાં

સોમનાથનું મંદિર બંધાવાનુ તે વાત સાચી પડી કારણ કે તા. ૧૩/૧૧/૧૯૪૭ના રોજ સરદાર પટેલે સોમનાથ જઇ મંદિર બાંધવાનો સંકલ્પ જાહેર કર્યો. વળી શામળદાસે મુંબઇમાં આરઝી હકૂમતની સ્થાપના કરી ત્યારે તેને તલવાર બંધાવાયેલી હતી તેણે જૂનાગઢને આઝાદ કરાવ્યું. ભૂતો આટલુ આપીને વિમાનમાર્ગે કરાંચી ભાગી ગયો તે વર્ણવ્યુ છે.

(૪) **વાણીયો વીફર્યો :-**

**સોરઠનો જાયો - વકરી બેઠો ધીંગાણે વાણિયો.**
**તાણીને હાલ્યો વીર તીખી તરવાર રે - સોરઠનો જાયો -**
**હાથમાં લીધી ભવાની ભેંકાર રે - સોરઠનો જાયો - ટેક**
**રોષે ભરીઆં જુનાણાના રાજમાં (૨),**
**ફરીયાં જેદી સિંધવાળા ફરમાણ રે - સોરઠનો જાયો -**
**ફરીયાં પાકિસ્તાનવાળાં ફરમાણ રે - સોરઠનો જાયો - ૧**
**તાગ્યો પંજાબ બંગાળને તાગીઓ (૨),**
**તાગી લીધાં એણે જમનાંજીનાં નીર રે - સોરઠનો જાયો -**
**તાગી લીધો ઝીણે દિલ્હીનો દરબાર રે - સોરઠનો જાયો - ૨**
**હિંદને કાપી હરાડો હાલીઓ (૨),**
**કાપવા આવ્યો સોરઠી - માનાં શરીર રે - સોરઠનો જાયો -**
**માપવા આવ્યો સોરઠનાં ગાંડાં નીર રે - સોરઠનો જાયો - ૩**
**મોભી ધાજો પોકારે માવડી (૨),**
**લોપશે માની સિંધના જાયા લાજ રે - સોરઠનો જાયો -**
**લૂંટશે મારી કરાંચીવાળો લાજ રે - સોરઠનો જાયો - ૪**
**છોડી મુંબઇ ને છોડી મોટરૂં (૨),**
**છોડીઆ શામળ કલમુંવાળા સાથ રે - સોરઠનો જાયો -**
**શામળા છોડી મોલાતુંની મોજ રે - સોરઠનો જાયો - ૫**
**રણનો પાયો રાજાણે રોપીઓ (૨),**
**ધ્રુસકે વાગ્યા તરઘાયા ત્રંબાળ રે - સોરઠનો જાયો -**
**સિંધમાં એની પડી કાળી ફાળ રે - સોરઠનો જાયો - ૬**
**હાકલ દીધી ને સોરઠ હૂકળ્યો (૨),**
**ભોમ ધણેણે ને ધૂંધળો આભે ભાણ રે - સોરઠનો જાયો -**
**પડઘા પડીઆને સિંધ પડી ચકડોળ રે - સોરઠનો જાયો-૭**
**ભેચક બનીને ભૂતો ભાગીઓ (૨),**
**ભાગીઓ ભેળો ભોળીઓ મહોબતખાન રે - સોરઠનો જાયો-૮**
**તોડ્યા મરવા ને રોપી તુલસી (૨),**

**હાટ બજારે સૌ બોલે 'જયહિંદ' રે - સોરઠનો જાયો -**

**ચોક જુનાણાને સૌ બોલે 'જયસાંબ' રે - સોરઠનો જાયો-૯**

**જે ઘર પાક્યો છે મોહન મા'ત્મા (૨),**

**(ત્યાં) શામળો પાકે એની નપવાઈઉ નો'ય રે-સોરઠનો જાયો**

**ભડ શામળ છે મોહનનો ભત્રીજો રે-સોરઠનો જાયો-૧૦**

**કોટિ વંદન ગાંધીને 'કાગ'ના (૨),**

**શામળે તાર્યો બૂડતો સોરઠ દેશ રે - સોરઠનો જાયો -**

**શામળે માની ઉજવાળી છે કૂખ રે - સોરઠનો જાયો-૧૧**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

વાણિયાઓ વેપાર વાણિજ્ય માટે પ્રખ્યાત છે પણ તેને બદલે અહીં શામળદાસ ગાંધી વાણિયો હોવા છતાં વિફરીને આરઝી હકૂમત રચીને કેડે તલવાર બાંધીને જૂનાગઢને આઝાદ કરવાના ધર્મયુદ્ધમાં ઉતરી આવ્યો છે.પાકિસ્તાનથી સોરઠમાતા એટલે કે જૂનાગઢ કકળી ઉઠયુ ત્યારે સિંધપતિ પાકિસ્તાન જૂનાગઢને હડપ કરવા બેઠુ ત્યારે શામળદાસે તલવાર લીધી તે સાચું વર્ણવ્યુ છે, કારણ કે મુંબઇમાં આરઝી હકૂમતની રચના પછી તેઓ મુંબઇથી રાજકોટ આવવા નીકળ્યા ત્યારે અમૃતલાલ શેઠે શામળદાસ ગાંધીને તલવાર બંધાવી હતી અને લાભુબહેને વિજય તિલક કર્યુ હતુ. વળી રાજકોટ આવતા અનેક સોરઠપુત્રો રાજકોટ લડવા માટે આવી પહોંચ્યા અને શામળદાસ ગાંધી સોરઠી જનતાના તારણહાર બની ગયા કાગ દૂલાભાઇ તેમને વંદન કરે છે અને શામળદાસે માની કુખ ઉજાળી કહીને બિરદાવે છે.

**ગીતની સમજૂતી :-**

જૂનાગઢના પ્રશ્નને પોતાનો ગણી વણિક શામળદાસ ગાંધી વિફર્યા  અને તેમણે આરઝી હકૂમતના વડા તરીકે તલવાર બાંધી હતી તેઓ સિંધ અને પાકિસ્તાનને હરાવશે અને જૂનાગઢને આઝાદી અપાવશે અને સોરઠમાં ઠેર ઠેર જયહિંદ અને જયહિંદના નારા જાગશે એમ કવિએ વર્ણવ્યું છે.

**(૫) શામળા ! ધીરો ધીરો:-**

**શામળા ! ધીરો ધીર રણ, ખેલજે.**

**ધીરે ધીરે તોળજે તરવાર રે - શામળા ! ધીરો ધીરો - ટેક**

**ધીરે ધીરે ડગલે હાલજે - શામળા / ધીરે ધીરે તું હાલજે,**

**ઉતાવળે ધરતી મેલે માણ રે –**

**ઉતાવળે ધરણી ડોલી જાય રે - શામળા - ૧**

**ધીરી ધીરી આંખડીઉ ખોલજે - શામળા ! ત્રીજી આંખડી નવ ખોલજે**

**આકરી મીંટ પ્રજળે પાકિસ્તાન રે -**

**આકરી આંખે સળગે પાકિસ્તાન રે - શામળા - ૨**

**ધીરા મસાણ જગાડજે રે - શામળા ! ધીરા સમશાણ ચેતાવજે,**

**જાગી જાશે પાટણવાળાં પ્રેત રે -**

**જાગશે - ગાંધી ! ભૂચર મોરીનાં ભૂત રે - શામળા - ૩**

**ધીરો ધીરો બોલજે - શામળા ! ધીરાં ધીરાં વેણ બોલજે,**

**ઉતાવળે ભડકે થાશે આગ રે -**

**સાગરીયામાં ઊઠી જાશે આગ રે - શામળા ! - ૪**

**ધીરે ધીરે નેણા ભાંગજે - શામળા ! ધીરી ભ્રકુટી તું ભાંગજે,**

**ભાંગશે કાળા પાષાણોના પહાડ રે -**

**ત્રૂટશે મોટા ગરવા જેવા પહાડ રે - શામળા ! - ૫**

**ધીરે નોતરજે કાળી કાળકા - શામળા ! ધીરે નોતરજે કાળી કાળકા,**

**બ્રહ્માંડોને ભરખી જોજે ન જાય રે -**

**દુનિયા આખીને ભરખી જોજે ન જાય રે - શામળા ! - ૬**

**ધીરી ધીરી કલમ ચલાવજે - શામળા ! ધીરી લેખણને લડાવજે,**

**લાગી જાશે ડુંગરડામાં લાય રે -**

**લાગી જાશે વનરાયુંમાં લાય રે - શામળા ! - ૭**

**ધીરાં ધીરાં અંગડાં ડોલાવજે - શામળા ! ધીરા તુ અંગડાં ડોલાવજે,**

**ડોલણે તારે ડોલે સોરઠ દેશ રે -**

**ડોલણે તારે ડોલે છે હિંદવાણ રે - શામળા ! - ૮**

**ધીરો ધીરો રાફડા ખોદજે - શામળા ! ધીરી મોરલડી વગાડજે,**

**ઉતાવળે ભોરીંગ ભાગી જાય રે -**

**જલદી કીધે વશિયર ચેતી જાય રે - શામળા ! - ૯**

**ઊંચી જુનાણાની મેડીયું - શામળા ! ધીરે ધીરે પગ માંડજે,**

**ધીરે ધીરે બિરદાવે છે 'કાગ' રે -**

**ધીરાં ધીરાં ગીત ગાય છે 'કાગ' રે - શામળા ! - ૧૦**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતમાં રચનાકાર શામળદાસ ગાંધીને મુંબઈથી આરઝી હકૂમતની રચના કરીને રાજકોટ આવ્યા બાદ ધીરે ધીરે આગળ પગલા લેવાની સલાહ આપે છે. હકીકતે આરઝી હકૂમતે રાજકોટ આવ્યા બાદ ૩૦/૯/૪૭થી છેક ૨૩/૧૦/૪૭ સુધી ધીરજ રાખી અને ૨૪ ઓક્ટોબરના રોજ બધી જ પૂર્ણ તૈયારી સાથે અમરાપુર ઉપર હુમલો કર્યો. વધુમાં રચનાકારે એવી પણ સલાહ આપી હતી કે ઉતાવળે ભડકા થશે અને ખુવારી ન થાય માટે ચેતવ્યા છે. આ સલાહ સિવાય અન્ય કોઈ ઈતિહાસ આ ગીતમાં ઉલ્લેખાયો નથી.

જૂનાગઢમાં એવી અફવા ફેલાણી હતી કે પાકિસ્તાને જૂનાગઢને હથિયારો અને દારૂગોળો પુરો પાડ્યો છે, આથી રચનાકારે તે અફવાને માનીને શામળદાસને ચેતવ્યા છે.

(૬) **શામળો સામો મળ્યો**

**માવડીનાં તેડાં, જુનાણાને કેડે, શામળીઓ સામો મળ્યો - ટેક**

**બોલાવ્યો બોલ નવ બોલે - શામળીઓ (૨),**
**કોઈની ખબરૂ ન કાઢી - શામળીઓ – ૧**
**મુંબઈની મીઠપું નો'તી શામળને (૨),**
**આંખ્યુંમાં ઝરતી'તી આગ્યું-શામળીઓ–**
**નેણુંમાં જગતી'તી જવાળા-શામળીઓ – ૨**
**છાપાની વાત નવ માંડી - શામળીએ (૨),**
**(એણે) ભૂતાની મોકાણ માંડી - શામળીઓ – ૩**
**હાથમાં લેખણું નો'તી. શામળને (૨),**
**ભુજમાં ભીડી'તી ભવાની - શામળીઓ – ૪**
**ફૂલડાંની માળા નો'તી શામળને (૨),**
**કંઠડે માથડાંની માળા - શામળીઓ –**
**લાખ લાખ માથાની માળા - શામળીઓ – ૫**
**પ્રેમનાં નોતરાં નો'તાં શામળને (૨),**
**તીખી તરવારૂંનાં તેડાં - શામળીઓ –**
**તોપો બંદુકોનાં તેડાં - શામળીઓ – ૬**
**કોઈની વાટડી ન જોતો એ શામળો (૨)**
**વાટું ધીંગાણાની જોતો શામળીઓ –**
**પાછુ વાળી નવ જોતો - શામળીઓ – (૭)**
**'કાગ' કે ભેળો (કોઈ) નો'તો રખોપીઓ (૨)**
**(એતે) સંત તણી આશીષું - શામળીઓ –**
**(એને) રામ તણા રખવાળા - શામળીઓ – ૮**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

જૂનાગઢનો સળગતો પ્રશ્ન સાંભળીને મુંબઈમાં મોજીલું જીવન જીવતા અને 'વંદેમાતરમ્' છાપાના તંત્રી અને લેખણ કહેતા પેનના વાપરનારાએ હાથમાં તલવાર લીધી ને નીકળી પડ્યાં. તેને કોઈનો જાણે કે સાથ પણ નહોતો માત્ર ગાંધીજીના આશીર્વાદ, રામના રખવાળા હતા એમ રચનાકાર કહે છે. તે વાત હકીકતે સાચી રચનાકારે લખી છે કારણ કે આરઝી હકૂમતને ભારત સરકારે માન્ય કરી નહોતી. માત્ર ગાંધીજીના આશીર્વાદ અને છુપી રીતે સરદારની મીઠી નજર જ મળી હતી એમ વર્ણવીને શામળદાસ ગાંધીના ભરપૂર વખાણ રચનાકારે કર્યા છે. પરંતુ તે એકલા તો ન જ હતાં, અનેક આગેવાનો અને જૂનાગઢ સૌરાષ્ટ્રની પ્રજાનો તેને ટેકો હતો. એ સ્મૃતિમાં રાખવું જરૂરી છે.

(૭) ગુનાનું વેરનો લેવું–

આખો અવતાર નો ગાવું, બનેલું વીસરી જાવું,
એવુ છે સંતનું કે'વુ, ગુનાનું વેર નો લેવું - ટેક
રામે અસુરોને રોળીઆરે લીધું રાવણવાળું રાજ –
લીધા કેડે લોભ નો કીધો... વિભીષણને વારસો દીધો –
ધજા રઘુવંશની દીધી... લંકા પાછી હેમની દીધી – ૧
રાજ લીધું બલિરાજનું રે પ્રભુ વામન થઈને વિરાટ –
આંઈયાં એનું આંચકી લીધું... પાછું એને સોગણું દીધું – ૨
હાથ લીધા પછી ઝેર જાણી એને રાખ્યું ન કોઠા માંય –
શિવે વિષ ઢોળી ન નાખ્યું... હળાહળ કંઠમાં રાખ્યું – ૩
મગધ દેશનો રાજવી મોટો ભારતે જીત્યો ભીમ –
જોરે જરાસંધને માર્યો... (પણ) બેટાને તો પાટ બેસાર્યો – ૪
(ત્રાહિ) પાહિ પોકારે ને શરણે આવે હોય ગુના હજાર –
ગુનેગાર આશરો માગે... એને હિંદવાણ નો ત્યાગે – ૫
સિંહસાદુળો ને હિંદ માતા એના આદિ અનાદિના નીમ –
ભાગ્યા માથે થાપ નો મારે... હારેલાને હિંદ ઉગારે – ૬
સિંધમાં જઈને જોઈ લીધુ એણે પાપી પાકિસ્તાન –
કાણે આતમો લાવે... દિલ્લીને શરણે આવે –૭
હાથ જોડી એ જો હિંદની પાસે (એની) ભૂલની માગે માફ –
(તો) એનો કાંઈક આણજો આરો... બૂડેલાને કાઢજો બારો – ૮
બાળુડા નાનાં ને બેગમુ રે એની દિલમાં દયા ખાઓ –
શાંતિના માર્ગ શીખાડો... પ્રગટેલા પાપને પાડો – ૯
માન મોભો ને આબરુ આપે રૈયત રાખે રાજ –
લખી દે એ કાગળે કોરે... (કદી) સોરઠની દિલ નવ ચોરે – ૧૦
ભાન ભૂલ્યો તોય ખાન મહોબત છે આ સોરઠનો સંતાન –
એનો નવ ઓરતો રાખો... મોટપ હિંદવાણની દાખો – ૧૧
'કાગ' નથી મે તો ભાળીઉંરે કદી મહોબતખાનું મુખ –
મારે નથી એહસુ પ્રીતિ... ગાંધીજીની ગાઈ મે નીતિ – ૧૨

ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-

આ ગીતમાં રચનાકારે સમગ્ર ભારતની નીતિરીતિ અને વ્યવહારને વર્ણવ્યો છે કે ભારતની સહિષ્ણુતા રહી છે કે હારેલાને માફ કરી દેવુ એમ કહીને રામાયણ, મહાભારતના પાત્રોના દાખલા આપી નવાબ મહાબતખાન જો માફી માંગે તો જૂનું ભૂલી જઈને તેનો ગુનો માફ કરવાની વિનવણી

શામળદાસ ગાંધી અને આખા ભારતને કરી હતી. આ એક જ ગીતને કોઇએ સ્વીકાર્યુ નહી અને નવાબે પોતાને સત્ય સમજાતા ભારત સાથે જોડાણ કરવા તૈયાર થયા પણ તેની તે વાત સ્વીકારાઇ નહી. આથી આ ગીત રચનાકારે રચ્યુ પણ તેની કોઇપણ પ્રકારની અસર તે યુગના રાજપુરૂષો ઉપર થઇ નહોતી એ રીતે ભારતીય રાજપુરૂષોએ ભારતીય નીતિરીતિને એક બાજુ રાખી નવાબની ભૂલને માફી ન આપી અને તેને ભારત પાછા ન જ ફરવા દેવામાં આવ્યાં.

**ગીતની સમજૂતી :-**

રચનાકારે આ રચનામાં સંપૂર્ણપણે ભારતીય વિચારધારાને ગૂંથીને ભારતની માફી આપવાની પરંપરાને સદષ્ટાંત વર્ણવી છે અને રાવણ, બલિરાજ, શિવ, મગધના રાજવી વગેરેના દાખલા આપી નવાબને માફી આપવાનુ આલેખ્યુ પણ તે ગીતરૂપે જ રહ્યુ તેની કોઇપણ પ્રકારની અસર ભારત સરકાર કે રાજપુરૂષો ઉપર થઇ નહી અને રચનાકારનો આ ગીત દ્વારા ભાન ભૂલેલા નવાબને માફ કરીને ઉદાર મન રાખવા કરેલ સૂચનને ભારત સરકારે યોગ્ય ન લાગતાં સ્વીકાર્યું ન હતું.

**(૮) જૂનાગઢના હિજરતીઓનું દુઃખ[૧૧૧] – અનામ**

**જૂનાગઢ, સુરત તારી લાગે બહુ ભયકારી**
**દેવ દેવીનુ બેસણું, તારૂ દુલો જયાં દાતાર**
**શેળ પડ્યા ત્હારી રૈયત માથે, સાવ બની લાચાર**
**સુના રસ્તા સુની શેરીયો, સુનુ આખુ ગામ,**
**બેકાગ લાગે હાય જૂનાગઢ જાણે ભૂમિ સ્મશાન**
**વાણિયા બ્રાહ્મણ વકીલ ભાગ્યા, સોની મોચી તે હકીમ**
**કડિયા, કોળીને સઇ, તંબોળી ભાગ્યા લોક તમામ**
**ભાન ભૂલ્યા થઇ ભાગવા માંડ્યા હસવું ને વળી હાણ**
**નાગર ભાગ્યાને ભડકયા બધા, સાવ પડ્યું ભંગાણ**
**રાજકુટુંબને રાજા ભાગ્યો, વાળ્યો આડો આંક**
**મોટા મોટાએ નાશ ભાગ કરી, ત્યાં શુ કરે રૈયત રાંક**
**વાટે ઘાટે ચૌરે ચોકે, ભયની વાતો થાય,**
**હાય કપાણા, હાય મરાણા, ફડકલા જીવને ખાય**
**આડોશી પૂછે પાડોશીને, તમે નવીન સાંભળ્યું શું ?**
**જીવ બચાવવા ભાગજો તમે સાચુ કહુ છુ હું,**
**મોટર મોંઘી ટાંગા મોંઘા, મજૂર મોંઘા થાય,**
**પ્રાણથી વ્હાલી ચીજો વેચી, લાગી ધરો ધર લ્હાય,**
**બિસ્તર બેડીંગ ટ્રકને ટીફીન, ખિસ્સા પાકીટ જોવાય,**
**અરે ધોતિયા-પોતિયાં બધું તપાસે, હાડમારી ન ખમાય,**

૧૧૧. **સૌરાષ્ટ્ર ભૂમિ** (દૈનિક), જૂનાગઢ, તા. ૮/૧૧/૨૦૦૮.

કસ્ટમ ચોકી જમિયતવાળા જાજુ જોર બતાવે,
દુબળો સિપાઇ જમિયતવાળા જાજુ જોર બતાવે
દુબળો સિપાઇ ઢેડવાડે જતો કરતો શોરબકોર
ફર્સ્ટ - સેકન્ડને થઈ સરીખા ટ્રેનમાં ભીડભાડ
નોકરિયાતુ ભાયડા એકલા, હાથે પકવે તે ખાય,
અરે બાયડી છોકરા રામ ભરૂસે સો સો વાતે મુંજાય
કામવાળા પણ ભાગી ગયાને કરવા ઘરના કામ,
ભાણા ભુસવા વાસીદાં કાઢવાં, ઝીણુ મોટું તમામ,
બૈરા છોકરાના કાગળ આવે, અહીયા ગમતુ નથી જરાય,
પુરૂષ બાપડો શું કરે, એ તો મુંગે મોઢે મુંઝાય
રસ્તે બજારે દેવ મંદિરએ, ડોસા ડોસીઓ દેખાય,
લાકડીનો ટેકો ન હાથમાં ડાબલી, કહેવાય ને ન સહેવાય,
ગરવો સોરઠ શહેર જૂનાગઢ પહેલા નંબરનુ રાજ
વેળા પડી રાત રૈયત માથે, આજ બની માહતાજ
ભૂતો, અબ્રેહાની, ખોખર, નકવી ઉલ્લુ ભેગા થયા ચાર
ગજા વિનાના ગધેડા ઉપર, મૂક્યો રાજયનો ભાર
ઓછી મતના અક્કલ હીણા, મોટરમાં ફરતા ટાટમટાટ
ખરાખરીના ખેલ આવ્યા ત્યા, થઇ છે ફાટમફાટ
દાહ લાગ્યો છે ડુંગરે ડુંગરે રાખજો ધારણધીર
બળતામાંથી બચાવશે વ્હાલો, જેણે પૂર્યા નવસો નવાણુને
બાબી વંશના ઈતિહાસમાં, આવુ કોઇદી નહોતુ થયુ,
ઈસ્લામી સિંધી આવ્યા પરદેશથી, રાજય ઘોડાને ગયુ
ગિરનાર-દાતાર ડુંગર ડોલે, ભાખે ભવિષ્ય વાણી,
બાર બાબી ઉપર તેરમો નથી, પડતીની આ નિશાની,
આફતમાંથી ઉગારજો પ્રભુ, તમે છો દીનદયાળુ,
વીનવે રૈયત હાથ જોડીને, લેજો અમારી સંભાળ,
જૂનાગઢ સુરત ત્હારી લાગે બહુ ભયકારી,
આરઝી સરકાર આવી વ્હારે, ગામો ગામ લેવાય,
તો પણ ન ચેત્યા ચારે મૂર્ખા, લાગી પુરે પુરી લ્હાય,
મુંઝાણાને ભીંસાણા ત્યારે, વિસામણ પૂરી થઇ,
બિનશરતે સ્વીકાર્યુ શરણુ, હિંદી સંઘનુ જઇ
ગિરનાર દાતાર ડુંગરા ડોલે, જયાં જાજા દેવસ્થાન,

**ઝાલર ટકોરી બંધ થયા, સાથે આરતી કેરા ગાન**
**પુરાણ ગ્રંથો માહે ભાખી, ભવિષ્ય કેરી વાણી**
**બાર બાબી તેરમો નથી, પડતીની આ છે નિશાની**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

કોઇ અનામી રચનાકારે જે તે સમયની જૂનાગઢની તાદશ્ય પરિસ્થિતિ સચોટ અને ભાવવાહી શબ્દોમાં ઇતિહાસને વફાદાર રહીને આલેખી છે. ગીતની શરૂઆતમાં જૂનાગઢ પાકિસ્તાન સાથે જોડાતા જે ભયંકર લાગવા માંડ્યુ તેનુ વર્ણન કરે છે કે ગામમાંથી તમામ જ્ઞાતિના લોકો હિજરત કરી ગયાનુ વર્ણવીને લખે છે કે સાથે સાથે આ સમયે અનેક અફવાઓ ઉડતી હતી કે પાકિસ્તાને દરિયાવાટે લશ્કર મોકલ્યુ છે, ઝાંઝરડામાં માણસોને મારી નંખાયા વગેરે તેણે વર્ણવેલ છે.

વળી જે જે લોકો હિજરત કરી ભાગ્યા તેની મનોસ્થિતિ પણ રચનાકારે વર્ણવી છે કે હાય હાય મરાણા, કપાણા એમ વિચારતા ધ્રુજતા ધ્રજતા સ્ટેશને ભાગ્યા ત્યાં પણ કસ્ટમ અને પોલીસતંત્ર સામાન ફેંદતા અને હેરાન પરેશાન કરતા તે વર્ણવ્યુ છે. એ સમયે ટ્રેનમાં કોઇ જ વર્ગો નહોતા પણ બધા જ ડબા એકસરખા ગણાતા એ સનાતન સત્ય લેખકે બરાબર આલેખ્યુ છે વળી હિજરત કરી જતા દરેક ઘરમાં એકાદ પુરૂષ જ રહ્યો હતો તે હાથે રસોઇ કરી ખાતો હતો, કામવાળા પણ હિજરત કરી ગયા હતા. હિજરત કરી બહાર ગયેલા કુટુંબીજનો ત્યાંથી જૂનાગઢ પોતાના વડીલને લખતા કે અહી ગમતું નથી પણ આ સમયે વડીલ કે પિતા બિચારો લાચાર હતો કે પોતે શું કરે ?

જે જૂનાગઢનું રાજ્ય સૌરાષ્ટ્રનું પ્રથમ વર્ગનુ રજવાડું હતું તેમાં ચાર વ્યક્તિ (૧) દીવાન ભૂતો, (૨) ઇસ્માઇલ અબ્રેહાની, (૩) ખોખર, (૪) પોલીસ ઓફીસર નકવી એ નવાબને જૂનાગઢને પાકિસ્તાન સાથે જોડાવાની ખાસ સલાહ આપેલી. કવિ તેમને મૂર્ખ ગણાવે છે, તથા વધુમાં એમ કહે છે કે આવડત વિનાના આ લોકો ઉપર નવાબે આ પ્રશ્ન છોડ્યો તે ઓછી બુદ્ધિના કેવુ પરિણામ લાવે એનું દષ્ટાંત છે. સાથે સાથે રચનાકાર એ વર્ણવે છે કે બાબીવંશના ઇતિહાસમાં આવુ કોઇ દિવસ બન્યુ નથી તેમ કહી બાબી નવાબોની સહિષ્ણુ અને ઉદારનીતિને પણ યોગ્ય સ્વરૂપમાં બતાવી છે. પછી જૂનાગઢ રાજ્ય માટે જે લોકોકિત કહેવાતી તેનો ઉલ્લેખ કરી કહે છે કે નવાબ તમારે એ તો યાદ કરવુ હતુ કે બાર બાબીને તેરમી ટોપી. આ વાત આપના આ જોડાણથી સાચી પડવાની છે આ પછી ભારત સંઘે જૂનાગઢ રાજ્યનો કબજો લીધો તે પણ વર્ણવવાનું ભૂલ્યા નથી.

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર ભલે બેનામ રહ્યા હોય પણ તે જૂનાગઢની તે સમયની તાદશ્ય પરિસ્થિતિના જાણકાર હોય તેમ જણાય છે. વળી આખુ ગીત જૂનાગઢની પરિસ્થિતિ જેમ જેમ આગળ વધતી ચાલી તેમ તેમ તે પરિસ્થિતિનુ વર્ણન આલેખ્યુ છે પૂર્ણ જાણકારી વિના કોઇ આ પ્રકારનુ ગીત આલેખી ન શકે અથવા તો આ ગીત જૂનાગઢનો પ્રશ્ન પતી ગયા પછીના કોઇ સમયે રચાયું હોવું જોઇએ. પરંતુ રચનાકાર એક પણ જગ્યાએ અતિશયોક્તિ કરતા નથી કે એકપણ પરિસ્થિતિને વર્ણવવાનુ ચૂકયા નથી તે તેની આવડત અને કાવ્ય શક્તિની કુશળતા

બતાવે છે.

(૯) **કવિ હિંગોળદાન ભગવાનભાઈ નરેલા - ભાવનગર** [૧૧૨]

**અકાળાણાં અહરાણથી, સઘળા સાધુ સંત એનો આરતનાદ અનંત, તે સાંભળ્યો કાને શામળા**
**ગુલામીની ગોદમાં જે ધોરતી નીંદ ઘેઘૂર, ઇ સોરઠ ધરને સુર ચડાવ્યુ શામળા (૧)**
**મોરબી જામ મહીપથી ન સમજ્યો નવાબ, એનો જનતાએ માંગ્યો જવાબ, સમરાંગણથી શામળા**
**સહાય કરવા સૌરાષ્ટ્રની તને શેઠે બંધાવી સમશેર, ઇ જુલમને કરશે ઝેર સાચી શક્તિ શામળા (૨)**
**વીર વરૂ સુરગ સમો, સૂરો મળ્યો સાથ, ઇ હકૂમત કરશે હાથ, સૌ જનતાની શામળા**
**ઉછરંગ પ્રજામાં આર્ય તો ઢેબર આજ, ઇ કરશે ઉજ્જવળ કાજ સઘળાં તારા શામળા (૩)**
**જે કર પકડી કલમ તું લખતો વિવિધ લખાણ, ઇ કરમા કીરપાણ શોભાવી શામળા**
**જાદુગર ઝીણા તણી વાગી વાંસલડી, ઇ ભાન ભૂલ્યા ભૂતા તણુ જીગર ગઇ ઝકડી (૪)**
**વળામણ વાઘણિયા તણુ આરઝીને અદ્‌ભૂત, એથી ભાગ્યુ ભૂતાનુ ભૂત સાચ ભાળીને શામળા**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

રચનાકાર લખે છે કે જૂનાગઢની પ્રજા તો ૧૪ ઓગષ્ટ ૧૯૪૭ની રાતની ભરપૂર નિંદર માણી રહી હતી ત્યાં તો સવારે ૧૫ ઓગષ્ટના રોજ પાકિસ્તાન સાથેના જોડાણની નવાબની જાહેરાત સંભળાણી આ પછી પણ નવાબને મોરબીના મહારાજા લખધીરજી અને જામસાહેબ વગેરેએ સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ નવાબ ન સમજતા હવે તો પ્રજા જ તેનો જવાબ માંગશે એમ જણાવે છે વધુમાં તેમણે કલમ પકડનાર અખબારના તંત્રી એવા શામળદાસ ગાંધીને આ બાબતે લડવૈયા બતાવી શામળદાસ ગાંધીને મુંબઇથી જૂનાગઢ આવતી વખતે અમૃતલાલ શેઠે તલવાર બંધાવી હતી તે વર્ણવ્યુ છે આ સિવાય કાઠી દરબાર એવા બાબરિયાવાડના નેતા શ્રી સુરગભાઇ વરૂ જેવા શૂરવીર માણસનો સાથ મળ્યો તેને ઉપયોગી ગણાવે છે. મહમદઅલી ઝીણાને જાદુગર કહી તેની વાંસળી કહેતા અવાજ અહી જૂનાગઢમાં નહી ચાલે તેમ રચનાકારે કહ્યુ તે ખરેખર ખરુ છે. વાઘણિયા દરબારશ્રી અમરાવાળા પણ આરઝી હકૂમતને ટેકો આપીને આગળ ચાલ્યા હતા તેથી જ આરઝી હકૂમતવાળા પણ વાઘણિયાથી નજીકના કાઠી દરબારોની વસતિવાળા અમરાપુર ગામનો કબજો તા. ૨૪/૧૦/૧૯૪૭ ને દિવસે અમરવાળાના સાથ, હુંફ અને માહિતીથી મેળવ્યો હતો તેને અહીં કવિશ્રીએ વર્ણવ્યુ છે.

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચયિતા જાતે ગઢવી છે અને જેમણે ખાસ તો આ ગીત સુરગભાઇ વરૂ અને દ. શ્રી અમરાવાળાને બિરદાવવા માટે જ રચેલ જણાય છે. તેઓ જૂનાગઢના પ્રશ્નને થોડો ઘણો જાણતા હોવાથી તે પરિસ્થિતિને તેમણે બરાબર ગીતમાં વર્ણવી છે, ક્યાંય પણ અતિશયોક્તિ કે જરાપણ ખોટી વાત કે આડાપાટાની વાત વર્ણવી નથી. આ ગીત એપ્રિલ-૧૯૪૮માં પ્રસિદ્ધ થયુ હતુ. ગીતના શબ્દોમાં ચારણી છાંટ અને શબ્દો જોવા મળે છે.

---

૧૧૨. **કાઠી જાગૃત્તિ** (માસિક), તા. ૧૯/૪/૧૯૪૮, પૃ. - ૨૭.

(૧૦) લોકકવિશાર્દૂલ[૧૧૩]

સાદુળ ગ્યા'તા શહેરમાં રાખી બંધ મકાન,
આવ્યા ત્યાં તો ઘર મહીં પેઠું પાકિસ્તાન,
તાળા તોડી ઓરડે સંધી વસ્યા ચાર,
ઘરવખરી ઉઠાવીને ફેંકી ફળિયા બહાર,
સાદુળ કહે આ શું કરો ? લાગે નવાઈ,
વણમાંગ્યા વા નોતર્યા કયાંથી આવ્યા ભાઈ,
સિંધી બોલ્યા ચૂપ રહે આ દીઠી છે છરી,
કાયદા કેરા કાયદા અહીંયા વળી ફરી,
મકાન મનગમતું મળ્યું વસશું ધરી પ્રીત,
દુનિયા દેખે આ નવી રાજ કર્યાની રીત,
સાદુળ સમજ્યા સાન મહી કે હવે રહ્યો નહી આરો જી,
વીંટી લીધી ગોદડિયુંને હાથ ધર્યો એકતારો જી,
ઊંચે જોયુ આકાશ ભણીને સમર્યા લક્ષ્મીના કંથ જી,
સામાન લઈને સંચર્યા પછી સ્ટેશન કેરે પંથે જી,
સ્ટેશને જઈને સાદુળ દેખે હૈયે રહી નહી હામ જી,
બાળબચ્ચાં નરનાર ઊભા વરસાદે ભીંજાતાજી,
ગઢ જૂનાની હદ છોડીને જ્યાં જ્યાં જવાય ત્યાં જાતાજી,
કસ્ટમનો વિંઝાય કોરડો કાઢે કડવાં વેણ જી,
વાસણ લૂંટે કપડાં ઝૂંટે કોનુ ન ચાલે કહેણ જી,
સાદુળનો એક તારો ખેંચી તોડી દીધા તાર જી,
એટલું ત્રાંબુયે કેમ જવા દે પાકિસ્તાન બહાર જી,
સાદુળ વિસામે શી વિધે નિજ દેશ થયો પરદેશ જી,
વિશ્વાસે હાલતા પગમાં જાણે વાગી પથ્થર ઠેસ જી,
ગાડીમાંથી ભગત જુએ ગઢ સામો ગિરનાર,
વીંટાયો વાદળ થકી રડી રહ્યો ચોધાર,
મોલઊભા ખેતર મહીં નદીએ છલકે નીર,
ને પાછળ ડુંગર ઊભો ગરવો થઈ ગંભીર,
તજતા વહાલી ભોમકા ધરે ન હૈડું ધીર,
સાદુળાની આંખમાં ઉના ટપકતાં નીર,
ઉદાસ શાને ભગત આવડા ? નવીન ખબરો આપું,

૧૧૩. કોઠારી, રતુભાઇ **'જૂનાગઢની લોકક્રાંતિ'** પૂર્વોક્ત ગ્રંથ, પૃ. ૧૮ થી ૨૦.

**આંખ લૂછીને જરા પ્રેમથી પઢી જુઓ આ છાપુ,**
**વાત સુણી છાપાંની સાદુળ ધરપત હૈયે ધારે,**
**મુંબઇથી ચડ્યો શામળો, સોરઠ કેરી વારે,**
**કલમ તણો એ ઇલ્મી જોધો બંદૂક લેતો હાથ,**
**બુલંદ સાદે બાંગ પોકારે ભીડે ભુતાથી બાથ,**
**રાજકોટમાં પડી છાવણી, તંબુ અડીખમ તાણી,**
**સાદુળ કે રી છાતી ઉછળી વાત નવી એ જાણી,**
**બતાવ્યુ સિંધીને સાચુ સોરઠ કેરુ પાણી,**
**ભૂંડાથી તે ભાઇબંધી શું ? થાય મલક ધાણી,**
**નવાબ કેવા ? દીવાન કેવા ? દીશે પડ ભોળાતું,**
**ડોલે ગઢની દીવાલ જાણે પત્તાની મહેલાત.**
**સાદુળ કહે ઉભુ થયુ જે પાકિસ્તાનીની તૂત રે,**
**સોરઠની ધરતી મહી ભંડારો એ ભૂત રે.**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઈતિહાસ :-**

આ ગીતના રચનાકાર કોઇ શાર્દૂળ નામના લોકકવિ છે તે ક્યાંના છે, તે માહિતી તેમણે આપી નથી.અહીં રચનાકાર રૂપક વાપરે છે કે જ્યારે મકાન બંધ રાખીને ગયા હતા અને પાછા આવ્યા ત્યાં તો ઘરમાં પેઠું પાકિસ્તાન. એ વાત એમ બની હતી કે હજુ ૧૪ ઓગષ્ટ ૧૯૪૭ની રાત સુધી કશો જ અણસાર નહોતો તે ૧૫ ઓગષ્ટે તો જૂનાગઢે પાકિસ્તાનમાં ભળવાની અચાનક જાહેરાત સાંભળી. પછી જૂનાગઢની વણસેલી પરિસ્થિતિ વર્ણવે છે કે કેટલાક બંધ મકાનોમાં બહારથી આવેલા સિંધીઓ બળજબરીથી ધાકધમકીથી ઘુસી ગયા છે. આથી લોકોએ પોલીસ ફરિયાદો કરવાનુ નક્કી કર્યુ પણ એ સમયે તેનું કોણ સાંભળે આથી લોકોએ પોતાની કિંમતી ઘરવખરીને ગોદડાઓમાં વીંટી રેલવે સ્ટેશનેથી ગાડી પકડી જેમાં પલળ્યા હેરાન થયા પણ જૂનાગઢની ઝડપથી હદ છોડી દીધી. આ દશ્ય જોતા તો ગિરનાર પણ જાણે કે રડી રહ્યો હતો. સાથે સાથે લોકોને પણ પોતાની માતૃભૂમિ તજતા ખૂબ જ દુઃખ થયુ હતું.

આવી પરિસ્થિતિ વખતે જ અચાનક છાપુ વાંચતા મુંબઇમાં જૂનાગઢને આઝાદ કરાવવા માટે શામળદાસ ગાંધીએ આરઝી હકૂમતની રચનાના સમાચાર સાંભળ્યા કે આ છાપાના તંત્રી એવા જોધાએ તલવાર બાંધી છે અને તેનાથી ભૂતો ડરીને ભાગી જવાનો છે, રાજકોટમાં છાવણી નંખાઇ ગઇ છે, તેથી નવાબનું રાજ્ય પત્તાના મહેલની જેમ ભાંગશે એમ વર્ણવે છે તે બધી જ વાતો ઇતિહાસ સભર છે.

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર પોતાના ગામનું નામ દર્શાવતા નથી, પરંતુ તેમણે આ ગીતમાં ૧૪ ઓગષ્ટ-૧૯૪૭થી છેક રાજકોટમાં આરઝી હકૂમતના મોભીઓ મુંબઇથી આવી ગયા અને છાવણી નાંખી દીધી ત્યાં સુધીની તાદશ્ય પરિસ્થિતિ વર્ણવીને તે સમયના ઇતિહાસને ગીતમાં

ઢાળવાનો પ્રયત્ન કર્યો છે.

**(૧૧) કવિ શાર્દૂલ..... ?**[૧૧૪]

**ગઢ રે જૂનાના ધણી ! તે અવળા માંડ્યા ખેલ,**
**મેલી રમતુ મેલ્ય, ઇ સાચુ સાદુળો ભણે,**
**ભીડતો આભે બાથ, ગઢ ગરવો ગિરનારનો,**
**પડે પરાયે હાથ, ધૂળ પછી તો જીંદગી,**
**વનરા તુલસીશ્યામની ને શેતલના પૂર,**
**લુંટાય એના નૂર, ધૂળ પછી તો જીંદગી,**
**સોરઠ કેરા સપૂત તે જીવતર ળ ગણે,**
**સાન હોય તે સાંભળે સાદુળો એમ ભણે,**
**લીલુડી નાઘેરના ઘણી પરાયા થાય,**
**શે સાંખી રહેવાય ? સાચુ સાદુળો ભણે,**
**વંકી ધરતી ગર તણી, તુ મૂકે પારકે ઘેર,**
**સાત જનમનાં વેર, શીદ ને બાંધે સામટા ?**
**રાણકને ખેંગારની, રા'નવઘણની ભોમ,**
**કાં અગ્નિમાં હોમ ? ભાન ભૂલ્યા હે રાજવી,**
**આજ ભૂલીને ભાન તે અવળી બાજી આદરી,**
**રહે નહી ગુમાન, ઇ સાચુ સાદુળો ભણે,**
**વખ વાવ્યે વખ નીપજે, એમા તલ નહિ ફેર,**
**ગઢ જૂનો પરદેશ બને, ઇ તો કાળો કેર,**
**કર તૂક કાળા જોઇને, હૈયે લાગી ઝાળ,**
**તને ભૂલાવે કાઇ, ઇ જો જે જૂનાના ધણી,**
**વસ્તીને મેલી વેગળી, જે અજમાવે જોર,**
**ટકે ન એનો તોર, ઇ સાચુ સાદુળો ભણે**

**ગીતમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ અનામી રચનાકાર નવાબને કહે છે કે જૂનાગઢના ઘણી તમે અવળા રસ્તે છો અને આ રમત કહેતા નિર્ણય છોડી દયો, જો આપનામાં સાન હશે તો આ વાત સાંભળીને વિચારશો કે શું સોરઠ પારકી ધરતીનો ભાગ બનશે. આવુ પગલુ લઇને કાયમને માટેના વેર શુ કામ બાંધો છો ? અને રાણકદેવી અને રા'નવઘણની ભૂમિને શું કામ અગ્નિમાં હોમી રહ્યા છો. માટે કવિ સાદુળ કહે છે કે વખ વાવ્યે વખ નીપજે એમા તલ નહી ફેર કે જૂનાગઢ પરદેશ બને તો હૈયે લાગે છે ઝાળ.

આમ જૂનાગઢના પાકિસ્તાનના જોડાણની જાહેરાત કર્યા પછીની લોક હૃદયની પરિસ્થિતિને

૧૧૪. એજન – પૃ. ૪/૫.

અહીં રચનાકારે ઇતિહાસને બરાબર વફાદાર રહીને વર્ણવી છે.

**ગીતની સમજૂતી :-**

આ ગીતના રચનાકાર પોતાને કવિ સાદુળો નામે ઓળખાવે છે, તે કદાચ સાદુળો નામ સિંહની જેમ ત્રાડ પાડીને આવી સત્ય અને કડવી વાત નવાબને કહી છે માટે એ નામ પસંદ કર્યુ જણાય છે. રચનાકારનું અસલ નામ તો કઇક જુદું પણ હોઇ શકે પણ અહી સાદુળા નામે આ ગીત રચીને તેણે નવાબને બોધપાઠ આપવાનો, સમજાવવાનો એક પ્રયત્ન કર્યો છે એમ કહી શકાય.

**(૧૨) બસીર અહેમદ તિરમિઝિ –**

**જામસાહેબને ભૂમિની ભૂખ જાગી છે,**
**શામળદાસને પૈસાની ભૂખ જાગી છે**
**આરઝી હકૂમત મુર્દાબાદ**
**શામળદાસ ગાંધી મુર્દાબાદ**

આ ગીત આખુ મળ્યુ નથી પણ તેની થોડી પંક્તિઓ અને ગીતના રચનાકારે આરઝી હકૂમતની વિરોધમાં લખેલ એક રમૂજી પત્ર પ્રાપ્ત થાય છે.[૧૧૫]

**(૧૩) બાવન દુહાઓ - દુલાભાઈ ભાયાભાઈ કાગ**

૧ ભૂતો જળ ભરેલ, વિફરીઓ દરિયો વકર
તેમાં તું ન થાત ટંડેલ (તો બધો) સોરઠ ડુબત શામળા !

૨ ઊપડીઆ અણ ભાત પવન પાકિસ્તાનના,
(તેથી) આખો ઓલાઇ જાત, સોરઠ દીવો શામળા !

૩ ભૂતો કાળી રાત, જંગલ ધન ઝીણા તણું,
(તું) ખોંખારો ન ખાત (તો) સોપો પડત શામળા

૪ રૂઠયો પાડણ રોળ, ભૂતો જળ ઇંદર ભઠયો,
(પણ) તું ગોવર્ધન તોળ, (અને) સોરઠ ગોકુળ શામળા

૫ હે ભૂતો હરણાખ, પાતાળ પાકિસ્તાન જે,
(પણ) વાણા ! તું વારાહ, સોરઠ રાખ્યો શામળા !

૬ ભૂતો ખીલડ ભ્રાંત, જાંત્રડ જે ઝીણા તણી,
(એમાં) ગાંધી ! ગાળો ન થાત (તો) સોરઠ ભરડત શામળા !

૭ દૂભાણી દખમાં પેટે પાકિસ્તાનને
માખી થ્યો મખમાં (અને) સોરઠ ઓકાવી શામળા !

૮ મેલ ભૂતો વિષજાળ ચડીઓ સોરઠ ઉપરે,
(ત્યાં) તુ મળીઓ તતકાળ, સાબૂલાટો શામળા !

૯ સઘળું શ્યામ શરીર, ભૂતો ભોરિંગ વિષ ભર્યો,

---

૧૧૫. એ સંપૂર્ણ પત્ર માટે જૂઓ પરિશિષ્ટ નં. ૩.

(તું) વાદી ન હોત વીર, (તો બધા) સોરઠને ડંખત શામળા !

૧૦ ધરપત દેવા ધીંગ, ભૂતો હરણાકંસ ભુવણ,
શેઠ જકો નરસિંઘ, (અને) સોરઠ પ્રહલાદ શામળા !

૧૧ કડુ સોરઠ હોય, પરજા પત્થર વાહ રે,
જેરણ ભૂતો જોય (તું) ચકમક તણખો શામળા !

૧૨ સૂરજ સોરઠ દેશ, ભૂતાને જળધર ભણુ
(પણ) વાણા ! વાયુ વેશ (તે) ચૂંથ્યા વાદળ શામળા !

૧૩ ઠાડણ વાણા ઠાઠ, કાંટો ને બીજી કલમ,
(પણ) પેઢીઓ ક્યાંથી પાક, સમશેરવાળા ? શામળા !

૧૪ આવ્યા એ અણદીઠ (જેદી) પરગણ પાકિસ્તાનનાં,
(તેદી) માંડી માએ મીટ, (તારી) છબ્બી સામે શામળા !

૧૫ જગ વિચારી જૂઓ, બે વાતુ સાથે બની,
(હવે મારે) રેટુડો રટવો, (કે) સમશેર ભજવી ? શામળા !

૧૬ ગોરાંને ગઢથી, (જેમ) કાકે તગડી કાઢિયા,
(એમ) શામળ ! સોરઠથી, વળાવ્યો ભૂતાને, વાણિયા !

૧૭ વંકો ગઢ વહબોય, પગ ભરતાં પાછા પડે,
(એ) કુતિયાણાને કોય, (તે) ચૂંથી નાંખ્યું શામળા !

૧૮ ધોડ્યા સોરઠ ઢાળ, પાણી પાકિસ્તાનનાં,
(પણ) તું કુંભ જ તત્કાળ, સાગર પી ગયો શામળા !

૧૯ સંતની વાણી સાફ, સિંધપતિ સમજ્યો નહિ,
(તેથી) ઝીણાને દીધો જવાબ, સમશેરથી તે, શામળા !

૨૦ પાકિસ્તાનની પાપ, કાંટા કેડામાં પડ્યા,
(એને) શામળ કરીઆ સાફ, વાળી ચોળી (ને) વાણિયા !

૨૧ રૌપ્યો ભૂતે રાન, સિંધ બગીચો સોરઠે,
(એને) કીધો ઉંધે કાંધ, વાનર હનુમત વાણિયા !

૨૨ ગોપી થઇને ગાન, (ભૂતે કંઇ ગાયા ભૂવણ,
(પણ ) શામળ કુબજા સાન, વસતી કાનો, વાણિયા !

૨૩ શિલા કરતલ છે, ગૌતમ ભૂતો ગારડી,
તારી પગલે તે, સોરઠ અહલ્યા, શામળા

૨૪ જગની કહેવત જે, શામળ ! જૂની સાંભળી,
અરજણ કે'વાય એ, (કે જે) વાળે ગાયુ વાણિયા.

૨૫ હલકા કામ હોય (તો) મોટા કુળ રજમાં મળે,

કામે શામળ ! કોય, થાય વડાઈઉ વાણિયા !

૨૬ અચરજ કાઉ અપાર, મશાણે ભૂત જ મળે,
લેણુ નથી લગાર, (આપણે) સિંધ ભૂમિનું શામળા,

૨૭ લેવા પંડની લાજ, જેણે જાહલને ઝડપી હતી,
એની એ જ છે આજ, (હજુ) સિંધની ગાદી શામળા,

૨૮ ભૂલ્યો મહોબ્બતખાન, ભૂતો ત્યાં બ્રાહ્મણ મળ્યો,
પરણ્યો પાકિસ્તાન, (અને) સોરઠ હાલી શામળા !

૨૯ મંડળિક મહોબ્બતખાન, તિલક મીણલ દિલ્હી તણું,
અનાદર્યુ અજાણ, સોરઠ ખોવા શામળા,

૩૦ મોણિયાવાળી માય, શામળ કાંધે ચડી,
(નકા) એ જાખી ભાગી જાય (ઇ) વિચાર્યા જેવુ વાણિયા !

૩૧ તન તે તાતો તાવ સોરઠને ચડીયો હતો,
(ત્યાં) ભેદુ ધરીને ભાવ, (તું) સુદર્શન થ્યો શામળા !

૩૨ મચ્છર સોરઠ માણ, (એને) ભૂતો મેંડક ભરખતો,
(પણ) એ ડેડક અજાણ (તું) સાપ બનેલો શામળા !

૩૩ ભૂતે ભૂલી ભાન, ભૂતાવળ સોરઠ ભરી,
(ત્યાં) હુંક્યો તુ હનુમાન (અને) છળંતર ભાગ્યા શામળા !

૩૪ કહુ ભૂલો દશકંધ, રામ પ્રજા સિંધ સાંગરૂપ,
બળિયો તું બજરંગ (અને) સોરઠ લખમણ શામળા !

૩૫ ભારત પાડ્યા ભાગ, આંજસ ધારીને ઉપડ્યો,
(એને) લેવા ન દીધો લાગ, સોરઠ ઘરમાં શામળા !

૩૬ ફોજે ફળહળીયાં પરજાદળ સોરઠ પ્રગટ,
રોક્યા નવ રહીયા, સાગર પાણી શામળા !

૩૭ સિંધ ધરા તે સિંધ સુભટ ઝીણો સૂમરો,
તું નવઘણ નરસિંઘ, (અને) સોરઠ જાહલ શામળા !

૩૮ રાતે આંસુએ રોઇ, મોભીએ બરકે માવડી,
(તેદી) કલમ છોડીને કોઇ (તે) સમશેર લીધી શામળા !

૩૯ હૈડે પામ્યા હાર, દોખી સોરઠ દેશના,
(કારણ કે) તુ વાળી તરવાર, વકરી બેઠી વાણિયા !

૪૦ નીસરણી નોંધેલ પરબળ પાકિસ્તાનની,
(પણ તું) ઊંચો ગઢ અરઠેલ, શત્રુ ન ચોગ્યા શામળા !

૪૧ ઘર સોરઠ ધરાર ઝડફ્ત ઝીણો જોરથી,

(પણ) તે લીધી તરવાર (અને) સિંધ થડેડી શામળા !

૪૨ ફાટેલ તુ ફકીર બાબીને કીધો બાળકો,

વદીયા ભાષણ વીર (ઇ) સાચા પાડ્યા, શામળા !

૪૩ તિથિ અવરે તેહ, પરજા સાગર પોઢીયલ,

(પણ) છલીયા કામ છેહ (તુ) ચાંદો પૂનમ શામળા,

૪૪ ધોડીને ધરાણો, પવને પાકિસ્તાનને

(પણ) છલીયા કામ છેહ, (તુ) ચાંદો પૂનમ શામળા !

૪૫ ખૂટી મહોબ્બતખાન, બાબી વંશની બાજરી,

ભૂલ્યો સઘળુ ભાન, (તે) છેડ્યો ગાંધી શામળો !

૪૬ ખરો મહોબ્બતખાન (કે) જૂનાગઢ જા તો કરી,

છોડ્યા ન એણે શ્વાન, સોરઠ છોડ્યો શામળા !

૪૭ તારો લાગ્યો તીર, એથી બાબી ઉપડ્યો,

વાદળિયુમાં વીર (એણે) શ્વાન ભસાવ્યા શામળા !

૪૮ મહિપત કેરૂ માન, (પણ) રહેતા પડદે રાત દી,

(એ) બાબી બંદીવાન, છોડાવ્યો તે શામળા !

૪૯ કઇ ત્રાઠા તરકાણ ઓતર મારગ ઉપડ્યા,

ઉપરકોટે આણ, વરતી હિંદની વાણિયા,

૫૦ પરજાનાં પાણી, જે જે મહિપતિ માપશે,

(એની) નવાબ નૌશાણી, સોરઠ ઘરમાં શામળા !

૫૧ કહીયા નાગલ કે'ણ મંડળિક રા'ને મુખથી,

(એ) વેણ સાચા પડીયા વેણ, ચારસો વરસે શામળા !

૫૨ કાકાએ લીધો કજુ, અંગ ભારત ઉદ્ધાર,

ભત્રીજા શિર ભાર, સોરઠવાળો શામળા !

માંગુ ન કવિતા મોલ, કદિયે ચારણ કાગ હું,

(પણ આ) બાવન આખર બોલ, સ્વીકાર્યે તું શામળા !

**દુહાઓમાંથી પ્રાપ્ત થતો ઇતિહાસ :-**

આ બાવન દુહાઓમાં શામળદાસને સોરઠની જનતાના તારણહાર ગણાવી કહે છે કે જો તમે ન હોત તો સોરઠ આખું નાશ પામી જાત. એમ કહીને નવાબીના ગુણ પણ ગાયા છે અને ભુટ્ટોની દરેક આશાઓ ઉપર પાણી ફરી વળ્યુ છે અને પ્રજા જાગી ઉઠી છે એમ વર્ણવે છે. સાથે સાથે દુહામાં નવાબનો શ્વાનપ્રેમ પણ વર્ણવ્યો છે. નવાબના કેનલ હાઉસમાં ૨૫૦ જેટલા કૂતરાઓ હતાં, તેમાંથી થોડાક કૂતરા તે પોતાની સાથે પાકિસ્તાન પણ લઇ ગયેલ તે વર્ણવ્યુ છે. આખરે રચનાકાર એમ કહે છે કે નવાબ આતો ચારસો વર્ષ પહેલા મોણિયાવાળી આઇ **નાગબાઇએ** ભાખેલા આગમ સાચા પડી રહ્યા છે

લોકકથા અને દંતકથામાં એમ કહેવાયું છે કે આઇ નાગબાઇએ ઉપરોક્ત ભવિષ્યવાણી ઉચ્ચારી હતી.

છેલ્લે રચનાકાર કહે છે કે શામળદાસ ગાંધીના કાકા એવા **ગાંધીજીએ ભારતનો ઉદ્ધાર કર્યો અને ભત્રીજાએ સોરઠનો ઉદ્ધાર કર્યો** એમ કહી છેલ્લે એમ પણ કહે છે કે આ બાવની લખીને મારે કોઇ આર્થિક લાભની આશા રાખી નથી પરંતુ માત્ર વિરના કાર્યને બિરદાવતા આ બાવન દુહાઓ સ્વીકારશો. તેણે શામળદાસ ગાંધીને વિનંતી કરી છે. આ પછી કવિ કાગને કોઇ માન સન્માન કે પુરસ્કાર આ રચનાઓ માટે અપાયો હોય તેવુ માલુમ પડ્યુ નથી.

**૬.૩.૫ ઉપસંહાર:-**

ભારતીય રચનાકારોની પાસે દીર્ઘદષ્ટિ અને અંદરની પરિસ્થિતિ પારખવાની આવડત હતી, તેથી જ્યારે જ્યારે જે જે પ્રસંગો, ઘટનાઓ કે યુદ્ધો વખતે રચનાકારોએ પોતાની આગવી સૂઝબૂઝથી ઇતિહાસ સભર ગીતો આલેખ્યાનું ઇતિહાસ અને ભારતીય સાહિત્યમાંથી માલૂમ પડે છે.

જ્યારે જૂનાગઢ રાજ્યે પાકિસ્તાન સાથે પોતાનું જોડાણ જાહેર કર્યુ ત્યારે ઉપરોક્ત બે પાંચ રચનાકારોએ ગીત આલેખીને પ્રજાને અને નવાબીતંત્ર તથા ભારતસંઘને સમજાવવાનો એક સુંદર પ્રયત્ન કર્યો હતો તેમ કહી શકાય, વળી આ પ્રકારના ગીતો લોકોને પણ જાણવા, સમજવા, સાંભળવા ગમે તેવા હોવાથી લોકહૃદયમાં તે વધુને વધુ ઝીલાયા હતાં. આ ન્યાયે ઉપરોક્ત ગીતો આમજનતામાં ખૂબ જ પ્રચલિત બન્યા હતાં.

પરંતુ આ ગીતોમાંથી નવાબીતંત્ર, દીવાન ભુટ્ટો કે નવાબ કોઇએ બોધપાઠ લીધો જણાતો નથી. તેમ છતાં આ ગીતોએ લોકજાગૃતિ લાવવામાં ખૂબ જ મહત્ત્વનો ફાળો આપ્યો હતો એમ જરૂર કહી શકાય.

## પ્રકરણ - ૭

## તારતમ્ય

આ સંશોધનમાં જૂનાગઢ રાજ્યમાં ઉજવાયેલા કેટલાક પ્રસંગો અને આરઝી હકૂમત જેવી ઘટનાને ગીતોની મદદથી મૂલવવામાં આવી છે. આથી અહીં જૂનાગઢનાં બાબી રાજ્યનાં પ્રસંગો નો અપૂર્ણ ઇતિહાસ પૂર્ણરૂપે તલસ્પર્શી ઉંડાણથી પ્રથમ કક્ષાના સાધનોને આધારે જાણી શકાય છે. જે નીચે મુજબ છે.

★ **જૂનાગઢ રાજ્યના કેટલાક પ્રસંગોનો અપૂર્ણ ઇતિહાસ પૂર્ણ :-**

(૧) જૂનાગઢના બાબી શાસકોને ત્યાં પુત્ર જન્મ થયા બાદ પાંચ-છ વર્ષ બાદ તેની **સુન્નત શાદીનો પ્રસંગ** ધામધૂમથી ઉજવવામાં આવતો હતો તે પ્રસંગને આ સંશોધન દ્વારા છેક શરૂઆતથી અંત સુધી ધાર્મિકવિધિ સહિત પૂર્ણપણે જાણી શક્યા છીએ. તે આ સંશોધનની પરિપ્રાપ્તિ ગણાય.

(૨) નવાબો પોતાના શાહજાદા-શાહજાદીઓની યોગ્ય ઉંમર થતાં અન્ય રજવાડામાં પોતાના માન-મોભા મુજબ ઠેકાણું શોધી સગાઇ કરતાં તે પ્રસંગને બાબી શાસકો **મંગની પ્રસંગ** કહેતાં. આ મંગની પ્રસંગ કેવી રીતે ઉજવાતો અને કેવી-કેવી વિધિઓ થતી અને સગાઇ બાબતનાં કોલ કરાર થતાં અને જાહોજલાલીથી ઉજવાતાં તે જાણી શકાય છે. આ સિવાય પણ જૂનાગઢમાં આવા સામાજિક પ્રસંગો ઉજવાયા હોય તેની તમામ વિગતો જેવી કે, પ્રસંગનો અહેવાલ, ખર્ચની વિગતો, વધાવા (ચાંદલો)ની યાદી, મહેમાનોની યાદી, કંકોત્રી, બેઠક વ્યવસ્થા વગેરે વિશે જાણી શકાય છે. તેને પણ આ સંશોધનની એક ઉપલબ્ધી ગણાવી શકાય.

(૩) જૂનાગઢના નવાબોનાં રાજ્યાભિષેક પ્રસંગો એક વિશિષ્ટ પરંપરાથી ઉજવાતા અને સૌપ્રથમ તો રાજગાદીએ બેસનારનો ગાદીના ઓટાએ જ રાજ્યાભિષેક કરવામાં આવતો હતો. આ પ્રસંગે રાજકોટની પોલિટિકલ એજન્સીમાંથી પોલિટિકલ એજન્ટ કે મુંબઇથી ગવર્નર જનરલ કે તેના પ્રતિનિધિ હાજર રહેતાં, પછી દરબાર ભરાતો, લોકોપયોગી નવાજેશો થતી અને અન્ય રાજા-રજવાડાનાં પ્રતિનિધિઓ કે રાજાઓ ખુદ હાજર રહેતાં તેવા રાજ્યાભિષેક પ્રસંગને સારી રીતે અહીં જાણી શક્યા છીએ.

(૪) રાજાને ત્યાં લગ્ન પ્રસંગ હોય કે રંકને ત્યાં હોય તે આંનદદાયક જ પ્રસંગ હોવાનો અને તેમાં પોતાની શક્તિ અને મર્યાદા અનુસાર તેઓ ખર્ચ કરતાં. જ્યારે અહીં તો સૌરાષ્ટ્રના એક મહત્ત્વના અને સૌથી મોટા રજવાડામાં ઉજવાયેલા લગ્ન પ્રસંગોનો ઉંડાણથી અભ્યાસ કરાયો છે તેથી લગ્ન પ્રસંગની કંકોત્રીથી માંડીને તેની શરૂઆતના આયોજનથી માંડીને અંત સુધીની તમામ વિગતો મેળવી શક્યા છીએ, તે બાબતને જૂનાગઢ રાજ્યના સામાજિક ઇતિહાસની એક મોટી ઉપલબ્ધી બની છે તેમ કહી શકાય.

(૫) ભારતની બ્રિટિશ સરકારે રાજા-મહારાજાઓને ખુશ રાખવા સત્તામોહી અને સત્તામદ વાળા બનાવવા માટે તેમને રૂડા રૂપાળા જુદા-જુદા નામો આપીને G.C.S.I., K.C.S.I., C.I.E., C.S.I. વગેરે ઇલ્કાબો આપવાની પરંપરા શરૂ કરી હતી પણ અન્ય સાધનોને આધારે અને તે

પરંપરા વિશે જાણી શકાયું છે તે ઇલ્કાબો આપવા પાછળની બ્રિટિશરોની મનોવૃત્તિ જાણી શકાય છે કે આ પ્રકારના ચાંદ અને ઈલ્કાબો આપવા પાછળની બ્રિટિશરોની મનોવૃત્તિ કુટનીતિક હતી તેવુ તારવી શકાયુ છે.

(૬) જયારે નવાબ મહાબતખાન ત્રીજાના રાજયકાળને પચ્ચીસ વર્ષ પૂર્ણ થયા ત્યારે અન્ય રજવાડાઓની જેમ જ સિલ્વર જ્યુબિલી મહોત્સવ ઉજવાયો હતો. તે પ્રસંગોનો સમકાલીન એવા પ્રથમ કક્ષાનાં સાધનોને આધારે ઇતિહાસ આલેખી શકાયો છે, તેમાં આ પ્રસંગ ઉજવવા માટે શરૂઆતમાં જ સમિતિઓ બનાવવામાં આવી હતી અને તેની સમગ્ર વ્યવસ્થા ગોઠવવામાં આવી હતી અંગેની સમગ્ર તલસ્પર્શ વિગતો મેળવી શકાઇ છે.

(૭) જૂનાગઢ રાજ્યની ખરી કસોટી તો જનતા માટે કટોકટી અને નિરાશાનો અચાનક પ્રસંગ આવ્યો તે છે જૂનાગઢ રાજ્યનાં પાકિસ્તાન સાથેના જોડાણની જાહેરાત. આ સમયે અભિનવ પ્રયોગ કહી શકાય તેવી ઘટના આરઝી હકૂમતની સ્થાપનાની બની, ત્યારે આપણાં લોકકવિઓએ અદશ્ય રહીને પણ પોતાનું નામ-ઠામ, સરનામું છુપાવીને નવાબને બોધ કે સલાહ આપતાં ગીતો રચ્યાં તે અને ત્યાર બાદ આરઝી હકૂમતના કાર્યને સફળતા મળતાં આરઝી હકૂમતના મુખ્ય નેતા શ્રી શામળદાસ ગાંધીને બિરદાવતી **'સોરઠ બાવની'** રચાઇ હતી, તે બધા ગીતોનો અભ્યાસ કરી સૌરાષ્ટ્રના લોકકવિઓની શક્તિ અને સમજણ વિશે તથા દેશપ્રેમ વિશે જાણી શકાયુ છે.

આ મહાનિબંધમાં સામેલ મોટાભાગના રચનાકારો, કવિના વ્યક્તિત્ત્વ વિશે તેમનું ગામ અને વ્યવસાય વિશે બહુ ઓછી માહિતી પ્રાપ્ય બની છે જ્યારે આ ગીતો પણ અપ્રગટ અને કાળની ગર્તામાં ઢબુરાયેલા હતાં. ત્યારે એટલું પણ સચવાયું છે એ ઇતિહાસ માટે લાભપ્રદ વાત છે. જો અહીં રચનાકારોનાં માતા-પિતા, શિક્ષણ, વ્યવસાય, અભ્યાસ વગેરેની માહિતી સાંપડી હોત તો આ રચનાકારોના વ્યક્તિત્વ અને તેની કૃતિ પર કેવો-કેવો તેમનો પ્રભાવ પડ્યો હતો તેની જાણકારી મેળવી શકાત. પરંતુ, તેમાનું હવે મોટાભાગનું સિદ્ધ કરી શકાય તેમ નથી. જો કે એટલું નક્કી કરી શકાયુ છે કે, આમાનાં મોટાભાગનાં રચનાકારો ઓછું ભણેલા હતા પણ કોઠાસૂઝવાળા અને જીવનની જેમ જ ઇતિહાસને જાણનારા હતાં. અમુક રચનાકારો ભાટ, ચારણ અને બારોટની પરંપરામાંથી આવેલા હોવાથી તેમની કૃતિમાં સહજતા અને જ્ઞાતિગત કોઠાસૂઝના દર્શન થાય છે. પરંતુ મોટાભાગનાનો હેતુ અહીં ખુશામતભરી રીતે ઇતિહાસ આલેખતી ઘટનાને ગીતના સ્વરૂપે રજૂ કરી ઇનામ અકરામ મેળવવાની ઇચ્છા બહુ સ્પષ્ટપણે જ દષ્ટિગોચર થાય છે.

આ રચનાકારોની વિવિધ રચનાઓમાં તેના હૃદયના વિવિધ ભાવ અને લક્ષણો અવતર્યાં છે, તેમાં તેનો નવાબ તરફનો એકતરફી પ્રેમ છતો થયા વિના રહેતો નથી. ઘણાં ખરાં રચનાકારો યાચકવૃત્તિમાંથી આવતા હોવાથી અને નવાબની આવા યાચકવર્ગ તરફ અનેરી ઉદાર દષ્ટિ રહેવાથી તેમનામાં નવાબ અને નવાબી પ્રત્યે હૃદયાકર્ષણ શબ્દે-શબ્દે જોવા મળે છે. વળી, રચનાકારો સમગ્ર રચનાઓ રાજ્ય માટે રચતા હોવાથી તેમાં ક્યાંય પણ અશ્લિલતા કે સૌદર્ય કે પ્રકૃતિપ્રેમ આલેખાયો નથી અને મોટેભાગે દરેક રચનાકારો વાસ્તવવાદી દષ્ટિથી નવાબ અને નવાબીના ઇતિહાસને ચુસ્ત રીતે વળગીને

આલેખન કરતા જણાયા છે.જે રચનાકારો નવાબ અને નવાબીના ઇતિહાસને વધુ જાણતા ન હતા તેણે સીધીસાદી ભાષામાં આવકાર, આશીર્વાદ અને મીઠી સલાહ સાથે રચના કરી હતી. દરેક પ્રસંગોએ પ્રસંગને અનુરૂપ રચનાકારોએ રચનાઓ મોકલી હતી અને જ્યારે તેઓને રાજ્ય તરફથી ઇનામો મળ્યા હોય ત્યારે અમુક રચનાકારોએ ઓછી વધતી રકમ મળ્યાની પણ ફરિયાદો કરતા માલુમ પડ્યા છે, ત્યારે લાગે છે કે, આજના કવિઓની જેમ આ રચનાકારોએ નિજાનંદની ખાતર લખ્યુ ન હતું. કેટલાક રચનાકારોમાં લાલચુ વૃત્તિ અને નવાબ પોતાના માટે બધુ જ કરી છૂટે એવી વૃત્તિના પણ દર્શન થયા છે.

આ મહાનિબંધમાં સામેલ બધા જ પ્રકારના ગીતોના કર્તાનો શબ્દ પ્રત્યેનો ઉન્માદ અને આવેગ જોઇ શકાયો છે, તેથી ઘણા રચનાકારોએ નવાબીની નિરર્થકતા, અપૂર્ણતા અને નિષ્ફળતાને આલેખતા ઇતિહાસ સભર અને ઐતિહાસિક માહિતી સભર એક ઇતિહાસકારની દૃષ્ટિથી ગીતો રચેલા જોવા મળે છે. આ સમગ્ર મહાનિબંધ તૈયાર કરતી વખતે સામાજિક ઇતિહાસના જેવા કે સુન્નત શાદી, મંગની અને શાદી પ્રસંગના ગીતો પ્રાપ્ત થયા છે તેમાં સુન્નતશાદી પ્રસંગના નવાબ મહાબતખાન ત્રીજા અને તેમનાં પાંચ - છ સંતાનોના સુન્નત શાદી પ્રસંગે ૨૦ જેટલાં રચનાકારોના ગીતો પ્રાપ્ય બન્યા છે. જ્યારે મંગની સમયના માત્ર ઉદાહરણરૂપ જ બે-ચાર ગીતો જ પ્રાપ્ત થયા છે. કદાચ આવા ગીતો રચવાની પરંપરા ૧૯મી સદીના પૂર્વાધમાં આવેલી જણાય છે, અથવા તો એ પહેલા આવા કોઇ ગીતો રચાતા હોય તો તેની માહિતી પ્રાપ્ય બની નથી. જ્યારે લગ્ન પ્રસંગના લગભગ એક એક રાજવીઓ, યુવરાજો અને રાજકુમારોનાં લગ્ન પ્રસંગના ગુજરાતી, હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજીમાં એમ ચાલીસ જેટલા ગીતો પ્રાપ્ત થયા છે. વળી લગ્ન પ્રસંગના તો આવા ગીતો સૌરાષ્ટ્રના મોટાભાગના નાના-મોટા રજવાડાંનાં લગ્ન પ્રસંગે રચાયેલા જોવા મળે છે. જ્યારે ઇસ્લામી રિવાજ મુજબ સુન્નત શાદી પ્રસંગના ગીતો માત્ર આ મુસ્લિમ રાજ્ય હોવાનાં નાતે માત્ર જૂનાગઢમાંથી જ પ્રાપ્ત થયા છે.

રાજ્યારોહણ પ્રસંગે રચાયેલા પાંચ-સાત ગીતો માત્ર ગુજરાતી અને ઉર્દૂમાં જ રચાયેલા જ જોવા મળે છે. સૌરાષ્ટ્રનાં અન્ય રજવાડાઓમાં લગ્ન પ્રસંગે મીર અને મીરાણીઓ ઇતિહાસની ઘટનાઓ વર્ણવતા આ પ્રકારનાં ગીતો રચતા જોવા મળે છે, તે દર્શાવે છે કે, આવા ગીતો રચવાની સૌરાષ્ટ્રમાં તો એક પરંપરા રહી હતી. તેનો રાજકીય ઇતિહાસમાં સમાવેશ કરી શકાય. તેવા ત્રણ પ્રકારનાં મહોત્સવ પ્રસંગે રચાયેલા ગીતોમાંથી અને અન્ય સાધનોની મદદથી ત્રણેય પ્રસંગોનો રાજકીય ઇતિહાસ આલેખી શકાયો છે.

વળી જ્યારે બ્રિટિશરોએ રાજવીઓને ખુશ કરવા તથા તેમના ઉપર પોતાનો પ્રભાવ દર્શાવવા માટે જુદા-જુદા ઇલ્કાબો આપવાની પરંપરા ૧૯મી સદીનાં પૂર્વાર્ધમાં શરૂ કરાઇ હતી. ત્યારે કેટલાક ગીત રચાયેલા જોવા મળે છે. આમ, તો નવાબ મહાબતખાન બીજાથી માંડીને નવાબ મહાબતખાન ત્રીજા સુધીના ચારેય નવાબો અને વજીર બહાઉદ્દીનભાઇને આવા ઇલ્કાબો મળેલા હતાં. પરંતુ ઇલ્કાબની ખુશાલીમાં રચાયેલા બે થી ત્રણ જ ગીતો પ્રાપ્ય બન્યા છે અને તે ગીતનો રચનાકાર પણ જૂનાગઢ રાજ્યનો નહીં પણ લીંબડીનો હોવાનું માલુમ પડે છે. આવા ગીતો બહુ નહી રચાયાનું કારણ એ જણાય

છે કે, એક–બે નવાબોને દુષ્કાળ અને અશાંતિભર્યા વાતાવરણને હિસાબે સીધી–સાદી રીતે દરબાર ભર્યા વિના ઇલ્કાબો આપી દેવામાં આવ્યા હતાં, તેથી રચનાકારોને આવા ગીતો રચવાની તક મળી નહી હોય તેમ જણાય છે, અથવા તો આ ઇલ્કાબ આપવાની પરંપરા જ નવી હોવાથી અને લોકો અને રચનાકારોમાં તેનું વિસ્તૃત જ્ઞાન અને માહિતીના અભાવે એ પ્રકારના ગીતો વધુ રચાયા ન હોવાનું જણાય છે.

ભારતનાં મોટાભાગના રાજવીઓ બ્રિટિશરોના આધીન અને આશ્રિત હોવાના અને બ્રિટિશરોની ખુશામત કરનારા રાજ્યો હોવાથી તેમણે બ્રિટિશરોની ઘણી બધી પ્રથા અને રૂઢિઓને સ્વીકારી હોવાનું જણાય છે. ખાસ કરીને ભારતની સત્તા ઇંગ્લેંન્ડના તાજે સંભાળી ત્યારથી જ બ્રિટિશ મહારાણી વિક્ટોરિયા ભારતીય પ્રજા અને રાજાના હિતોને ખ્યાલમાં રાખતી થઇ ગઇ, તેથી એકબીજા વચ્ચે સુમેળ અને એક્તા અને અરસપરસ સરખાપણાનાં સંબંધો બંધાવા માંડ્યા હતાં. જ્યારે ઇંગ્લેન્ડની મહારાણીના શાસનને ૨૫ કે ૫૦ કે ૬૦ વર્ષ પૂરાં થતાં ત્યારે તેનાં શાસનની ઉજવણી કરવા માટે જુદી–જુદી જયંતિઓ ઉજવાતી. ઇ.સ. ૧૮૭૭, ઇ.સ. ૧૮૮૭, ઇ.સ.૧૮૯૭માં ઇંગ્લેન્ડ અને ભારતમાં આવા પ્રસંગો ઉજવાયા તેમાં ભારતનાં ઘણાં રાજવીઓએ ઉમળકાભેર લાભ લીધો હતો. દા.ત. લીંબડીના જશવંતસિંહજી, ગોંડલના ભગવતસિંહજી, મોરબીના વાઘજી ઠાકોર બીજા વગેરે.

આથી ભારતના રાજવીઓમાં પણ રાજ્યનાં શાસનકાળને ૨૫, ૫૦ કે ૬૦ વર્ષ પૂરા થાય ત્યારે આ પ્રકારની રજત જયંતિ કે સુવર્ણ જયંતિ ઉજવવાનું દેખાદેખીથી શરૂ થયુ હતું. સૌરાષ્ટ્રમાં ગોંડલનાં મહારાજા ભગવતસિંહજીએ ઇ.સ. ૧૯૩૫માં પોતાનાં રાજ્યશાસનના ૫૦ વર્ષ પૂર્ણ કરતાં તેની ઉજવણી કરાઇ હતી. એવી જ રીતે અન્ય રજવાડાંઓ પણ આવી ઉજવણીઓ કરતા હતાં ત્યારે ઇ.સ. ૧૯૪૫માં જૂનાગઢના નવાબ મહાબતખાન ત્રીજાના શાસનકાળને ૨૫ વર્ષ પૂર્ણ થતાં તેમણે પણ ખૂબ જ જાહોજલાલીપૂર્ણ તથા ધમાકેદાર રીતે પ્રજાજનોનો સાથ–સહકાર અને લોકભાગીદારીથી રજત જયંતિ ઉજવી હતી. ત્યારે તે પ્રસંગે ૫૦ જેટલા ગીતો રચાયેલા રચાયેલા પ્રાપ્ત થયા.

ભારતીય પ્રાચીન પરંપરા રહી છે કે, મૃતાત્માના શોકને પ્રગટ કરવા માટે વિરહ ગીતો રચાતાં હતાં, આધુનિક સાહિત્યમાં તેને મરશીયા તરીકે ઓળખવામાં આવે છે. આવા વિરહગીતો સૌરાષ્ટ્રમાં વ્યક્તિના જીવતે જીવ અને મૃત્યુ પછી પણ રચાયેલા જોવા મળે છે. આ પણ સામાજિક ઇતિહાસનો એક ભાગ ગણી શકાય. વિરહ ગીતો જૂનાગઢ રાજ્ય માટે બે થી ત્રણ પ્રાપ્ત થયા છે. આ સંશોધનના સમયગાળા દરમ્યાન ચાર નવાબોએ શાસન કર્યુ તેમાં ત્રણ રાજવીઓના અવસાન થયાં તેમાં માત્ર એક જ રાજવીનું ખૂબ જ કરૂણ અને તેમનાં ગુણો આલેખતું **'મહાબતવિરહ'** નામનું વિરહ ગીત પ્રાપ્ત થયુ છે. જ્યારે નવાબ બહાદુરખાન ત્રીજા કે નવાબ રસુલખાન કે યુવરાજ શેરજુમ્માખાનની પાછળ કોઇપણ કારણોસર આવા વિરહ કાવ્ય રચાયા નથી તેનું કારણ કદાચ રાજવીના અવસાન સમયની ડામાડોળ પરિસ્થિતિ અને શેરજુમ્માખાનના વ્યક્તિત્ત્વને ગણાવી શકાય કે કોઇ રચનાકારે કોઇ પણ પ્રકારની વિરહ કૃતિઓ રચેલી હોય તેમ જણાતું નથી, અથવા કાળની ગર્તામાં તે વિલીન થઇ ગયા હશે. માત્ર શાહજાદી લાલબખ્તેનાં અવસાનનું જ એક વિરહ ગીત પ્રાપ્ત થયુ છે.

જૂનાગઢના બાબી રાજવીઓના સામાજિક ઇતિહાસનાં એક પાસાનાં તેમનાં મરણ પાછળના રિવાજોનો તલસ્પર્શી અને ઝીણવટભર્યો પ્રથમ કક્ષાના સાધનોને આધારે અભ્યાસ કરતાં અને મૂલ્યાંકન કરતાં તેમાંથી કેટલાક તારણો અને જાણકારી અહીં પ્રાપ્ત થઇ છે. જેમ કે બાબી શાસકોના મરણ પાછળના રિવાજો એક સામાન્ય મુસ્લિમના રિવાજો જેવા જ હતાં. પરંતુ તેની પાછળ થતા ખર્ચમાં માત્ર મોટો તફાવત જોવા મળે છે. દા.ત. મૈયતથી માંડીને ચાલીસમાં સુધીના પ્રસંગો સરખા હોય છે, પણ બાબીઓ માલેતુજાર અને સત્તાધીશ હોવાથી તેઓએ તેમનાં કોઇ વ્યક્તિના અવસાન પાછળ એ જમાનામાં પણ બહુ મોટી રકમનો ખર્ચ કર્યો હોવાનું માલુમ પડે છે. દા. ત. શાહજાદી લાલબખ્તેનાં મરણ પાછળની તમામ વિધિનો ખર્ચ રૂા. ૪૭,૨૦૦ જેટલો થયો હતો, એટલો ખર્ચ સામાન્ય મુસ્લિમ ન કરી શકે તે સ્વાભાવિક છે.

બાબીઓના મરણનાં રિવાજોના અભ્યાસમાંથી એ પણ જાણી શકાયું છે કે, અમુક શાહી મુસ્લિમ સ્ત્રીઓ કદાચ નાના-મોટા વ્યસનોથી ઘેરાયેલી રહેતી અને તેથી જ દસમા સુધીની ઝનાનાની બેઠકમાં હોકો ખાસ રાખવામાં આવતો હતો તેવું જાણવા મળે છે.

વળી આ નવાબોની વહીવટી નીતિ અને તેનો વહીવટ પણ તેમના મૃત્યુ પાછળના રિવાજો માંથી જાણી શકાયો છે. દા.ત.,આ બાબી નવાબોના શાસનમાં કોઇપણ પ્રસંગની કે ખર્ચની નાનામાં નાની વિગતોને જાળવી રાખવામાં આવતી હતી તેથી જ આપણને જૂનાગઢ રાજ્યનાં રાજકુટુંબ નામના દફ્તરોમાંથી બાબીકુળના તમામ વ્યક્તિઓના મૃત્યુ પછી મૈયતથી લઇને કબર સુધી પહોંચવા સુધીનો અને તે પછી જુદા-જુદા દરેક પ્રસંગો ઉજવ્યાનો ખર્ચ અહેવાલ અને હિસાબ જાણવા મળે છે, તેનો અર્થ એ કરી શકાય કે, બાબીઓનુ વહીવટી તંત્ર સક્ષમ, સુઘડ અને નાનામા નાની બાબતોનું ધ્યાન રાખતુ હતુ વળી તેમના દફ્તરોમાં તેમના અધિકારીઓ અને કારકુનોની ચોકસાઇ અને પ્રમાણિક્તા તથા તટસ્થતા જોવા મળે છે.

અન્ય ધર્મપંથીઓની જેમ મુસ્લિમોમાં પણ નાનું બાળક અવસાન પામે ત્યારે તેની પાછળ પ્રમાણમાં ઓછી અને ટૂંકા દિવસોમાં તેની વિધિ પૂર્ણ કરવામાં આવે છે. પરંતુ કમનસીબે આ સંશોધનના સમયગાળા દરમ્યાનમાં ઘણાં શાહજાદા અને શાહજાદીઓ બે માસથી માંડીને ત્રણ વર્ષ સુધીની ઉંમરમાં મૃત્યુ પામ્યા હોવાનાં ઉલ્લેખો મળે છે, પરંતુ તેમની પાછળ મોટા વ્યક્તિઓ જેવી લાંબી વિધિ કરી હોવાનું માલુમ પડ્યું નથી. તેથી એમ કહી શકાય કે, બાબી શાસકોનાં બાળકોને અન્ય મુસ્લિમોની જેમ જનાજો નહીં પણ સાદી એવી પદ્ધતિથી મકબરાએ લઇ જઇ દફન કરવામાં આવતા હશે આમ તે બે વચ્ચેનો ભેદ જાણવા મળે છે.

જૂનાગઢ રાજયનું નવાબે પાકિસ્તાન સાથે જોડાણ કર્યુ તે અનુસંધાનમાં રચાયેલા ગીતોએ રાજકીય ઇતિહાસનો એક પ્રકાર ગણાવી શકાય. આ પ્રસંગે પાંચ-સાત એવા ગીતો રચાયેલા માલુમ પડે છે. તેમાં સૌથી લાંબુ ગીત **'સોરઠ બાવની'** નામે કવિ દુલા ભાયા કાગે રચેલું હતું. જ્યારે અન્ય ગીતો લોકકવિઓ અને આમજનતામાંથી રચાયેલા જોવા મળે છે. આવા ગીતોનો ઝીણવટપૂર્વક તલસ્પર્શી અભ્યાસ કરતાં માલુમ પડે છે કે, મોટાભાગના લોકોએ હંમેશા ઉગતા સૂર્યને જ પૂજ્યો છે

અને ચડતી કળાને જ વખાણી છે એ ન્યાયે આ પ્રકારના ગીતોમાંથી એ બાબત સિદ્ધ કરી શકાય છે કે, જૂનાગઢના નવાબ મહાબતખાન ત્રીજાનાં અનેક ગુણો ભૂલીને તેના પ્રજાજનો જે બે ત્રણ વર્ષ પહેલાં તેના ગુણ ગાતા થાકતા ન હતાં તે જ લોકો સમય પલટ્યો કે તેણે પાકિસ્તાન કાયમને માટે નાસી જવું પડ્યું ત્યારે તેના બધા જ ગુણો, નીતિરીતિ, દાનવૃતિ અને ઉદારતાને ભૂલીને તેનાં અવગુણો આલેખતા અને ડાહ્યી ડાહ્યી સલાહ આપતા ગીતો રચ્યા હતાં. આ બધા કવિઓએ ઇતિહાસના પરિવર્તનને ધ્યાનમાં રાખીને આ બધી રચનાઓ કોઠાસૂઝથી અને અંતરના ભાવોથી વ્યક્ત કરી છે.

આટલા બધા પ્રમાણમાં સૌરાષ્ટ્રનાં કોઇપણ રજવાડાનાં પ્રસંગોપાત આ પ્રકારના ગીતો રચાયા હોવાનું જાણમાં નથી. વળી, આ ગીતોની એક વિશેષતા એ પણ જણાય છે કે આ ગીતો જુદી-જુદી ભાષામાં રચાયા છે અને એ રચનાકારો પણ સમગ્ર સૌરાષ્ટ્રમાં હતા, નહીં કે જૂનાગઢ રાજ્યનાં બે ચાર રચનાકારો તો ગુજરાત બહારના પણ છે. જો કે આ બધા જ રચનાકારો ઉત્તમોતમ કૃતિઓ રચી શક્યા નથી. તેથી, ૬૦ ટકા જેટલા રચનાકારોની કૃતિમાં નિરસતા દેખાય છે. તો કોઇ કોઇ રચનાકારની કૃતિમાં તેમનું ઇતિહાસ બાબતનું ઉંડું ચિંતન અને જાણકારી દેખાઇ આવે છે, તે ખરેખર આવકારદાયક છે.

આ રચનાકારોએ મોટેભાગે વ્યક્તિ વિષયક રચનાઓ કરી છે અને મોટાભાગના રચનાકારો જે તે વ્યક્તિના પ્રત્યક્ષ પરિચયમાં આવેલા હતા અને તેમનો નવાબ સાથેનો આત્મીય સંબંધ બંધાયેલો હોય તેવું જણાય છે. આમાંના ઘણા રચનાકારોએ પોતાની રચનાઓ હાથવગા જે શબ્દો હતા તેનાથી ભાવગમ્યરૂપે રચી કાઢેલી જણાય છે. તેથી તે રચનાઓ કૃત્રિમ, શુષ્ક હોવાથી ક્યારેક કંટાળો લાવે છે. તેમણે પોતાની રચનાઓમાં કોઇ પ્રતિકો કે ઇતિહાસને આલેખ્યો નથી. તે બીજી રચનાઓના પ્રમાણમાં નબળી જણાય છે. પણ તેમ છતાં આ રચનાકારોની વિશેષતાઓને અને તેની મર્યાદાઓને ધ્યાને ન લેતા એમ જરૂર કહી શકાય કે આ રચનાકારોએ પોતાના ગીતો દ્વારા નવાબી શાસનને બિરદાવવાનો સારો એવો પ્રયત્ન કરેલ જણાય છે.

મોટાભાગનાં રચનાકારો કે કવિઓએ નવાબીના ઇતિહાસ કે ઘટનાને અક્ષરશઃ સત્યસ્વરૂપે અતિશયોક્તિ વિના જ આલેખેલ માલુમ પડે છે. આ કવિઓએ નવાબની કે રાજસત્તાની ખોટી વાહ-વાહ કરવાનો પણ પ્રયત્ન કર્યો હોવાનું જોવા મળે છે. આ કવિઓને ઇનામની લાલચ હોવાને લીધે નવાબી રાજસત્તાના અમુક અવગુણો હતાં તેને તેઓએ ક્યાંય પણ આલેખ્યા નથી. દા.ત. મહિયા હત્યાકાંડ, કોમી રમખાણો, રાજકુટુંબના ઝઘડાઓ વગેરે. પરંતુ બાકીનું આ કવિઓનું આલેખન ખરેખર આવકારદાયક અને નોંધવાલાયક રહ્યું છે.

આ રચનાકારો લગભગ દરેક વર્ગ અને દરેક જ્ઞાતિ અને દરેક ધર્મમાંથી આવનારા હતાં. તેમાંનાં મોટાભાગનાં જૂનાગઢ રાજ્યનાં હતાં. કોઇક જૂનાગઢ રાજ્ય બહારના પણ હતાં જેમાં ૯૫ ટકા પુરૂષ રચયિતાઓ હતાં. માત્ર ૫ ટકા સ્ત્રી રચયિતાઓ હતી. પુરૂષ અને સ્ત્રી રચયિતાઓમાં મહત્ત્વનો ભેદ એ હતો કે, સ્ત્રી રચયિતાઓ કોઇ સારા ગીતો રચી શકી ન હતી કે એ ગીતમાં ઇતિહાસ કે અન્ય કોઇ જાણકારી આપતી વિગતો ન હતી માત્ર જોડકણાં સ્વરૂપનાં ગીતો રચ્યા હતાં. પણ એ યુગમાં એટલી

હિંમત કરીને રચનાઓ કરી તે બાબત પણ સરાહનીય છે.

★ **ગીતની રચના પાછળનો ઉદ્દેશ :-**

કોઇ પણ રચનાકાર કે કૃતિકાર કે સર્જક કે સંશોધક પોતે જે સર્જન કરવા જઇ રહ્યો હોય છે, તેની પાછળ તેણે કોઇને કોઇ ધારણાઓ કે બાંધી જ હોય છે. એ રીતે સૌરાષ્ટ્રમાં રાજા મહારાજાઓ, ઉચ્ચ અધિકારીઓ, સંતો, મહંતો, શુરાઓ, દાતાઓ વગેરેને બિરદાવવા માટે એક આખી પરંપરા અને જ્ઞાતિ અને વર્ગ અસ્તિત્ત્વમાં આવ્યો હતો. તેઓનું ગુજરાન જ આ પરંપરાને આધારે ચાલતું હતું તેમ છતાં આ વર્ગમાં એક સમય સુધી મોટેભાગે એવી ખુમારી જોવા મળતી હતી કે, કોઇ વ્યક્તિ તે ગમે તેટલો આબરૂવાન, પૈસાવાળો કે મોભાવાળો હોય તો પણ ખોટા વખાણો કરી તેમની બિરદાવલી કે રચનાઓ કરતાં નહીં. દા.ત. ગોંડલના મહારાજા ભગવતસિંહજી એટલા બધા હોશિયાર, બાહોશ, પ્રમાણિક અને પ્રજાહિતેચ્છુ તથા કરકસરીયા હોવા છતાં કોઇ કારણોસર સૌરાષ્ટ્રના કોઇ રચનાકારે તેમના વિષે ગીતો લખેલા કે બિરદાવલી રચેલી માલુમ પડતી નથી, એનો અર્થ એમ કરી શકાય કે, આ વર્ગે માત્ર ને માત્ર ઇનામ કે પૈસાની ખાતર જ રચનાઓ કરી હતી કે ગીતો રચ્યા હતાં જો કે તેવું બધા જ રચનાકારો માટે સાચું નથી. પરંતુ એમને જ્યારે કોઇ વર્ગ પ્રત્યે, કોઇ ઘટના પ્રત્યે અહોભાવ જાગ્યો હોય અને પોતાના હૃદયમાંથી એ ઘટનાને બિરદાવવાની ઉર્મિઓ નીકળી હોય ત્યારે જ તેમણે કલમ હાથમાં લીધી અને આ પ્રકારની રચનાઓ કરી હતી. જો કે આ રચનાકારોનાં વર્ગની એક મર્યાદા રહી હતી કે, તેઓએ મોટાભાગે રાજા-રજવાડાંઓની જ પ્રશસ્તિ કરવાની હોવાથી તેઓ તેમનાં કેટલાક અવગુણો, ભૂલો અને મર્યાદાઓને મોટાભાગનાં એ આલેખ્યા નથી. તેમ છતાં આ બધી જ બાબતોનો વિચાર કરી, આ મહાનિબંધમાં આલેખાયેલા ગીતકારોની રચના પાછળનો ઉદ્દેશ સ્પષ્ટ કરવાનો અહીં નમ્ર પ્રયત્ન કર્યો છે.

(૧) આ ગીતના રચનાકારો મોટેભાગે ચારણ, બારોટ, મીર, લંઘા એવી જ્ઞાતિનાં હોવાથી તેમનાં પૂર્વજોની પરંપરા મુજબ તેઓ ઇતિહાસને સાચવી રાખવાનું કાર્ય કરતાં હતાં, તે ઉદ્દેશથી જ તેઓ આવા ગીતોની પ્રસંગોપાત રચના કરતાં હતાં. દા.ત. નવાબ મહાબતખાન બીજાનાં અવસાન સમયની હૃદયદ્રાવક ઘટનાને ગીતકારે ગીતમાં આલેખી હતી. નવાબ મહાબતખાન ત્રીજાના બહેન લાલબખ્તેના અવસાન પછી રાજકુટુંબનો વિરહ રચનાકારે પોતાની કૃતિમાં વર્ણવ્યો છે.

(૨) કોઇ-કોઇ રચનાકારો પોતાની વિશેષ બુદ્ધિ પ્રતિભા, આવડત અને પોતાની કવિત્વ શક્તિનો બહોળો પરિચય આમજનતાને આપવા માટે તેમણે કેટલાક સામાજિક પ્રસંગોને ગીતમાં ઢાળવાનો પ્રયત્ન કર્યો હતો. દા.ત. નવાબ મહાબતખાન ત્રીજાનાં લગ્ન મંડપનું કવિ માવદાનજી રત્નુએ પોતાની રચનામાં આબેહૂબ અને તાદશ્ય વર્ણન કર્યુ છે. એ જ રીતે અન્ય રચનાકારોએ નવાબના શાહજાદાની સુન્નત શાદીના પ્રસંગને ગીતના સ્વરૂપમાં ઢાળીને તેનો ઇતિહાસ સાચવી લેવાનો અણદેખ્યો પ્રયત્ન કર્યો છે.

(૩) ભારતીય સાહિત્યની એક એવી અનોખી પરંપરા રહી છે કે, તેના જે કોઇ સાહિત્યકારોએ સમાજની બુરાઇઓ જોઇ હોય કે, ખામીઓ કે ભૂલો જોઇ હોય ત્યારે તેની કલમ ઢંકેલી રહી

નથી અને તેઓએ પોતાની ખાસ છુપી આવડત અને બુદ્ધિપ્રતિભાનો પરિચય કરાવી રાજ્યને, સમાજને કે કોઇ વર્ગને કે વ્યક્તિને બોધ આપવાનો પ્રયત્ન કરેલ છે, તે એક કવિની ઈશ્વરની દેન સમાન શક્તિ અને આવડત ગણાવી શકાય. વળી આવા રચનાકારો જે ઉપદેશાત્મક કૃતિઓ રચે છે, તે ભાવવાહી અને સમાજને રોચક તથા બોધપ્રદ અને સત્ય હકીકતોથી ભરપૂર હોય છે. તેની અસર ઘણી વખત જે-તે વર્ગ ઉપર પડતી પણ હોય છે. તેથી તેમાં સુધારો પણ આવતો હોય છે. દા.ત. જ્યારે નવાબ મહાબતખાન ત્રીજાએ જૂનાગઢ રાજ્યનું જોડાણ પાકિસ્તાન સાથે કરીને સોરઠની હિંદુ જનતાની લાગણીનો વિચાર ન કર્યો ત્યારે મજાદરના લોકકવિ દુલા ભાયા કાગે નવાબને ઉદ્દેશીને તેમને બોધ આપતાં સાત ગીતો રચ્યા હતાં.

(૪) ભારતીય ઋષિ પરંપરાથી માંડીને છેક આઝાદી સુધી એક વર્ગ પાસેથી સલાહ અને બોધ લેવાની એક પરંપરા ઉભી થઇ હતી. એ વર્ગે આપેલો બોધ કે જ્ઞાન રાજસત્તાઓ પણ સ્વીકારતી હતી. તે ન્યાયે કેટલાક લોકો પોતાના વિચારો, રચનાઓ કે ઘટનાઓને ગીતના સ્વરૂપમાં આલેખતા હતાં. જો કે અહીં આપણને માત્ર દુલા ભાયા કાગની કૃત્તિઓ સિવાય જૂનાગઢના છેલ્લા ચાર બાબી શાસકોને કોઇ બાબતે બોધ આપવા માટે કોઇ કૃતિ રચી હોય એવુ માલુમ પડ્યુ નથી, અન્યથા જૂનાગઢના બાબી રાજ્યને કલંકિત કરનારી બે ત્રણ ઘટનાઓ ઘટી હતી જેમ કે, કોયલી મઠના સાધુઓનો હત્યાકાંડ, કનડાનો હત્યાકાંડ. આ સમયે આ પ્રકારના રચનાકારોએ પોતાના નવાબની શાન ઠેકાણે લાવવા કે બોધ આપવા માટે ઉપદેશાત્મક કે કટાક્ષાત્મક કૃતિઓ રચવી જોઇતી હતી, પરંતુ લગભગ કોઇ રચનાકાર એવી હિંમત કરી શક્યા ન હતાં.

### ★ ગીતોની લાક્ષણિક્તાઓ :-

આ સંશોધનના સમય દરમ્યાન જેટલા ગીતો હાથવગા થયા છે તે બધાનું સમીક્ષાત્મક વિવેચન કરતાં તે ગીતોની કેટલીક લાક્ષણિક્તાઓ તારવી શકાય છે. કોઇપણ કૃતિ કે રચનાનું વિવેચન મુખ્ય બે પદ્ધતિઓ દ્વારા કરી શકાય છે. (૧) શાસ્ત્રાનુસારી, (૨) સ્વયંપ્રજ્ઞાનુસારી. જેમાં પ્રથમ પદ્ધતિએ વિવેચન કરવામાં આવે તો એરીસ્ટોટલ તેમજ ભરત, મમ્મટ, વગેરેના શાસ્ત્રગ્રંથોમાં જે સિદ્ધાંતો રજૂ કરવામાં આવ્યા છે તેને ચુસ્ત રીતે વળગી રહીને જ કરી શકાય. પણ તેનો ઉપયોગ આપણે અહીં એ પ્રકારનાં ગીતો નહીં હોવાથી કરતા નથી. પણ બીજા પ્રકારમાં પોતાની દષ્ટિ અને આધારોને આધારે વિવેચન કરીને નીચે મુજબનાં તેમનાં લક્ષણો તારવી શકાયા છે. વિવેચનમાં મુખ્ય બે કામ હોય છે. (૧) પૂજા, (૨) પરીક્ષા. જ્યારે અહીં ઇતિહાસના એક તટસ્થ સંશોધકના દાવે એ ગીતોનું વિશ્લેષણ કરી તેમાંથી સાર-અસાર તારવેલ છે.

#### (૧) યથાર્થલક્ષી ગીતો :-

અહીં આઠ પ્રસંગોના (સુન્નતશાદી, મંગની, શાદી, રાજ્યાભિષેક, મરણ સંબંધી, ચાંદ એનાયત સિલ્વર જયુબિલી અને આરઝી હકુમત) ગીતો પ્રાપ્ય બન્યા છે તે દરેક ગીતોને જે તે સમયનાં ઇતિહાસનાં સમકાલીન સાધનોને આધારે તેને ચકાસી જોતાં એમ લાગે છે કે, એ બધા જ યથાર્થલક્ષી ગીતો છે, જેમાં વધારે પડતી અતિશયોક્તિ ઇતિહાસ બાબતે કરવામાં આવી નથી અને

જે-તે પ્રસંગોને ગીતકારોએ તારીખ, વાર, સાલ, સંવત, સ્થળ અને તેની અન્ય બાબતો પણ તેમાં યથાર્થલક્ષી રીતે મૂકી છે.

**(૨) વ્યક્તિ વિષયક ગીતો :-**

જૂનાગઢના છેલ્લા ચાર નવાબોના સમયનાં જે કેટલાક ગીતો પ્રાપ્ય થયા છે તે જોતાં એમ જણાય છે કે, આ બધા વ્યક્તિ વિષયક ગીતો છે. વળી એ પણ માલુમ પડે છે કે નવાબી રાજઘરાનામાં ઓઝલ પરજનું ખૂબ જ પ્રમાણ હોવાથી ચારમાંથી એક પણ નવાબનાં કોઇ બેગમોનું એક પણ ગીત રચાયેલું માલુમ પડતું નથી. જ્યારે અન્ય વ્યક્તિગત ગીતો જે રચાયા છે તેમાં નવાબોને બાદ કરતાં યુવરાજ દિલાવરખાન, શાહજાદી તાજબખ્તે, શાહજાદી લાલબખ્તે તથા શાહજાદા સખાવતખાન, શાહજાદા ગુલામ મહમદખાન વગેરેના ગીતો પ્રાપ્ય બન્યા છે તેને વ્યક્તિ વિષયક પ્રસંગોપાત રચાયેલા ગીતો ગણાવી શકાય. જો કે પ્રસંગોપાત થોડાક ગીતો રચાયા છે. જેમ કે, ચાંદ પ્રાપ્તિ સમયના અને સિલ્વર જ્યુબિલી વખતનાં.

**(૩) વ્યંગલક્ષી ગીતો :-**

જ્યારે-જ્યારે બુદ્ધિશાળી રચનાકારને સમાજની કોઇ મુશ્કેલીઓ કે વિડબંણાંઓ નજરે ચડતી હોય છે ત્યારે તેને અતે સમાજનું હિત ઇચ્છીને કાવ્ય કે ગીતના સ્વરૂપમાં ઢાળે છે. સૌરાષ્ટ્રમાં આવા અનેક પ્રકારના વ્યંગલક્ષી ગીતો રાજા-મહારાજાઓ અને પ્રસંગો વિશેના રચાયેલા માલુમ પડે છે. આથી દુલા ભાયા કાગે જૂનાગઢનાં પ્રશ્નને સાત ગીતોમાં આલેખ્યો અને બાવન દુહાઓ રચીને નવાબીને બોધ આપવાનો અને તેના નિર્ણય ઉપર કટાક્ષ કરવાનો કે વ્યંગ કરવાનો પ્રયત્ન કરેલો માલુમ પડે છે એ પણ એ ગીતોની એક આગવી લાક્ષણિક્તા ગણાવી શકાય.

**(૪) આધુનિક્તા :-**

આ ગીતોમાં કોઇપણ પ્રકારની આધુનિક્તા કે ભાષાશાસ્ત્ર કે ગીતની રચના કરવાની કોઇ પદ્ધતિનો ખ્યાલ રાખવામાં આવ્યો નથી. માત્ર પ્રાસાનુપ્રાસ મેળવીને ઇતિહાસનાં પ્રસંગનું કોઇપણ રીતે રચનાકાર ગીત રચતા માલુમ પડે છે. આથી જો આ ગીતોને આધુનિક ભાષાશાસ્ત્ર અને કાવ્યલેખનના સિદ્ધાંતોને આધારે તપાસવા જઇએ તો તે બધી જ રીતે ઉણા ઉતરે છે. આજના સાહિત્યકારો કે ભાષાવિદ્દો તો આ ગીતોને જોડકણાં સ્વરૂપના જ ગણાવે છે.

**(૫) કઠોર વાસ્તવિક્તાઓ :-**

અહીં આલેખાયેલા અને અન્ય મળેલા બાબી રાજવંશના ગીતોનો અભ્યાસ કરતાં એવુ જોઇ શકાય છે કે, માત્ર દુલા ભાયા કાગને બાદ કરતાં કોઇ પણ રચનાકારે બાબી રાજ્યની કઠોર વાસ્તવિક્તાઓ, ભૂલો, અવગુણો કે નબળાઇઓને આડકતરી રીતે પણ જરા પણ આલેખ્યા નથી. તે આ ગીતોની એક નબળી લાક્ષણિક્તા ગણાવી શકાય. બાકી આ રચનાકારો રાજગાદીના ઝઘડાઓ, બનાવટી વારસ ઉભો કરવાના પ્રસંગો, બેગમોની જોહુકમી, હિંદુ-મુસ્લિમ રમખાણો, અમાનુષી હત્યાકાંડો, દીવાનોની ભૂલો વગેરેને આલેખી શક્યા હોત. પરંતુ તેવું કોઇ ગીતોમાં આલેખન થયુ નથી.

**(૬) ઉપદેશાત્મક કૃતિઓ :-**

રચનાકાર એક ઉપદેશક તરીકેનું પણ પાત્ર ભજવતો હોય છે. વળી આવા રચનાકારોનું હૃદય સમાજની બિમારીઓ, કુરિવાજો, મુશ્કેલીઓ, અન્યાયો વગેરેથી દ્રવી ઉઠતું હોય છે અને તેની કલમની તાકાતે સમાજના એ દુઃખોને ધોવાનો કે ઓછા કરવાનો તે ધર્મ બજાવતો હોય છે.તેવો ધર્મ અહીં કવિશ્રી દુલા ભાયા કાગે બજાવ્યો હોય એમ જાણી શકાય છે.

**(૭) કેન્દ્ર સ્થાને વખાણ :-**

મોટાભાગનાં આ ગીતોના રચનાકારોની આજીવિકા જ આ પ્રકારની કૃતિઓ અને ગીતો રચીને ચાલતી હતી. એક એવો વર્ગ રાજાશાહીના વર્ગમાં ઉભો થયો હતો. તેથી એ વર્ગની નજર સૌરાષ્ટ્રના દરેક રાજા-રજવાડાઓ ઉપર અને તેમના રાજ્યમાં બનતા પ્રસંગો ઉપર સતત રહેતી હતી. આથી, આ રચનાકારો જ્યારે નવાબી શાસનમાં જે-જે પ્રસંગો ઉજવાયા હોય ત્યારે તેઓ અવશ્ય એકાદ પ્રશંસાત્મક ગીત રચી મોકલતાં હતાં અને અમુક રચનાકારોએ તો નવાબ મહાબતખાન ત્રીજાનાં રાજ્યકાળનાં દરેક પ્રસંગોએ ગીત રચી રાજ્યને મોકલ્યાં હતાં. દા.ત., નયનસુખરાય માધવરાય ઘોડા. જેથી આવા રચનાકારો ગમે તેમ આડાઅવળા શબ્દો કરીને પણ પોતાની કૃતિ રચી મોકલતા અને નાના-મોટા ઇનામોની અપેક્ષા રાખતા હતાં. આથી આવા ગીતોમાં કેન્દ્રસ્થાને નવાબીના વખાણ જ આવતા હતાં.

**(૮) ભાષા પ્રભુત્વ :-**

કોઇપણ રચનાકારની પાસે જેટલું ભાષાપ્રભુત્વ વિશાળ એટલી જ તેની કલમ બળુકી બને છે. ભાષા પ્રભુત્વ એ તો રચનાકારનો શણગાર ગણાય. આ ગીતોના રચનાકારો પણ સારૂ એવુ ભાષા પ્રભુત્વ ધરાવતા હતા અને સાથે-સાથે ઇતિહાસનું જ્ઞાન પણ ધરાવતા હોવાથી તેઓ ઇતિહાસની માહિતિથી સભર આ ગીતો રચી શક્યા હતાં. વળી, આવા ગીતોમાં શબ્દે શબ્દે પ્રાસ મેળવવાનું અને ઇતિહાસને વફાદાર રહેવાનુ હોવાથી રચનાકાર માટે ખરી કસોટી થતી રહેતી હોય છે. ઘણાં રચનાકારો પોતાની રચનાના દરેક પંક્તિનાં પ્રથમ અક્ષરો વાંચતા નીચે મુજબ વંચાતું હોય છે.

ઘણું જીવો નવાબ સાહેબ.
નામદાર નવાબ સાહેબ.
ખુદાવિંદ નવાબ સાહેબ.

આ રીતે પ્રથમ પંક્તિનો પ્રથમ અક્ષર ગોઠવતાં તેઓને સારી એવી મુશ્કેલી પડી હશે, એમ જરૂર કહી શકાય.

**(૯) પોતીકી વિશિષ્ટતા :-**

રચનાકારો પોતાની બુદ્ધિ, ભાષા પ્રાબલ્ય અને વિચારો અનુસાર પોતાની રચનાને ઢાળતા હોય છે. તેમ છતાં એ દરેકે દરેક રચનાકાર લાંબા સમયે પોતાની એક વિશિષ્ટ પોતીકી વિશિષ્ટતા કે ઓળખાણ પ્રસ્થાપિત કરતા હોય છે અને તેઓનું રચનાની ઉપર કે નીચે નામ હોય કે ન હોય તો પણ વિદ્વાનો કે લોકો તેને ઓળખી લેતા હોય છે. આથી આ ગીતોમાંથી પણ આ રચનાકારોની પોતાની પોતીકી વિશિષ્ટતાઓ જાહેર થઇ છે તેમાં રત્નુ માવદાનજી, કવિ રણછોડ પુરૂષોત્તમ, ભક્ત કવિ મનુભા

રાઠોડ, ભીલ લક્ષ્મણભાઇ નાનજીભાઇ રાજકવિ વગેરેની પોતીકી વિશિષ્ટતાઓ તેમના ગીતોમાંથી પ્રાપ્ય બની છે તેના ગીતોમાં ઇતિહાસ અને શબ્દમેળ સરખા પ્રમાણમાં જોવા મળે છે.

**(૧૦) ગુણ નિરૂપણ :-**

રાજ્યારોહણ, સુન્નત શાદી, મંગની, શાદી, ચાંદપ્રાપ્તિ કે સિલ્વર જ્યુબિલી નિમિત્તે જે ગીતો વિવિધ રચનાકારોએ રચ્યાં તેમાં તેઓએ બાબી રાજ્યનો ઇતિહાસ અને તેના સારા-સારા કાર્યો અને પ્રજા વત્સલતાના પ્રસંગો ટાંક્યા છે. દા.ત. કવિ અમરાભાઇ ભુરાભાઇ ગોરવીયાળીએ પોતાનાં ગીતમાં લખ્યું છે કે,

**સોરઠ ભોમને શોભાવવા બુદ્ધિવંત ગાદીએ બિરાજ્યાં બાબી,**
**સેંકડો સદાવ્રત કર્યા ચાલતાં, દુબળને ધન આપવા દોડે.**

તેમણે પોતાનાં આ ગીતમાં નવાબ મહાબતખાન ત્રીજાનાં ગુણોમાં તેમની સદાવ્રત ચલાવવાની પ્રવૃત્તિને વર્ણવી છે.

ભક્તકવિ મનુભા જેમાભાઇ રાઠોડ ઉંચડીવાળાએ નવાબ મહાબતખાન ત્રીજાની સહિષ્ણુતા માટે તેને **હિંદુ તણા કાનજી** તરીકે ઓળખાવ્યા છે. જેમ કે,

**દ મોહ મનમાં ના જરી, ધન્ય ઘણા મહોબતખાનજી,**
**પીર તુમ મુસ્લિમ કા, હિન્દુ તણાં હો કાનજી.**

નયનસુખરાય માધવરાવ ઘોડા પોતાની રચનામાં નવાબને **કરૂણાના કિરતાર** અને ધર્મધુરંધરનાથ તરીકે ઓળખાવે છે. જેમ કે,

**અમ આજ ઉરમાં આનંદ વ્યાપો, સોરઠના સિરતાજ,**
**નેકનીતિના દાતા આપ છો ધર્મ ધુરંધરનાથ.**

રાજકવિ લક્ષ્મણ નાનજી જૂનાગઢવાળા પોતાની રચનામાં જૂનાગઢ રાજ્યમાં જુવાર બાજરી સસ્તી ગણાવે છે. જેમ કે,

**રૂપેરી જ્યુબિલી આવી, સોરઠના વાલી ઘણું જીવો,**
**જુવાર બાજરી સસ્તી, બહુ સુખી છે વસતિ.**

★ **ગીતોની અસરો :-**

જગતના બનાવોની અસર કોઇને કોઇ સ્વરૂપે સમાજ જીવન ઉપર પડતી જ હોય છે, પંરતુ તે નરી આંખે જોઇ શકાતી નથી એ રીતે અહીં ઉલ્લેખિત બાબી રાજવંશનાં જે-જે ગીત રચાયા હતાં તેની આમજનતા ઉપર અસર પડી હતી. જેમ કે, નવાબ મહાબતખાન ત્રીજાનાં લગ્ન પ્રસંગની જાહોજલાલીનું વર્ણન માત્ર આવા રચનાકારોની કૃતિઓના હિસાબે લોકહૃદયે અને લોકજીભે ઘણાં બધાં વર્ષો સુધી ચડેલ રહી હતી. એ જ રીતે નવાબ મહાબતખાન ત્રીજાને સમજાવતા દુલા ભાયા કાગના સાત ગીતોએ અને બાવન દુહાઓએ આરઝી હકૂમતને સારૂ એવું બળ પુરૂં પાડ્યું હતું અને આમ જનતામાં નવાબી ભૂલ પ્રત્યે વધુ પ્રમાણમાં લોકજાગૃતિ આણી હતી તે તેની અસર ગણાવી શકાય.

આ રચનાકારોએ બાબી રાજવંશને લગતી જે-જે રચનાઓ કરી અને તેમાં એકપક્ષીય રીતે તો

એકપક્ષીય રીતે જે-જે નવાબોના સદ્‌ગુણોના વર્ણન કરીને પ્રજાપ્રેમને ઉલ્લેખિત કર્યો છે તેનાથી એ સમયે આમજનતાના શાસકો પ્રત્યેની લાગણી અને પ્રેમ બંધાયો હશે તે પણ આ ગીતોની એક અસર ગણાવી શકાય.

★ **ગીતોની મર્યાદાઓ :-**

(૧) મોટાભાગનાં રચનાકારોએ એક જ સરખા અને અન્ય પ્રસંગોએ રચાયેલા ગીતોમાં થોડા ઘણા શબ્દો આડાં-અવળા ગોઠવીને ગીત રચેલા છે. દા.ત., નયનસુખરાય માધવરાય ઘોડાએ રચેલ ગીત એવા છે.

(૨) કોઇ કોઇ રચનાકારો દરેક પંક્તિમાં સુંદર એવો આગલી પંક્તિની સાથે પ્રાસ મેળવી શક્યા છે પણ અન્ય મોટાભાગનાં કવિઓએ આગલી પંક્તિ સાથે કોઇપણ પ્રકારનો પ્રાસ મેળવવાની મહેનત લીધી નથી.

(૩) મોટાભાગનાં રચનાકારોએ વ્યાકરણ કે ગીત, કવિતા રચવાનાં કોઇ નિયમોનું પાલન કર્યું નથી, તેનો હેતુ માત્ર સુંદર રીતે પ્રાસ મેળવી તેમાં નવાબીના ગુણ અને વાહ-વાહ કરવાની નીતિ જ અપનાવી હોવાનું જણાઇ આવે છે.

(૪) કોઇ કોઇ રચનાકારોએ બહુ લાંબા-લાંબા ગીતો રચ્યા છે. જેમ કે, બ્રહ્મભટ્ટ ગોવિંદજી રણછોડજી તથા રાજકવિ માવદાનજી રત્નુ, કવિ રણછોડ પુરૂષોત્તમ વગેરેના ગીતો તે પ્રકારના છે.

(૫) કોઇ કવિઓએ બહુ ટૂંકા ગીતો પણ રચ્યા છે. જે તેની મર્યાદા ગણાવી શકાય. દા.ત., ગીગા મીર આણંદપુરવાળાએ ચાર પંક્તિનું ગીત રચ્યુ છે. એ જ રીતે કવિ મીર દાદુભાઇ જમાલભાઇ ચોરવાડવાળાએ ત્રણ પંક્તિનું ગીત રચ્યુ છે. અમરસંગજી રણમલજી ધ્રોળવાળાએ ત્રણ પંક્તિનું ગીત રચ્યું હતું.

(૬) 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એવી કહેવત કહેવાય છે. પણ અહીંના કવિઓ ત્યાં પહોંચી શક્યા નથી. ગીતના રચનાકારમાં સત્ય કહેવાની, ભૂલો બતાવવાની ખુમારી હોવી જોઇએ પણ અહીં પ્રાપ્ય બનેલા એકપણ (કવિ દુલા ભાયા કાગ સિવાય) રચનાકાર નવાબીતંત્રની ખામીઓ કે ભૂલો કે તેના અવગુણો એક પણ ગીતમાં આલેખી શક્યા નથી. તેને આ ગીતોની બહુ મોટી મર્યાદા ગણાવી શકાય.

(૭) કેટલાક રચનાકારોએ ગીતો લખી મોકલ્યાની સાથે-સાથે તેમની ગરીબી અને લાચાર પરિસ્થિતિ પણ વર્ણવીને સારૂ ઇનામ મેળવવાની માંગણી સામે ચાલીને કરી છે. તો કેટલાક રચનાકારોએ નવાબીતંત્રે ઇનામોની જાહેરાત કરી દીધા પછી પોતાને ઓછું ઇનામ મળ્યાની ફરિયાદો પણ કરી છે. આ બાબત જ બતાવે છે કે, રચનાકારનો રચના કરવાનો હેતુ ઇનામની આર્થિક લાલચ એ હતો, તેને પણ આ ગીતની મર્યાદા ગણી શકાય.

(૮) આ ગીતના ઘણાં ખરાં રચનાકારોએ ભાષાનો કોઇપણ પ્રકારનો ખ્યાલ રાખ્યો નથી, તેથી એક જ ગીતમાં બે-ત્રણ જાતની ભાષાનો ઉપયોગ થયેલો જોઇ શકાય છે. દા.ત., ગુજરાતી ગીતમાં હિન્દી અને ઉર્દૂના શબ્દો પણ ડોકિયાં કરી જાય છે, તે પણ તેની મર્યાદા ગણાવી શકાય.

(૯) કોઇ કોઇ રચનાકારની કૃતિ બિલકુલ શુષ્ક અને માહિતી વિનાની કે ઇતિહાસ વિહોણી છે, માત્ર લખવા ખાતર લખેલ અને એ પણ ખૂબ જ ખરાબ અક્ષરોમાં માત્રામેળ વગરની કૃતિઓ છે.

★ **ગીતોનાં રચનાકારો :-**

જે-જે પ્રસંગનાં ગીતો પ્રાપ્ય થયા છે તે ગીતોના રચનાકારોમાં ચારણ, બારોટ, નાગર, બ્રાહ્મણ, મીર, બહુમતીમાં રહ્યા છે. અપવાદરૂપ કિસ્સામાં સુથાર, પટેલ અને લોહાણા, બાવાજી વગેરે રહ્યાં છે. આથી, એમ કહી શકાય કે, આ ગીતના રચનાકારોનો મોટો વર્ગ તો આવા ગીતો રચવાની સાથે જોડાયેલો જ હતો. પણ અન્ય વર્ગના લોકોએ પણ રચરૂચિ અને આવડતના હિસાબે ગીત રચ્યાં હતા. માણસમાં શોખ એ જ્ઞાતિગત કે વારસાગત નહીં પણ વાતાવરણને હિસાબે કેળવાતો જોવા મળે છે.

★ **ગીતોનાં રચનાકારોનો વ્યવસાય :-**

આ સંશોધનનાં સમયગાળા દરમ્યાનમાં વિવિધ પ્રસંગોનાં જે ગીતો પ્રાપ્ય બન્યાં છે, તેમાંથી ઘણાં રચનાકારોનો વ્યવસાય અને આજીવિકા જ યાચકવૃત્તિ અને યજમાનો ઉપર જ આધાર રાખવાની જણાય છે. જ્યારે અમુક રચનાકારો તો રાજ્યમાં જ નાની-મોટી નોકરીઓ કરતાં હતાં. એક તો અમરેલીનાં સંત મૂળદાસજીની જગ્યાના મહંત હતાં. એકાદ પોસ્ટમેન, એકાદ ખેડૂત એવા વિવિધ વ્યવસાયો કરનારાઓએ આ ગીતો રચી મોકલ્યા હતાં તેમની ઇચ્છા પોતાના મનની ઇચ્છાઓ સંતોષવાનો અને પોતાના શોખને પાળવાનો રહેલ જણાય છે.

★ **આમજનતામાંથી પ્રગટેલ ગીતો :-**

જૂનાગઢ રાજ્યની વિશાળતાને હિસાબે તથા રાજ્યની આબરૂને કારણે સમગ્ર ગુજરાતમાંથી જ નહીં છેક ભોપાલથી પણ ગીત રચાઇને આવ્યા હતાં. રાજસ્થાનનાં વાંસવાડામાંથી પણ એક ગીત રચાઇને આવ્યું હતું. બાકી સમગ્ર ગુજરાત અને સૌરાષ્ટ્રના ખુણેખાંચરેથી ભેંસાણ, જૂનાગઢ, મેઘપુર, માણેકવાડા, કાલાવાડ, પ્રભાસપાટણ, આણંદપુર વગેરે સ્થળોએથી ગીતો આવ્યા હતાં.

★ **વિવિધ પ્રસંગોએ રચાયેલા ગીતો :-**

જૂનાગઢનાં બાબી રાજ્યનાં જુદા-જુદા પ્રસંગોએ આ ગીતો રચાયાં હતાં. વળી, જૂનાગઢ રાજ્યની આર્થિક પરિસ્થિતિ સારી હોવાને લીધે આ પ્રકારનાં ગીતો રચી મોકલનારને ઇનામ આપી પ્રોત્સાહિત પણ કરવામાં આવતા હતાં. આથી આમજનતામાં આ ગીતો રચવાનો એક અનોખા પ્રકારનો રસ જાગૃત થયો હતો. આથી બાબી રાજ્યનાં દરેક સારા - માઠાં પ્રસંગોએ આ ગીતો આમજનતામાંથી સ્વયં રચાઇને આવ્યા હતાં, તેને જે-તે યુગની સાંસ્કૃતિક અસ્મિતા ગણાય. આ ગીતકારોએ ઇતિહાસનું નિરૂપણ કરવાનું કાર્ય કર્યુ હતું એમ કહી શકાય.

★ **ગીતની ચકાસણી અને ઇનામો :-**

જૂનાગઢના નવાબી રાજ્યમાં કેટલીક વિશિષ્ટ પ્રકારની પદ્ધતિ અને વ્યવસ્થા હતી. બાબી રાજ્યમાં જે-તે પ્રસંગોએ જ્યારે વધારે પ્રમાણમાં પ્રશસ્તિ ગીતો રચાઇને આવ્યા એ સમયે વહીવટીતંત્રે બહાઉદ્દીન કોલેજના પ્રિન્સિપાલની અધ્યક્ષતામાં ગીતો બાબતના જાણકાર અને વિદ્વાન લોકોની એક સમિતિ રચી હતી અને એ સમિતિએ લોકોમાંથી આવેલ ગીતોનું પૃથ્થકરણ કરી તપાસી અને કોનું ગીત

વધુ ઇનામને લાયક છે તે નક્કી કરતાં હતાં. જો કે સારા ગીતોનાં રચનાકારોને મોટું ઇનામ મળતુ પણ અન્ય જે કોઇએ ગીતો મોકલ્યા હોય તેને નાનું ઇનામ તો મળતું જ. કોઇને પણ નિરાશ કરવામાં આવતા નહીં.

★ **અન્ય રાજવંશોની તુલનામાં આ ગીતો :-**

સૌરાષ્ટ્રમાં ઝાલા, જાડેજા, ગોહિલ, જેઠવા, પરમાર, કાઠી એવા અનેક રાજવંશો હતા ત્યારે તેમનાં વિશે રચાયેલા ગીતોની સાથે તુલના કરતાં એમ જણાય છે કે, કાઠી રજવંશોને બાદ કરતા સૌથી વધુ પ્રશંસાત્મક ગીતો જૂનાગઢના આ બાબી શાસકોના રચાયાનું જણાય છે. જ્યારે ઝાલા, જાડેજા, ગોહિલ, જેઠવા શાસકોના આ પ્રકારના ગીતો આપણને હાથવગા થયા છે, પરંતુ તે બહુ ઓછી સંખ્યામાં છે અથવા તો તે સમયની સાથે સાથે નાશ પામી ગયા હશે. પરંતુ જૂનાગઢના બાબી વંશના છેલ્લા ચાર શાસકોના તો આ પ્રકારના અસંખ્ય ગીતો પ્રાપ્ય બન્યા છે તે તેનો સબળ પુરાવો છે. વળી આ ગીતો માત્ર એક જ ભાષામાં નહીં પરંતુ ચાર ભાષામાં (ગુજરાતી, હિન્દી, ઉર્દૂ, અંગ્રેજી) પ્રાપ્ય બન્યા છે. જ્યારે સૌરાષ્ટ્રનાં અન્ય કોઇ રાજવંશોનાં આટલી બધી વિવિધતાભરી ભાષાઓમાં ગીતો રચાયેલા માલુમ પડતા નથી. આ ગીતો એવા અનોખા પ્રસંગોએ જાણીતા અને અજાણ્યાઓની કલમે સમગ્ર સૌરાષ્ટ્ર-ગુજરાતમાંથી રચાયેલા હતાં.

આ સિવાય માત્ર ચારણ-બારોટ નહીં પરંતુ આ ગીતો વિવિધ વર્ગો દ્વારા રચાયેલા છે. અન્ય રાજવંશોમાં કેટલાક રાજવંશોના રાજવીઓના વ્યંગ્યાત્મક ગીતો રચાયેલા માલુમ પડે છે. જેમ કે, ભાકુંભાજીનું ગીત. જ્યારે જૂનાગઢનાં આ સંશોધનના સમયગાળા દરમ્યાનમાં આવા કટાક્ષમય કે ટીકાત્મક ગીતો રચાયેલા માલુમ પડતા નથી. સૌરાષ્ટ્રનું સૌથી મોટું અને મુસ્લિમ રજવાડું હોવાની કદાચ ધાક ગણાવી શકાય. પણ જ્યારે મહાબ્બતખાન ત્રીજા જ્યારે જૂનાગઢ છોડી પાકિસ્તાન ચાલ્યા ગયા કે તુર્તજ તેમના અવગુણો ગાતા ગીતો કવિ દુલા ભાયા કાગે રચ્યા હતાં.

આ સંશોધનને શક્ય એટલું સંપૂર્ણ બનાવવાનો નમ્ર પ્રયત્ન કરેલ છે. તેમ છતાં કેટલીક મર્યાદાઓ રહી જવા પામી હોઇ શકે. આ સંશોધનના મહત્ત્વના ચારેય પ્રકરણોને લગતા લગભગ તમામ સાધનો ક્રમબદ્ધ મળેલ હોવાથી ખૂબ જ સારી રીતે અને પૂર્ણ રીતે સંશોધન કરી શકાયુ છે.

આ સંશોધનનાં અંતે જે તારતમ્ય પ્રાપ્ત થયું છે તે સમાજ, સંશોધકો, ઇતિહાસના વિદ્વાનો, સાહિત્યકારો, કવિઓને ઉપયોગી બની રહેશે તેવી મને શ્રદ્ધા છે.

# પરિશિષ્ટ નં. - ૧

## બાબી રાજવંશની વંશાવળી

પરિશિષ્ટ– ૨
બાબી રાજવંશની વંશાવળી

કયસ/અબ્દુર્રશીદ (ઇ.સ. ૬૬૧ માં અવસાન)

↓

સીરાહબીન | ઇસ્માઇલ/ગોરગસ્ત | બયટન

ઇસ્માઇલ/ગોરગસ્ત
↓
બાબી
↓
મીર
↓
યાહયા
↓
ઓસ્માનખાન
↓
અબ્દુર્રહીમખાન
↓
મીરખાન
↓
કરીમખાન
↓
આદિલખાન
↓
ઓસ્માનખાન

(આદિલખાન, ઓસ્માનખાન: હુમાયુ સાથે હિંદુસ્તાન આવ્યા)

↓
બહાદુરખાન (ઇ.સ. ૧૬૩૬ માં કડી અને થરાદ જાગીરમાં મળ્યા)
↓

**::૨::**

- પીરખાન
- સલાબતખાન
- સાહબ્બખાન
- શેરખાન (૧૬૯૦ માં અવસાન)
  - કડી મુઝફ્ફરખાન
    - બહાદુરખાન
    - યાહયાખાન
    - શાહનવાઝખાન
  - મુબારિઝખાન
    - મોહંમદખાન (ખેડા)
      - દૌરાબખાન (ખેડા, માતર, મુંદાપર)
      - આબીદખાન (ખેડા, માતર, મુંદાપર)
      - રસુલખાન
    - આઝમખાન (વડનગર)
    - મુર્તજાખાન
  - ઝફરખાન (સફદરખાન) (ગુજરાતના કાર્યકારી સુબા તરીકે ૧૭૧૫ અવસાન)
    - મ. સલાબતખાન (૧૭૩૦ અવસાન)
      - શેરખાન (બહાદુરખાન ૧ લો) (જૂનાગઢ)
      - દિલેરખાન (માણાવદર)
      - શેરજમાનખાન (બાંટવા)
    - મ. શેરખાન (રાણપુર)
      - સામતખાન
    - મ. સરદાર ખાન
    - મ. ઓસ્માન ખાન
    - મ. ખાનજહાઁખાન ઉર્ફે જવામર્દખાન (રાધનપુર)
      - કમાલુદ્દીનખાન
    - મ. પુરદીલખાન
    - મ. અબ્દુર્રહીમ ખાન
    - દાઉદખાન
    - મોહં…
  - શેહબાઝખાન
    - સરઅફરાઝખાન
    - સાહેબખાન
- આદિલખાન
- મહાબતખાન

:: ૩ ::



ઝફરખાન
મુઝફ્ફરખાન
ફતેહયાબખાન
ગજુદ્દીનખાનજી
શેરખાનજી
જોરાવરખાનજી
બિસ્મિલ્લાહખાનજી
મુર્તજાખાનજી
મહમદ શેરખાનજી
જલાલુદ્દીનખાન
સરદારખાનજી
ગઝનફરખાન
કમાલુદ્દીનખાન
જોરાવરખાન
ગઝનફરખાન બીજા
ફતેદીનખાનજી
ગુલામ મોયુદ્દીનખાન
એદલખાનજી
મહમદખાનજી
શેરબુલંદખાનજી
શેરખાનજી
રૂસ્તમખાનજી
રૂસ્તમખાનજી
શેરબુલંદખાનજી
શેરખાનજી
સિકંદર જહાઁ ઉર્ફે મહાબતખાન ૧ લો
સરદાર મહમદખાન (બાલાસિનોર)
મહમદ રૂશ્તમખાન
મ. સલાબત ખાન


૨૮૮

::૪::



મ. હામીદખાન
મ. બહાદુરખાન બીજો
મ. હામીદખાન
મ. મહાબતખાન બીજા
શેરખાન
મ. બહાદુરખાન ત્રીજા
મ. રસુલખાન
મ. આદિલખાન
મ. શેરઝમાનખાન
મ. મહાબતખાન ત્રીજા
મ. બહાદુરખાન
જમીયતખાન
સલાબતખાન
આબીદખાન
એદલખાનજી
જોરાવરખાનજી
મનોવ્વરખાનજી
જમીયતખાન બીજા
મ. દિલાવરખાન
મ. હિમ્મતખાન
મ. જોરાવરખાન
મ. સખાવતખાન
મ. યુસુફખાન
મ. અનવરખાન
મ. શમશેરખાન
મ. ઇકબાલખાન
ગુલામમહમદ
સાદીક મહમદ
ગુલામઅ

## પરિશિષ્ટ નં. ૨
## જૂનાગઢ રાજયના દીવાનો

**(૧) બહાદુરખાન ૧ લા : ઈ.સ. ૧૭૪૮ - ૧૭૫૮.**

૧. દીવાન દલપતરામ ઇ.સ. ૧૭૪૮ – ૧૭૫૦.

૨. દીવાન જગન્નાથ મોરારજી ઝાલા ઇ.સ. ૧૭૫૧ – ૧૭૫૮.

**(૨) મહાબતખાન ૧ લા : ઈ.સ. ૧૭૫૮ - ૧૭૭૪.**

૧. દીવાન જગન્નાથ ઝાલા.

૨. દીવાન સોમજી ઝીકાર.

૩. દીવાન દયાલ શેઠ.

૪. દીવાન કાયસ્થ મેવાલાલ જગજીવનદાસ.

૫. દીવાન સદાનંદ.

૬. દીવાન શેરઝમાનખાન બાબી.

૭. દીવાન પોપટ પારેખ.

૮. દીવાન ઝવેરચંદ.

૯. દીવાન મૂળચંદ પારેખ.

૧૦. દીવાન અમરજી કુંવરજી નાણાવટી ઇ.સ. ૧૭૬૪ – ૧૭૭૩.

૧૧. દીવાન ભીમખોજા.

૧૨. દીવાન અમરજી નાણાવટી.

**(૩) હામદખાન ૧ લા : ઈ.સ. ૧૭૭૪ - ૧૮૧૧.**

૧. દીવાન અમરજી.

૨. દીવાન રઘુનાથજી અમરજી નાણાવટી.

૩. દીવાન ભીમખોજા.

૪. પ્રેમજી દામાણી.

૫. દીવાન રઘુનાથજી અમરજી નાણાવટી ઇ.સ. ૧૭૯૩ સુધી.

૬. દીવાન કલ્યાણ શેઠ.

૭. કલ્યાણ શેઠ અને માધવરાય ખુશાલરાય. (સંયુકત દીવાન)

૮. દીવાન રઘુનાથજી અમરજી નાણાવટી. (ઇ.સ. ૧૮૦૬ સુધી)

૯. દીવાન રેવાશંકર ત્રિકમદાસ.

**(૪) બહાદુરખાન ૨ જા : ઈ.સ. ૧૮૧૧ - ૧૮૪૦.**

૧. દીવાન રઘુનાથજી ઇ.સ. ૧૮૧૨ થી ઇ.સ. ૧૮૧૮.

૨. દીવાન સુંદરજી શિવજી સોદાગર, ઇ.સ. ૧૮૧૮ થી ચોકકસ સમય મળતો નથી.

૩. દીવાન શેખ અમરુલ્લા, ચોક્કસ સમય મળતો નથી.

૪. દીવાન પ્રભુદાસ વસાવડા, ચોક્કસ સમય મળતો નથી.

૫. દીવાન સુંદરજી શિવજી ઇ.સ. ૧૮૨૦-૧૮૨૩.

૬. દીવાન સૈયદ હુસેનમીયાં ઇ.સ. ૧૮૨૩-૧૮૨૫.

૭. દીવાન ગોવિંદજી અમરજી ઇ.સ. ૧૮૨૫ - ૧૮૨૯.

૮. દીવાન સુંદરજી હંસરાજ સંઘવી ઇ.સ. ૧૮૨૯ - ૧૮૩૩.

૯. દીવાન સદાશિવરાય દેવાજી ઇ.સ. ૧૮૩૪ - ૧૮૩૫.

૧૦. દીવાન અમૃતલાલ દેવચંદ ઇ.સ. ૧૮૩૫ - ૧૮૩૬.

૧૧. દીવાન નથુરામ અમરજી બુચ ઇ.સ. ૧૮૩૬.

૧૨. દીવાન સદાશિવરાય દેવાજી.

**(૫) હામદખાન ૨ જા : ઈ.સ. ૧૮૪૦ - ૧૮૫૧.**

૧. દીવાન સદાશિવરાય દેવાજી. (ત્રણ સભ્યોની રીજન્સી ઇ.સ. ૧૮૪૧ સુધી)

૨. શેઠ જબ્બર લીલાધર અને નથુખાન. (સંયુકત)

૩. અનંતજી અમરચંદ અને હબીબખાન. (સંયુકત)

૪. અનંતજી અમરચંદ.

**(૬) મહાબતખાનજી ૨ જા : ઈ.સ. ૧૮૫૧ - ૧૮૮૨**

૧. અનંતજી અમરચંદ. (રીજન્સી ઇ.સ. ૧૮૫૮ સુધી, સભ્ય હતા)

૨. દીવાન અનંતજી અમરચંદ ઇ.સ. ૧૮૫૮ - ૧૮૬૦.

૩. દીવાન ડુંગરશી દેવશી ઇ.સ. ૧૮૬૦ - ૧૮૬૧.

૪. દીવાન ગોકુલજી સંપતરામ ઝાલા ઇ.સ. ૧૮૬૧ - ૧૮૭૮.

૫. દીવાન ખાનબહાદુર સાલેહ બીન સાલમ હિન્દી ઇ.સ. ૧૮૭૮ - ૧૮૮૨.

**(૭) બહાદુરખાન ૩ જા : ઈ.સ. ૧૮૮૨ - ૧૮૯૨.**

૧. દીવાન ખાન બહાદુર સાલેહ બીન સાલમ હિન્દી ઇ.સ. ૧૮૮૩ સુધી.

૨. દીવાન બાપાલાલ માણેકલાલ. (કાર્યકારી)

૩. દીવાન હરિદાસ વિહારીદાસ દેસાઇ.

૪. ચુનીલાલ સારાભાઇ (કાર્યકારી) મે ૧૮૯૧ થી મે ૧૮૯૨.

**(૮) રસુલખાન : ઈ.સ. ૧૮૯૨ - ૧૯૧૧.**

૧. ચુનીલાલ સારાભાઇ (કાર્યકારી) મે - ૧૮૯૨ સુધી.

૨. દીવાન હરિદાસ વિહારીદાસ દેસાઇ ઇ.સ. ૧૮૯૨ - ૧૮૯૩.

૩. દીવાન હરિદાસ વિહારીદાસ દેસાઇ ઇ.સ. ૧૮૯૩ - ૧૮૯૫.

૪. દીવાન શ્યામજી કૃષ્ણવર્મા તા. ૬-૨-૧૮૯૫ થી છ માસ માટે.

૫. કાર્યવાહક દીવાન પુરુષોત્તમરાય સુંદરજી ઝાલા સપ્ટેમ્બર ૧૮૯૫ સુધી.

૬. સરદાર રાવ બહાદુર બહેચરદાસ વિહારીદાસ દેસાઇ ઇ.સ. ૧૮૯૫ - ૧૮૯૯.

૭. ખસુસિયત દસ્તગાહા ચુનીલાલ સારાભાઇ ઇ.સ. ૧૮૯૯ - ૧૯૦૩.

૮. સરદાર રાવ બહાદુર બહેચરદાસ વિહારીદાસ દેસાઇ ઇ.સ. ૧૯૦૩ - ૧૯૦૬.

૯. મિર્ઝા અબ્બાસઅલી બેગ તા. ૮-૭-૧૯૦૬ થી ૪-૬-૧૯૧૦.

૧૦. અબ્દુલ્લામીયાં ઓસ્માણમીયાં કુરેશી તા. ૨૪-૫-૧૯૧૦ થી ૯-૨-૧૯૧૧.

**બ્રિટીશ વહીવટ : ઇ.સ. ૧૯૧૧ - ૧૯૨૦.**

૧. મેજર જે. બી. કાર્ટર તા. ૨૩-૧-૧૯૧૧. (ફકત એક દિવસ)

૨. કેપ્ટન એચ. એચ. સ્ટ્રોંગ તા. ૨૪-૧-૧૯૧૧ થી ૬-૨-૧૯૧૧.

૩. મી. એચ. ડી. રેન્ડોલ તા. ૬-૨-૧૯૧૧ થી ૧૪-૧૧-૧૯૧૧.

૪. મી. એલ. રોબર્ટસન તા. ૧૪-૧૧-૧૯૧૧ થી ૧૯-૩-૧૯૧૩.

૫. મી. એચ. ડી. રેન્ડોલ તા. ૧૯-૩-૧૯૧૩ થી ૩૧-૩-૧૯૨૦.

**(૯) મહાબતખાનજી ૩ જા : ઇ.સ. ૧૯૨૦ - ૧૯૪૭.**

૧. દીવાન ટી. છજ્જુરામ તા. ૩૧-૩-૧૯૨૦ થી ૧૧-૫-૧૯૨૦.

૨. દીવાન રાવ બહાદુર એ. એસ. તામ્બે તા. ૧૧-૫-૧૯૨૦ થી ૨૫-૪-૧૯૨૧.

૩. દીવાન ત્રિભુવનદાસ દુલેરાય રાણા તા. ૨૫-૪-૧૯૨૧ થી ૧૪-૧૦-૧૯૨૩.

૪. દીવાન દ. શ્રી વીરાવાળા મૂળુવાળા તા. ૧૫-૧૦-૧૯૨૩ થી ૪-૯-૧૯૨૪.

૫. દીવાન શેખ મહમદભાઇ અબ્દુલ્લાભાઇ તા. ૪-૯-૧૯૨૪ થી ૨૧-૨-૧૯૩૨.

૬. દીવાન પી. આર. કેડલ તા. ૨૧-૨-૧૯૩૨ થી ૫-૪-૧૯૩૫.

૭. દીવાન જે. એમ. મોન્ટીથ તા. ૫-૪-૧૯૩૫ થી ૧-૪-૧૯૩૮.

૮. સાહેબજાદા સરદાર મહમદખાન સાહેબ બહાદુર દીલેરજંગ તા. ૧-૪-૧૯૩૮ થી ૧-૮-૧૯૪૨.

૯. કાર્યકારી દીવાન રાવ બહાદુર એસ. ટી. માંકડ તા. ૧-૮-૧૯૪૨ થી ૨૭-૮-૧૯૪૨.

૧૦. દીવાન ખાનબહાદુર અબ્દુલ કાદીર મહંમદ હુસેન તા. ૨૮-૮-૧૯૪૨ થી ૩૦-૫-૧૯૪૭.

૧૧. દીવાન શાહનવાઝ ભૂટો તા. ૩૦-૫-૧૯૪૭ થી ૯-૧૧-૧૯૪૭.

## પરિશિષ્ટ નં. ૩
## બશીર અહેમદ તિરમીઝીનો રમૂજી પત્ર

જામસાહેબને ભૂમિ ભૂખ જાગી છે, શામળદાસને પૈસાની.

આભ તુટી પડ્યુ, ધરતી ફાટી ગઇ, મહાસાગર સુકાઇ ગયો, સર્વનાશ સત્યનાશ નીકળી ગયો, કયામત આવી ગયો, બધુ ખેદાન મેદાન થઇ ગયુ, કોઇ ન પૂછશો શું થયુ, કોઇ ન કહેશો શા માટે થયુ. કાઠિયાવાડની ધરતી વાંઝણી થઇ ગઇ, કોંગ્રેસ રંડાઇ ગઇ,હિંદી યુનિયન અનાથ થઇ ગયું, અવિભાજ્ય કાઠિયાવાડનું સ્વપ્નું જૂનાગઢે પાતાળકૂવો ખોદી દાટી દીધું. જામસાહેબે હિંદી યુનિયન પાસે ઘા નાંખી 'અમને બચાવો માબાપ, અમે મરી ગયા, જૂનાગઢ હિંદને બદલે પાકિસ્તાનમાં જોડાઇ ગયું' ન થવાનુ થઇ ગયું, ન સમજવાનું સમજાઇ ગયું, સોરઠના સિંહે શિયાળવાના ટોળામાં રડારોળ કરાવી મૂકી.

એક મુસ્લિમ રાજ્યે હિંદી યુનિયનની ગુલામી સ્વીકારી નહીં, સોરઠ સરકારે મુસ્લિમ સલ્તનતનો દામન પકડી લીધો, ગજબ થઇ ગયો.

કોંગ્રેસની ભૂમિ ભૂખનો કોળિયો થવાની જૂનાગઢે ના પાડી, એ ઇન્કારે કોંગ્રેસી પેપરોને ચક્રમ બનાવી દીધા, એમની શાન ખોવાઇ ગઇ, એમની બુદ્ધિ અરબી સમુદ્રમાં ડુબી ગઇ, કોંગ્રેસની માનવતા (!) ચક્કીના પડ બાંધીને પાતાળ કુવામાં કુદી પડી. નીચ મનોવૃત્તિ ધરાવતા હિંદુ પેપરોએ બુમાબુમ મચાવી દીધી, એમણે હલકટ પ્રચારની આંધી ચડાવી, વાણિયાશાહીએ કાગારોળ કરી મૂકી, સ્વપ્ને પણ ન આવે એવા બિહામણા ભૂત એમની કલમે દેખાવા માંડ્યા, બહુ સાદો બહુ સીધા જૂનાગઢના પ્રશ્નને એમણે મહાભારતના પ્રશ્ન કરતા પણ વધુ મહત્ત્વ આપી દીધું.

આ બધુ થયુ શા માટે ? જાણો છો ? જૂનાગઢ એ મુસ્લિમ રિયાસત છે ને તેને માટે જૂનાગઢ સામે કાદવ ઉડાડવાની કોંગ્રેસની ટેવએ આજની નથી પણ બિચારા કરે શું ? કાલ સુધી તો અંગ્રેજો હતા અને આ કારણે વાણિયાભાઇની મૂછ નીચી કરીને કહેતા હતા, કદીક બેકાબુ થઇ જવાતું તો કૂતરાઓની જેમ થોડાક દિવસ જૂનાગઢ સામે ભસી પાછા ઠરી ઠામ થઇ જતાં અને સોરઠનો સિંહ એ ભીસવાટની કદી પરવા પણ ન કરતો.

પણ હવે તો અંગ્રેજો ચાલ્યા ગયા છે અને વળી હિંદુઓનો ઉભરો ચડ્યો અંગ્રેજોની સત્તા જવાથી, એ તો એમ જ સમજતા થઇ ગયા છે કે હિંદ એ તો કોંગ્રેસનું જ છે, એ ધારે એમ હિંદના દરેક માનવીને કરવું પડે. જૂનાગઢને એ ત્રાવણકોર બેઠા અને એ માન્યતાના તોરમાં શબ્દોકોષમાં એમને તિરસ્કારવા શબ્દ ન જડે એટલો રસ્તો ગ્રહણ કરી લીધો, એ તો માનવી મટી શેતાન બની ગયા. જૂનાગઢની પ્રજાને ગભરામણમાં કંઇ કંઇ કરી નાંખ્યુ, પણ બિચારા એમાં ન ફાવ્યાં એટલે જૂનાગઢનો બહિષ્કાર કરાવ્યો જાણે જૂનાગઢની જરૂરી દરેક વસ્તુ હિંદ જ કોમ પૂરી ન પાડતુ હોય અને અફસોસ બિચારાએ એમાં પણ જોડા ખાધા પેટ ભરીને, ત્યાં કોઇએ રામને આરસીમાં દેખાડેલા ચંદ્રની વાત કરી શામળદાસે એ વાત સાંભળી, આખરે તો એ વાણિયો જ ને ? એણે તરત જ વિચાર્યુ કે આપણામાં કાંઇ લાયકાત તો છે નહી અને બુદ્ધિ તો આપણે ચીન ગીરવી મૂકી આવ્યા છીએ અને પૈસા પણ ખલાસ થઇ આવ્યા છે. હાલને સાચા નહી તો ખોટા દહાડા લઇએ. એટલે એ અક્કલના ઓથમીરે જૂનાગઢમાં આરઝી હકૂમતની

મુંબઇ બેઠા બેઠા રચના કરી અને એનો વડાપ્રધાન પણ શામળદાસ ગાંધી થઇ બેઠો, કેમ જાણે જૂનાગઢ એ મીઠાની વખાર હોય અને મજાની વાત તો ત્યાં છે કે જૂનાગઢની આરઝી હકૂમતના પહેલા વડાપ્રધાનને જૂનાગઢની હદમાં ફરકવાની સખત બંધી છે.

પણ એ તો બંધી હોય કે છુટ્ટી અહીં તો પૈસાથી કામ છે ને. હિંદમાંથી લુંટેલા પૈસા ચીનમાં વાપર્યા અને થોડા ઘણા બચ્યા એ આજ સુધી ચાલ્યા, હવે ખલાસ થઇ ગયા એટલે પૈસા મેળવવા કોઇપણ કિમીયો તો કરવો જોઇએ ને. અધમ તો અધમ આપણે પૈસાથી કામ છે ને સાંભળવા મળ્યુ છે કે આરઝી હકૂમતની સ્થાપના કરવા માટે થોડા ઘણા પૈસાનું ફંડ એકઠું કરાયું છે આ તો બિલ્લીને દૂધની ચોકી જેવુ થયું.

આ બધુ તો થયું ત્યાં વળી એક નવી મૂર્તિ જાગી.આ મૂર્તિ બીજી કોઇ નહીં પણ જામનગરના જામસાહેબ. આ માણસને ઓળખવાની ખાસ જરૂર છે. એમની મહત્ત્વકાંક્ષાઓનો પારો નથી, એમની શક્તિ કરતાં એમની મહત્ત્વકાંક્ષાઓ અનેકગણી છે. અને ગરજ પડતા ગમે તેના ખોળામાં બેસી જતા એ લેશ પણ ખચકાતા નથી, થોડા સમય પહેલાં એ જૂનાગઢના ખાસ મિત્ર (?) બની ગયા હતા, એમને બિચારાઓને કાઠીના નરેશ બનવાના કોડ હતા પણ કોંગ્રેસે એમના એ કોડ ને તો એમના મનમાં જ દાટી દીધા એથી એઓ નિરાશ ન થયા મહત્ત્વાકાંક્ષી છે ને એથી. એટલે એમણે કાઠિયાવાડમાં નજર ફેરવી ક્યાંઇ પોલુ દેખાય છે એટલે હડપ કરી લેવાય અને ત્યાં એમની નજર જૂનાગઢ ઉપર પડી. કોંગ્રેસી પેપરો એ ઉપજાવી કાઢેલ ચિતારથી એમની મહત્ત્વાકાંક્ષી નજરને લાગ્યુ કે જો કોંગ્રેસની હો હામાં આપણે સાથ પુરવશું તો કાંઇક કટકો મળી રહેશે એટલે એમણે પણ કાગારોળ કરી મૂકી, આ કાગારોળ કરવાનો શો અર્થ હતો એ જાણો છો ? જેમ બને તેમ હિંદી યુનિયન પાસેથી હથિયારો અને વધુ સગવડો મેળવવી, કેમ જાણે જૂનાગઢ જામનગર ઉપર પાણી વેગે જામનગર ઉપર ચડી આવતું ન હોય, બીજુ અગર જૂનાગઢમાં કાંઇ નવા જૂની થાય, જૂનાગઢના પાડોશી રાજ્યો સાથે અથડામણ થાય, તો લુંટમાં થોડોક હિસ્સો મળે અને ત્રીજુ આમાથી કાંઇ જ ન થાય (અને થવાનુ પણ નથી) તો પોતે પ્રજાસેવક (?) છે એમ કહેવાનું તો અભિમાન લઇ શકે.

જામસાહેબ બહુ મોટા પરદુઃખભંજન પણ છે, ગોંડળ બિચારું નાનું સરખું રાજ્ય એની પાસે પૂરતુ લશ્કર નથી, એટલે જામસાહેબે તરત પોતાનું લશ્કર ગોંડળના રક્ષણ અર્થે મોકલી દીધું, કારણ જાણો છો ? કોઇને ન કહો તો કહુ,જૂનાગઢમાંથી કાંઇ મળે એમ દેખાતુ નથી અને બિચારુ ગોંડળ નાનુ સરખુ રાજ્ય છે થોડી ઘણી હો હા કરવામાં જો આખુ ગોંડળ હડપ કરી જવાય તો સૌથી સારુ નહિં તો થોડી ઘણી જમીન પચાવી પાડી શકાશે.

આવા આ જામસાહેબ જૂનાગઢને પ્રજામત કેળવવાની સુફીયાણી સલાહો આપે છે, કેમ જાણે એ ઓ શ્રી તો પ્રજાના જ સેવક હોય, આ એ જ જામસાહેબ છે,જેમણે જામનગરમાં વસતા લાખો મુસ્લિમોને ખુલ્લામાં ખુલ્લી ધમકી આપી હતી કે મારા રાજ્યમાં રહેવુ હોય તો મારી મરજી મુજબ વર્તવું પડશે, નહિ તો તમને (મુસ્લિમો) પાકિસ્તાન ભેગા કરી દઇશ. જામ સાહેબ ક્યે મોઢે જૂનાગઢને વણમાંગી સલાહો આપો છો ? આ એ જ જામસાહેબ છે કે જેમના રાજ્યમાં મુસ્લિમો ઉપર ઉઘાડે

છોગે સલાહની ઝડીઓ વરસી રહી છે,છતાં એની સામે ઉંઆ કરનારને આકરામાં આકરી સજાઓ થાય છે.

આ છે જામનગરી જામસાહેબ અને આવુ છે એમનું રાજ્ય અને જામસાહેબ તમે લડાઇની ધમકીઓ આપો છો અને એ પણ સિંહોને અને સર્વશ્રેષ્ઠ નર શેરને ?

શિકારનો તમને શોખ છે, સિંહની પીઠ પાછળ રડતા શિયાળવા તો તમે ઘણા સાંભળ્યા હશે. આ ત્રાવણકોર એ નથી અને આ ભોપાલ પણ નથી આ તો છે ગિરનારના કાળમીંઢ પથ્થરો પર વસેલી સોરઠની ભૂમિ, જરા સમજો,જરા વિચારો.

હવે આવો છો તો જામસાહેબ તમે પણ આવો અને શામળદાસ ગાંધી તમે પણ, પણ જરા મારુ માનજો, જૂનાગઢ આવતા પહેલા શામળદાસ તમે તમારા પૂજ્ય કાકા ગાંધીજીના આશીર્વાદ લેતા આવજો અને સાથે સાથે તમારા પૂજ્ય ગાંધીજીએ રાજકોટમાં પડેલ ઉઝરડા માટે જે મલમ વાપર્યો હતો એ પણ.

અને જામસાહેબ તમારાથી તો જૂનાગઢ ગવર્મેન્ટ લપેટી લેશે, એટલે અમારે જાજી ફીકર કરવાની નથી રહેતી, બાકી અમે તો અમારા જૂનાગઢના આરઝી હકૂમતના વડાપ્રધાન શ્રી શામળદાસ ગાંધીની ખબર રાખવાની છે. ભલે પધારો, અમારા વડાપ્રધાન તમારા સ્વાગત માટે જૂનાગઢની પ્રજાએ ખાસ્સા મજાના જોડાઓનો હાર તૈયાર કરાવી રાખ્યો છે આવો એટલે મુહૂર્ત એથી કરીશુ અને પછી તમારુ ફુલેકુ કાઢીશુ અને એ ફુલેકામાં ગગનભેદી નારા લગાવશું.

આરઝી હકૂમત મુર્દાબાદ.

શામળદાસ ગાંધી મુર્દાબાદ.

## પરિશિષ્ટ નં. ૪

## જુદા - જુદા પ્રસંગોએ રચાયેલાં ગીતોની મૂળ પ્રતો.

### (૧) કાના રામજીએ રચેલ ગીતની અસલ પ્રત.



આલીજાહ દોલતમદાર ... નવાબ સાહેબ શ્રી
મહાબતખાનજી બાબી બહાદુરની
મુબારક શાદી પ્રસંગે
મુબારકી

56/10

દુહા

[illegible]

ખમાં બાપુને ખમાં

ઠેકાણું:
વાંકદવાળાના કુંવર પાસે
... જુનાગઢ

કાના રામજી ...

## (૩) શાસ્ત્રી ગોવિંદજી ભગવાનજીએ રચેલ ગીતની અસલ પ્રત.



ખુદાવિન્દ નેકનામદારનવાબસાહેબશ્રી મહાબત
ખાનજી બાબી બહાદુરનામી ગ્રલિક
વિવાહાભિનન્દન પત્રિકા

॥ શાર્દૂલવિક્રીડિતમ્ ॥

गंभीरो मतिमान् विशालहृदयः शान्तः प्रतापान्वितो
मान्यो बुद्धिबलाद्धनीतिबलतः श्रीसार्वभौमस्य यः ॥
औदार्यं विपुलं वहंस्तनयवत् स्वीयाः प्रजाः पालयन्
श्रीयुद् महाबतखानजि नृपमणि र्भूयाच्चिरायु
र्भुवाम् ॥

અર્થ ॥ ગંભિર બુદ્ધિશાળી વિશાલહૃદયવાળા શાન્ત મહા
પ્રતાપી અને જે હેઉં ચાકેળવણી લઈ ઉંચા પ્રકારની રાજનીતિ
થા ગવરમેન્ટમાં મોટાપદવીઓ પ્રાપ્ત કરી છે સારૂં માન મેળવે
લું છે જેનું ઔદાર્ય ઘણુંજ પ્રશંસનીય છે અને જે પોતાની પ્રજાઓ
ને ઔરસ પુત્રરૂપ ગણી અહર્નિશ પીતા રૂપે પાલન કરે છે એવા
સૌરાષ્ટ્ર મંડલના અધિપતિ બાબીવંશની અંદર ભૂષણરૂપ રાજ
શ્રી નવાબશ્રી મહાબતખાનજી દીર્ઘાયુષ થઈ ઘણા લાંબા વ
ખત સુધી રાજ્ય કરો ॥

લી॰ શુભેચ્છક શાસ્ત્રી ગોવિ
ન્દજી ભગવાનજી

## (૪) કવિ છગનલાલ લક્ષ્મીદાસે રચેલ ગીતની અસલ પ્રત.



આલીજાહ દૌલતમદાર ખુદાવિંદ નવાબ સાહેબ શ્રી ૭
મોહોબતખાનજી બાબી બહાદુરની
મુબારક શાદી પ્રસંગે
અભિનંદન.

શાદી મુબારક.

ઇન્દ્ર વિજય છન્દ.

સોરઠ દેશ નરેશ નૃપેશ હમેશ રમેશ સમાન ગણીએ;
શાસન પાલન જેહ કરે અમ શે' વિશરાય કૃપાલ ધણીએ;
સ્થાપિત મૂર્તિ કરી મન મંદિર આપ નવાબનું ધ્યાન ધરીએ;
હેય છગન નવાબ મહોબત આપ યશો ગુણ ગાન કરીએ.—૧
નિત્ય અમે અભિવંદન કે અભિનંદન આપી કૃતારથ થઇએ,
ચિત્ત પવિત્ર અતી પ્રતિમા પદ પંકજ સ્પર્શથી પાવન છૈયે;
પ્રજા તણા પ્રતિપાલ નૃપાલ દયા નિધિને દિનબંધુ સ્મરીએ.
હેય છગન નવાબ મહોબત, આપ યશો ગુણ ગાન કરીએ.—૨
આત્મ, કુટુંબ, સ્વરાજ સ્વદેશ, સ્વદેવની ભક્તિ ઉદ્દેશ અમારો,
"ભક્ત-વિલાસ" અને "મન-રંજન" ચાલતું એ ઉપકાર તમારો;
આમ હૃદે બળ કામ કરે ઉભરે ઉર આપ અમુલ્ય નિવાજે,
હેય છગન નવાબ મહોબત તેજ વધુ વધજો તમ તાજે.—૩
લગ્ન મહોત્સવ ધન્ય તિથી, ધનવાર, ઘડી, પળ, કાયમ યાદી,
સર્વ પ્રજા જનને મળિ આજ સ્વરાજનની કંઇ પ્રેમ પ્રસાદી;
શાદી મુબારક હર્ષ પ્રસંગ સહર્ષ અમે કવિતા કરિ સાદી,
હેય છગન નવાબ શિવકારી કરો ઉપકારી મુબારક બાદી.—૪
આજ તરુણ વયે સદગુણ, વિવેક, ક્ષમા વળિ ગંભિરતાદી,
સાફ મળે ઇનસાફ ખુશી ખુબ થાશજ વાદી અને પ્રતિવાદી;
લોક છયોક શુભાશિષ દેય મુબારક શાદી-મુબારક શાદી,
હેય છગન નવાબ શિવકારી કરો ઉપકારી મુબારક બાદી.—૫
ધર્મ જુદો ન જરાય જુદાઇ જણાય અકબ્બર આપ અમારા,
રાજનું કાજ ધર્યું કર ત્યાંજ પ્રજા હ્રદયમાં જયકાર તમારા;
[illegible] બિટીશની પ્રેમ નિશાની પ્રકાશ વિશેષ પ્રકાશિત થાઓ,
હેય છગન નવાબ મહોબતને ખાનજીનું ચિરઆયુષ થાઓ.—૬
રાહ સચીસમ સુંદર દમ્પતિ દમ્પતિનાં સુખ સંપત્ત રેજો,
આધિજ વ્યાધિ ઉપાધિ વિતાપ કદી સ્વપને નહિ દર્શન દેજો;
"[illegible] દિવાકર તાવત" [illegible] સિદ્ધ [illegible] રેજો,
હેય છગન [illegible] "નૃપ દમ્પતિ" ને ચિરઆયુષ દેજો.—૭

હું છું આપનો.

[illegible] } કવિ છગનલાલ [illegible]

## (૫) મુકુન્દરાય પુંજારામ જીકારે રચેલ ગીતની અસલ પ્રત.

શ્રી

નેક નામદાર આલીજહાં ખુદાવંદ નવાબ સાહેબ શ્રી ૭
મહાબતખાનજી બાબી બહાદુરે પરિધાન કરેલા
મુબારક શાદી સમયના શણગાર.

—:o:—

પદ લય ભૈરવી તાલ દીપ

નિત્ય નેહી ન્યાયી સોરઠના સરકાર
એજ રાજ તાજ તણા, શાદી શણગાર— ટેક

દિવ્ય રત્ન ઝળકે હાથ, પહોંચી પુર્ણ પુન્યની,
મફત જ્ઞાન માફસાલ, ફીજ સર્વ સ્કુલની,
વિદ્યા વિષેશ લેછે, દુવાઓ દે શિશુતે, (૨)
હેમંત હાર પ્હેરે, અમ શાણા સરદાર.... .... એજ (૧)

ઓપે કર્ણ કુંડલો, કરો કમી કરાય તે,
તીર્થ ધામ વગર દામ, સુગમથી ફરાય છે,
આલમ લાભ આવો, નરનારિ લેજ લ્હાવો, (૨)
સુધારો શહેર પાણિ, જળ નળની શી ધાર?........એજ (૨)

મોર મુગુટ તાજ તે, દયાપણું ઘણું ઘણું,
સદૈવ સુખનાંજ સાધનો, કયાં ગણું ગણું?
પશુએ પ્રીત પ્રેખે, ગૌચર વિશાળ દેખે, (૨)
અમોલ ઢોર ધીંગાં, ઢગ તૃણનો નવપાર..........એજ (૩)

યુવકરાજ આજ અલંકાર થકી ઓપતા,
મુકુન્દશી સુવાસ ભભક? બ્હાર બહુ થયા છતા,
બ્હાદુર બાબી બંકા, બજેછે દેશ ડંકા, (૨)
શાદી એ વરવધુની, શુભ થાઓ સુખકાર.......... એજ (૪)

—:o:—

મુદ્રક મહુલી નાગરવાળો કુંડીગોરી
જુનાગઢ તા. ૨૦-૩-૨૧ રવીવાર.

વિ. સેવક.
મુકુન્દરાય પુંજારામ જીકાર.

(૮) કેશવલાલ વી. એ રચેલ ગીતની અસલ પ્રત.



Gods! bless the Royal Pair

All hail! Saurashtra! my native Land!
Thou God-blest, glorious clime,
Preserving ever thy pristine stand
In the Beautiful and Sublime. — 1
Thy sky-crowned sacred Girnar Mont
Bedecked with votary fanes
Is lions' and yogees' favourite haunt
Where awful silence reigns. 2
Thy rugged rocks, green dales, springs bright,
Thy azure-pearly sea —
Scenes lovely all — have earned aright
The name "Fine Land" for thee. 3
Sons true to soil, steeds noble fine,
And works of fine arts ever
Admired, unmatched for skill-design,
Prove thee resourceful fair. 4
Land of Ashoka the Good whose fame
His living edicts sing,
Land of Nrusinh whose holy name
Inspires us — every being! 5
Thou Land of Gods and Godly Things
Of Sutees and Sages grave,
Of Naughun, Khengar — ideal Kings,
Now Land of Babees Brave. 6
Land of our Birth and Faith divine
Our Soul thou, Hope, our Pride,
With Head — Heart — Hand made ever thine
Dear Land! let us abide. 7
* * * * *
Kind Ambra and Great Datar thine
Presiding deities fair
Save our King and Queen benign
Gods! bless the Royal Pair.

Gandrap lane
Junagadh
31-3-1921

Your Highness' most [illegible]
Keshavlal V. [illegible]

(૯) રાજ જ્યોતિષી શ્રી શંભુપ્રસાદ હરિદત્ત જોષીએ રચેલ ગીતની અસલ પ્રત.


आशीर्वाद

अलाभेरकरं [illegible] रे मान मानार्थदं
रै[illegible]न्यकरं मनोरथकरं धर्मक्रिमं करं
[illegible] आदम कीर्तिवर्धनकरं जीतिलवासौख्यदं
[illegible]भाग्यं अश्वरक्षणकरं शोशोहसामामदं ॥१॥
सदा अकुजर सैव धलि विद्या हस्तथैवच ॥
महा महेरसुखञ्च कुर्वन्तु नव मंगलं ॥ २॥
श्रीकृष्णं कुशलं करोतु भवतां धाता प्रसन्नो सुखं
निर्विघ्नं गणनायकं प्रतिदिनं भानुप्रतापोदयः
शंभुर्ते धनधान्यकीर्तिमतुलं दुर्गारिनाशं सदा
गंगा ते खलु पापहानिनिलये लक्ष्मीस्वरोन्नस्थिरः ॥३॥

राजतेज वधि॥
अखंड प्रताप ॥

जुनागढ जोशी शंभुप्रसाद हरीदत्त वतिनो
श्रीपीतांबर गोवींदजीना आशीर्वाद

॥श्रीरस्तु॥

## (૧૦) કવિ અંબાશંકર હરિશંકર યાજ્ઞીકે રચેલ ગીતની અસલ પ્રત.



ॐ-श्री

क्याता नाविकतया. कविसंश्रयेण राज्याश्रयेणचाता. कव्य. शसिदम ॥ रघुवंशे ॥
कविओंकी कीर्ति किर्ति नृपति क्यातीपाताहे. और राज्यकेआश्रयसे कविप्रसिद्ध होजाताहे ॥

"अंक,, सु॰ ता. २१

**कवि अंबाशंकर हरीशंकर याज्ञीक वांकानेर** (काठीयावाड)

Kavi Ambashankar Harishahkar VaNkaner Kathiawar

~~खुदाविंद नवाब सरकार श्री जूनागढ सरकारजी~~

श्री शादी प्रसंगे आशिर्वचन काव्य.

दोहा

मंगलकी घरी आजकी है मंगल दिनमान ।
ब्याहत बहादुर जीर्णपती मनहर म्होबत खान ॥१॥

कवित्त

फूलों के [illegible] फूल डोलरसें छये चोक
डोलर के जैसे कर्मचारी जन डोलते ।
हर्ष के सुगान होत राज्यके रसाले बीच
बहारे बसंत ज्यों किलोल बुलबुलके ।
अंब कविराज आज आनंद अथाह एसो
बार बार मंडप कमान मखतूलके ।
क्यों बने सुबर्न तें सुबर्नन संपुर्न जहां
ब्याहत बडे नवाब जादा श्री रसूलके ॥२॥
खान और पान दान मान की मची है धुम
रूम कों चढायदे चिरागो राह सुर्गकों ।
निहायत नेहभरे आये देश देशनते
राज मान [illegible] जैसे मनीधर उर्गकों ।
अनुप उदीत होत आदित्य सुभाग्य जैसो
हुरक्द सरोद होत मीठे नाद मुर्गकों ।
अंब कविराज आज म्होबतकी खान जैसो
ब्याहत है म्होबते नवाब जिर्णदुर्गको ॥३॥

दोहा

अंबकवी आशिर्वचन भाखे म्होबत खान ।
जुगोजुग जीते रहो जुगल जोरी रसखान ॥४॥
अंबकवी आशिरवचन यह शुभ लग्न प्रसंग
म्होबतखान नवाब हैं मंडो नित्य उमंग ॥५॥

=कर्ता कवि अंब वांकानेर

## (૧૧) કવિ ભીલ લક્ષ્મણ નાનજી કડવાતરે રચેલ ગીતની અસલ પ્રત.

(૭૮૬)

નેક નામદાર આલીજનાં ખુદાવિંદ દોલતમદાર નવાબ સાહેબ

સર મહાબતખાનજી સાહેબ બાબી

કે. સી. એસ. આઇ. જી સી. આઇ. ઇ. બહાદુરકે પ્યારે પ્રીન્સ

નામદાર વલીયેદ શાહજાદા સાહેબ મહમદ દીલાવરખાનજી સાહેબ બહાદુરકી

ઓર

નામદાર શાહજાદા સાહેબ હીમતખાનજી સાહેબ બહાદુરકી

તા ૬-૨-૧૯૩૦ સોમવારકે રોજ ખુશનુમા સુન્નત શાદીકી ખુશાલીમે

તાબેદાર કવિ ભીલ લક્ષ્મણ નાનજીકી ભલી મુબારક ઓર નેક દુવા.

રેગત આઝમ.

કાઠીયાવાડમે સર જુનાગઢ ધામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.

બયેત.

નામદાર દીલાવરખાનજી, ઓર હીમતખાનજીકી સુન્નત શાદી.
દુવે શાહજાદે સલામત રહો, તંદુરસ્તી ઓર આબાદી.
ખુશાલીમે રાજકુન્બા આકે તમામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
સુન્નત શાદીકા સરગસ ન્યારા. તેજ સીતારા પેશાનીકા.
શાહજાદે નામવરકે ગલેમે', હાર હમે શાદમાનીકા
સલામત રહો સરકાર સરનામ, સુન્નત શાદીપે બહોત ધુમધામ.
નામદાર શાહજાદે દીલાવર, દીલકે દુવે દાતાર
શાનો શૌકત નીરાલી, બાદશાહી પોશાક ગુલઝાર.
અમીર અમલદાર ખાંકે જ્યાદે ઇમામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
દોનુ ભાઇકી જોડી કાયમ રહો, સરપે સગાંએ સહેરા.
ખુશી હોકે ઇનશાંન સારે, દેખનેકો આએ ચહેરા.
શુક હમે ખુદાકા સુબહો શામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
ઢોલ નકારે બેન્ડ સનાઇ, નોબત ડંકા બાજે.
હાથીપે અંબાડી સુનેરી, દુવે શાહજાદે બીરાજે.
કીયા ખયેરાત દીયા ઇનામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
સારે સહેરમે હરેક જગાપે, રોશની બે સુમાર.
દરવાજા બાવટા કમાન, આતશબાજી અલકાદાર.
બલિહારી જાવે રૈયત તમામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
રાજ મહેલ દીલપસંદ, કચેરી ખુશનુમાં રોનકદાર.
તખ્ત કે ઉપે બેઠે, નામદાર સોરઠ સરકાર.
દીવાન ફેઠલકા તારીફ લાયક કામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.
નામદાર નવાબ સાહેબ, ઓર સુખી રહો રાજકુન્બા
કવિ લક્ષ્મણકી ભલી મુબારક, દીલો જાનસે નેક દુવા.
વફાદાર શાયરકે શીરી કલામ, સુન્નત શાદીમે બહોત ધુમધામ.

સુન્નત શાદીકી ખુશાલીમે કવિતા બનાકે ઓર છપવાકે હજુર કદમોમે પેશ કરનેવાલા તાબેદાર ઓર વફાદાર કવિ ભીલ લક્ષ્મણ નાનજી કડવાતર મુ. રાજકોટ, કાઠીયાવાડ.

શ્રી મહાલક્ષ્મી પ્ર. પ્રી. વર્કસ,—રાજકોટ.

## તસવીરો

(૧) જૂનાગઢ રાજયનો નકશો.



## (૨) છેલ્લા ચાર નવાબો અને બાબીઓના મૂળપુરૂષ.



(૩) જૂનાગઢના નવાબના ત્રણ બેગમો.




દાદીબીબી (મહાબતપરાવાળા)

શાહબેગમ (ભોપાલવાળા)

મુનવ્વરજહાં (ભોપાલીબેગમ)

## (૪) જૂનાગઢ નવાબના શાહજાદાઓ.



## (૫) જૂનાગઢ રાજ્યનાં ત્રણ દીવાનો.



(૬) સિલ્વર જ્યુબિલી વખતે નવાબની ચાંદીથી તુલા અને શાહી સવારી.



## (૭) સિલ્વર જ્યુબિલી પ્રસંગે સલામી જીલતા નવાબ.

સિલ્વર જ્યુબિલી



સલામી જીલતા નવાબ મહાબતખાન ત્રીજા ઈ.સ.૧૯૪૫



સિલ્વર જયુબિલી નીમિતે નવાજેશો જાહેર કરતા નવાબ મહાબતખાન

## (૮) નવાબને નજરાણું ધરતાં દીવાન અબ્દુલ કાદીર.

સિલ્વર જ્યુબિલી



નવાબને નજરાણુ ધરતા દીવાન અબ્દુલ કાદીર



નવાબ મહાબતખાન ત્રીજા અને વાઈસરોય વિલિંગ્ડન

(૯) સરદાર પટેલની જૂનાગઢ ખાતેની સભા.



## (૧૦)રાજયચિહ્ન અને શાહી ધ્વજ.






શાહી ધ્વજ

# સંદર્ભસૂચિ

## (અ) મૂળ સાધન સામગ્રી

### (એ) National Archives, New Delhi.

1. **File No. - 329 - D - 1939** - Payment of Somnath Temple dues for Samvat 1995 by the Junagadh state to Baroda.
2. **File No. - 34 - 10 - D - 1942** - Contributions from His Highness the Nawab of Junagadh to the Royal Air force.
3. **File No. - 5 - 15 - D - 1944** - Boundary disputes between states in Western India States Agency and Foreign govt-Encroachment on Diu-Junagadh Boundary.
4. **File No. - 22 - 12 - D - 1945** - Payment of Jiwai dues to Ladies in state and Talukas.
5. **File No. - 1(5) PR - 1947** - Appointment of Mr. S. W. Shiweswarkar I.C.S. as Deputy Regional Commissionar, Rajkot and there after Administrator of Junagadh.
6. **File No. - 2 PR - 1947** - Accession of India State Agenda and Proceeding of the Meeting of the 25 th July - 1947.
7. **File No. - 2(13) IA - 1947** - Secret-steps taken to prevent the Flight of Chartered Plane in Junagadh.
8. **File No. - 6 PR - 1947** - Appointment of Banesinghji K. S. as O.S.D. for dealing with Kathiawad problems.
9. **File No. - 8 (111) PR - 1947** - Question of Signing Instrument of Accession By Mulgirasdar of Junagadh state.
10. **File No. - 14(1) PR - 1947** - Mulgirasias of Babariawad their accession to the Dominion of India.
11. **File No. - 17(3) IA - 1947** - Secret Discontinuance of Weather warnings to ships from the Metereological station at W.I. Consequent upon Junagadh's Joining Pakistan.
12. **File No. - 26 PR - 1947** - Question of Junagadh Accession to India Correspondence with the Dominion of Pakistan.
13. **File No. - 27 PR - 1947** - Attitude of Junagadh towards Participating in the constituent assembly of India.
14. **File No. - 85(3) PR - 1947** - Junagadh Reports from Regional Commissioner.
15. **File No. - 85(4) PR - 1947** - Junagadh Representation received from public etc. regarding accession to Pakistan.
16. **File No. - 85(5) PR - 1947** - Junagadh offer of help.
17. **File No. - 32 IB - 1947-** Action against Junagadh in respect of Shipping.
18. **File No. - 85(6) PR - 1947** - Military intelligence reports on junagadh situation.

19. **File No. - 85 (11) PR - 1947** - Communal situation in Rajkot, Junagadh etc.
20. **File No. - 85 (13) PR - 1947** - Junagadh Troop Movements Directives to Brigadiers Gurdial singh.
21. **File No. - 85 (10) PR - 1947** - Administration of Junagadh state operation of Bank Accounts.
22. **File No. - 114 - P - 1948** - Referendum in Junagadh, Manavadar etc. regarding accession of states to India.
23. **File No. - 4(13) P - 1948** - Delegation of powers to the administrator for theadministration of Junagadh. Correspondence recovered from Junagadh palace regarding the state's accession.
24. **File No. - 7(7) P - 1948** - Alleged atrocities in Junagadh state.
25. **File No. - 8(39) P - 1948** - Reports fortnightly of Junagadh for the year 1948.
26. **File NO. - 32 - P - 1948** - Formation of the United states of Kathiawar (Saurashtra).
27. **File No. - 4(4) P - 1948** - Representation from the Begam of Mangrol regarding her allowance.
28. **File No. - 45 - P - 1948** - Deputation of Ms. B. D. Pandit from Bombay and the appointment of Mr. C. B. nagarkar I. C. S. as special officer to supervise the elections. Question of holding a second referendum regarding H. H. the Nawab's return to Junagadh.
29. **File No. - 270 - P(S) - 1948** - Transfer of the Administration of Mangrol and Manavadar to the Government of Saurashtra.
30. **File No. - 118 - H - 1948** - Verification of a report that certain Junagadh state forces pensioners are engaged in undesirable activities in Hyderabad.
31. **File No. - 270(1) - P(S) - 1948** - Regarding Administration of Manavadar and Mangrol.
32. **File No. - 336 - P - 1948** - Discussion regarding Junagadh in the United Nations Assembly.
33. **File No. - 420 - I (Part II) - 1948** - Election in Junagadh state for constituent assembly of Saurashtra.
34. **File No. - 274 - P - 1948** - Proposed disposal of Junagadh House at Bhopal.
35. **File No. - 532 - P - 1948** - Report from the Chief customs officer Veraval Regarding appearance of Sub-marine near Patan. Activities of Kazi Akhtar a follower of the Nawab in diu.
36. **File No. - 557 - P - 1948** - Disposal of certain personal effects of the Nawab of Junagadh.
37. **File No. - 14-41- I - 1949** - Rights and liabilites of Talukdars, who have signed Zamindar Agreements.
38. **File No. - 1(48) - P - 1949** - Hiring of the House at Diu for the

Nawab of Junagadh.

39. **File No. - 3 - 5 - D - 1949** - Regarding the Wakf Property (Four building called Rubbat) of Junagadh state in 'Mecca and Medina' management of the Junagadh state is Rubbats in Mecca-Medina.
40. **File No. - 1(5) - P - 1949** - Ordinance to provide for the vesting of certain property situated in Saurashtra alleged to be belonging to the Begam's of the Nawab of Junagadh.

## (બી) ગુજરાત રાજય અભિલેખાગાર, જૂનાગઢ.

### ગાદી દફ્તર

૪૧. **ગાદી દફ્તર** ફાઈલ નંબર ૧૨, ટાઇટલ નથી, ઇ.સ. ૧૯૨૦.

૪૨. **ગાદી દફ્તર** ફાઈલ નંબર ૧૪, તસવીરો બાબતનો પત્રવ્યવહાર, ઇ.સ. ૧૯૨૦.

૪૩. **ગાદી દફ્તર** ફાઈલ નંબર ૨૪, અખબારોનાં તંત્રીઓ સાથેનો પત્રવ્યવહાર, ઇ.સ. ૧૯૨૦.

૪૪. **ગાદી દફ્તર** ફાઈલ નંબર ૨૯, નેક નામદાર દોલત મદાર નવાબ સાહેબ બહાદુરને માનપત્ર અપાયું તે વખતના ભાષણમાં કેટલાક કરો માફ કર્યા તથા ખેડૂતો વગેરે પાસે લેણું માંડી વાળવા બાબતમાં થયેલા ઠરાવોના કાગળોની ફાઈલ ઇ.સ. ૧૯૨૦.

૪૫. **ગાદી દફ્તર** ફાઈલ નંબર ૩૪, ટાઇટલ નથી, ઇ.સ. ૧૯૨૦.

### ચાંદ દફ્તર

૪૬. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૧, K.C.S.I. નો માનવંતો ઇલ્કાબ ખુદાવિંદ નેક નામદાર નવાબ સાહેબને મળતા તેના ખબર ગવર્મેન્ટમાંથી એજન્સી દ્વારા આવતાં તેને લગતા કાગળો ઇ.સ. ૧૯૨૬.

૪૭. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૨, ખુદાવિંદ નવાબ સાહેબ બહાદુર હજુરને નામદાર બ્રિટિશ સરકાર તરફથી આર્મીમાં ઓનરરી કેપ્ટનની પદવી એનાયત થતા તે પ્રસંગની ખુશાલીમાં થયેલી ટી પાર્ટીઝને લગતા કાગળોની ફાઈલ, ઇ.સ. ૧૯૩૭.

૪૮. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૩, બ્રિટિશ ગર્વમેન્ટમાંથી મળતા જુદી જુદી જાતનાં ચાંદના મીનીએચર ક્યાંથી શું ભાવથી મળી શકે તે સંબંધના કાગળો, ઇ.સ. ૧૯૩૭.

૪૯. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૭, ઇન્ડિયન એમ્પાયરના ઇગ્નીસિયાની ખરીદ કિંમત સહિત હાલની કિંમતના દર બતાવ્યા બાબતનું એજન્સીમાંથી આવેલ લખાણ, ઇ.સ. ૧૯૩૭.

૫૦. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૯, ખુદાવિંદ નેક નામદાર નવાબ સાહેબ બહાદુર મેજર હીઝ હાઇનેશ સર મહાબતખાનજી બાબી બહાદુરને ઓનરરી કર્નલનો ઇલ્કાબ એનાયત થયા બાબતના કાગળોની ફાઈલ, ઇ.સ. ૧૯૪૬.

૫૧. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર ૧૨, ખુદાવિંદ આલીજહા દોલતમદાર નામદાર નવાબ સાહેબને અંગ્રેજ સરકાર તરફથી ચાંદ મળતા તે શુભ પ્રસંગને લગતા ખર્ચ માટે રૂા. ૩૦,૦૦૦ હજૂર ડીસ્કેશનરી ગ્રાન્ટમાંથી મંજૂર કર્યા બાબત, ઇ.સ. ૧૯૩૭.

૫૨. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર નથી, G.C.I.E. નો માનવંતો ઇલ્કાબ ખુદાવિંદ નેક નામદાર નવાબ સાહેબને મળતા તેના ખબર ગવર્મેન્ટમાંથી આવતા તેને લગતા કાગળો, ઇ.સ. ૧૯૩૧.

૫૩. **ચાંદ દફ્તર** ફાઈલ નંબર નથી, ખુદાવિંદ નવાબ સાહેબશ્રી ૭ સર મહાબતખાનજી બાબી બહાદુરને

G.C.I.E. નો માનવંતો ઇલ્કાબ નામદાર અંગ્રેજ સરકાર તરફથી હાંસીલ થતાં તે પ્રસંગે કરવામાં આવેલ નવાજેશોને લગતા કાગળો, ઇ.સ. ૧૯૩૧.

૫૪. **ચાંદ દફ્તર** ફાઇલ નંબર નથી, કોરસપોન્ડસ વીથ રાંકે એન્ડ કંપની લિમીટેડ દિલ્હીના કાગળો, ઇ.સ. ૧૯૩૧.

૫૫. **ચાંદ દફ્તર** ફાઇલ નંબર નથી, ખુદાવિંદ નવાબ સાહેબ બહાદુરખાનજીને રાજકોટ મુકામે G.C.I.E. નો માનવંતો ઇલ્કાબ મળતા રૈયત વર્ગ તરફથી આપેલ ભાષણની ફાઇલ, ઇ.સ. ૧૮૯૦.

૫૬. **ચાંદ દફ્તર** ફાઇલ નંબર નથી, ચાંદના ગીતો તથા અભિનંદનો, ઇ.સ. ૧૮૯૦.

## દીવાન અંગ્રેજી દફ્તર

૫૭. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નંબર નથી, ખુદાવિંદ નવાબ બહાદુરખાનજીને ચાંદ રાજકોટ મુકામે મળેલ G.C.I.E. તે પ્રસંગના કાગળો, ઇ.સ. ૧૮૯૦.

૫૮. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નંબર ૭, ખુદાવિંદ દોલત મદાર સરકારશ્રીને મળતા તોપના માનમાં વધારો થવા માટે નામદાર સરકારમાં કરેલ લખાણના કાગળોની ફાઇલ, ઇ.સ. ૧૮૫૦.

૫૯. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નંબર ૪, (તોપના માન બાબત) ખુદાવિંદ નવાબ સાહેબને માનમાં અપાતી તોપોમાં વધારો થયા બાબતનાં કાગળો, સંવત ૧૯૧૮.

૬૦. **દીવાન અંગ્રેજી દફ્તર** ફાઇલ નંબર ૧, આલીજહાં ખુદાવિંદ નવાબ સાહેબને મળતા તોપોના માનમાં નામદાર સરકારે વધારો કર્યો તેની ખુશાલીના આવેલ તાર તથા કાગળો, ઇ.સ. ૧૯૦૭.

## સુન્નત શાદી દફ્તર

૬૧. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૧, નામદાર શાહજાદા સાહેબ ગુલામ મહમદ ખાનજી સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે પ્રોગ્રામના કાગળો છપાવ્યા બાબત, ઇ.સ. ૧૯૪૧/૪૨.

૬૨. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૨, નામદાર શાહજાદા સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે કંકોત્રી, ખરીતા, ઇન્વીટેશન કાર્ડ છપાઇને આવતા તેની એક એક કોપીની ફાઇલ, ઇ.સ. ૧૯૪૧/૪૨.

૬૩. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૩, નામદાર શાહજાદા સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે ગરીબ છોકરાઓને સુન્નત કરાવી આપતા વગેરે રૂા. ૨૫૦ મંજૂર થતા તેને લગતા કાગળો, ઇ.સ.૧૯૪૧/૪૨.

૬૪. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૪, નામદાર શાહજાદા સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે રાજ્યમાં રજા પાળવાને લગતા કાગળો, ઇ.સ. ૧૯૪૧/૪૨.

૬૫. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૫, નામદાર શાહજાદા સાહેબની સુન્નત શાદી પ્રસંગે ૨૪/૧૨/૧૯૪૧ના રોજ થતાં તેના પ્રોગ્રામ, બંદોબસ્ત, નોબત, છપાઇ, કચેરી તથા તેના આમંત્રણો વગેરેને લગતા કાગળો, ઇ.સ. ૧૯૪૧/૪૨.

૬૬. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૬, નામદાર શાહજાદા સાહેબની મુબારક શાદી સુન્નત પ્રસંગે છઠ્ઠા દિવસે ૧૯/૧૨/૧૯૪૧ના રોજ ફોરમલ કચેરી થતાં તેના પ્રોગ્રામને લગતા કાગળો, ઇ.સ.૧૯૪૧/૪૨.

૬૭. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૬/૧, નામદાર શાહજાદા સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે તા. ૨૯/૧૨/૧૯૪૧ ની છઠ્ઠીની કચેરીના આમંત્રણ થયા તેના લીસ્ટો તથા તેના ખબર દરેકને અપાયાના લીસ્ટો પાછા રજૂ થયા તે કાગળો, ઇ.સ. ૧૯૪૧/૪૨.

૬૮. **સુન્નત શાદી દફ્તર** ફાઇલ નંબર ૭, નામદાર શાહજાદા સાહેબની મુબારક સુન્નત શાદી પ્રસંગે ૨૯/

